પ્રકાશન મણકો ૧૧

બા. બ્ર. વિદુષી

# લીલાવંતીબાઇ મહાસતીજીએ

રાજકોટ ચાતુર્માસ – સંવત ૨૦૨૦ મા આપેલા વ્યાખ્યાનો



## શ્રી મૃગાપુત્રનો અધિકાર

## ભાગ પહેલો



:પ્રકાશક:

શ્રી શામજી વેલજી વીરાણી
સ્થાનકવાસી જૈન ધાર્મિક શિક્ષણ સંઘ–રાજકોટ

વિક્રમ સંવત ૨૦૨૦ પહેલી આવૃત્તિ વીર સવત ૨૪૯૦
પ્રત ૩૦૦૦

કિંમત રૂા. ૨–૦૦ (બે રૂપિયા)

પુસ્તકો મળવાનું સ્થળ

(૧) શ્રી શામજી વેલજી વીરાણી

સ્થાનકવાસી જૈન ધાર્મિક શિક્ષણ સંઘ

વીરાણી વીલા, દીવાન પરા રાજકોટ

(૨) શા. બ. મોહનલાલ પોપટભાઈ

દીવાન પરા, રાજકોટ

મુદ્રક

હિંમતલાલ લલ્લુભાઈ શાહ

બીપીન પ્રીન્ટરી

લલ્લુભાઈ બિલ્ડીંગ

રાજકોટ.

## શ્રી વીરપ્રભુની પ્રાર્થના.

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ ।
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।।
ત્વમેવ સ્વામી શરણાંગતાનામ્ ।
ત્વમેવ સંસાર નિવારકોઽસિ ।।

હે પ્રભો ! તુ જ માતા છે, તુ જ પિતા છે, બન્ધુ તથા સખા (મિત્ર) પણ તુંજ છે– શરણાગતનો સ્વામી તુ જ છે, તુ જ સંસારમાથી નિવારનાર છે.

પ્રકાશન મણકો ૧૧

બા. બ્ર. વિદુષી

# લીલાવંતીબાઇ મહાસતીજીએ

રાજકોટ ચાતુર્માસ – સંવત ૨૦૨૦ મા આપેલા વ્યાખ્યાનો



## શ્રી મૃગાપુત્રનો અધિકાર

## ભાગ પહેલો



:પ્રકાશક:

શ્રી શામજી વેલજી વીરાણી

સ્થાનકવાસી જૈન ધાર્મિક શિક્ષણ સંઘ – રાજકોટ

વિક્રમ સંવત ૨૦૨૦ પહેલી આવૃતિ વીર સંવત ૨૪૯૦

પ્રત ૩૦૦૦

કિંમત રૂા. ૨-૦૦ (બે રૂપિયા)

## શ્રી વીરપ્રભુની પ્રાર્થના.

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ ।
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ॥
ત્વમેવ સ્વામી શરણાંગતાનામ્ ।
ત્વમેવ સંસાર નિવારકોઽસિ ॥

હે પ્રભો! તુ જ માતા છે, તુ જ પિતા છે, બન્ધુ તથા સખા (મિત્ર) પણ તુજ છે- શરણાગતનો સ્વામી તુ જ છે, તુ જ સંસારમાથી નિવારનાર છે.

# આમુખ

એક પૂજનિકના વ્યાખ્યાનોનું આમુખ એક પૂજક લખે એ અયોગ્ય અને હાસ્યાસ્પદ ગણાય અને તેમાંય મારા જેવો અલ્પજ્ઞ, અને સંસાર ભાવોથી રંગાયેલ માણસ આવા ત્યાગ-મૂર્તિસમા મહાવિદુષી મહાસતીજીના વ્યાખ્યાનોનો સાચો પરિચય કયાંથી આપી શકે ? આ હકીકત હોવા છતાં આ અનધિકાર ચેષ્ટા હું નીચેનાં કારણોએ કરવા પ્રેરાયો છું.

આજ ૯૦ વર્ષની જૈફ ઉમરે અને હૃદય રોગનો ( heart-attack ) હુમલો આવી ગયા છતાં, એક યુવાનને પણ શરમાવે તેવા અદમ્ય ઉત્સાહથી, સવારથી મોડી રાત સુધી, અવિશ્રાંતપણે, અનેક ધાર્મિક સંસ્થાઓનું સક્રિય સંચાલન કરીને જેઓ સ્થાનકવાસી જૈન સમાજની એક અનન્ય સેવા બજાવી રહેલા છે અને એ રીતે સમાજ ઉપર ઉપકાર કરવા ઉપરાંત ભાવિ પ્રજાને નિઃસ્વાર્થ સેવા માટે એક આદર્શ દ્રષ્ટાંત પૂરૂ પાડી રહેલા છે, એવા મારા મુરબ્બી અને મારા સ્વર્ગસ્થ પૂજ્ય પિતાશ્રીના અંગત સ્નેહી રાવબહાદુર મોહનલાલ પોપટભાઈ શાહ સાહેબની આજ્ઞાનું પાલન કરવા,

૨ બા. બ્ર. વિદુષી લીલાવંતીબાઈ મહાસતીજીના પ્રત્યે મારી જે અનન્ય પૂજ્ય બુદ્ધિ છે તે દર્શાવવાની આ તક મળતાં, તેને મારૂં પરમ સદ્ભાગ્ય માનીને, તેનો લાભ લેવા,

૩. અને વર્તમાન કાળે મુદ્રણ કળાની સુલભતાને કારણે જે થોકબંધ, સારૂં અને નરસું સાહિત્ય દરરોજ પ્રકાશિત

થતુ રહે છે ત્યારે તેમા આ વ્યાખ્યાન સગ્રહની ઉપયોગિતા ગી છે તે દર્શાવવાની તકનો લાભ લેવા

આ કારણોએ આ બે બોલ લખવાને માટે હુ કોઈ પણ રીતે યોગ્ય વ્યક્તિ નહિ હોવા છતા તે લખવાને ઉદ્યુક્ત થયો છુ

વતમાન કાળે શાબ્દિક કેળવણીનો પ્રચાર વાંચનનો શોખ મુદ્રણ કળાને લીધે અનેક કિંમતી અલભ્ય પુસ્તકો લભ્ય બન્યા આ બધી બાબતો જેમ એક આનદનો વિષય છે તેમ સાથોસાથ એટલાજ દુ ખની વાત છે કે આટલો વાચનનો શોખ વધવા છતાં, સ્થા જૈન સમાજને માન્ય એવા મૂળ ૩૨ આગમોનું વાંચન, પઠન પાઠન અતિ મદ ગતિએ કે નહિવત ગતિએ થતુ જોવામા આવે છે તેના કારણમા મૂળ આગમોની અધ માગધી ભાષા સૂત્ર શૈલીમાં કરાયેલ પ્રરૂપણા અને તેથી તેના ખરા રહસ્યાર્થો પામવાની મુશ્કેલી સાધનોનો અભાવ બતાવવામા આવે છે બેશક સખેદ કબૂલ કરવું પડે છે કે આ અવિરતપણે પ્રકાશિત થતા રહેતા સાહિત્યમા મૂળ આગમોના રહસ્યોને વિસ્તારથી ને વિશદરૂપે સમજાવે તેવા પુસ્તકોનો ઘણો અભાવ છે તે ઉપરાત સારાસારનો વિવેક રાખ્યા સિવાય પ્રકાશકો તરફથી જે એકધારુ સાહિત્ય પ્રગટ કરાયે જ જાય છે તેથી તેમાં કયુ પુસ્તક ગભીર વાંચન કરનારને ઉપયોગી છે ને કયુ નથી એ નક્કી કરવું બહુ મુશ્કેલ બને છે

આવી સ્થિતિને કારણે અનેક વ્યક્તિ તત્વનાં રહસ્યોને જાણવાની અને તે પ્રમાણે જીવન જીવવાની સાચી ઉત્કટતાવાળી હોવા છતા યોગ્ય માર્ગદર્શનના અભાવે, નિરૂપાયે અન્ય

છદ્મસ્થ આચાર્યો પ્રણિત કે સ્વમતિ કલ્પિત એવાં પુસ્તકો વાચવા આકર્ષાય છે આથી એઓને કુટિલ પણ ચતુર કુતર્કવાદીઓની કુતર્ક જાળમાં ફસાઈને સાચા સ્થાનકવાસી જૈન ધર્મમા શકાઓ સેવવાનો પ્રસગ આવે છે અને એક શકાનો દોષ સેવાતા અન્ય દાર્શનિકો પ્રત્યેની આકાક્ષા આદિ શેષ ચારે મહાન દોષો સેવતા થઈ જાય છે

આવા અધારામા અટવાતા પણ સાચા જિજ્ઞાસુઓને આ પૂ બા બ્ર. વિદુષી લીલાવતીબાઈ મહાસતીજીના વ્યાખ્યાન સગ્રહો ભૂતકાળમા ઘણા દીપક અને દ્વીપ સમાન નીવડયા છે

કારણ કે પૂ મહાસતીજી સાહેબના વ્યાખ્યાન ઉપર ટપકે પણ વાચનાર વાચકને એક વાત સ્પષ્ટ થશે કે તેમની વ્યાખ્યાન શૈલીમા માત્ર ગતાનુગતિક, પુરાણી પદ્ધતિ પ્રમાણે વ્યાખ્યાન પ્રરૂપણા નથી, પણ આગમ પ્રરૂપિત ભાવો, નય, નિક્ષેપા, સપ્ત ભગી આદિ તર્ક પદ્ધતિ દ્વારા સિદ્ધ કરીને બહુ જ વિશદ રૂપે સમજાવવામા આવેલા હોય છે બીજા કેટલાક સમકાલીન વ્યાખ્યાનોમા આગમ પ્રમાણને ગૌણ બનાવીને અને તર્કને પ્રાધાન્ય પદ આપીને જે પ્રરૂપણાઓ કરાયેલી જોવામા આવે છે ને તેથી જે કેટલીક ઉત્સૂત્રતા દ્રષ્ટિ ગોચર થાય છે તેનો આ પૂ મહાસતીજી સાહેબના વ્યાખ્યાનોમા સદતર અભાવ સ્પષ્ટ તરી આવે છે. આથી સાચા જિજ્ઞાસુને તે માર્ગદર્શક, અને પતિત થતાં બચાવનાર બન્યા છે આની સાબિતી માટે એટલુ જ કહેવું બસ થશે કે આની અગાઉ રાજકોટ, થાનગઢ, ધ્રાગધ્રા, અમદાવાદ વગેરે સ્થળોના તેમના ચાતુર્માસના વ્યાખ્યાન સગ્રહોની

નકલો અહુ મોટા પ્રમાણમા ખપી છે એટલુ જ નહિ, પણ કેટલાક વ્યાખ્યાન સગ્રહોની બબ્બે આવૃત્તિઓ કાઢવી પડી છે ને તે પણ અત્યલ્પ સમયમા તેથી તેમા આ એક વિશેષ અને તે પણ સુસતર વધારો થશે એવી હુ સંપૂર્ણ ખાત્રી સાથે આ સગ્રહને સહૃદય સમાજ આગળ મૂકવા પ્રકાશક સસ્થાને વિનવી કરુ છુ

પૂ લીલાવતીબાઈ મહાસતીજીની વિદ્વત્તા અને આગમો પ્રત્યેની અનન્ય શ્રદ્ધા તો તેમના પ્રત્યેક વ્યાખ્યાનમા ને વાક્યે વાક્યે વરતી અનુભવાય છે પરતુ સાથોસાથ ચાતુર્માસમા વ્યાખ્યાનોના વિષયોની તેમની પસદગી પણ એમની ઉત્કટ ચારિત્ર્યશીલતા અને વૈરાગ્ય ભાવના પ્રદર્શિત કરે છે

એ રીતે આ પ્રસ્તુત વ્યાખ્યાન સગ્રહમાં ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા મૃગાપુત્રના અધ્યયનનો વિષય છે આ અધ્યયનની પસદગી તેમની વૈરાગ્ય ભાવના પ્રત્યેની અને તે વૈરાગ્ય ભાવ શ્રોતા-વાચકના હૃદયમાં કેમ સચોટ ઉતરે ને તે શ્રોતા કે વાચક કેમ વૈરાગ્યવાસિત બને તે ઉત્કટ ભાવના દર્શાવે છે

આ અધ્યયન એક સાચા વૈરાગ્યવાસિત મુમુક્ષુની માનસિક સ્થિતિ તેમા સસારિક ભોગોના અભિલાષી માતા પિતા આદિ સ્વજનો તરફથી દર્શાવાતા વિઘ્નો મુમુક્ષુ તરફથી અપાતા તેના સચોટ જવાબો ને તે દ્વારા દર્શાવતી પૌદ્ગલિક સુખોની દારુણ દુઃખમયતા નશ્વરતા ને એ રીતે સિદ્ધ થતી એકાન્ત હેયતા-ત્યાજ્યપણુ દર્શાવે છે ટૂકામાં આખુ અધ્યયન વૈરાગ્ય ભાવનાનુ જ કેવળ પોષક છે આ વ્યાખ્યાન સગ્રહ સ્પષ્ટ કરે છે કે જેણે આત્માને ઓળખ્યો છે અમર જેને

આત્મા ઓળખવો છે એણે શાતા સુખથી, પૌદ્દગલિક સુખથી, વિરકત થવું જોઈએ અને નહિ કે તેની વૃદ્ધિ કે પોષણ કરવાનુ. વર્તમાન સમયે જ્યા અનેક પુદ્દગલાભિનંદી અને સ્વપર સંસાર વૃદ્ધિકારક પ્રરૂપકો "આત્માને ઓળખો" એવી સત્ચારિત્રથી ભ્રષ્ટ કરનારી પ્રરૂપણાઓ કરી રહેલ છે ત્યારે આવા અઢળક ધનસંપતિ ( Fabulous wealth )ના માલિક, સર્વ પ્રકારના ઈન્દ્રિયોના વિષયોથી પ્રચુરપણે પરિપૂર્ણ જીવન પામનાર મૃગાપુત્રની સંપૂર્ણ ત્યાગની વાતો આ વર્તમાન કાળના કેવળ આત્માને ઓળખવાની એકાન્તિક અને ભ્રામક ગુલબાંગો પ્રલાપો કરનારને એક જડબાતોડ જવાબ રૂપ જણાશે અને અનેક ભવ્ય જીવોને તારકરૂપ બનશે એવી આશા રાખુ છુ. આ વ્યાખ્યાનની ખરી મહત્તાનો ખ્યાલ હું એક અત્યંત અલ્પજ્ઞ તો કયાંથી આપી શકું ? તેથી તેનો ખરો રસાસ્વાદ જેને જાણવાની ખરી તમન્ના હોય તેને આ વ્યાખ્યાનોનો મનનપૂર્વક અભ્યાસ કરવા વિનતી કરૂ છુ

વર્તમાન કાળે જ્યા સાધુ સાધ્વીઓની સંખ્યા ઘટી જવાને કારણે અનેક ક્ષેત્રો ધર્મ શ્રમણના લાભથી વંચિત રહે છે તેવાં ક્ષેત્રોમા પણ આવા સંત સાધ્વીઓના વ્યાખ્યાનો અજવાળા પાથરશે, એ દૃષ્ટિએ પણ આ વ્યાખ્યાન સંગ્રહને હું સહર્ષ આવકારૂં છું.

પૂ. મહાસતીજીના આ વ્યાખ્યાન સંગ્રહ અગાઉની માફક પ્રકાશિત કરીને જૈન સમાજની એક અનન્ય સેવા કરવા બદલ શ્રી શામજી વેલજી વીરાણી સ્થા. જૈન ધાર્મિક શિક્ષણ સંઘને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે.

અંતમાં, જાણીતા સાક્ષર શ્રી મોહનલાલભાઈ ચુનીલાલ ભાઈ ધામીએ સંવત ૨૦૦૮ના રાજકોટના વ્યાખ્યાનોની બીજી આવૃતિમાં "અંતરની ભાવના" શીર્ષક લેખમાં પ્રશંસા કરતાં છેવટ જે ભાવના વ્યક્ત કરી છે તે અહીં તેમના જ શબ્દોમાં ઉધૃત કરૂં છું

"મહાસતીજીનાં વ્યાખ્યાનોના આવા અનેક સંગ્રહો પ્રગટ થતા રહે અને વર્તમાન યુગના અંધકારને ઉલેચવામાં સહાયક બને એવી મંગલભાવના સાથે હું આ ગ્રંથને હૃદયની ભાવના વડે સત્કારૂં છું"

જામનગર
તા ૩૦-૧૦-૬૪

વિનયચંદ દામોદરદાસ



# નમ્ર નિવેદન

પરમ પૂજ્ય બા બ્ર. વિદુષી લીલાવતીબાઈ મહાસતીજી, બા. બ્ર મૌન-તપસ્વી મુક્તાબાઈ મહાસતીજી આદિ થાણા ૧૨ નુ આ સાલે, રાજકોટ ચાતુર્માસ છે. આ ચાતુર્માસ દરમ્યાન બા બ્ર પૂ લીલાવતીબાઈ મહાસતીજી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયન-મૃગાપુત્રનો અધિકાર ફરમાવી રહ્યા છે.

૨ અષાઢ સુદિ ૧૫થી કારતક સુદિ ૧૫ સુધીના સમયમાં ૧૨૦ વ્યાખ્યાનો થાય પરતુ સવત્સરીના પારણાના દિવસે તથા બેસતા વર્ષે વ્યાખ્યાનો બધ રહેતા હોવાથી કુલ ૧૧૮ વ્યાખ્યાનો થવાની અમારી ગણતરી છે, આ પૈકી ૫૬ વ્યાખ્યાનોનો આ પહેલો ભાગ પ્રગટ થાય છે બાકી રહેલા વ્યાખ્યાનોનો બીજો ભાગ હવે પછી ટૂક સમયમા પ્રગટ થશે

૩ આ પહેલા ભાગનો અધિકાર-સાર આ પ્રમાણે છે સુગ્રીવનગરના મહારાજા બલભદ્ર અને મહારાણી મૃગાવતીને ત્યા યુવરાજ મૃગાપુત્રનો જન્મ થયો છે બહોતેર કળામા પ્રવીણ એવા યુવરાજનુ ચોસઠ કળાઓમા પ્રવીણ એવી બત્રીસ રાજકુમારીઓ સાથે પાણિગ્રહણ થયુ છે દેવાગી સુખ ભોગવી રહ્યા છે એક દિવસે મૃગાપુત્ર ગવાક્ષમા બેઠા બેઠા નગર ચર્ચા નિહાળી રહ્યા છે ત્યારે તેમની દૃષ્ટિ રસ્તેથી ચાલ્યા આવતા એક સયમી, તપસ્વી શ્રમણ ઉપર પડે છે મૃગાપુત્ર અનિમેષ નયને આ મુનિવરને જુએ છે વિચારશ્રેણીએ ચડતા

ચડતાં, 'આવું સ્વરૂપ પૂર્વે મેં ક્યાંઈક જોયુ છે" એમ લાગતાં અને અધ્યવસાયો શુભ થતા અપૂર્વ એવુ જાતિ સ્મરણ જ્ઞાન થયુ પ્રથમ તેમણે જાણ્યુ કે હુ દેવલોકમાંથી ચ્યવીને અહીં મનુષ્ય ભવમાં આવ્યો છુ ત્યાર બાદ પૂર્વ ભવ સભારતાં, તે ભવે સાધુપણુ પાળ્યાનું પણ તેમને સ્મરણ થયુ સાધુના ભવમા સયમ, તપ, ચારિત્રની આરાધના કરી છે પણ આયુષ્ય પૂરૂ થતાં સાધના અધૂરી રહી એટલે દેવલોકમા અવતાર લેવો પડયો હવે પૂર્વ ભવમાં જે સાધના અધૂરી રહી છે તે આ ભવમા પૂરી કરવાની તલ્લીનતા જાગે છે વિષયના સુખો કિંપાક વૃક્ષફળ જેવા લાગે છે, શરીર અનિત્ય અને અશાશ્વત ભાસ્યુ છે આત્મ સમુખ થયા છે

પૂર્વના ભવ દેખી, ભવોનાં દુઃખ પેખી
જાગ્યા છે આતમરામ જાગ્યા છે..

માતા પિતાની સમીપ આવે છે અને વિનયપૂર્વક કહે છે કે પૂર્વભવમા મેં સાધુપણુ પાળ્યુ છે નરક અને તિર્યંચ ગતિના દુઃખો પરાધીનપણે મેં અનુભવ્યાં છે હવે હુ આ દુ ખમય સસારથી નિવૃત્ત થવા અને પ્રવ્રજ્યા અગીકાર કરવા ઇચ્છુ છુ, માટે મને તેમ કરવાની આજ્ઞા આપો.

આટલો અધિકાર આ પ્રથમ ભાગમાં પ્રસિદ્ધ થયો છે આ અધિકાર વાંચવાની સાથોસાથ બા બ્ર. પૂ. મહા સતીજી સાહેબ જડ-ચૈતન્યની વહેચણી અને નવ તત્ત્વ તથા છ દ્રવ્યોનુ સ્વરૂપ ખૂબ વીગતથી સમજાવતા રહ્યાં છે ઉપ-રાત, વર્તમાન યુગની વિષમતા, આપણુ નૈતિક અધઃપતન, સમાજમાં પ્રવેશેલા કુસસ્કારો અને અધાર્મિક વિચાર પ્રવાહો

વગેરે બાબતોમા, અને અત્યારે આપણે કયાં ઊભા છીએ, એ માટેનુ પોતાની વેધક અને હૃદયસ્પર્શી વાણીમા ભાન કરાવ્યુ છે.

આ વ્યાખ્યાન સ ગ્રહના બીજા ભાગમા, માતા–પિતા, મૃગાપુત્રને સ ંયમની દુષ્કરતા બતાવશે, મૃગાપુત્ર તેને "તહેત" કહેશે પણ તે સાથે પોતે નરક તથા તિર્યંચગતિમાં, જે સાંભળતાં પણ રૂવાડાં ઊભાં થાય છે તેવા પરમાધામીઓના હાથે અનુભવેલા અસહ્ય દુ ખોનુ વર્ણન કરશે અને એ દુઃખોને સ ંયમના પરિસહો સાથે સરખાવતા એ પરિસહો કોઈ વિસાતમાંજ નથી એવી રજુઆત કરશે મૃગાપુત્રના દૃઢ વૈરાગ્યને જોઈ, માતા–પિતા આજ્ઞા આપશે, મૃગાપુત્ર સ યમ પ થે વિચરશે અને સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપથી પોતાના આત્માને વિશુદ્ધ બનાવી, સિદ્ધગતિને વરશે, એ મહત્વનો અધિકાર આવશે.

૪ આ વ્યાખ્યાનોના સ ંશોધન કાર્યમાં, શ્રી ગુલાબચ દભાઈ પાનાચ દભાઈ મહેતાએ સ પૂર્ણ સહકાર આપ્યો છે તે બદલ હુ તેઓશ્રીનો ખૂબ આભાર માનુ છુ.

પ જ્ઞાનના પ્રચારાર્થે તથા જનસમૂહના લાભાર્થે, આ વ્યાખ્યાન સ ગ્રહના દરેક ભાગની કિંમત માત્ર રૂપિયા ૨) બે જ રાખવી, અને તેની તથા પુસ્તકની પડતર કિંમત વચ્ચેની ખૂટતી રકમ શેઠશ્રી રામજીભાઈ શામજીભાઇ વીરાણી ટ્રસ્ટે આપવાની જે ઉદારતા બતાવી છે તે માટે આ સ સ્થા તેઓશ્રીની ઋણી બની છે

૬. બા. બ્ર. વિ પૂ મહાસતીજી સાહેબના વ્યાખ્યાનો તો હ ંમેશા સૂત્ર–સિદ્ધાન્તોને અનુસરીને જ અપાયાં છે. પરંતુ

તેના અવતરણ કરવામાં કે મૂફો તપાસવામાં જે કાંઇ ક્ષતિ રહી જવા પામી હોય તે અમારી જ છે એમ માની વાચક વગ અમને ક્ષમા આપે, એ વિનતી છે

૭ પ્રથમ ભાગની ત્રણ હજાર પ્રતો છપાઈ રહી છે અને હર્ષની વાત તો એ છે કે પુસ્તક બહાર પડયાં પહેલા જૈન અને જૈનેતર જીજ્ઞાસુ ભાઈઓ–બહેનો આ પ્રવચન–ગ ગાનો ઉમળકાભેર લાભ લેવા માટે ગ્રાહકો બની રહ્યાં છે જેની સ ખ્યા આ નિવેદન લખતી વખતે ૨૮૭૫ની થઈ છે અને હજુ પણ પત્રો આવવાનું ચાલુ છે

દીપોત્સવી
સવત ૨૦૨૦
રાજકોટ.

મોહનલાલ પોપટભાઈ શાહ
પ્રમુખ
શ્રી શા. વે વીરાણી સ્થા જૈન ધાર્મિક શિક્ષણ સઘ.



# શુદ્ધિ પત્રક

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૧૩ | છકુ | છકું |
| ૧૫ | ૧૬ | તે જાણતો | જે જાણતો |
| ૧૫ | ૨૩ | કરનાદ | કરનાર |
| ૨૨ | ૩ | સમક્તિ | સમકિત |
| ૨૨ | ૪ | રાગદ્વષ | રાગદ્વેષ |
| ૨૭ | ૧૨ | ક જે | કે જે. |
| ૩૫ | ૧ | પચ્ચક્ખાણ | પચ્ચક્ખાણ |
| ૩૫ | ૨૫ | વૈરારયને | વૈરાગ્યને |
| ૩૭ | ૧૪ | ગ્રેવેયક | ગ્રૈવેયક |
| ૩૭ | ૨૧ | એટલો | એકલો |
| ૩૮ | ૯ | ઘાતકી ખ ડ | ધાતકી ખ ડ |
| ૩૮ | ૧૪ | સોણીતમાથી | શોણિતમાથી |
| ૩૯ | ૧૨ | મનુષ્ય તિર્ય ચ | (મનુષ્ય–તિર્ય ચ) |
| ૪૨ | ૧૦ | અઠાઇ ધર | અઢાઇ ધર |
| ૪૩ | ૮ | દ્દી | હુડી |
| ૪૬ | ૪ | રેકડી | રૈ કડી |
| ૪૬ | ૨૩ | સદ્દચાર | સદાચાર |
| ૪૮ | ૨૧ | છટકી | છક્કી |
| ૪૯ | ૬ | ગ્રેવેયક | ગ્રૈવેયક |
| ૩૯ | ૮ | લાખ વષ | લાખ વર્ષ |
| ૫૦ | ૧૬ | મુહપતી | મુહપત્તિ |
| ૫૪ | ૬ | રાજગૃહીમા જડેલા | રાજગૃહીમા રત્નો જડેલા |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૪ | ૭ | ઠઠારા | ઠઠારા |
| ૫૪ | ૧૯ | બીજાઓથી | બીજાઓની |
| ૬૧ | ૫ | વર્ણુંના | વર્ણવ્યા |
| ૬૧ | ૧૨ | परित्ति | परित्त |
| ૬૩ | ૬ | જાડમડા | જાડય |
| ૬૫ | ૧૭ | परपति | पस्पति |
| ૭૨ | ૨૫ | વસ્તુને | વસ્તુ |
| ૭૩ | ૨૪ | સિદ્ધ સિદ્ધિ | ઋદ્ધિ સિદ્ધિ |
| ૭૪ | ૨ | પાગલ | પુદ્ગલ |
| ૭૮ | ૧૪ | કાયોત્સગ | કાયોત્સગ |
| ૮૩ | ૧૫ | ગ્રૈવેયક | ગ્રૈવેયક |
| ૮૩ | ૧૯ | અરાધના | આરાધના |
| ૮૪ | ૯ | જીવનાં | જીવ |
| ૮૬ | ૯ | मगसत्व | मज्जसत्व |
| ૯૦ | ૩ | તેવું | તેનું |
| ૯૦ | ૫ | પચ્ચક્ખાણ | પચ્ચક્ખાણ |
| ૯૧ | ૧ | એકલે | એટલે |
| ૯૩ | ૮ | પૌદ્લિક | પૌદ્ગલિક |
| ૯૪ | ૧૭ | કલ્પાતો જેવો છે | કલ્પીતો જે છે |
| ૯૫ | ૧૩ | અહિંસા | હિંસા |
| ૧૦૦ | ૬ | પુદ્ગલો પરાવર્તન | પુદ્ગલ પરાવર્તન |
| ૧૦૦ | ૯ | અયુષ્ય | આયુષ્ય |
| ૧૦૬ | ૧૮ | સાત્રરોપમ | સાગરોપમ |
| ૧૧૩ | ૨૫ | ધરાથાપી | ધરાથાથી |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૫ | ૨૧ | ગાઠીયા | ગાઠીયા |
| ૧૧૬ | ૧૬ | અર્થ | અર્થે |
| ૧૨૧ | ૭ | જુવશયા | જુવરાયા |
| ૧૩૬ | ૧૫ | સુધારવાનો | સુધરવાનો |
| ૧૪૨ | ૧૬ | સિંહથી શુ શીયાળ બીએ? | સિંહ શું શીયાળથી બીએ ? |
| ૧૪૪ | ૧૦ | ધૂનમાં | ધૂનમા |
| ૧૪૮ | ૨ | સિધ્ય | સિદ્ધ |
| | ૯ | દોસુ દક | દોશુ દક |
| ૧૫૪ | ૫ | સુઘ્રારસ | સુધારસ |
| ૧૫૭ | ૮ | સદેહ | સ દેહ |
| ૧૫૯ | ૨ | અ તર્દષ્ટિ | અ તર્દષ્ટિ |
| ૧૯૭ | ૧૫ | પુદ્દગલો | પુદ્દગલ |
| ૨૧૨ | ૯ | સ હારક | પોષક (પાલક) |
| ૨૧૩ | ૨૩ | બહિરાત્મા લડાઈ | બહિરાત્માની લડાઇ |
| ૨૧૭ | ૧૮ | ગાતમ બુદ્ધ | ગૌતમ બુદ્ધ |
| ૨૨૨ | ૧૭ | મોધુ | મોધું |
| | ૨૩ | નમથાત | નમૂયાત |
| ૨૩૧ | ૨૦ | સન્મુખ રાખીને | સન્મુખ મુખ રાખીને |
| ૨૩૭ | ૮ | કેવામા | કહેવામા |
| ૨૪૭ | ૨ | છે | છો |
| ૨૫૨ | ૧૨ | શુધ્ધી | શુદ્ધિ |
| ૨૫૫ | ૧૨ | ખોહુ | મોહુ |
| ૨૬૩ | ૨૦ | ધ્રુ | ધ્રૂ |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬૪ | ૪ | સતત | સતત |
| ૨૬૫ | ૧ | અનન | અનત |
| ,, | ૫ | પુદ્ગલો | પુદ્ગલ |
| ૨૬૬ | ૬ | દેહાધ્યાસ | દેહાધ્યાસ |
| ૨૭૦ | ૪ | વિધાન | નિધાન |
| ,, | ૫ | વિધાન | નિધાન |
| | ૧૮ | વિધાન | નિધાન |
| ૨૭૨ | ૧૮ | એકેન્દ્રિયપણુથી | એકેન્દ્રિયપણાથી |
| ૨૭૩ | ૧૧ | શુક્ષ્મ | સૂક્ષ્મ |
| | ૬ | પ્રસાદ | પ્રમાદ |
| ૨૭૫ | ૧૦ | કાર્યોત્સગ | કાયોત્સગ |
| ૨૮૮ | ૧૪ | ઉપાશ્રપ | ઉપાશ્રય |
| ૨૯૫ | ૨૦ | કમ્માણે | કમ્માણિ |
| ૩૦૩ | ૧૭ | ઉત્તુષ્ટ | ઉત્કૃષ્ટ |
| ૩૦૪ | ૧૧ | ઝળહરતો | ઝળહળતો |
| ૩૦૮ | ૧ | રૂપમદ, સુત્રમદ | રૂપમદ, તપમદ સૂત્રમદ |
| ૩૧૦ | ૨ | વાણુવા | વાણુવી |
| ૩૧૩ | ૩ | પોલેસ | પોલેરા |
| ૩૧૪ | ૭ | વેદક | વેદક |
| ૩૧૭ | ૬ | જીવ હું ? હું કાના | જીવ ? હું કાનાિ૯ |
| ૩૨૨ | ૨૫ | પાણો | પાણુ |
| ૩૨૪ | ૭ | શિષે | શિષ્યે |
| ૩૨૬ | ૧૭ | સિધ્ધો | સિદ્ધો |
| ૩૨૮ | ૧૮ | લેખતો | ખેલતો |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨૯ | ૫ | ગુણ ગુણમાથી | ગુણ ગુણીથી |
| ૩૩૨ | ૪ | સૌને છે | સૌનો છે |
| ,, | ૪ | વૈયા વચ્ય | વૈયા વચ્ચ |
| ,, | ૧૬ | સત્ પુરૂષ | સ ત પુરૂષ |
| ૩૪૩ | ૫ | જ્ઞાનને | જ્ઞાનીને |
| ૩૪૪ | ૯ | મોટા તો મોટા થયે | મોટા થયે |
| ,, | ૧૫ | ધનઘાતી | ઘનઘાતી |
| ,, | ૨૫ | અસાતના | આશાતના |
| ૩૪૭ | ૧૭ | સ સુખ | સન્મુખ |
| ૩૫૦ | ૮ | આત્મક્ષી | આત્મલક્ષી |
| ,, | ૧૮ | ધ્રુવ | ધ્રુવ |
| ,, | ૧૯ | ધ્રુવ | ધ્રુવ |
| ૩૫૨ | ૨૨ | અ નત | અન ત |
| ૩૫૩ | ૩ | અવસ્પિણી-ઉત્સપિણી | અવસર્પિ ઉત્સર્પિણી |
| ૩૬૫ | ૨૦ | એકલે | એટલે |
| ૩૬૬ | ૨૫ | ઉત્પાદન | ઉપાદાન |
| ૩૬૭ | ૪ | ઉપાદન | ઉપાદાન |
| ૩૬૮ | ૧૯ | નૈનધર્મની | જૈન ધર્મની |
| ૩૭૦ | ૨૦ | નિર્જરી | નિર્જરા |
| ૩૭૧ | ૧ | પુદ્ગલો | પુદ્ગલ |
| ૩૭૩ | ૬ | સ્વદેશ | સ્વદેશી |
| ૩૭૫ | ૯ | બાહ્ય | બાહ્ય |
| ૩૮૪ | ૧ | હં | હુ |
| ૩૮૫ | ૧૮ | મહારાયા | મહારાયા |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૮૬ | ૮ | मयताणं | मयताण |
| ૩૮૯ | ૧ | પ્રભુને | પ્રભુત |
| ૩૯૩ | ૯ | વિષે | આર્તધ્યાન વિષે |
| ૩૯૬ | ૨૫ | વાંછીત્રના | વાજિત્રના |
| ૪૦૦ | ૧૩ | વેશમણ | વેશ્રમણ |
| ૪૦૧ | ૩ | સાવધ | સાવદ્ય |
| ૪૧૫ | ૨૦ | દુરપયોગ | દુરૂપયોગ |
| ૪૧૯ | ૧૨ | વળઉલી | વળગેલી |
| ૪૨૬ | ૨૧ | પોષધશાળામા | પોષધશાળામાં |
| ૪૨૭ | ૧૭ | सुव | सव्वं |
| ૪૩૨ | ૨૦ | ધમક | ઘમક |
| ૪૩૩ | ૬ | અવિર્ભાવ | આવિર્ભાવ |
| ૪૩૪ | ૮ | તીર્થંકરો થશે | તીર્થંકરો છે |
| ૪૩૫ | ૫ | સમયે કર્મ | સમયે સમયે કર્મ |
| ૪૩૭ | ૮ | આપશે | આપશો |
|  | ૧૧ | સપૂણ | સંપૂર્ણ |
| ૪૩૯ | ૯ | तवद्दा | तपिर्हा |
|  | ૬ | अभिमिसाप | अभिमिसाप |
| ૪૪૨ | ૧૨ | સુશોભનીય | સુશોભનીય |
| ૪૪૪ | ૨૫ | તમને | તમે |
| ૪૪૬ | ૧૩ | જૈન દર્શનના | જૈન દર્શનનો |
| ૪૪૭ | ૧૦ | मह्पुरा | मप्पुरा |
| ,, | ૧૭ | ઉતૃષ્ટા | ઉત્કૃષ્ટા |
| ૪૪૮ | ૧૮ | પયોધ્ધિ | પયોધિ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૫૫ | ૩ | ત્વજવાનુ | ત્યજવાનુ |
| ૪૫૬ | ૬ | સ્મરણુ | જાતિસ્મરણુ |
| ,, | ૯ | ધાણેન્દ્રિય | ઘ્રાણેન્દ્રિય |
| ,, | ૧૩ | ૨૪ ને ૪ | એમ ૨૪ ને ૪ |
| ,, | ૨૫ | અટકે | અડકે |
| ૪૫૮ | ૨૨ | તેવાના તેવા | તેવાને તેવા |
| ૪૪૯ | ૧૦ | પારા તીરે | મારા વીરે |
| ૪૬૦ | ૮ | હો શુ | હોં શુ |
| ૪૬૧ | ૧૨ | ભાગ્યશાળીઓ | ભાગ્યશાળીઓ |
| ૪૬૪ | ૨૪ | તષ્ણુ | તૃષ્ણા |
| ૪૬૮ | ૧૩ | સુદેલજી | સુકેલજી |
| ૪૭૨ | ૨૬ | આડોલ | અડોલ |
| ૪૭૪ | ૧૫ | ધૂમે ચક્ર ધૂમે | ઘૂમે ચક્ર ઘૂમે |
| ૪૭૫ | ૧૨ | જશે ? | જશો ? |
| ૪૭૯ | ૧૦ | સિંધુ | સિંધુ |
| ૪૮૦ | ૫ | સમક્તિ | સમકિતી |
| ,, | ૧૨ | વિવેક | વિવેકે |
| ,, | ૨૪ | અ તર આત્મા | અ તરાત્મા |
| ૪૮૬ | ૧૬ | ઉપજ્યા | ઉપડ્યા |
| ૪૯૧ | ૧ | વાળ | વાજા |
| ૪૯૫ | ૧૦ | એકાદ | એકદા |
| ,, | ૧૧ | જાથ | જાય |
| ૫૦૧ | ૧૯ | મોનીના | મોતીના |
| ૫૦૭ | ૬ | પડના | પડતા |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૧૧ | ૨ | સાદ્ | સાધુ |
| ૫૧૪ | ૬ | मस्स्जन्तो | मरक्जान्ता |
| ૫૨૦ | ૯ | શુદિ ૧૪ | શુદિ ૫ |
| ૫૨૨ | ૧૦ | સભાળ | સ ભાળ |
| ૫૨૩ | ૧ | मुलेपु | मुलेपु |
| ૫૨૫ | ૪ | માનષ | માનવ |
| , | ૨૦ | ઇ ંિયોના | ઇન્દ્રિયોના |
| ૫૨૬ | ૪ | ધસારો | ઘસારો |
| ૫૨૯ | ૧૪/૧૬ | શાકાકારી | શાકાહારી |
| ૫૩૧ | ૯ | ૩૨ | ૩૩ |
| ૫૩૬ | ૮ | अस्मो | अम्मो |
| ૫૪૩ | ૨૩ | બુદ્ધનાઓએ | બુદ્ધજનોએ |
| ૫૪૬ | ૮ | રાગદ્વેષ | રાગદ્વેષ |
| ૫૬૦ | ૧૭ | દ્વેષ | દ્વેષ |



### બાળ બ્રહ્મચારિણી વિદુષી મહાસતીજી

# લીલાવંતીબાઈ સ્વામીનાં

### શ્રી રાજકોટ ચાતુર્માસનાં

# વ્યાખ્યાન

## વ્યાખ્યાન ૧ લું

**સં. ૨૦૨૦ના અષાઢ સુદિ ૧૫ ગુરુવાર તા. ૧૩–૭–૧૯૬૪.**

સિદ્ધાંત એટલે ત્રણેકાળે સિદ્ધ થયેલી વસ્તુ પરમોપકારી શાસનદેવ ચરમ તીર્થંકર ચોવીસમા ભગવાન મહાવીરસ્વામી–જેણે આપણા પર પરમ ઉપકાર કર્યા છે, એવા ભગવાન મહાવીર સ્વામીએ ક્ષત્રીયકુંડ નગરમા પિતા સિદ્ધાર્થ રાજા અને માતા ત્રિશલાદેવીની કૂખે જન્મી, ૩૦ વર્ષે દીક્ષા અંગીકાર કરી અને ભગવાને ચોથુ મન પર્યવ જ્ઞાન પ્રાપ્ત કર્યું આ તપની સાધના સાધતા, દેવતા, મનુષ્ય અને તિર્યંચ આદિના ઉપસર્ગ પડયા તે સમભાવે સહ્યા પાણી સાટે પ્રહાર અને આહાર સાટે અપમાન ગળી જઈ ભૂખ અને દુખના ભાવોને ટાળી દીધા જડ તે જડ, જડથી હું જુદો આત્માનુ સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રગટ કરવું છે તેને ગમે તેવા ઉપસર્ગ આવે, દુ ખ પડે કે, ટાઢ–તડકો

પડે તે સહન કરે છે તેમા ભગવાન તો વળી અનાર્ય-પ્રદેશમાં વિચરતા કે જ્યા લોકોને સાધુ શુ કહેવાય તે પણ ખબર નથી, તેવા પ્રદેશમાં અનાર્ય લોકોએ કરેલા અનેક જાતના ઉપસર્ગો પ્રભુએ સમભાવે સહન કર્યા

સાધુને બહારથી આવતા ધર્મલાભ ન બોલાય ઘરમાં શુ છે તે જોવા માટે સચેતનો સઘટ્ટો તો નથીને ? તે જોવા છૂપી રીતે ઠેઠ રસોડા લગી જવું જોઇએ, બહારથી મોટેથી બોલે તો ગૃહસ્થી ચૂલા ઉપરથી વાસણ નીચે ઉતારી મૂકે માટે સાધુ તો આવે ત્યારે ચોર માફક અને નીકળે ત્યારે બાદશાહ માફક હોય ભગવાન જેવા અનાર્ય-પ્રદેશમા વહોરવા જાય છે ત્યારે લોકો કહે છે કે આ તો ચોર લાગે છે પૂછયા વગર ઘરમાં આવે છે આથી લાઠી વડે પ્રહારો કરે છે અને પિંડીનુ માંસ કાપી લે છે ભગવાને કેટલાં કેટલાં દુઃખો સહન કરી કેવળજ્ઞાન લીધુ ? અનાર્ય-દેશમાં વિચરતા ભગવાનને કૂતરા પણ મૂકતા નથી, માણસો પણ છૂ છૂ કરી કૂતરાંઓને ઉશ્કેરે છે નિવારનારા અલ્પ જનો જ છે બાણના વધે ભીંસી નાખે કોઇક તો વળી ભગવાન જે આસન ઉપર બેઠા હોય ત્યાંથી એસવી પછાડી નાખે છે દુઃખનો જાણે વરસાદ વરસાવે છે આ અનાર્યદેશમા કે જ્યાં દયાનો છાંટો નથી, ત્યાં કર્મને ખપાવવા ભગવાન સામે ચાલીને વિચરે છે

સામે ચાલીને જેણે દુઃખડાંને નોતર્યા
જેણી જ તુમે એના જામે જામ કોતર્યા
દેવને ડુબાવનાર પ્રત્યેક જનને દીધા અભયનાં દાન
આપ્યા રે જય વર્ધમાન ...

જંગલની કેડીએ જોગી બનીને, ચેલા
ચાલ્યા રે જાય વર્ધમાન.
રાજપાટની માયા મૂકીને, એની કાયા હજી નવજવાન
ચાલ્યા રે જાય વર્ધમાન

વર્ધમાનસ્વામી રાજાના કુવર હતા, જેમની કાયા માખણ જેવી હતી દુખના ઓછાયા જિંદગીમા જોયા ન હતા. એવા ભગવાને બહારના ઉપસર્ગોને આમત્રણ આપ્યું આવો લેણાવાળા આવી જાઓ. આપણે સામે ચાલીને લેણાવાળાને બોલાવીશુ કે ખૂણો ગોતીશુ ? આજે તો કર્મનો ઉદય આવે ત્યા રોવા બેસે, પણ આ બધુ કોનુ કરેલુ છે? જેમ કોઇએ ચોરી કરી હોય અને તેને કોઇ ચોર કહે તો કેટલી શરમ પહોચે? તેને શરમ આવે છે કે મને ચોર કીધો તેમ જે દર્દી છે તે ચોર છે દર્દીને શરમ આવવી જોઇએ, કારણ કે સ્વગુણની ચોરી કરી છે, ચોરી કરવા દીધી છે પછી કર્મના દંડ ભોગવવા જ પડે માદગી કે દર્દ આવે તે કર્મના લેણા છે આત્માને દેણુ ચૂકવ્યે જ છૂટકો છે, પણ હવે નવા કર્મ બાધવા નથી એવો ભાવ રાખો ભગવાન તો સામે ચાલીને કર્મ ખપાવવા ગયા અને આપણને તો ઘેર બેઠા અવસર આવ્યો છે, એવા દુખ-દર્દને સમયે સમજનારા કેટલા? ભગવાને તો કર્મને નોતરા આપ્યા કે હુ તૈયાર છુ, વ્યાજ સહિત મારે દેવું ચૂકવવુ છે ગ્રન્થકાર કહે છે કે સગમ નામના દેવે છ માસ સુધી ભગવાનને ઉપસર્ગ આપ્યા, તેમા વળી એક એક રાતમા વીસ વીસ ઉપસર્ગ આપ્યા છતા પણ ભગવાનને કટાળો નથી તમારે તો જ્યારે

સામેથી કર્મો ચડી આવે—પેટમાં, છાતીમાં, કે વાંસામાં દુખાવો થાય તો કંટાળી જાઓ છો, પણ હવે એ કંટાળાને છોડો. કંટાળો દેવું કરતી વખતે હોવો જોઈએ કે ભરપાઈ કરતી વખતે?

જીવે ભોગને ભોગવતાં કરકસર કરી નથી તો હવે જ્યારે કરજ ભરપાઈ કરવાનો વખત આવ્યો ત્યારે રોવું પડે છે. જ્ઞાનીઓ કહે છે કે દેવું કરતી વખતે વિચાર કરવો જોઈએ કે હું આ ભરવા શક્તિમાન થઈશ કે નહિ? 'બંધ સમયે જીવ ચેતીએ, ઉદય થયે શો ઉચાટ'? હવે હું ગમે તેટલો રડીશ પણ કર્મ તો છોડવાના જ નથી. કર્મ કરતી વખતે વિચાર કરો. જે કર્તા તેને જ ભોક્તા થવું જ પડે છે—સ્વભાવમાં રમણ કરું, રાગદ્વેષ ન કરું તો બંધ ટળી જાય. હવે તો તે જ કરવાનું છે

ભગવાન, જ્યાં યક્ષદેવળમાં રાતવાસો રહ્યા ત્યાં યક્ષે હાથીરૂપે, સિંહરૂપે, વજ્ર જેવી કીડીઓ થઈ, ભૂતડાં થઈ ઘણા ઉપસર્ગો કર્યા તે બધા સમભાવે સહ્યા પણ ભગવાન એક ઈંચ પણ ડગ્યા નહિ. શ્રાવકોને માટે પણ કહેવાય છે કે શ્રાવકો તો દેવતાનાય ડગાવ્યા ડગે નહિ. શ્રાવકો માટે પણ એવી ઉપમા મૂકવામાં આવે છે. તમે એવા અડગ છો ને? આજે તો દેડકાના ડગાવ્યા ડગી જાય તેવા છે. કાઉસગ્ગ કરતા હોય અને ખોળામાં દેડકો પડે તો તરત ભાગે.

આગળના શ્રાવકોને પરધન પથ્થર સમાન અને પરસ્ત્રી માતા સમાન હતી. તો શ્રમણની વાત જ શું કરવી! સિંહની ગર્જના થાય તો પણ શ્રમણનો આત્મા ધ્રૂજે નહિ.

"અબ હમ અમર ભયે, ન મરે ગે" આત્મા મરે ખરો ? તમારો પાકો નિર્ણય છે ને? જો પાકો નિર્ણય હોય તો મોતનો ભય શો ? મારો પ્રદેશ ભેદવાની કોઈ એક પણ દ્રવ્યની તાકાત નથી આનદઘનજી મહારાજ કહે છે· "અબ હમ અમર ભયે, ન મરે ગે

હુ અમર છુ, ભયથી મરવાવાળો હુ નથી· આત્મા અજરઅમર, નિત્ય, ધ્રુવ અને શાશ્વત છે મારે મરવાનુ કે જન્મવાનુ હોય જ નહિ. જન્મવુ અને મરવુ એ બાબતની શરમ આવવી જોઈએ તમને શરમ આવે છે ? એક દેહમાથી બીજામા અને બીજામાથી ત્રીજામા એમ ચોરાસી લાખ યોનિમા ભટકયો, અનતીવાર જન્મ લીધો અને અનતીવાર મર્યો છતા સમજ્યો નહિ, હવે, તો જીવ પાછો વળ અને જો, તારા ઘરમા કોણ છે ? જેને આત્મતત્ત્વનુ ભાન હોય તે જીવ નીડર હોય, તેનામા સમકિતના આઠ ગુણ પ્રગટી ચૂકયા હોય સમ્યગ્દષ્ટિ જીવને શકા જ ન હોય હુ મરુ જ નહિ "સાચા ગુરુકા બાલકા, કદી ન માર્યા જાય, સિદ્ધ મરે તો હુ મરુ નહિ તો મરે મારી બલાય" હુ સિદ્ધની જાતિનો છુ જેવા સિદ્ધના પ્રદેશ તેવા જ મારા પ્રદેશ છે, તેમના જેવા મારા આત્મામા અનતા ગુણો છે હુ મરુ જ નહિ એવુ દૃઢીકરણ કર્યુ હોય આવા ભગવાનને રાતના સમયે ઉપસર્ગ આવે તો પણ ડગે નહિ ઝેરી જ તુઓ શરીર ઉપર ચડી ડખ મારે, છાતીમા દર કરી વસ્યા છતા, જરા પણ ડગ્યા નહિ છતા બધા જતુઓ જ્યાસુધી શરીરમાથી નીકળી ન ગયા ત્યા સુધી પગ ન ભર્યો બધા નીકળી ગયા ત્યારે ચાલ્યા

પ્રભુ આવા વીર હતા કાયર ન હતા આપણે મહાવીરના પુત્રો કહેવડાવીએ છીએ ને! તમે વીરના પુત્રો છો ને! વીરતા કેટલી છે? બાપનો વારસો કટલો આવ્યો છે?

અમે મહાવીરના પુત્રો, અમારો જ જ ન્યારો છે
સમજના સત્વના સૂત્રો, પરમ એવો અમારો છે

તમે કાના ઓઢણાં ઓઢયા છે? કોના કગન પહેર્યા છે? વિચાર કરો, વીરતા હોય તેવા વીર તો સગ્રામ વખતે મોખરે હોય વાંસે તો કાયર ચાલે. મચ્છર માંકડ, ચાંચડ સપ વીછી વગેરે જીવોને ભગવાને અભયદાન દીધાં ભગવાન કયા ઉતરતા? જ્યાં પરબો બાંધી હોય ત્યા રહે, અથવા ત્રાઠ નીચે, કે ઘાસની ગજીઓ હોય ત્યાં ઊભા રહે તેમને કોઇ પ્રત્યે શત્રુભાવ નથી, પણ વિશ્વવાત્સલ્ય છે વિશ્વવાત્સલ્ય એટલે શુ? આખા વિશ્વ ઉપર વાત્સલ્યભાવ. માને પોતાના બાળક ઉપર જે વાત્સલ્ય ભાવ આવે છે તેથી દેહના અમુક ભાગના પરમાણુઓ દૂધ રૂપે પરિણમે છે અને દૂધની ધારા વછૂટે છે તેમ ભગવાનને વિશ્વવાત્સલ્યભાવ વતતો હોવાથી આખા શરીરે દૂધ છે ભગવાનના શરીરના લોહી-માસ ગોક્ષીર જેવાં છે ભગવાનનો એ જન્મથી જ અતિશય છે ચડકોશી નાગ પગે ડખ મારે છે તો લોહીને બદલે દૂધની ધારા વછૂટે છે એવુ મિષ્ટતર અને મિષ્ટતમ દૂધ કે જેના પરિણમનથી ચડકોશી જેવો ઝેરી નાગ પણ ઠરી ગયો પલ્ટી ગયો ભગવાનમાં શાંત રાગરુચિના પરમાણુઓ છે, જેમા ઉકળાટ નથી.

ચડકોશી નાગ કે જેણે બાર ગાઉમા વન ઉજ્જડ કરી નાખેલ, તેના પેટમા એક છાંટો દૂધનો જવાથી શાંત થઇ

ગયો, ઠરી ગયો. આ પ્રભાવ કોનો છે? તમને તો એક બાળક વહાલો અને એક દવલો, આ ગમે ને પેલો ન ગમે, કારણ કે વાત્સલ્યભાવ જ નથી શરીરમા ઝેરના જ પરમાણુઓ ભર્યા છે, તે અહાર ઠલવાય છે માટે ઝેર કાઢી નાખો, વિશ્વ ઉપર વાત્સલ્યભાવ લાવો, જગતની જનેતા કયારે બનાય?

ભગવાન છેલ્લા તીર્થંકરદેવ ચરમ શરીરી મોક્ષગામી છે ચોસઠ ઈન્દ્રના પૂજનિક, વદનિક અને અર્ચનિક તેવા ભગવાને દીક્ષા લીધી, ત્યારથી સાડાબાર વરસ અને એક પખવાડિયા સુધી તો ઘોર ભીષણ તપ કર્યું મહા ઘોર તપ કર્યું, કેટકેટલા ઉપસર્ગો સહ્યા? કર્મને હઠાવવા કેટલો પુરુષાર્થ? એમને એમ કાઇ મોક્ષ નહિ મળી જાય, ધોળા પહેરે કે પાટે બેઠા એટલે શુ મોક્ષ મળી ગયો?

દીક્ષા લીધી એટલે શુ થયુ ! હા. સવર થયો નવુ પાપ અટકયુ પણ જૂનાના નિકાલનુ શુ? જૂનો સ્ટોક હવે સયમ અને તપ વડે ખપાવવો જોઇએ જ્ઞાની કહે છે "હિત કરવુ હોય તો ખાટલે પડીને જે વેદના વેદો છો તેમા પરાધીનતા છે, ત્યારે તપમા સ્વાધીનતા છે, માટે બળપૂર્વક સત્તામા પડેલા કર્મોનો તપશ્ચર્યાથી ઉપાડ કરો" આત્માના અનત ગુણો છે તેની વૃદ્ધિ થતી જાય તેમ અનત કર્મની નિર્જરા થાય--વર્ગ કરો--૧ ને ગુણ્યા ૧. ૨=૪ એમ ૧૬ ને ગુણ્યા ૧૬ = ૨૫૬ એમ અ કસ ખ્યા વધતી જાય છે જ્ઞાનીઓ કહે છે કે સવળો થા એટલે ગુણની વૃદ્ધિ થાય જો તારા આત્માનુ હિત કરવુ હોય તો તારા સ્વભાવમા રહે વિભાવથી દૂર રહે કર્મોને ટાળવા

આ મનુષ્ય ભવ મળ્યો છે અનંતકાળે પણ આ ભવ પ્રાપ્ત
થવો મુશ્કેલ છે સયમ લીધા પછી કામ પૂરુ થઇ ગયુ
ન સમજશો આજે પાખી છે પોષાના પચ્ચક્ખાણ લઇ
લીધા, પણ એટલેથી પતતુ નથી. પચ્ચક્ખાણ લીધા પછી
વાતો ન થાય. વિકથા ન કરાય અહીં તહીં ઉઠબેસ પણ
ન કરાય અત્યારે તો કોઇ પથારી ખસેડે તો ખેદ થાય છે
તમે અહિં છોડવા આવ્યા છો તો છોડી જાણો ગમ ખાઇ
જાવ ફરી જાવ

સમતા રાખી દેહાધ્યાસ છોડી તપ કરવું જોઇએ
જૂના કર્મને ટાળવા તપની જરૂર છે "तपसा निर्जरा च'
ભગવાનનો તપ કેવો? સાડાબાર વરસ ને એક પખવાડિ-
યામાં ફક્ત ૩૪૯ પારણા-એટલે કે એક વર્ષના દિવસ
જેટલા પણ-પારણાં ન થયા ફક્ત ૩૪૯ પારણાં બાકીના-
બધા દિવસો ચોવિહારા ઉપવાસ -જેમાં પાણીની પણ છૂટ
નહિ. એ સમયમાં ભવ કરી ઊંઘ્યા નથી કે હાશ કરીને
બેઠા નથી. પાથરણુ પણ નહિ. ખુલ્લાં મેદાનમાં પવનના
સુસવાટા ઠંડી ઋતુમાં હોય તો તેની સામે જઇને ઊભા રહે
અને ઉનાળામાં ધીમ ધખતા સૂર્યના તાપમાં ઊભા રહેતા
કારણ કે કર્મને ખપાવવાં છે આ તો શરીરને સજા કરવાની
વાત છે શરીરને એ ભૂલાવવી છે છ માસના-ચાર માસના
ઉપવાસ કર્યા તમારે ચાર માસમાં કેટલા ઉપવાસ બનશે?
શ્રાવક છો કે સાવજ! શ્રાવકથી રાતે પાણી પણ ન પીવાય.
ચોમાસામાં તો અસંખ્યાત જીવાત ઉડતી હોય-ખોરાક દ્વારા
શરીરમાં જાય-અને અનેક રોગના ભોગ થવાય -રાત્રે
આહાર કરવો તે માંસ અને પાણી પીવું તે લોહી પીવા

બરાબર છે એમ હિંદુ શાસ્ત્રો પણ કહે છે

વૈદ્યો કહે છે કે જેમ રાત્રિને સમયે સૂર્યવિકાસી કમળો બીડાઇ જાય છે તેમ રાત્રે હૃદયમા કમળ બીડાઈ જાય છે ત્યારબાદ આહારપાણી લેવાય છે તેનુ અજીર્ણ થાય છે, જે રોગનુ કારણુ બને છે. રાત્રિભોજન શ્રાવકથી થાય જ નહિ. આ વાત હૈયામા ઉતરે છે?

તમે શ્રાવકો ઉપાશ્રયે આવનારા આહીથી કઈક લઇ જાવ ચાર માસ સુધી રાત્રિભોજનનો ત્યાગ કરનારા કેટલા છે? ચાર માસ સુધી કાર્તિકી પુનમ સુધી રાત્રિભોજન ન કરવુ તેવા પચ્ચક્ખાણુ લેવા કેટલા ઉભા થાય છે? કદમૂળનો પણ ત્યાગ કરવો જોઈએ મહાવીરના સતાન થવા જેટલી લાયકાત કેળવો ભગવાનનો કેવો પુરુષાર્થ – પરાક્રમ! ૧૮૦ ચોવિહારા ઉપવાસ એક વખત–૫ માસ ૨૫ દિવસના ઉપવાસ–વહોરવા જાય તો જોગ ન મળે–પાછા આવે. તેર બોલનો ભગવાનને અભિગ્રહ હતો, તે પૂરો થાય પછી જ આહાર ખપે રાજાની કુવરી, માથે મૂડન, હાથે પગે બેડી, એક પગ ઉબરમા એક પગ બહાર, અઠ્ઠમ તપ હોય, સૂપડાને ખૂણે અડદના બાકળા, આખમા આસુ હોય, વગેરે એવી વહોરાવે તો આહાર લેવો કેવો આકરો અભિગ્રહ? તેવા આપણા વીર પ્રભુ હતા, આ કાઇ નાનોસૂનો અભિગ્રહ નથી

"મેવા–મિઠાઈ પડતાં મૂકીને, લીધાં અડદના બાકળા
બંધન તૂટયાં જન્મોજનમના, અંતરના ઉઘડયા આગળા
એણે ભીક્ષા પ્રભુને દીધી રે એને આશિષ ઉરની દીધી રે
એનુ જીવતર ધન્ય ધન્ય થાય—

**સતી ચંદનબાળાને બારણે પ્રભુ આવી ઉભા છે પારણે,**
**એનુ ઉત્તર ખ પ ખન્ધ થાય**

ભગવાન દેશોદેશ ફરે છે, ઘરોઘર ફરે છે અને કોસંબી નગરીમા આવે છે સતી ચંદનબાળા ભાવના ભાવે છે કે પ્રભુ ક્યારે પધારે? સામે તેડવા ન જાય આજ તો તેડવા આવે કે પધારોને, મારે પારણુ છે! વળી કોઇ બાઇઓ તો તેની નકલ કરે છે હાથ પગમા સુતરના તાતણા નાખી સૂપડાને ખૂણે બાકળા લઇ સાધુને વહોરાવે છે પણ તમે ચંદનબાળા નથી અને અમે મહાવીર ભગવાન નથી. ટૂકમા કહેવાનુ કે આવા ઢોંગ છોડી દેવા જોઇએ

મહાવીર પ્રભુએ નવ વખત ચાર માસના ઉપવાસ કર્યા, બોતેર વખત પંદર ઉપવાસ એટલે અર્ધ માસ ખમણ, ભદ્રતપ મહાભદ્ર અને સર્વતોભદ્ર તપ કર્મ ખપાવવા માટે કર્યા. પ્રભુ તપ, સ્વાધ્યાય અને ધ્યાનમાં અનુરક્ત હતા ખાવા માટે કેટલી પચાત થાય છે? આજે ઉપવાસ કર્યો એટલે નિવૃત્તિ મળી છે એટલી નિરાંત છે આજે ચોમાસી પાખી છે ત્રિરત્નના આરાધક કેટલા! આ તો વીર-મિત્ર, કેળવાયેલુ હોય ને? હોય જ તો એના પ્રમાણમાં કાંઇક ખરુ ને? પૌષધમા સવાય નહિ. પ્રમાદ ટાળી અપ્રમત્તદશા પ્રાપ્ત કરવા માટે પૌષધ છે ચોવીસ કલાક યથાર્થ આરાધના થાય તો કર્મના ભૂકકા ઉડી જાય તેને બદલે આજે તો બે ત્રણ કલાક ઉંઘી જાય કોઇ વળી બેગા મળી વાતો કરવા બેસી જાય સમુરતા વેવાઇવેલાં સગપણની વાતો વગેરે વિકથા કરો કે આત્મકથા? પૌષધ વ્રત શુદ્ધ ભાવથી કર્યા તો સત્તાવીસસો સીત્તોત્તર કરોડ, સીત્તોતેર લાખ, સીત્તો

તેર હજાર, સાતસો સીતોતેર પલ્યોપમ ૨૭,૭૭,૭૭૭૭,૭૭૭ ઓછેરા નરકના નદાવા થઇ જાય, એમ ગ્રંથકારો કહે છે કર્મની ભેખડોના ભૂકકા થઇ જાય પૌપધવ્રત કરતા આવડે છે?

ભગવાને તપ કર્યું. સાડાબાર વર્ષ અને એક પખવાડિયા સુધીના તપમા નિદ્રાનો ત્યાગ કર્યો મોક્ષ નજીક આવે છે તેમા પરીક્ષા દેવી છે બાળકને પરીક્ષા સમયે માતા પણ જગાડે છે કે દીકરા! વાચીશ તો પાસ નબર આવશે તેમ તમારે નબર લેવો છે ને? પાઘડીનો વળ છેડે છે બધી કમાણી કરી તેનો વળ છેડે હોય અંત સમય તે આનદનો હોય કે હાયવોયનો? મરણ વખતે તો વરરાજા પરણવા જાય તેવો આનદ હોય. હોશ હોય મરણ સમયે મડામોહુ ન થાય. કારણકે જીવી જાણ્યુ છે આપણે પણ તાલીમ લેવાની છે, લશ્કરમા પણ તાલીમ લેવી પડે છે માત્ર ખાખી કપડા પહેર્યે સૈનિક થવાતુ નથી તેમ એકલા વેશથી નહિ ચાલે અભ્યતર વીતરાગ ભાવની તાલીમ જોઇશે પોષધમા સાવધાન રહેવાનુ છે જાગૃત રહેવાનુ છે આવો અવસર મળવો દુર્લભ છે

ભગવાને સાધક દશામા ઊઘ લીધી નથી આળસ કરી નથી તમે કે અમે આદર્શ શ્રાવક કે સાધુ છીએ? ભગવાનની બેતાલીસ વર્ષની દીક્ષા, તેમા ૧૨॥ વર્ષ એક પખવાડિયુ ઉગ્ર તપ કરી, કેવળજ્ઞાન પ્રગટાવ્યુ પછી કેવળ પર્યાયમા વિચરતા થકા ચૌદ હજાર સાધુ, છત્રીસ હજાર સાધ્વીઓને તેમજ અનેક ભવ્યોને તાર્યા, બોધ્યા

વિહાર કરતાં છેલ્લુ ચોમાસુ પાવાપુરી નગરીમા થયુ ત્યા હસ્તિપાળ રાજા છે રાજા જૈનધર્મી છે તેની પ્રજામાં પણ અનેક જનધર્મીઓ છે રાજા અને પ્રજા પ્રભુને વિનતિ કરે છે કે, આ ચોમાસુ આહી કરો છેલ્લા બે દિવસનો અનસણ તપ છઠનો થયો દીક્ષા વખતે, કેવળ જ્ઞાન પ્રગટયુ ત્યારે અને નિર્વાણ પામ્યા ત્યારે, એમ ત્રણેય વખતે છઠનો તપ થયો કેવળીને વળી છઠની શી જરૂર ? આહારના પુદગલો પૂરા થયા છે અને બે દિવસનું હજુ આયુષ્ય છે તેથી છઠ્ઠ કર્યો બાકી અઘાતિ કર્મો તો મુદતેજ ખપે—અઢાર દેશના રાજાઓ અને બીજા અનેક માણસો આવ્યા છે ઘણા પુણ્ય શાળી જીવો પોષધ કરી બેસી ગયા છે અંતિમ દેશનામાં ઉત્તરાધ્યયન અને વિપાક સૂત્ર પ્રરૂપ્યા સોળ પહોર સુધી અંતિમ દેશના દીધી જે હાલ મોજૂદ છે ઉત્તર=છેલ્લુ ઉત્તર=પ્રધાન.

ઉત્તરાધ્યયન સૂત્રના ૩૬ અધ્યયન છે ભગવાન અર્થ રૂપ બોલે અને તે ગણધર ગણ અને પદરૂપે અધીત કરે છે પાચમા ગણધર સુધર્માસ્વામી જિન નથી પણ જિનેશ્વર જેવા જેમણે પચાસ વર્ષની ઉમરે દીક્ષા લીધી હતી જાતે બ્રાહ્મણ હતા. બાણુમે વર્ષે કેવળજ્ઞાન થયુ તે સુધર્માસ્વામીએ ાથ અને પદરૂપે ઉત્તરાધ્યયન સૂત્ર રચ્યુ – ઉત્તર ધ્યયન સૂત્રના ૩૬ અધ્યયનો છે

અધ્યયન ૧લામાં–વિનયનું સ્વરૂપ છે–૨ જામા ૨૨ પરિષહ કેમ જીતવા ? ૩ ચાર અ ગ પરમ પ્રાપ્ય અને દુર્લભ બતાવ્યા છે ૪ આયુષ્ય તૂટયુ સ ધાય નહિ ૫ સકામ

અને અકામ મરણ ૬. અવિદ્યા – ક્ષુલ્લક – નિગ્રંથ. ૭ એલકનુ ૮ કપિલ કેવળીનુ ૯. નમિરાજ ઋષિનુ ૧૦ દ્રુમ પત્રકનુ. ૧૧. બહુશ્રુતનું. ૧૨ હરિકેશીય. ૧૩ ચિત્ત-સભૂત્તિનુ, ૧૪ છ જીવનુ ૧૫. સાધુજીવનનુ, ૧૬, બ્રહ્મચર્યની નવવાડો અને દશમો ગઢનું, ૧૭ પાપ શ્રમણ, ૧૮ સ યતિર જાનુ, ૧૯ મૃગાપુત્રનુ, ૨૦ અનાથી મુનિનુ, ૨૧ સમુદ્રપાળનુ, ૨૨ નેમિનાથ ભગવાન અને રહનેમીનું, ૨૩ કેશી સ્વામી અને ગૌતમ સ્વામીના સંવાદનુ, ૨૪ આઠ પ્રવચન માતાનુ, ૨૫ જયઘોષ અને વિજયઘોષ મુનિનુ, ૨૬ સાધુની સમાચારીનુ, ૨૭ ગર્ગાચાર્યના પાચસો અવિનીત શિષ્યોનુ, ૨૮ મોક્ષમાર્ગનુ, ૨૯ સમ્યક્ત્વ પરાક્રમનુ, તોતેર બોલનુ, ૩૦ તપમાર્ગનું, ૩૧ ચારિત્ર વૃદ્ધિનુ, ૩૨ ૫ ઇન્દ્રિયો અને છઠ્ઠું મનને પ્રમાદ ન થવા બાબતનુ, ૩૩ આઠ કર્મની પ્રકૃતિનું, ૩૪ છ લેશ્યાનુ, ૩૫ સાધુતાના ગુણનુ, અને ૩૬ જીવ અજીવનુ વર્ણન છે ભગવાને સોળ પહોર સુધી દેશના આપી હિમાલયમાથી ગ ગા પ્રકટ થાય અને પાવન કરે તેમ, જ્ઞાન-ગ ગા વહેવડાવી કેવો પુરુષાર્થ મહાપુરુષોએ કર્યો છે! આજે પાખી અને કાલે એકમ છે એટલે અસજ્ઝાય છે સૂત્રની વાચણી થાય નહિ ૩૬ અધ્યયન પૈકીના ૧૯ મુ મૃગાપુત્રનુ અધ્યયન શરૂ થાય છે

સુગ્રીવનગર છે. તેની શોભા અપાર છે બાવન બજાર અને ચોરાસી ચૌટા, ગગનચુબી મકાન મેડીયો છે –"નગરી સોહતી જલવૃક્ષ બાગા" નગરીનુ કુદરતી સૌંદર્ય અપાર છે તેમા બાગબગીચાઓ બધા ફળ ફૂલોથી શોભતા છે.–"રાજા

વિહાર કરતાં છેલ્લુ ચોમાસુ પાવાપુરી નગરીમાં થયુ ત્યાં હસ્તિપાળ રાજા છે રાજા જૈનધર્મી છે તેની પ્રજામાં પણ અનેક જનધર્મીઓ છે રાજા અને પ્રજા પ્રભુને વિનતિ કરે છે કે, આ ચોમાસુ આહી કરો છેલ્લા બે દિવસનો અનસણ તપ છઠ્ઠનો થયો દીક્ષા વખતે, કેવળ જ્ઞાન પ્રગટ્યુ ત્યારે, અને નિર્વાણ પામ્યા ત્યારે એમ ત્રણેય વખતે છઠ્ઠનો તપ થયો કેવળીને વળી છઠ્ઠની શી જરૂર ? આહારના પુ ગલો પૂરા થયા છે અને બે દિવસનું હજુ આયુષ્ય છે તેથી છઠ્ઠ કર્યો, બાકી અઘાતિ કર્મો તો મુદતેજ ખપે-અઢાર દેશના રાજાઓ અને બીજા અનેક માણસો આવ્યા છે ઘણા પુણ્ય શાળી જીવો પોષધ કરી બેસી ગયા છે અંતિમ દેશનામાં ઉત્તરાધ્યયન અને વિપાક સૂત્ર પ્રરૂપ્યાં સોળ પહોર સુધી અંતિમ દેશના દીધી જે હાલ મોજૂદ છે ઉત્તર=છેલ્લુ ઉત્તર=પ્રધાન.

ઉત્તરાધ્યયન સૂત્રના ૩૬ અધ્યયન છે ભગવાન અર્થ રૂપ બોલે અને તે ગણધર ગદ્ય અને પદ્યરૂપે ગ્રથીત કરે છે પાંચમા ગણધર સુધર્માસ્વામી જિન નથી પણ જિનેશ્વર જેવા. જેમણે પચાસ વર્ષની ઉંમરે દીક્ષા લીધી હતી જાતે બ્રાહ્મણ હતા બાણુ મે વર્ષે કેવળજ્ઞાન થયુ તે સુધર્માસ્વામીએ ગદ્ય અને પદ્યરૂપે ઉત્તરાધ્યયન સૂત્ર રચ્યુ – ઉત્તર ધ્યયન સૂત્રના ૩૬ અધ્યયનો છ

અધ્યયન ૧લામાં-વિનયનું સ્વરૂપ છે-૨ જામાં ૨૨ પરિષહ કેમ જીતવા ? ૩ ચાર અંગ પરમ શ્રષ્ટ અને દુલભ બતાવ્યા છે ૪ આયુષ્ય તૂટ્યુ સંધાય નહિ. ૫. સકામ

અને અકામ મરણ ૬ અવિદ્યા – ક્ષુલ્લક – નિગ્રંથ. ૭ એલકનુ ૮ કપિલ કેવળીનુ. ૯. નમિરાજ ઋષિનુ ૧૦ દ્રુમ પત્રકનુ ૧૧ બહુશ્રુતનુ. ૧૨ હરિકેશીય. ૧૩. ચિત્ત–સંભૂત્તિનુ, ૧૪ છ જીવનુ ૧૫ સાધુજીવનનુ, ૧૬, બ્રહ્મચર્યની નવવાડો અને દશમો ગઢનું, ૧૭ પાપ શ્રમણ, ૧૮ સંયતિરાજાનુ, ૧૯. મૃગાપુત્રનુ, ૨૦ અનાથી મુનિનુ, ૨૧ સમુદ્રપાળનુ, ૨૨ નેમિનાથ ભગવાન અને રહનેમીનું, ૨૩. કેશી સ્વામી અને ગૌતમ સ્વામીના સંવાદનુ, ૨૪ આઠ પ્રવચન માતાનુ, ૨૫ જયઘોષ અને વિજયઘોષ મુનિનુ, ૨૬ સાધુની સમાચારીનુ, ૨૭ ગર્ગાચાર્યના પાચસો અવિનીત શિષ્યોનુ, ૨૮ મોક્ષમાર્ગનુ, ૨૯ સમ્યક્ત્વ પરાક્રમનુ, તોતેર બોલનુ, ૩૦ તપમાર્ગનુ, ૩૧ ચારિત્ર વૃદ્ધિનુ, ૩૨ ૫ ઇન્દ્રિયો અને છઠ્ઠું મનને પ્રમાદ ન થવા બાબતનુ, ૩૩ આઠ કર્મની પ્રકૃતિનું, ૩૪ છ લેશ્યાનુ, ૩૫ સાધુતાના ગુણનુ, અને ૩૬ જીવ અજીવનુ વર્ણન છે ભગવાને સોળ પહોર સુધી દેશના આપી હિમાલયમાથી ગંગા પ્રકટ થાય અને પાવન કરે તેમ, જ્ઞાન–ગંગા વહેવડાવી કેવો પુરુષાર્થ મહાપુરુષોએ કર્યો છે! આજે પાખી અને કાલે એકમ છે એટલે અસજઝાય છે સૂત્રની વાચણી થાય નહિ ૩૬ અધ્યયન પૈકીના ૧૯ મુ મૃગાપુત્રનુ અધ્યયન શરૂ થાય છે

સુગ્રીવનગર છે તેની શોભા અપાર છે બાવન બજાર અને ચોરાસી ચૌટા, ગગનચુંબી મકાન મેડીયો છે –"નગરી સોહંતી જલવૃક્ષ બાગા" નગરીનુ કુદરતી સૌંદર્ય અપાર છે તેમા બાગબગીચાઓ બધા ફળ ફૂલોથી શોભતા છે –"રાજા

સોહતા ચતુરંગી સેના" આજે તો ડ્રાઇવરને ઠેકાણે રાજા બેસી જાય છે આગળના રાજાઓ જ્યારે બહાર નીકળતા ત્યારે આગળ ચામર ઢોળાતા હોય, બિરૂદાવળીઓ બોલાતી હોય ઠાઠમાઠથી નીકળતા હોય. "નારી સોહતી સુશીલ વતી" નારી શિયળથી શોભે, દાગીનાથી નહિ. આવી શિલવન્તી નારીઓ આગળ દેવોનું માથુ પણ નમી પડે 'સાધુ સોહતા નિરવદ્ય વાણી" સાધુ નિરવદ્ય વાણીથી શોભે છે

આવી પુણ્યભૂમિમા સુગ્રીવનગરીમા મૃગાપુત્ર જન્મે છે બલભદ્ર રાજા છે તેની પ્રજા પણ કેવી ભાગ્યશાળી છે કે જ્યાં આવાં નરરત્નો પાકે છે! વળી વિશેષ અધિકાર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૨ જુ

### સં ૨૦૨૦ના અષાઢ વદિ ૧ શુક્રવાર તા. ૨૪-૭ ૬૪

સિદ્ધાંત એટલે ત્રણેય કાલે સિદ્ધ થયેલી વસ્તુ નાથે સિદ્ધાંત પ્રરૂપ્યા છે મહાવીર સ્વામીની અ તિમ દેશનામા ઉત્તરાધ્યયન સૂત્ર પ્રરૂપ્યુ ઉત્તરાધ્યયન સૂત્રમાં છત્રીસ અધ્યયન છે તેમા ઓગણીસમુ અધ્યયન મૃગાપુત્રનુ છે સુગ્રીવનગરમાં ઘણા લોકો ધરમાત્મા છે પુણ્યાત્મા છે પૂર્વભવમા તેમણે ખૂબ જ આરાધના કરી છે એટલે તો આવા નગરમા આવ્યા છે આરાધના કરતા કરતા શેષ (થોડાં) કર્મ બાકી રહી ગયાં

છે તે આ ભવમા ખપાવવા માટે આવ્યા છે તેમને પૂર્ણ પદે પહોચવાની તાલાવેલી લાગી છે સુગ્રીવનગરમા બલભદ્ર રાજા રાજ્ય કરે છે 'યથા રાજા તથા પ્રજા'–રાજા નીતિવાન–ધર્માત્મા, દીનપ્રતિપાળ, રૈયતનું રક્ષણ કરનારો હોય તો પ્રજામા પણ તેવા જ ગુણો હોય છે, જ્યા અરસપરસ પ્રજા અને રાજાને પિતાપુત્ર જેવો ભાવ હૈયામા હોય છે, ત્યા અન્યાય–અનીતિ–ચોરી, દગાફટકા, જુગાર આદિ વ્યસનો હોય જ નહિ પ્રજા પણ એવી જ નીતિમાન હોય છે

પુણ્યનો ઉદય હોય તો સપત્તિ મળે છે પુણ્યનો ઉદય હોય તો જમીન ખોદતા ચરુ હાથ લાગે છે અને પાપનો ઉદય હોય તો ખૂબ મજૂરી કરે, બગલમા બથાવે, શીશામા ઉતારે વગેરે કઈક પ્રપંચ કરે તો પણ જે નથી મળવાનુ તે નહિ જ મળે પુણ્યના ઉદયની અને પાપના ઉદયની આ વાત જેને હૈયે બેઠી હોય–તત્ત્વને યથાર્થપણે તે જાણતો હોય તે જીવ અનીતિ, અન્યાયનુ આચરણ કરશે નહિ—દરેક જીવ પરભવમાથી છ બોલ લઈને આવે છે–ગતિ–જાતિ-સ્થિતિ–અવગાહના, અનુભાગ અને પ્રદેશ-એક ગતિમાથી બીજી ગતિ–એક ભવમાથી બીજા ભવમા આયુષ્ય બધાણા વગર જાય ક્યા? આપણા આયુષ્ય પૂર્વ ભવમા બધાણા છે શુભાશુભ કાર્યવાહીથી બધ છે પ્રારબ્ધનુ ઘડતર ઘડનાર ચાલુ પુરૂષાર્થ છે–કેવી ગતિ કેવા સંયોગો પ્રાપ્ત કરવા તે પ્રારબ્ધ પ્રમાણે છે એ પ્રારબ્ધને ઊભુ કરનાર જીવ પોતે જ છે આ સસાર પોતાની જ ભૂલે ઊભો છે સસાર ભાવ જાગે ત્યા ચાર ગતિ છે.

સંસારભાવ તે પરભાવ છે બે ભાવ વિપક્ષી છે સંસારભાવ અને મોક્ષભાવ-કર્મબંધથી છૂટવું તે મોક્ષનો રસ્તો છે રાગ દ્વેષ, ક્રોધ માન-માયા-લોભ આદિ અઢાર પાપસ્થાન સેવવાં તે કર્મ-બંધના હેતુ છે તેથી સંસારભાવ પેદા થાય છે આ સંસારભાવ જ્યાં સુધી હૈયામાં બેઠો હોય-ત્યાં સુધી બહુ રનો વેશ પહેરી લ્યે તેથી ખરેખરો ત્યાગ થતો નથી. બધું મૂકી દીધુ પણ આ અઢાર પાપસ્થાનના ભાવ હૈયામાં સંઘરી રાખ્યા હોય ત્યાં સુધી સંસારભાવથી છૂટ્યો ગણાય નહિ. કેવળ દ્રવ્યસંસાર છોડવેથી કાર્ય કારી થઇ શકે નહિ આ સંસારભાવ તે જીવને ચાર ગતિમાં પરિભ્રમણ કરાવનાર છે આ ભાવને છેદી નાખવાની જરૂર છે-જેમ નાળિયેર ઉપરની કાચલી હોય અને ટોપરુ અંદર હોય તેમ કાર્મણ કાચલી ઉપર છે તેની ઉપર છાલા છે-અંદર આત્મારૂપ ટોપરુ છે નાળિયેરના ઉપરના છોતરાં કાઢી નાખે પણ કાચલી ન તૂટે ત્યાં સુધી ટોપરું પ્રાપ્ત થાય નહિ. તેમ કામણ શરીર તે કાચલી છે પાંચ ઇન્દ્રિય-મન-શરીર-કુટુંબ પરિવાર આદિ ઉપરના છોતરા છે-તેને ઉખાડે પણ-કાર્મણ-કાચલી ફૂટવી જોઇએ, તે ન ફૂટે ત્યાં સુધી ચૈતન્યનો ગોળો બહાર આવે નહિ. જેમ નાળિયેરના ગોળાનું પાણી સુકાય જાય અને ગોળો ખખડે તેમ ચૈતન્યગોળો અંદર ખખડે છે રાગદ્વેષના વિકારનું પાણી જ્યારે સુકાય ત્યારે વીતરાગતા પ્રાપ્ત થાય તો જ દેહ છોડીને અપ્રતિહત ગતિએ મોક્ષે જાય તે જીવ અન્ય આકાશ પ્રદેશને અણસ્પર્શતો સીધો મોક્ષે જાય પુરુષાર્થ ઉપાડવાની જરૂર છે

જીવને રાગદ્વેષ કેમ થાય છે? તેને હું તારા માની

બેઠો છે છળકપટ વિશ્વાસઘાત કરે છે પોતાના બાળકો માટે, રાગીઓ માટે ઉપરાણા લઇ બોલી બગાડે છે પણ તે તારા થવાના નથી શરીરનો સગ કર્યો, સારી રીતે ખવરાવ્યુ, પીવરાવ્યુ, નવરાવ્યુ છતા તે તારુ થવાનુ નથી રોગના ભોગ થવાય છે– આજે તો કહીયે કે ચૌવિહારના પચ્ચકખાણ કેમ કરતા નથી? તો કહેશે, ગળામા ગરમી જણાય છે–છાલા પડે છે માટે ચૌવિહારના પચ્ચકખાણ નથી થતા કોને માટે માલને જતો કરો છો? બારદાન માટે? દોઢ ડાહ્યા તો જુઓ! શરીરને સાચવવા માટે ચૈતન્ય દેવ–આત્માને જતો કરવો છે કદમૂળનો ત્યાગ ન થાય, કારણ પૂછતા ખોટુ બહાનુ કાઢશે કે ગેસ થાય છે લસણની ચટણી તો ખાવી જ જોઇએ જીવે શરીર સાચવવા માટે ભક્ષ્યાભક્ષ્યનો વિવેક પણ છોડયો છે આટલુ આટલુ શરીર સાચવતા છતા તે કથળી પડે છે ખરુ ને? તાવ–શરદી–દુ'ખાવો આ બધુ થાય છે ને? કેમ થાય છે! શરીર તે તારુ નથી તેમ નક્કી કર. દેહ તે પર છે, હુ તેનાથી જુદો છુ જીવ શરીર માટે તો વહેચાઇ ગયો છે આતમરામ સામે જોયુ જ નથી સ્વઘર કોઈ દિવસ ગમ્યુ નથી ખબર પૂછે તો કહે કે તબિયત કેમ છે? ઠીક છોને! દીકરો પરદેશ જાય તો શરીર સાચવીને જજે એમ કહેનારા ઘણા, પણ આત્મા સાચવજે એમ કહેનારા કેટલા? ચોરી કરીશ નહિ, જૂઠું બોલીશ નહિ, ન્યાય નીતિથી રહેજે, હડકાયુ નાણુ બીજાને ઉપાડી જશે–અનીતિના રવાડે ચડીશ નહિ, એમ કહેનારા કેટલા! દીકરાને બાહર શરીરની ભલામણ કરો છો પણ અરૂપી ચૈતન્યદેવ આત્માને સાવ ભૂલી ગયા છો

દેવળમાં દેવ નહિ હોય તો દેવળની શુ કિંમત ? તારા દેવળમાં આત્મદેવ બિરાજમાન છે તારો પુરુષાર્થ શેમા છે ? જ્ઞાનીઓ કહે છે કે તારો પુરુષાર્થ તારામાં ક્રમ આવશે સમજ અને સવળો પડ આત્માનુલક્ષીપણામાં તો એક સમયમા અનતા કર્મની નિર્જરા થઇ જશે, તેટલી તાકાત તારામાં છે જે પુરુષાર્થ સ્વમાં વાપરવો જોઇએ તે પરમાં વાપરી રહ્યો છે વેપારમાં નામુ લખતાં કઇ ફેરફાર થાય તો રાત્રે બાર વાગ્યા સુધી ઊંઘે નહિ-મેળ તો મેળવવો જ જોઇએ ને-તેમ આમાં મેળ કરવો કે નહિ ? વેપારીના દીકરાને નામુ કરતાં ન આવડે તો નાલાશી ગણાય તેમ જૈનના દીકરાઓને સ્વ-પરની વહેંચણી ન આવ તો થઇ રહ્યુ ને !

બાપ કરોડોની મિલકત મૂકી ગયો હોય-છતા દીકરો તે પ્રાપ્ત ન કરી શકે તેવું બને છે ને ! ગુમાવી દીયે અગર તો ચોર ઉપાડી જાય-આખાતો આગ પડાવી જાય-રાજા દંડે કારણ કે તે તારે સ્વાધીન નથી. ચક્રવર્તી રાજાઓ થઇ ગયા છ ખ ઝના ખોલતા હતા શુ તેના દીકરાને રાજ રહેતુ હશે ? નારે ના ત્યારે તમારી તો શુ સાહ્યબી છે ? તમે કોના માટે સેનુ કરો છો ! પારકાને અર્થે જીવ ક્રૂર કર્મો કરે છે અને કર્મ બાંધે છે-કર્મથી છૂટવાનુ જ્ઞાનીઓ કહે છે જ્ઞાનીઓ પડકારે છે કે જ્યાં શરીર પણ તારુ નથી તો બીજા તારા કેમ કહેવાય ?

> દેહભાવ ક્ષય હોય જ્યાં અથવા હોય પ્રશાંત
> તે કહીયે જ્ઞાની દશા, બાકી કહીયે ભ્રાન્ત

દેહભાવ તે જડભાવ છે જીવને જડમાં રાખવાનો

મોહ છે. કુટુમ્બમા, સ ઘમા, સમાજમા અને રાષ્ટ્રમા પૂજાવાનો ભાવ રહે છે ને ? દેહને મુલાયમ કપડા જોઇએ કોઇ બોલાવે તો પણ બહુમાનપૂર્વક પોતાને બોલાવે આ બધુ ગમે છે ને ? અરે તુ તો ચૈતન્ય દેવ છો, જડની ક્રિયા તે તારી ન હોય ! અનંતશક્તિનો તુ ધણી છો જો તુ દેહની આળ-પપાળ કરીશ તો પરથી જુદો એવો તુ, તેનો કેવી રીતે અનુભવ કરીશ ! ચૈતન્ય દેવને આરાધી દરેક મહાત્મા—મહાપુરુષો સિદ્ધ પરમાત્મા થઇ ગયા છે, તે અઢી દ્વીપની અ દર થઇ ગયા છે. કોઇ બહારથી નથી થયા પીસ્તાલીસ લાખ જોજનનુ સરકલ છે તેમા બે સમુદ્રો આવેલા છે. લવણુ સમુદ્ર અને કાલોદધિ સમુદ્ર તે સિવાય નદીઓ, પહાડો, પર્વતો, ઝાડ, જ ગલો કેટલા છે ! ઘણા તેમા વાળનો અગ્રભાગ મૂકે તેટલી જગ્યા પણ સિદ્ધ થયા વિનાની ખાલી નથી દરિયામાથી પણ સિદ્ધ થયા છે કોઇ દેવતા વેરભાવે સાધનામા બેઠેલા મુનિને ઉઠાવી લઇ દરિયામા ફેકે છે મુનિને દેવ ઉપર દ્વેષ નથી, કે દેહ ઉપર રાગ નથી મરણાત પરિસહ છે મરણુ નજર સામે દેખાય, પાણીમા ડૂબે છે, ગળકા ખાય છે, છતા અધ્યવસાય બદલાતા નથી. સમભાવની શ્રેણીએ રમતા, આત્મા શાશ્વતપદે બિરાજી જાય છે સમભાવની કેટલી પરાકાષ્ટા ? કોઇ દેવતા મુનિને પહાડ ઉપરથી બે પગે ઝાલી પછાડે, મુનિ પ્રમત્ત દશામા હોય ત્યારે ઉપાડે છઠ્ઠા ગુણુસ્થાને વર્તતા હોય તેવા મુનિને ઉઠાવી જાય ત્યારે મુનિ ક્ષપકશ્રેણી, ક્ષાયક ભાવ અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષમા પહોચી જાય, જ્યારે અજ્ઞાનીઓને તો દેહ રાણીને મોક્ષ જોઇએ છે

જૈન દર્શનમા બતાવે છે કે અનતા સિદ્ધો આ અઢી દ્વીપના સરકલમા થઇ ગયા વાલાગ્ર જેટલી જગ્યા પણ કોરી નથી કે જ્યાથી સિદ્ધ ન થયા હોય અમુક ભાઈઓ કહે છે કે કાશી, કૈલાસ શત્રુ જય, ગિરનાર વગેરે યાત્રાધામમાં કાંકરે કાંકરેથી મોક્ષે ગયા છે આ બધા તીર્થ ધામ છે પણ સિદ્ધાત કહે છે કે આ આખુ અઢી દ્વીપનું સરકલ તીર્થ ધામ બની ગયુ છે કઇ જગ્યાએથી કયો પ્રદેશ ખાલી રહી ગયો છે! એકે નહિ, જડચેતનના ભેદવિજ્ઞાન જાણો અને આચારમા મૂકો. શરીરની શાતા ઉપજાવવામા મોક્ષની શાતા મળશે નહિ અવ્યાબાધ સુખ પ્રાપ્ત કેમ થાય! શરીરની પી જણમાંથી નવરા જ થતો નથી દેહભાવ કેટલો છૂટયો છે! અપૂર્વ જીવન જીવવાનું ગમે છે? નવી જિંદગી જીવતા શીખો– ટાઇફોઇડ થઇ આવે કે મોટા ઓપરેશનમાંથી ઉગરી જાય તો કહેવાય છે ને કે માડ બચ્યો તો બચ્યા છો તો હવે કઇંક બચાવો– આત્માની ઋદ્ધિ લૂટાઇ રહી છે તેને બચાવવા નવું જીવન જીવી જાણો જ્ઞાનીઓએ જડભાવનો ક્ષય કરી, સાચો આ રસ્તો બતા વ્યો છે મકાનની સુધારણા પેઠે જીવનની સુધારણાની જરૂર છે

અગાઉ, મકાનમાં બારી એક જ રાખતા હવા અજવાસ ઓછા હતા આજે બારી બારણાં વધ્યા નળ, લાઇટ, પાયખાનું બધુ જોઇએ છે તેમા અત્યારે તો ડેલીમાં પ્રવેશવાં પ્રથમ જ દીવાલ્રુ પાયખાનુ આવે પછી મહેલનાં દર્શન થાય આવી રીતની મકાનની સુધારણા કરો છો ના! તમારું જીવન પણ સુધારણા માગે છે તેવુ ક્યારેય લાગે છે?

મહાન પુરુષોને માથે કેટ કેટલા ઉપસર્ગ પડયા છતા પાછા હઠયા નથી–

**"ડાલ દીયા સબાહી હથિયારા, જીત્યા મોહ તણાં દળ સારાં,**
**નારી તજી શિવશું રંગ રાચો, રાજ્ય તજ્યું પણ સાહેબ સાચો.**

હથિયારો ફેંકી દીધા–ભગવાન થાય તે ઢાલ, બંદૂક વગેરે હથિયાર રાખે નહિ. મોહ રાજાને જીતવો છે– ક્રોધ સામે ક્ષમારૂપી ખડગ ધર્યું છે પોતે જાગ્રત છે, પ્રમાદી નથી અપ્રમત્ત અવસ્થા છે એટલું બધું સાવધાનપણું છે કે ક્રોધને પેસવા જ ન દે પોતે જ પોતાની ચોકી કરે છે જેટલી અપ્રમત્ત અવસ્થા તેટલી કર્મની નિર્જરા વધારે થાય પોતાના આત્માની ક્ષપક શ્રેણી, ક્ષાયક ભાવ–કેવળ દર્શન ને કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી લે

દરિયામા તો કાચુ પાણી હોય તેમા અસખ્યાતા જીવ હોય લીલફૂગના જીવ હોય તેમા મુનિને ફેંકે તો આ બધા જીવનો ઘાણુ નીકળી જાય પણ તેનુ પાપ મુનિને લાગતું નથી અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી લે છે કેટલી અપ્રમત્ત દશા! અનતાની દયાના પાળનારા નિજ આત્માનુ ન બગાડે વિકારી ભાવમા આત્મા ન જાય–તેની તકેદારી રાખતા હોય છે જ્યા સ્વદયા પાળે ત્યા પરદયા પળાઇ જ જાય છે ઈરાદાપૂર્વક સમુદ્રમા પડતા નથી પરવશ દશા છે દેવ ફેંકી રહ્યો છે છતા પોતાના શરીર ઉપર રાગ નથી ને દેવ પ્રત્યે દ્વેષ નથી લબ્ધિ હોવા છતા પરચો બતાવતા નથી કે હાથ જોડીને આજીજી, વિનવણી પણ કરતા નથી

સાધુ કાઇ દેવનો લીધા લેવાય ? ના, સાધુપણુ એ મોટી વસ્તુ છે ત્યાં ૫ દર પ્રકૃતિનો ક્ષયોપશમ વતતો હોય છે સમકિત હોય ત્યા જ્ઞાન હોય જ સમકિતપૂવકના જ્ઞાનને ભગવાને જ્ઞાન કહ્યુ છે રાગદ્વષ મોળા પડી ગયા છે પાણીના દોરા જેટલોય–સ જ્વલનનો ક્રોધ પણ ન જોઇએ કેટલી તૈયારી ! અકષાય ભાવ માટે તાલાવેલી કેટલી છે ! જ્ઞાનીઓ કહે છે 'સ સાર ભેસો છે તેના જ્ઞાતા–દ્રષ્ટા બનનારને વાધો નથી, પણ કૂદી પડનારને વાધો છે" આજે નદીના કાંઠે ઊભા રહી પાણી જોનારને વાંધો નથી–પડવા જાય તો તણાઇને જીવનો જાય પછી કહેશે, નદીએ ભોગ લીધો પણ ભોગ લીધો કે ભોગ દીધો ? તમે પ્રેક્ષક રહો એક્ટર ન બનો તમે સ સારમાં કૂદીને–ઘોડે ચઢીને ગાણા ગવરાવીને વરઘોડા કાઢીને પડવા છો પછી કેવું લાગે ઊલુ થયુ ?

દીકરા–દીકરી થાય તેને પરણાવવાનાં– મોસાળા કરવા– વેવાઇ વેલાના મોઢા સાચવવાં એમ આખી જિ દગી લગી જકડાણા છો છૂટવાનો આરો નથી– ગળાડૂબ ડૂબી ગયા છો મોહરૂપી સમુદ્રમાં ગળાડૂબ ડૂબી ગયા છો વિચાર કરો કે તેમાંથી બહાર નીકળવુ છે ? જ્ઞાનીઓ કહે છે કે જ્ઞાતા–દ્રષ્ટા બન સ સારના સ્વરૂપને સમજ

કેવળજ્ઞાનીઓને તો આ સ સાર ભૂતકાળ અન તો ભવિષ્યકાળ અન તો અને વર્તમાનકાળ એક સમયનો દેખાય છે પણ જાણવા માત્રથી પાપ લાગતુ નથી. પણ તેમા રાગદ્વેષ કરવા તેમા પાપ લાગે છે મોહને છોડો. મોહ આત્માનો કચ્ચરઘાણુ કાઢી નાખશે. મારા તારાની ખેચતાણ– એ રાગ

દ્વેષથી ઊભી થાય છે બે કચ્છી ભાઈઓ નદી પાસેથી ચાલ્યા જાય છે નદીમા રીછ તણાઇ રહ્યુ છે એક ભાઇને થયુ કે કાળો કામળો તણાતો આવે છે. તરતા આવડે છે એટલે કચ્છો બાધી વહેણમાં પડે છે. કામળાને લેવા જતા રીંછ ચોટયુ કારણ કે સર્વ જીવ જીવતરને ઇચ્છે છે કોઇને પણ મરણ પ્રિય નથી કાઢે ઉલેલો કચ્છી ભાઇ કહે છે કે છોડ, કામળાને છોડ. ત્યારે પેલો કહે છે કે કચ્છોછડ હુ છૂટવા માગુ છુ પણ તે છોડતો નથી- તેમ તમે આ સસારમાં ચોટી પડયા છો મોહમા એવા લપેટાઇ ગયા છો કે છોડવાનુ કહેવા છતા છોડી શકતા નથી અમૃતરસના ઘૂટડા જેવી ભગવાનની આ વાણી છે તે હૈયામા ન બેસે તો કમભાગ્ય સમજવા. વાત હૈયામા બેસે છે ? કોરુ ધોતિયુ હોય કે મેલુ હોય તેમા ખીલીથી ખાપો આવી જાય છે, ત્યા તો દિલમા ચીરો પડી જાય છે તેમ જૂઠું બોલ્યાથી દિલમા ચીરો પડે ખરો ?

અનીતિ, દગો-ફટકો, જાપાનીઝ માલ અમેરિકન કહી આપી દીધો—પણ કયારેય ગ્રાહકને પાછો બોલાવી કહેશો ખરા, ક ભૂલ થઇ છે ? મારે અનીતિનુ નાણુ ન જોઇએ—જો આમ કરશો તો એક ગ્રાહક બીજા પચીસ ગ્રાહકને લઇ તમને ગોતતો આવશે તમે કેવા છો ? માર્ગાનુસારીનુ પ્રથમ પગથિયુ એ-કે ન્યાય—નીતિપૂર્વકનુ દ્રવ્ય મેળવે તમે તો તેમા ચોકડા મેલી દીધા છે ધન એ પ્રાણરૂપ નથી—છ ખ ડના ધણી ચક્રવર્તિ પણ સાતમી નરકે પહોચી ગયા છે ત્યારે તમારી કઇ સાક્ષી છે ? શરીરમા ભયકર દર્દ થયુ હોય, રત્નના ચાર હાર ગળામા નાખી દેવાથી કઇ દર્દ મટશે ખરુ ? ધન રક્ષણહાર

છે, શરણભૂત છે તેવું તમે માની બેઠા છો તે ઉપર ચોકડી મૂકી દો જીવનને સુધારો જેનું જીવન સુધરશે તેનું મરણ પણ સુધરશે જેનું જીવન બગડી ગયુ તેનું મૃત્યુ પણ બગડી ગયુ સમજજો.

"એક ઢાંકી પણ બાકરુ પડશે ઢાંકવું કપટનું કામજી
હાંએ બીજા કરવા પડશે, છળ તણા સંગ્રામ
જીવ તું છાના કરીશ નહિ કામજી
છાના કરીશ નહિ કામ નીકર તારો ફીસાઈ જશે રામ-
જીવ તું છાના કરીશ નહિ કામજી

એક પાપને ઢાંકવા, નવા અનેક પાપો ઊભા કરવા પડશે. સંસારી સંબંધ કેવો છે? દીકરો સમજણો થાય ત્યારે ખબર પડે કે મારા માત-પિતા છે વીસ વર્ષનો થાય ત્યા હાડી સાથે સંબંધ જોડયો કે હાડીમાં સર્વસ્વ માન્યુ સ્ત્રીનું જ ઉપરાણું લઈ માબાપ સામે લડે અરે જેને નજરે પણ દેખી નથી-વીસ વર્ષ સુધી માબાપે ભણા યો ગણા યો ઉછેર્યો અને હાડી આવે ત્યારે કહે કે તેમને તમારે કઈ ન કહેવું તેમને એટલે કોણ? My Wife આ સંસારી સંબંધ કેવો છે? માતા-પિતા કોણ છે? સમજો છો! શ્રી "ઠાણાંગ" સૂત્રમાં ત્રીજે ઠાણે વાત આવે છે કે માવ તરને નવરાવે ધોવરાવે જીવે ત્યાં સુધી ખભે દેરવે વૈયા વચ્ચમાં દેહ અર્પણ કરી દયે તોપણ ઋણઓસીગણ થાય નહિ. ધર્મ પમાડે ધર્મમાં સ્થિર કરે તો જ ઉપકારનો બદલો વળે જ્ઞાનીઓ કહે છે કે તુ તારા આત્માને ઓળખ પરનો મોહ છોડી દે અનીતિ, અન્યાય પ્રપંચ-જૂઠ-માયા કપટ છોડ ભાવ સંસારથી છૂટવા માટે મનુષ્ય અવતાર મળ્યો છે

સુગ્રીવ નગરમા ભાવિક માણુસો વસે છે. સતોનાં પગલાં થાય છે તે ક્ષેત્રમા ભાવિક આત્માઓ રહે છે રાજા ધર્મિષ્ટ છે. તેની પ્રજા પણ સસ્કારી છે. વળી અધિકાર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૩ જું

સં. ૨૦૨૦ના અષાડ વદિ ૨ શનિવાર તા. ૨૫-૭-૧૯૬૪.

સિદ્ધાત એટલે ત્રણેય કાલે સિદ્ધ થયેલી વસ્તુ આંહી નાથે સિદ્ધાતની પ્રરૂપણા કરી છે. વિશ્વવદનીય વિરલ વિભૂતી પૂજનિક ભગવાન મહાવીરસ્વામીએ "ઉત્તરાધ્યયન" સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર વર્ણવ્યો છે અનત જ્ઞાનીની વાણી વિઘ્ન હરનારી, જીવોને હિતકર, શાતિની કરણહારી, આપદાને ભેદનારી અને મનવાચ્છિત સુખને આપનારી છે પ્રભુની વાણી કલ્પતરૂ સમાન, કામધેનુના દૂધ સમાન અને રત્નચિંતામણિ સમાન છે અનતો કાળ વહી ગયો અનત પુદ્ગલ પરાવર્તન થઇ ગયા પરતુ જીવને ભગવાનની વાણીનુ મહત્ત્વ નથી આવ્યું અને તેથી જ ભવાટવીમા રખડવાનો અત આવ્યો નથી જીવ વીતરાગના વચનોને હૈયામા ઉતારે તો બેડોપાર થઇ જાય સિદ્ધાત એ સિદ્ધપદ આપનારા છે. વીતરાગના સિદ્ધાતો અણમોલ છે સંપૂર્ણ અકષાય ભાવ પ્રગટાવી, વેદ વિકારોને ટાળી, સમાધિથી,

સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ દર્શન પ્રાપ્ત કર્યા પછીની ભગવાનની આ વાણી જ્ઞાનગંગાના પીધ સમાન છે જેમા ભવ્ય જીવો જે પરિત સંસારી છે તે સ્નાન કરે છે અને જે અપરિત સંસારી છે તે જીવો પણ આ વાણીના નિમિત્ત પરિતસંસારી થાય છે જ્ઞાનની જ્યોત અજ્ઞાનના અંધકારને ટાળનારી છે જે જીવો મોહરૂપી સમુદ્રમા ગળાડૂબ છે તેને બાવડું ઝાલી તારણહાર છે

મૃગાપુત્રના અધ્યયનમા કોણ જીવ ? ક્યે સ્થળે થયા ? તેના માતાપિતા કેવાં ? કેવી સાહ્યબી ? એ સાહ્યબી પુણ્યના ઉદયથી છે છતા તેમાં ન રાચતાં કેવો પુરુષાર્થ કરી મોક્ષ નજીક કરી લીધો તે વાત આવે છે સુગ્રીવ નગર બહુજ રમણીય હતુ જ્ઞાનીની વાણીમા ભૂલ ન હોય. અનંતાવર્ણ ગંધ રસ, સ્પર્શ, ગુરુ—લઘુ અગુરુ—અલઘુ પર્યાય સમયે સમયે ફરતી રહે છે તે કાલે આ નગર ઋદ્ધિસંપત્તિથી ભરપૂર હતુ ગગનચુબી મેડીઓ ચોરાશી ચૌટા, બાવન બજાર તેમાં બલભદ્ર નામે રાજા છે નગરમાં ઘણા બગીચા છે નદી, ઝરણા વાપી—સરોવરથી નગરની શોભા અનેરી છે બલભદ્ર એટલે બળવાન છતાં ભદ્રિક. બળ છે, શૌર્ય છે કોમળ સરલ હૃદયના છે છતા વજ્રાદપિ કઠોરમ્=ન્યાયમા વજ્ર જેવા કઠોર છે તેવા મહાન રાજાને જંબુદ્વીપના ભરતક્ષેત્રના ચુલહેમવંત પર્વતની ઉપમા આપી છે આ પર્વત એકસો યોજન ઊંચો, સો ગાઉનો ઊંડો એક હજાર બાવન યોજન બાર કળાનો પહોળો ૨૪ હજાર નવસો બત્રીસ યોજનનો લાંબો-એવો—ભરતક્ષેત્રની મર્યાદા ચુલ હિમવંત પર્વત કરે છે તેમ રાજા

પણ પ્રજાની મર્યાદા કરનારા છે ઘરના મુખી, મોટા ઉપર કુટુંબની જવાબદારી હોય તેમ પ્રજાની જવાબદારી રાજા ઉપર છે. જવાબદાર માણસનુ, વડા માણસનુ મન મોટું હોય છે.

"મન મોટું છે જેહનુ, તે જન મોટા હોય;
ક્ષમા, ગાંભીર્ય, નમ્રતા, સદા તેનામાં હોય.

મન જેનુ વિશાળ હોય-તે ઉદાર બની શકે ક્ષમા એટલે ગમ ખાઇ જવાની શક્તિ જીભમા કડવાશ ન હોય- કટુ વચનથી અન્યના દિલના ટુકડા કરનાર ન હોય, બીજાના અવગુણને કડવાશથી નહિ પણ મીઠાશથી કઢાવે અવગુણ કઢાવતા પહેલાં ગુણનુ વર્ણન કરે અને પછી મીઠાશથી કહે ક જો આ એક અવગુણ જે મને તમારામા લાગે છે તે નીકળી જાય તો બેડો પાર થઇ જાય

સસ્કારી કુટુમ્બમા ખાનદાની હોય, પૈસો ચાલ્યો જાય પણ ખાનદાની ન જાય આજે તમે પૈસા સામે જુઓ છો કે ખાનદાની સામે ? દીકરીને, મોટર, બગલા, ઘેર રસોયા, કામ કરનારવાળા-બધુ ય સરસ ગોતી દીધુ છે. પણ જમાઇરાજ ઈંડાના રસ પીનારા, દારૂ અને પરમાટી વાપરનાર હોય, પરસ્ત્રીગમન કરનાર હોય, તો તે કુસસ્કારી કુટુમ્બ કહેવાય જડ-ભૌતિક સુખમા રાચી રહ્યા છે પણ, ધન તે હ્રાસ કરાવનારુ છે કેળાની છાલ પડી હોય તેના ઉપર પગ પડે તો હાડકા ભાગે તેમ અજ્ઞાની આત્માઓ ભૌતિકતાના હથિયારથી શિકાર ખેલશે, જુગાર-દારૂ-જૂઠુ કાળાબજાર કરી અનેકને રોવરાવનારા બનશે, તેઓ ખાનદાન નથી નાના છોકરાના હાથમા ચપ્પુ હોય તો ફોસલાવીને

લઈ લઇએ છીએ નહિતર પોતાના જ શરીરને હાની કરી બેસશે

અજ્ઞાની જીવ પાપાનુબંધી પુણ્યના બંધ ભોગવતાં એવાં કર્મ બાંધે છે કે– અનંતકાળ સુધી જીવ ઊંચો ન આવે પુણ્યશાળી માનવભવનો– જે લાભ ધર્મનું ભાથુ બાંધવા માટે મળ્યો છે તેને બદલે પાપના ભાથાં બાંધે છે, આત્માનું અહિત કરી બેસે છે પોતાના આત્માનું અધઃપતન કરી નાખે છે જાણે કે મોત આવવાનું જ નથી તેમ વર્તે છે બસ, ભોગને ભોગવી લેવા ખવાય તેટલુ ખાવું, પીવાય તેટલુ પી લેવુ ક્રીડા કરી લેવી, પણ ભોગ કેના છો! ' भोगा न भुक्ताः वयमेव भुक्ता " પોતે પોતાના હાથે જ કુહાડો મારે છે પોતાના આત્માની દયા નથી, કર્મ જ છેરમાંથી છોડાવવાની પડી નથી. જડચૈતન્ય, વિભાવ સ્વભાવ સ્વ પરનું ભાન નથી. આવા અજ્ઞાની આત્માઓ રૌરવ નરકમાં પડનારા છે

મિલ જીન પ્રેસ ઊભાં કરી મહાઆરંભ કરી છકાયના જીવોનો કચ્ચરઘાણ વાળે છે દોરી લોટો લઇને આ યો હતો અને મેં કરોડોની કમાણી કરી "આ મેં કર્યું", મે કર્યુ તેમ મે મે બકરાની જેમ બરાડે છે, પણ કર્મનો જ્યારે ધક્કો લાગે છે ત્યારે કર્મે કર્યું તેમ કહેવા બેસશે કમાણીનુ અભિમાન પોતે કરે છે અને નુકશાનીના ધડકાને કર્મ ઉપર ઢોળે છે અજ્ઞાનીઓની દશાના આવા જ પ્રદર્શન હોય છે

જ્ઞાની કહે છે ભાઇ? જ્યા સુધી પુણ્યોદયથી સમવકતા

મળી છે, ત્યા સુધીમા કાઇક કરી લે

"મરવાનુ' બધા મનથી વિસર્યા, એને ઉર અતિ અહંકાર ભર્યા,
મારા કોપથી લેશ દિલે ના ડર્યા, એવા રંક જનોના રુધિર પીતા,
એ શ્રીમંતોને કોઇનો ત્રાસ નથી,
એવા રાવણ રાજાના મહેલ વિષે, મારા દીનદયાળુનો વાસ નથી."

જીવોને, અજ્ઞાનદશામા હૈયામા અભિમાન, હુકાર વસી જાય છે "હુ" શબ્દ કેવી રીતે લખાય છે? એક આકડીયો, બીજો આકડીયો, ત્રીજો આકડીયો અને ચોથુ મીડુ મુકાય ત્યારે "હુ" લખાય છે અભિમાનનો ઉમળકો જીવને બહુ રહે છે ગર્વ અધોગતિનો રાજમાર્ગ છે અભિમાન કોનુ રહ્યુ છે? રાજા રાવણનુય રહ્યુ નથી.

આત્મશ્લાઘા તો અજ્ઞાની કરે છે મારામા કઇક છે. અમારે તો બાપદાદાનુ ધન છે દરિદ્રતા શુ છે તે ખબર નથી ફડમા ભરાવો તેમ કહે તો નકાર કરી પુણ્યને ધક્કો મારે પાપના પથે પૈસા જોરશોરથી વાપરે પાણી પેઠે રેલમછેલ કરે માનવભવનો તમારે ખોળ કરવો છે કે ગોળ? આજે તો ધર્મમા સમજે નહિ ધમાધમ કરવી હોય તો તેનુ કામ અમને મોટા કેમ ન કર્યા? શુ અજ્ઞાનની અવસ્થા છે! જે હાથે કરીને માન લેવા જાય તેને જોડા મળે છે માન, પુણ્યના ઉદયે મળે માન કમાવા જવુ, તે પાપનો પ્રયાસ છે ૧૮ પાપસ્થાનમા માન કષાય સાતમુ પાપસ્થાન છે તે હેય-જ્ઞેય કે ઉપાદેય? તે હેય છે

"બીજા સાને મને ધર્મી, હુ કેવો આત્મવંચક"
ચેલે કે પાછલે પહોરે, રાત્રિએ એમ ચિંતવે

ધર્મ જેના જીવનમા પરિણમ્યો હોય તે અધર્મના

લઈ લઈએ છીએ નહિતર પોતાના જ શરીરને હાની કરી
બેસશે

અજ્ઞાની જીવ પાપાનુબંધી પુણ્યના બંધ ભોગવતા
એવાં કર્મ બાંધે છે કે– અનંતકાળ સુધી જીવ ઊંચો ન
આવે પુણ્યશાળી માનવભવનો– જે લાભ ધર્મનું ભાથુ
બાંધવા માટે મળ્યો છે તેને બદલે પાપના ભાથા બાંધે છે
આત્માનું અહિત કરી બેસે છે પોતાના આત્મ
અધઃપતન કરી નાખે છે જાણે કે મોત આવવાનું જ
તેમ વર્તે છે બસ ભોગને ભોગવી લેવા. ખવાય
ખાવુ, પીવાય તેટલુ પી લેવુ ક્રીડા કરી લેવી, ?
કેવા છે! "भोगा न भुक्ता: वयमेव भुक्ता" પો ,
હાથે જ કુહાડો મારે છે પોતાના આત્માની દયા
જ હરનાથી છોડાવવાની પડી નથી. જડત્વ
સ્વભાવ, સ્વ પરનું ભાન નથી આવા અજ્ઞ
રૌરવ નરકમા પડનારા છે

મિલ જીન પ્રેસ ઊભાં કરી
છકાયના જીવોનો કચ્ચરઘાણ વાળે
આવ્યો હતો અને મે કરોડોની કમા
મે કર્યુ તેમ મે મે બકરા
પણ કર્મનો જ્યારે ધક્કો લાગે છે
તેમ કહેવા બેસશે કમાણીનુ અભિમાન ?
નુકસાનીના ધક્કાને કર્મ ઉપર ઢોળે છે
દયાના આવા જ પ્રદર્શન હોય છે

જ્ઞાની કહે છે ભાઇ! જ્યા સુધી પુણ્યોદયથી

શુ વેંચવાના છે તે કહો તો કરીએ તમારે પૈસાનુ મહત્ત્વ છે કે કર્મની નિર્જરાનુ ! આત્મ પ્રદેશથી કર્મનુ છૂટવુ તેનુ નામ નિર્જરા તે તપથી થાય આજે પોષો કરીશુ તો પડો મળશે. ભૌતિક ભૂતાવળમા અનંતીવાર ભટકયો વ્યાખ્યાનો સાભળવા મળે છતાય લાલસા ન જાય તો પછી થઈ રહ્યુ !

"મૂરખો રળી રળી કમાણો, સાથે મૂકયો મોટો પાણો"

ભોજા ભગતે ચાબખા રચ્યા છે તેણે બરાબર ચાબખા જ માર્યા છે સામાયિકમા બે ઘડીમા એક સેકન્ડ પણ ઓછી ન ચાલે, તેમ પોષધમા ચોવીસ કલાકથી જરા પણ અધૂરુ ન ચાલે અત્યારે બહુ ગરબડ થઈ ગઈ છે પોષધ કેમ થાય છો આત્માને પોષવાનુ કે પુદ્ગલને ? પ્રભાવનાના પાચીયા સારૂ તો મરે ! ટપ ખીસામા મૂકી દે. તમને વ્રતનુ માહાત્મ્ય છે કે પૈસાનુ? "માત્ર મોક્ષ અભિલાષ" તે બોલવામા, ને આચારમા આ પ્રમાણે વર્તો તો મેળ કયા મળશે ? આ વાતને તો આકાશ-પાતાળ જેટલુ અ તર છે જ્યા સુધી લક્ષ્ય જડ ઉપર છે ત્યાસુધી દળીદળીને ઢાકણીમા ઉઘરાવ્યુ માનજો

જ્ઞાની કહે છે કે પૂર્ણતાના લક્ષે ઉપડ સિદ્ધ ભગવતો સાથે વાતો કરવાની છે તે જબરજસ્ત વાત છે પોષધ કરવો એટલે ચોવીસ કલાકનુ ચારિત્ર ઉપવાસ એટલે ઉપ-આત્મા, વાસ-સમીપે, આત્માની સમીપે વાસ કરવો તેમા ફરાળની છૂટ હોય નહિ પેંડા, શીરો, મગફળી, ગોળ વગેરે કઈ જ લેવાય નહિ જ્યારે અન્ય દર્શનોમા કહ્યુ છે કે, ન રહેવાય ત્યારે તુલસીના પાન ઉપર રહી શકે તેટલો આહાર

પંથે પડે નહિ. તે અકષાય ભાવને ભજતો હોય તેનો પુરુષાર્થ બહાર નહિ પણ સ્વમાં હોય તમે ચોવીસ કલાકની તમારી પ્રવૃત્તિની નોંધ કરો, કે સ્વમાં ને પરમાં કેટલો સમય જાય છે? મુમુક્ષુ છો ને? અત્યારે મંડળો વધી ગયાં છે મુમુક્ષુ મંડળ, સત્સંગ મંડળ, મહિલા મંડળ. મુમુક્ષુ કોને કહેવાય? જેને ફક્ત only એક માત્ર મોક્ષની અભિલાષા છે આત્માર્થીના લક્ષણમાં માત્ર મોક્ષની અભિલાષા અને કષાયની ઉપશાંતિ વર્તતી હોય મોગો હોય છતા હજારોની વચ્ચે તેને ધૂળ બરાબર કરી નાખે, તુચ્છતાના શબ્દો કહે છતાં શાંત રહે. તેને ઉકળાટ ન હોય

> કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ
> ભવે ખેદ અંતર દયા, તે કહીએ જિજ્ઞાસ. ૧ ૮
> તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્ગુરુ બોધ,
> તો પામે સમકિતને, વર્તે અંતર શોધ ૧ ૯

કોઈની કડકેટમાં આવવું નહિ. દુ:ખ થાય તેવી વાત કરવી નહિ. અભયદાન દેવા છતાં દેવ મનુષ્ય-તિર્યંચ આદિના ઉપસર્ગો આવે તે સમપરિણામે સહન કરે. નવી કમાણી કરવાની મોસમ આવી છે સમજશો? તમને ધર્મી કહેવડાવવું ગમે છે ને? આ તેનાં લક્ષણો છે ભવ પ્રત્યે ખેદ વર્તે એટલે બસ હવે રઝળવું જ નથી ભવ કરવા અને ઝેરના ટુકડા ખાવા બન્ને બરાબર છે જન્મ-મરણની ફાંસીએ લટકવું જ નથી. સ્વભાવમાં ઠરી જવું છે સમાઈ જવું છે મુમુક્ષુને માત્ર મોક્ષ અભિલાષ એ શબ્દ ઉપર ભાર મૂક્યો છે ધર્મ માટે કહો કે મરી જાઓ તો પણ તૈયાર, પણ ધર્મના લિલામ કરનારા ન હોય આજે તો અકર્મ કોણે કરાવ્યા?

શું વેચવાના છે તે કહો તો કરીએ તમારે પૈસાનુ મહત્ત્વ છે કે કર્મની નિર્જરાનું ! આત્મ પ્રદેશથી કર્મનુ છૂટવું તેનુ નામ નિર્જરા તે તપથી થાય આજે પોષો કરીશુ તો પડો મળશે લૌકિક ભૂતાવળમા અનંતીવાર ભટકયો વ્યાખ્યાનો સાભળવા મળે છતાંય લાલસા ન જાય તો પછી થઇ રહ્યુ !

"ઝૂરઓ રળી રળી કમાણો, માથે મૂકયો મોટો પાણો"

લોજા ભગતે ચાબખા રચ્યા છે તેણે બરાબર ચાબખા જ માર્યા છે સામાયિકમા બે ઘડીમાં એક સેકન્ડ પણ ઓછી ન ચાલે, તેમ પોષધમા ચોવીસ કલાકથી જરા પણ અધૂરુ ન ચાલે અત્યારે બહુ ગરબડ થઈ ગઈ છે પોષધ કેમ થાય છો આત્માને પોષવાનુ કે પુદ્ગલને ? પ્રભાવનાના પાચીયા સારૂ તો મરે! ટપ ખીસામા મૂકી દે તમને વ્રતનુ માહાત્મ્ય છે કે પૈસાનુ? "માત્ર મોક્ષ અભિલાષ" તે બોલવામા, ને આચારમા આ પ્રમાણે વર્તો તો મેળ કયા મળશે ? આ વાતને તો આકાશ-પાતાળ જેટલુ અ તર છે જ્યા સુધી લક્ષ્ય જડ ઉપર છે ત્યાસુધી દળીદળીને ઢાકણીમા ઉઘરાવ્યુ માનજો

જ્ઞાની કહે છે કે પૂર્ણતાના લક્ષે ઉપડ સિદ્ધ ભગવતો સાથે વાતો કરવાની છે તે જબરજસ્ત વાત છે પોષધ કરવો એટલે ચોવીસ કલાકનુ ચારિત્ર ઉપવાસ એટલે ઉપ-આત્મા, વાસ-સમીપે, આત્માની સમીપે વાસ કરવો તેમા ફરાળની છૂટ હોય નહિ પેંડા, શીરો, મગફળી, ગોળ વગેરે કઇ જ લેવાય નહિ જ્યારે અન્ય દર્શનોમા કહ્યુ છે કે, ન રહેવાય ત્યારે તુલસીના પાન ઉપર રહી શકે તેટલો આહાર

કરવો પછી તો ફરાળ નીચે રહ્યો ને પાંદડું ઉપર આવી ગયું આવા ઉપવાસ તો જિંદગી સુધી નડે નહિ. વળી ખર્ચ પણ ભારે પડી જાય. આવી એકાદશી તો બારશીની દાદી બની જાય છે જૈનોમાં પણ અમુક ભાઈઓ ઉપવાસની અંદર કસ્તુરી-અંબરની ગોળીઓ વાપરે છે જેથી શક્તિ જળવાઈ રહે.

આપણે સ્થાનકવાસી, આ બાબતમાં ઘણા બચી ગયા છીએ. માસખમણ કરનાર કરતાં પોષધનો લાભ વિશેષ છે ઉપવાસમા તો મહેમાન આવે ને પાણી પણ પાય, પરંતુ પોષધમાં હોય, અમતના દ્વાર રૂંધીને બેસી ગયા હોય તેનાથી કોઈ પણ આશ્રવનું કામ કરાય નહિ પોષધનું ફળ મહાન છે આજે ત્રણ લાડવા સારૂ ત્રિલાસ કરી નાખે છે તમે શુદ્ધ ક્રિયા કરો ગરલ ક્રિય કરો નહિ પૌદ્‌ગલિક ઇચ્છા સહિતની ક્રિયા તે ગરલ ક્રિયા છે પોષધ કરવાની મનાઈ નથી, પરંતુ ઝેર પીવાનું બંધ કરો કોઈ પણ જાતની ઇચ્છા વગર કરવા તે નિર્જરાનું કારણ છે નિર્જરાની પાછળ પુણ્યના તો ઢગલા થાય જાર વાવે ચાર-કડબના ગાડાં ભરાય છે ને ! તેમ નિર્જરા પાછળ પુણ્યના ઢગલે ઢગલા થાય છતાં પણ પુણ્યના લક્ષે કરવું નહિ. પુણ્ય તે સોનાની બેડી અને પાપ તે લોઢાની બેડી છે જેલમાં બેઠેલો કેદી લોઢાની બેડીથી પોલીસની આજ્ઞા નીચે છે, ત્યારે મહેલમાં બેસતી મહારાણી સોનાની બેડીથી અંગરક્ષકોના રક્ષણ નીચે છે આ રાણી મલકાય છે પેલો કેદી અફસોસ કરે છે ફેરક આટલો જ છે પુણ્ય પણ બંધ —આશ્રવ છે અને પાપ પણ આશ્રવ છે.

શ્રી ઉત્તરા૦ સૂત્ર અધ્યયન ૨૧, છેલ્લી ગાથા,

दुविह खवेउण य पुण्णपावं, निरंगणे सव्वओ विप्पमुक्के ।
तरित्ता समुद्दं व महाभवोघं, 'समुद्दपाले-अपुणा'गमं गए ॥२४॥

સમુદ્રપાલ પુણ્ય અને પાપ બન્ને ખપાવીને મોક્ષે ગયા રાગના રંગ નીકળી ગયા છે અસંગ દશા પ્રાપ્ત કરી લીધી છે મહાભવરૂપી સમુદ્રને તરી જઇ સમુદ્રપાલ મુનિ અપુનરાગમન–જન્મ થવાનો જ નથી તેવી ગતિમા ગયા–મોક્ષે ગયા પુણ્ય છે તે સગવડતા આપે છે ધર્મ પુરુષાર્થથી થાય છે પુણ્ય તે ધર્મ નથી જ ધર્મથી કર્મની નિર્જરા થાય ઉપયોગમા ટકવુ તેનુ નામ ધર્મ

**'બીજા માને મને ધર્મી, હું કેવો આત્મવંચક'**

જગત લેબલ લગાવી દે કે તમે ધર્મપ્રેમી, ધર્મ-ધુરધર, તેથી શુ વળે ! હુ ધર્મમા રત છુ ? કે માલ વગરની દુકાન છે ?

> "માલ વિનાની દુકાન દ્વારે, ખોટાં બોર્ડ લગાવીશના,"
> મુખે વદી વાણી તું કડવી, સૂતેલા સાપ જગાડીશના,
> નાવ તરે ભવસાગર તારી; ખાડે લાવી ખૂચાડીશના,
> તારી શકે તો તારજે જીવડા, બીજાને ડૂબાડીશના

જ્ઞાની કહે છે કે દુકાનમા માલ નથી ને બોર્ડ લગાવી બેઠા છો, તે બીજાને ઠગવા માટે ને ? મોટા તિલક તાણ્યા હોય, માળા ગળામા હોય, મોઢે મુહપતિ બાધી હોય, મંદિરે જઈ ચાલ્લા કરતા હોય, મોટા ગાજરિયા તાણુતા હોય, એવા ઠગ ભકતોનો આજે પાર નથી તમે જૈન છો તો જૈનત્વ ઝળહળતુ હોવુ જોઈએ 'જિ' ધાતુ ઉપરથી જૈન શબ્દ બન્યો છે અને તેનો અર્થ જય પામવો એમ થાય છે રાગ-

દેવ ઉપર વિજય મેળવવો એવા જ જિનેશ્વર દેવ તેમની પ્રરૂપેલી વાણી તે જિનવાણી અને તેને આધારે ચાલે તે જૈન. આજે તો જૈન માગનુ નામ લઈ અન્ય માગે જઈ ચડયા છે નિર્જરાનુ નામ લઈ આત્માને ઠગે છે તમારી ક્રિયા ઝેરી ન હોય ગેરે ચાર શેર ઘીનો મેસુબ બનાવેલ છે, જેમા ખાળી પડી છે, મસાલા નાખી ભપકાદાર બનાવ્યો છે, પણ અંદર ઝેર છે તેવી તમને ખબર પડી ગઈ હોય તો ખાઓ ખરા ! કોઈ તમને આ પ્રમાણે સમજણ આપે કે આમાં ઝેર છે તો તેને તમે મિત્ર માનો તેમ ક્રિયાની પાછળ પૌદગલિક લોલુપતા તે ઝેર છે તેનાથી કોઈની મીઠીસુ ચણાઈ જઈ નથી. માટે તમારી ક્રિયા લેવા માટે નહિ પણ નિર્જરા અર્થે રાખજો આજે તો ઘણા બોલે છે કે કરે તે લે લેવુ હોય તે કરે, તે શબ્દ જરા ભારે છે તેને સમજાવો કે શુ લેવુ છે ! મોક્ષ કે રોકડા ! ધ્યેય ચોખ્ખુ રાખજો લેવાની લોલુપતા રાખશો તેથી અભરાઇ જ રહેશે થાળી લોટો તપેલા હાર વીટી લેશે છતાં 'અભરાઇ એટલે अ = નહિ भराइ = ભરાય નહિ. કયારેય ભરાય નહિ તેનું નામ અભરાઈ તેમ તૃષ્ણાનો આરોવારોજ ન આવે

ક્રિયા નિમળ હોવી જોઇએ. મેસુબ સરસ છે પરતુ અંદર ઝેર છે તેમ લાલસા-તૃષ્ણાનું ઝેર હોય તો બધુ ધૂળ બરાબર છે કરો ક્રિયાઓ કરવી જ જોઇએ ક્રિયાનો નિષેધ નથી, પણ અનાસક્ત ભાવવાળી હોવી જોઇએ

પચ્ચક્ખાણનુ જ માહાત્મ્ય છે સર્વાર્થસિદ્ધના દેવોને તેત્રીસ હજાર વર્ષે આહારની ઇચ્છા થાય છતા તેના ઉપવાસ ગણાતા નથી. કારણ કે ઇચ્છા નિરોધ રૂપ પચ્ચક્ખાણ નથી.

માત્ર ઔદયિક ભાવે જ ભૂખ લાગતી નથી. પચ્ચક્‌ખાણથી પાપ–કર્મ રોકાય છે લૌતિક સુખની ઈચ્છા વગર કેવળ પાપ ટાળવાને પચ્ચકખાણ કરવા જેવા છે તેવા જીવને

"ભવે ભેદ અ'તર દયા"

હવે ભવ કરવા નથી અતરમા દયા, સ્વદયાના ભાવ જાગ્યા છે. સ્વદયા આત્મલક્ષી છે અને તે મોક્ષ અપાવનારી છે નિર્જરા માટે તપ કરો, પણ આ લોક કે પરલોકમા દેવ થવા માટે નહિ કીર્તિ–પ્રશસા, કોઈ મને વાહ વાહ કરે કે સન્માને તેટલા માટે કઈ તપ નથી "દશ વૈકાલિક સૂત્ર"ના નવમા અધ્યનના ચોથા ઉદ્દેશામા જોઈ જજો વિચારી જોજો કે ધાર્મિક ક્રિયા કઈ રીતે થાય ! આ તો ઝવેરીની દુકાને જઇને કહેવુ છે કે, એક શેર બટાટા જોખ ભાઈ ! તુ દુકાન ભૂલ્યો તેમ આહી આગળ લૌતિક સુખની માગણી હોય કે નિર્જરા કેમ થાય તેનુ ધ્યેય હોય? આત્મા ઉજ્જવળ કેમ બને તે કરી લેવાની જરૂર છે પુણ્યના ઉદયે તો આ ક્ષેત્ર, ઉત્તમ કુળ અને ધર્મ સહેજે મળી ગયો છે હવે લ્હાવો કઈ રીતે લેવો છે? પુણ્યે તો તમને સાધનો લાવી દીધા છે, પણ શ્રદ્ધા કરી પુરુષાર્થ ફેરવવો તે તમારુ કામ છે

માવતર સસ્કારી હોય તો તેના બાળકો જન્મતાવેત ધાર્મિક સસ્કારોમા ઉછરે બોલતા શીખે ત્યા "નમો અરિહતાણુ" શીખડાવે તે કેવા ભાગ્યશાળી? બાઈ સગર્ભા હોય, વ્યાખ્યાન સાભળવા જાય, તે લાયક ભવ્ય ગર્ભસ્થ જીવનું પરિણમન એવુ થાય કે, જીવ મોક્ષનો–ધર્મનો અર્થી બને. વૈરાગ્યને પામે, મરીને બીજા દેવલોક સુધી પહોચે બે

માસથી નવ માસનો ગર્ભ બીજા દેવલોકના આયુષ્યબંધ પામી જાય પણ ગર્ભાવસ્થામા સંગ્રામની વાતો સાંભળે અને એ કલુષિત પરિણામ કરે તો તેવા પરિણામનથી જીવ પહેલી નરકે પહોંચી જાય સવળો પુરુષાર્થ કરે તો શુભ ગતિ અને અવળો પુરુષાર્થ કરે તો અવગતિ થાય છે

બલભદ્ર રાજા સુસંસ્કારી છે, ધર્મી છે રાજા જેવી પ્રજા પણ ધર્મી છે પ્રજાના હૃદયરૂપી સિંહાસન ઉપર બેસનારા આ રાજા મહાન ગુણવાન છે રાજા બલભદ્રને મૃગા નામે પટરાણી છે બીજી ઘણી રાણીઓ છે તેમા મૃગાવતી રાણી અગ્રસ્થાને છે રાજકાજમા સલાહકાર છે હવે વધુ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૪ થુ

### સં ૨૦૨૦ના અષાઢ વદિ ૩ રવિવાર તા. ૨૬-૭-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે ય કાલે સિદ્ધ થયેલી વસ્તુ આંકી નાખે સિદ્ધાંત ફરમાવ્યાં છે "ઉત્તરાધ્યયન" સૂત્રના ઓગણીસમા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર છે ત્રણ ભુવનના નાથ ભવ્યજીવોના શરણરૂપ ત્રિશલાનંદન-ભગવાને ઉત્તરાધ્યયનસૂત્રની પ્રરૂપણા કરી છે તેમાં મૃગાપુત્ર ક્યા સ્થળે? તે વખતના કેવા લોકો? કયુ મિત્ર? વગેરેનો અધિકાર આવે છે ચૌદ રાજલોક છે અસંખ્યાતા જોજનનો એક રાજલોક છે રાજલોકનો નકશો પુરુષાકારે છે પુરુષ

બે હાથ કેડ પર રાખી બે પગ પહોળા રાખીને ઊભેલો હોય તેવો લોકનો નકશો છે પગના તળિયાંસ્થાને સાતમી નરક છે. ૭ મી નરક સાત રાજની પહોળી, છઠ્ઠી નરક ૬ રાજની, પાચમી પાચ રાજની, એમ ક્રમશઃ ઘટતાં ઘટતા પહેલી નરક ૧ રાજની પહોળી છે. ત્યાર પછી કટિના સ્થાને તિર્છોલોક. પેટના મધ્ય ભાગમાં નાભિ સ્થાને મેરૂ પર્વત છે તિર્છોલોક એક રાજ જેટલો પહોળો અને અઢારસો જોજન ઊંચો છે સમ પૃથ્વીથી ૭૯૦ જોજન ઉંચપણે તારામંડળ ત્યાર પછી ૧૧૦ જોજનમા જ્યોતિષચક્ર છે ત્યાર પછી અસખ્યાત જોજન ઊંચપણે પહેલુ સુધર્મ અને બીજું ઈશાન દેવલોક, પછી ત્રિજુ–ચોથું દેવલોક, પછી પાંચમુ દેવલોક કોણીના સ્થાને પાચ રાજનું પહોળુ, ત્યાર પછી ક્ષેત્ર સકોચાતુ છઠું સાતમુ આઠમું ૯–૧૦–૧૧–૧૨મુ દેવલોક, પછી ડોકના ભાગે નવ ગ્રૈવેયક આવે છે ત્રણ ત્રણની ત્રિક છે. ત્યાથી અસખ્યાત જોજન ઊંચપણે પાચ અનુત્તર વિમાન આવે છે મસ્તકના ટોચ સ્થાને મુકિતશિલા છે મુકિતશિલાના અગ્રસ્થાને ૩૩૩ ધનુષ્ય અને ૩૨ આંગુલ પ્રમાણે (ઊચાઇમા) સિધ્ધ ભગવન્તો બિરાજે છે

આલોક કેમ કહેવાણો? જેમા છ દ્રવ્ય, ધર્માસ્તિકાય–અધર્માસ્તિકાય, આકાશ, કાળ, પુદ્દગલ અને જીવ હોય તેને લોક કહેવાય. એટલો આકાશ તે અલોક કહેવાય અલોક અનતો છે લોક અસખ્યાતા જોજન લાબો પહોળો છે મોટા મકાનમાં સીકુ ટાગ્યુ હોય તે કેવડુ લાગે! તેવો અલોકની અંદર લોક લાગે અલોક અનતો છે છ દ્રવ્યો જેમા છે તે લોક તેના ત્રણ વિભાગ તે ત્રણ લોક, ઉર્ધ્વ, અધોલોક અને

તિરછોલોક નારકી અને ભવનપતિ દેવતા અધો લોકમાં છે તિરછો લોકમાં વાણુ મ તર, જ્યોતિષીદેવ, મનુષ્ય અને તિર્ય ચ રહે છે ઉર્ધ્વલોકમાં વમાનિકદેવ રહે છે તિરછોલોકની અ દર અસ ખ્યાતા દ્વીપ-સમુદ્રો છે

એક રાજના તિરછો લોકની અ દર અર્ધામાં સ્વયભૂરમણ સમુદ્ર અને અર્ધામા અસ ખ્યાતા દ્વીપ અને સમુદ્ર છે મનુષ્યોનુ સ્થાન તો માત્ર અઢી દ્વીપની અ દર જ છે મનુષ્યક્ષેત્ર ફરતો માનુષોત્તર પવત છે તે ગોળ છે તેની અ દર રહેલા જ બુદ્વીપ ધાતકીખ ડ અને અર્ધો પુષ્કરખ ડ દ્વીપમા મનુષ્યો રહે છે બાકીમાં તિર્ય ચો વસે છે ગભજ મનુષ્ય સ ખ્યાતા છે સ ખ્યાતા ગણતાં ગણતાં એકમ દશક સો.. તેમ ગણતાં ૨૯નો આક પડે તેટલા મનુષ્યો છે એ મનુષ્યો દ્વારા ચૌદ પ્રકારના સમૂચ્છિંમ જીવો લાળ-વિષ્ટા-મળ-મૂત્ર શુક્ર સોણીતમાથી ઉત્પન્ન થાય તેને સ મૂચ્છિમ મનુષ્ય કહેવાય છે ત અસ ખ્યાતા છે તેનુ શરીર આગુલના અસ ખ્યાતમાં ભાગનુ અને આયુષ્ય અ તર્મુહુર્ત નુ છે પૂરી પર્યાપ્તિ બાધી શકતા નથી એકસો એક સ મૂચ્છિ મ મનુષ્ય અપર્યાપ્તા જ હોય છે તેમ ગભ જ મનુષ્યના ૧૫ કર્મભૂમિ ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અ તરદ્વીપા કુલ ૧૦૧ના પર્યાપ્તા અને અપર્યાપ્ત એટલે ૨ ૨ અને ૧૦૧ સ મૂચ્છિંમ મનુષ્ય કુલ મળી મનુષ્યના ૩ ૩ ભેદ થયા દેવો અને નારકી દરેક અસ ખ્યાતા પૃથ્વી-પાણી તઉ વાયુ-વનસ્પતિ દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય અને અસ જ્ઞી પ ચેન્દ્રિય આ નવ ધાટી ઉલ્લ ઘીને માનવ જ મનો ન બર આ યો છે બધાનો સરવાળો કરીયે તો થોડામા થોડો આક ગભજ મનુષ્યનો છે ચારે ગતિના

જીવો મનુષ્યમા આવી શકે તેની સ ખ્યા અન તી, પણ ચૂ ટાઈને આવનારા સ ખ્યાતા જીવો, ઉમેદવાર અન તા પણ ખુરશી સ ખ્યાતી, તેમા તમારો ચાન્સ લાગી ગયો, તે કેવા ભાગ્ય-શાળી ?

અન તા પુણ્યના ઢગલે ઢગલા થાય ત્યારે માડ મનુષ્ય અવતાર મળે છે, તે માનવ પણ બે પ્રકારે છે આર્યા-મલેચ્છાશ્ચ આર્ય અને અનાર્ય જેના હૈયામા દયાના તત્ત્વ હોય, કોમળતા કારુણ્યના ભાવો હોય, જેનુ હૈયુ દયાથી ભીજાયેલુ હોય, હિંસાની સૂગ હોય તે આર્ય હિંસા આદિ પારાવાર પાપ કરે છે તે અનાર્ય મનુષ્ય સિવાય ત્રણે ય ગતિના દરવાજા મોક્ષ માટે બ ધ છે સાતમી નર્ક, તેઉ, વાઉ, અને મનુષ્ય તિર્ય ચ જુગલીઆ આ પાચ ઠામ સિવાય બધા ઠામના જીવો મનુષ્ય ભવમા આવી શકવા સમર્થ છે ૫૬ અ તરદ્વીપના મનુષ્યો એકાત મિથ્યાત્વી હોય, તે સમ્યગ્દષ્ટિ નથી હોતા તેની લાયકાત મોક્ષ મેળવવા જેટલી નથી ત્રીસઅકર્મ ભૂમિના મનુષ્યો પણ વિરતિ કરી શકતા નથી તમે કર્મભૂમિમા આવ્યા છો, તમારી ઘણી પુણ્યાઈ તમને આહીં ખે ચી લાવી છે આર્યદેશ, ઉત્તમ કુળ, સ સ્કારી કુટુમ્બ, ધર્મના ર ગથી હાડ અને હાડની મિંજા ર ગાયેલા હોય, નવતત્ત્વના જાણવાવાળા હોય. અને તત્ત્વના ચિંતક વિચારક માતા-પિતાને ત્યા જન્મ થવો એ શુ ઓછુ પુણ્ય છે ? આવા પુણ્યશાળીઓનો વસવાટ સુગ્રીવનગરમા છે જ બુદ્વીપના ભરતક્ષેત્રમા સુગ્રીવનગર આવેલુ છે, જેમા આર્ય પ્રજા રહે છે, તેઓ બહુ જ સ સ્કારી છે પ જાબ કેસરી પૂજ્ય શ્રી કાશીરામજી મહારાજ સાહેબ કહેતા કે-

દુર્લભ લાધ્યો મનુષ્ય જન્મ મારો અનાર્ય દેશ મોઝાર નહિ
આર્યદેશ ઉત્તમકુળ ઉપજ્યો કોઈ અધમ કુળે અવતાર નહિ
લાંબી આવખા પુરણ ઇન્દ્રિય દેહમેં રોગ વિકાર નહિ,
એમ જાણી જૈન ધર્મ આરાધો આ અવસર વાર વાર નહિ

જ્ઞાનિ પુરુષો કહે છે કે તમે અત્યારે ક્યાં આવ્યા છો ? માનવભવ મળવો બહુ દુર્લભ છે તેમાં પણ આર્ય પણું ! જો અનાર્યદેશમાં ગયા હોત તો શું થાત ? આર્ય દેશમા પણ ભીલ, કોળી–વાઘરીમાં અવતાર નથી. ઉચ્ચ કુળમાં અવતાર–તે પણ મહાન પુણ્યનો યોગ છે આયુષ્ય પણ લાંબુ ગભમાં ગળી જાય તો શું કરે ! તેમ જન્મ આંધળો, બહેરો, મુંગો, કાણો હોય તો ? તે ધર્મની આરાધના શું કરી શકે ! પૂર્ણ ઇન્દ્રિય પામ્યો છુ આવો સરસ અવસર મળ્યો છે તો હવે Time is money–તકને સંભાળી લ્યો. તક ગુમાવે તે મૂખ તકને વધાવે તે પંડિત

મળ્યો મનુષ્ય જન્મ આ પ્યારો તમે ભક્તિ હૃદયમાં ધારો,
કમ ખપાવી જ મોજ મના જૈન ધર્મને ધારો,
તક જાણી મળી (૨) ભક્તિ ના કરી, ફેરમાં પડી
જીવન ડુબાવશો.

મનુષ્ય જન્મ આ સફળ કરીને, મહાવીરને ભાવો–મહાવીરને ભાવો,
મહાવીર પ્રભુના ગુણ સૌ ભાવો, જન્મ સફળ કરવા (૨)
જિન શાસન દેવ વધા ગુણ ભાવો, ભવસિંધુ તરવા (૨)

મનુષ્યનો અવતાર અનંતા પુણ્ય યોગથી પ્રાપ્ત થાય છે પાંચસો રૂપિયાનુ સેફ બાઈઓ કેવી રીતે સાચવે છે વારપરબે વહેવારે પહેરવાનુ હોય સારી પેઠે સંકેલી જતન કરીને રાખે છે અને પાંચ રૂપિયાના સાડલાની કેવી બાળ-વણી હોય ? તેમ તમે આ મનુષ્ય અવતાર કેટલા બધા પુણ્યથી ખરીદ કરેલ છે આવી પુણ્યાઈથી મળેલો અવતાર કોડીમાં વેંચી નાખો છો ?

"દિવસ ગુમાવ્યો ખાઈને, રાત્રી ગુમાવી સૂઈ
હીરા જેવો મનુષ્ય ભવ, કોડી બદલે જાઇ.

આવો અમૂલ્ય ભવ શી રીતે વાપરો છો? વાધા-વચકાથી મારાતારાપણાથી મગજને કચરાપેટી બનાવી મૂક્યુ છે. તત્ત્વના ચિંતક છો? મગજમાં છ દ્રવ્ય, નવ તત્ત્વ, જીવ-અજીવની વાત રમે છે? કે ભાગીદારો કેટલા? પૈસા કેટલા? માલ-મિલ્કત કેટલી? તેમ રમે છે! શેના વિચારો આવે છે! ભાન ક્યાં ગુમાવાય છે તેની ખબર છે! હજારની નોટ છોકરો મોઢામાં નાખે છે કારણ કે બાળકને તો જે આવ્યુ તે મોઢા તરફ હોય તેને તેની શું કિંમત? અમારે તમને કેવડા માનવા? કેવડા થયા? સભાન દશા કેમ નથી આવતી? પ્રકાશમા આવો અંધકારમા ક્યાં લગી અથડાવુ છે! જિનેશ્વરદેવે માર્ગ બતાવ્યો છે તેમાં ઓતપ્રોત બની જશો, તેનુ નામ ભક્તિ. ભક્તિમા તદ્રૂપતા-અર્પણતા-હોય, તેમાં શરત ન હોય, બક્ષિસ ન હોય માગણી કરવાની હોય જ નહિ, છતા મળ્યા વગર રહે નહિ. મનુષ્યઅવતારમાં ઉન્નતિનુ પ્રથમ પગથિયુ ભક્તિ છે ભક્તિ આવે તો જ્ઞાન પામવાને લાયક થાય વિનય એટલે વિ+નય વિશેષે કરીને આત્મા તરફ દોરી જવુ તેનુ નામ વિનય. જૈનશાસનનુ મૂળ વિનયમા છે વિનયથી જ્ઞાન, જ્ઞાનથી દર્શન, દર્શનથી ચારિત્ર અને ચારિત્રથી મોક્ષ પ્રાપ્ત થાય છે

"विणयाओ जिणशासनमूलो, विणयाओ संजमो तवो।
विणयाओ विप्पमुक्कस्स, कओ धम्मो कओ तवो॥"

માબાપનો વિનય કરનાર, શેઠગુરૂ આદિનો વિનય કરી શકે છે વિનય ઘરશાળામાથી જ મેળવાય છે પણ

આજે એ શિક્ષણ નથી દીકરો સવારમા ઊઠી હાતણ મોઢામા લેશે પણ કર્યા મારા માબાપ બિરાજે છે તેને નમસ્કાર કરુ, તેવા તમારા બાળકો ખરા ? કેમ સસ્કાર નથી ! ખામી દેખાતી નથી ? विद्या विनय ददाति । વિનયથી વિદ્યા વરે છે વિનયથી પ્રાપ્ત કરેલુ જ્ઞાન સફળ બને છે

એક ઘરમા પિતા પુત્ર, સાસુ અને વહુ રહે છે વહુ સસ્કારી માબાપની પુત્રી ધર્મીષ્ઠ છે સાસુને ધર્મકરણીમાં અનુકૂળતા કરનારી છે જ્યાં સપ છે વિવેક છે ત્યા ઘષણ થતુ નથી. અઠાઈઘર છે પિતા પુત્ર અને સાસુએ પૌષધ કરવા જાય છે પુત્રવધૂ ચોવીસ કલાકનો ઉપવાસ કરે છે ત્રણે ય જણા વ્રત પાળી ઘેર આવે છે વહુએ પારણા માટે ખીર મગ રાબડી બધી એગવાઈ તૈયાર કરી છે સાસુને બિસવા ચાકળો પણ તૈયાર રાખેલ છે બહારથી દીઠા તેવી સામે ડેલીયે જઈ નમ કાર કરી ચરણરજ મસ્તકે લીધી વહુ બહુ સસ્કારી છે તમારે ત્યા આવી સસ્કારી પુત્રવધૂ છે ? લાખનો કરિયાવર લઈ આવનારી સસ્કારી કે ધમ પમાડનાર સસ્કારી ? તમારી નજર કર્યા ઠરે ? કરિયાવર તો સવાઈ જશે, પણ વહુ સસ્કારી હશે તો બાળકોમાં પણ સસ્કાર ઉતરશે બધુ તૈયાર છે સાસુ પારણુ કરવા માટે ખમ્યા છે પિતા-પુત્ર પારણુ કરી થાક ખાવા મેઢી ઉપર આઠે પડખે થયા છે પણ કાંઈ કોઇ ચર્ચા કરતાં સભળાતુ નથી. મેઢી ઉપર જઇ જુએ છે તો બ ને લીલા કાચ-અવાચક પડેલા દીઠ ઉકળતા દૂધમા ગરલ પડેલી હશે તેનું ઝેર ચઢી ગયુ હશે.

સાસુવહુનુ પારણુ પારણાને ઠેકાણે રહી ગયુ રાગ દશા છે એટલે દુ ખી હૃદયે સાસુ અને વહુએ માથા ખોળામા લઇ મ ત્રાચ્ચાર શરૂ કર્યા

ભકતામર સ્તોત્રનો પાઠ શરૂ કર્યો

> "રકતેક્ષણ' સમદ કોકિલ ક'ઠનીલ'
> ક્રોધોદ્ધત' ફણિનમુત ફણમા પત'ત'
> આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશ'કસ્ત
> ત્વન્નામ નાગદમની હૃદિ યસ્ય પુ'સ (૪૧)

ભાવપૂર્વક, શ્રદ્ધાપૂર્વક અને શુધ્ધ ઉચ્ચારથી શ્લોક બોલે છે રકત આખ છે જેની, કાળો કાઠલો છે, ક્રોધથી ઉધ્ધત થયેલ છે, ફેણ પછાડતો એવો સર્પ સામેથી આવતો હોય– એ પગ વચ્ચેથી ચાલ્યો જતો હોય, પણ જે પુરુષના હૈયામા તમારા નામ રૂપી નાગદમની હોય તેને સર્પ પણ શુ કરી શકે! કેટલુ શ્રદ્ધાનુ બળ છે! ઝેર તરત ઉતરી ગયુ હાથ ફરકવા લાગ્યો પુત્ર.માતાને પૂછવા લાગ્યો કેમ હજુ પારણુ કર્યું નથી! પરતુ સસરાનુ ઝેર હજુ ઉતરતુ નથી– વહુ કહે છે કે મારા પિતાનુ માથુ મારા ખોળામા લાવો ફરી સ્તોત્ર ઉચ્ચાર્યું જ્યા આ શ્લોક આવ્યો કે ઝેરની અસર ઉતરી ગઈ જૈન દર્શનના સ્તોત્રો મહાન કાર્ય કરે છે જો જ્ઞાન સાથે શ્રદ્ધાનુ બળ હોય તો જ જ્ઞાન ફળીભૂત થાય

હવે પારણા કરવા નવેસરથી તૈયારી કરવાની રહે છે સ્વસ્થ થયા પછી સાસુ, વહુને પૂછે છે કે, બન્ને સાથે સ્તોત્ર બોલ્યા પણ મારા બોલવા થકી અસર કેમ ન થઇ! વહુએ કહ્યુ કે હુ જે સ્તોત્ર ભણી છુ તે ગુરુદેવ પાસે વિનયપૂર્વક બે હાથ જોડી નમસ્કાર કરી જ્ઞાન ગ્રહણ કર્યું છે અને તમે મારી

પાસેથી શ્લોક શીખ્યા છો ગુરુ પાસેથી નથી શીખ્યા વિનયવાળી જ વિદ્યા ફળે છે માટે ભક્તિ નમ્રતા–વિવેક પહેલાં લાવવા જોઇએ ભક્તિ વિના જ્ઞાન ન મળે. જ્ઞાન વગર ચારિત્ર નહિ. ચારિત્ર વિના કેવળજ્ઞાન ન આવે અને કેવળજ્ઞાન વિના મોક્ષ નથી. માટે જીવનમાં નમ્રતા ભક્તિ વિવેક લાવવા જોઇએ

અહો અહો શ્રી સદ્ગુરુ કરુણાસિંધુ અપાર
આ પામર પર પ્રભુ કર્યો અહો અહો ઉપકાર
શુ પ્રભુ ચરણ કને ધરૂ આત્માથી સૌ હીન
તે તો પ્રભુએ આપીયો વર્તું ચરણાધીન

સાધક કહે છે કે હે પ્રભો ! આપે જે કાંઇ આપ્યુ છે જીવદયાળુ” જીવ આપ્યો છે મને ભાન કરાવ્યુ છે તેનો ઉપકાર વાળી શકુ તેમ નથી.

ગયા હતા જે કચરામાંથી અને હિરા મળી ગયા ઘરમાંથી
સાદ કરી ગુરુએ બતલાવ્યો, આંખ દઈ ભરુ ભળમાંથી
અને હીરા મળી ગયા ઘરમાંથી

આત્મારૂપી હીરો અનાદિકાળથી ખોવાઇ ગયો છે તેને પ્રાપ્ત કરવા માટે કેટલે ઠેકાણે રખડયો ! ખૂબ માથાં પટક્યાં, પરંતુ હીરો તો અહિં મારા ઘરમાં જ છે

મેરા હીરા હેરાઈ ગયા, કચરેમેં કોઇ પાણી કોઇ પથરેમેં
કોઇ માળા કર જપત હૈ કોઇ પાલીતાણા વનમેં
મેરા હીરા હેરાઈ ગયા કચરેમેં

પાલીતાણા સમેતશીખર આદિ તિર્થ ધામ ફરી વળ્યો, પણ આત્મારૂપી હીરો મળ્યો નહિ. જન્માજન્મના પ્રભાસ ગોકુળ મથુરા એમ ઘણી જગ્યાએ ત્યાં ગોતવા ગયો, પણ મળ્યો નહિ. તે હીરો ક્યાં છે ? ભગવાન કહે છે તે હીરો

તારામા જ છે બહાર કયાંય નથી. "Happiness comes from within, not from without" તારામાં સમાઇ જા, બહાર હીરો નથી, અ તરખોજ કર તો પ્રાપ્ત થાય

"બોલે તે બીજો નહિ પરમેશ્વર તે પોતે,
પણ અજ્ઞાની આંધળો અળગો રહીને રોતે."

અવાજ કયાંથી આવે છે તેને તુ જાણુ "Speak within thee" તેનુ જાણપણુ કર્યે જ્ઞાન-દર્શન ચારિત્ર્યની ખીલવટ થઇ જશે. અને તેથી મોક્ષ પ્રાપ્ત થઇ જશે માટે આ મનુષ્ય-ભવ રૂપી તક મળી છે તેને વેડફી ન નાખ જન્મોજન્મના કર્મો ખપાવવાની તક છે, અમૂલ્ય તક અમૂલ્ય અવસર સાપડયો છે, આગણે અવસર છેને ? બજારમા એકથી દશગણા ભાવ ઊંચા થાય ને વખારમા માલ ભરપુર હોય, તો વેચીને લાભ લઇ લોને ? કે એમ કહો કે હમણા નહિ. હમણાં બે માસ પથારીમાથી ઉઠવાની છૂટ નથી, પછી વાત તો શુ બજાર ઊભી રહે? ભાવમા ફેરફાર થાયને! તક ગુમાવ્યે વસ્તુ હોય છતા લાભ મેળવી ન શકાય તમારે શુ ભાવ છે! મોસમ છેને! આગળના લોકો જરૂરીઆત કરતા વધુ કમાવવાનુ ઇચ્છતા જ નહિ ચોમાસામા ગામ બ્હારના પાચે જાતના આશ્રવ સેવવાના પચ્ચક્ખાણ હોય ચાર માસ કયાય મુસાફરી નહિ આજે તો સ તોષ જ નથી આરાધના કરો પુણ્યથી આ બધુ ખેચાઇ આવશે આરાધનાનો અવસર છે, આ અવસરને ઓળખે તે પ ડિત છે

દરેક જૈને આ ચોમાસામા ઓછામા ઓછુ બે ઘડીનુ સામાયિકવ્રત તો કરવુ જ જોઇએ આત્મદશામા બે ઘડી રમણતા કરવી તે સામાયિકવ્રત છે દર રવિવારે તો કામકાજ

બધ હોય છે તેને તમે Holiday કહો છે હોલીડે એટલે પવિત્ર દિવસ વિદેશીઓ ચચ, અગિઆરી વિગેરેમાં પ્રાથના કરવા આ દિવસે જાય છે તમે સિનેમા જેવા, ચા નાસ્તા ઉડાવવા હોટલમાં જવા કે રેકડીની વસ્તુ ખાવામા વિતાવો છે ને? રવિવારે તો અવશ્ય સામાયિક કરવી જ જોઇએ રાત્રિભોજનનો ત્યાગ હોવો જોઇએ કાઈક ધાર્મિક સસ્કાર રેડો જેથી ઉત્કર્ષ થાય પુણ્યાઈથી આ અવસર મળ્યો છે તે વેડફાઇ ન જાય તેની તકેદારી રાખશો તો દુગતિમાં જવુ નહિ પડે

બલભદ્ર રાજા અને તેની અગ્ર પટરાણી મૃગાવતી દંપતિ છે દેહ જુદા પણ દિલ એક તેનું નામ દપતિ આય સન્નારીઓ આવી હતી આજનો કાળ તો છૂટાછેડાનો છે આ કયાની સસ્કૃતિ છે નાતરિયુ વર્ણ છો કે ઉચ્ચકુળ છો! કીડીનો ખાવિંદ ધણી હોય છતાં તેને પરમેશ્વર તુલ્ય માને તેવી આયનારી હોય હૈયામાં એક પતિ સિવાય બધા ભાઈ બાપ હોય. બ્રહ્મચારિણી, શીલવતી સતીઓ થઈ ગઇ જેની દૃષ્ટિ અગુઠા ઉપર કોઇના મોઢા સામે દૃષ્ટિ કરે જ નહિ. તમારી નજરો કયાં ફરે! આજે તો સ્રીને પુરુષ મિત્ર અને પુરુષને સ્રી મિત્ર હોય આમ, વિજાતીય મિત્રતામાં રોગ કેવા થાય? ભારતની સસ્કૃતિ દુનિયામાં અજોડ ઊચામા ઊચી છે અમેરિકા જેવા દેશમા જ્યા ૧૦૩ માળાના મકાન હશે પણ સદાચાર નથી પામ્યા ત્યાં સુધી નકામુ છે ત્યા સુધી પાયો કાચો છે સાચુણ ખરુ આભૂષણ છે સદાચાર પવિત્રતાનું મૂળ છે

બલભદ્ર રાજા અને મૃગાવતી રાણી બન્નેને પાચેય

ઈન્દ્રિયની પૂરે પૂરી જોગવાઈ છે રૂપના અબાર સમી રાણી છે. આર્યનારી હક્ક માગતી નથી હક્ક માગ્યે મળતા નથી પણ સેવાભાવથી મળે છે માગવાથી કઇ મળે નહિ તમે કેની પાસે માગવા બેઠા છો? ઘરમા કામવાળી પાચ રૂપિયા પગાર વધારવાની માગણી કરે તો વધારી દેવાય પણ ઘરવાળી કહેશે કે હુ આ બધુ કામ કરુ છુ તો સારો પગાર વધારો! માગે ત્યારે મજૂરણ માનવીને? પતિ કહે કે બાળકો તારા છે, તારી ફરજ છે પગાર માગવા બેસે તે કેવુ વચન લાગે? ઘર તારુ છે પતિ તારો છે, પોતાનુ જ હોય ત્યા વળી માગવાનુ શુ? ભગવાન કહે છે કે, આત્મા માટે ધર્મ કરવાનો છે, પૈસા ટકા, કીર્તિ, વાસણ માટે નહિ, કર્મની નિર્જરા માટે ધર્મ કરવાનો છે દંપતિ સુગ્રીવનગરમા રહે છે, વળી પણ શુ થશે તે અધિકાર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૫ મું

**સં. ૨૦૨૦ના અષાડ વદિ ૪ સોમવાર તા. ૨૭-૭-૧૯૬૪.**

અહિ નાથે સિધ્ધાત પ્રરૂપ્યા સિધ્ધાત એટલે ત્રણેય કાલે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે બલભદ્ર રાજા અને તેમની મૃગાવતી પટરાણી સુગ્રીવનગરમા રહે છે રાજા બલભદ્ર સસ્કારી આત્મા છે પ્રજાપાલક છે, સૂર્ય સમાન તેજસ્વી છે જેમ સૂર્ય, રાજમહેલને પ્રકાશ આપે છે તેમ ગરીબની ઝૂપડીને પણ પ્રકાશ આપે છે ત્યા ઊચ-નીચ, રાયરક, સધન--

બધ હોય છે તેને તમે Holiday કહો છો હોલીડે એટલે પવિત્ર દિવસ વિદેશીઓ ચર્ચ અગિયારી વિગેરેમાં પ્રાર્થના કરવા આ દિવસે જાય છે તમે સિનેમા જોવા, ચા નાસ્તા ઉડાવવા હોટલમાં જવા કે રેકડીની વસ્તુ ખાવામાં વિતાવો છો ને? રવિવારે તો અવશ્ય સામાયિક કરવી જ જોઇએ રાત્રિ ભોજનનો ત્યાગ હોવો જોઇએ કાંઈક ધાર્મિક સંસ્કાર રેડો જેથી ઉત્કર્ષ થાય પુણ્યાઈથી આ અવસર મળ્યો છે, તે વેડફાઇ ન જાય તેની તકેદારી રાખશો તો દુર્ગતિમાં જવું નહિ પડે

બલભદ્ર રાજા અને તેની અગ્ર પટરાણી મૃગાવતી દંપતિ છે દેહ જુદા પણ દિલ એક તેનું નામ દંપતિ આર્ય સન્નારીઓ આવી હતી આજનો કાળ તો છૂટાછેડાનો છે આ ક્યાની સંસ્કૃતિ છે નાતરિયુ વર્ણ છો કે ઉચ્ચકુળ છો? કીડીનો ખાધેલ ધણી હોય છતાં તેને પરમેશ્વર તુલ્ય માને, તેવી આર્ય નારી હોય હૈયામાં એક પતિ સિવાય બધા ભાઈ બાપ હોય. બ્રહ્મચારિણી, શીલવતી સતીઓ થઈ ગઇ જેની દૃષ્ટિ અંગુઠા ઉપર કોઇના મોઢા સામે દૃષ્ટિ કરે જ નહિ તમારી નજરૂ ક્યાં ફરે! આજે તો સ્ત્રીને પુરુષ મિત્ર અને પુરુષને સ્ત્રી મિત્ર હોય આમ વિજાતીય મિત્રતામાં ગોટા કેવા થાય? ભારતની સંસ્કૃતિ દુનિયામા અજોડ છે ચામાં ઊંચી છે અમેરિકા જેવા દેશમાં, જ્યા ૧૦૩ માળાના મકાન હશે પણ સદાચાર નથી પામ્યા ત્યાં સુધી નકામુ છે ત્યાં સુધી પાયો કાચો છે સાચુ ખરુ આભૂષણ છે સદચાર પવિત્રતાનું મૂળ છે

બલભદ્ર રાજા અને મૃગાવતી રાણી બન્નેન પાંચેય

ઈન્દ્રિયની પૂરે પૂરી જોગવાઈ છે રૂપના અંબાર સમી રાણી છે. આર્યનારી હક્ક માગતી નથી હક્ક માગ્યે મળતા નથી પણ સેવાભાવથી મળે છે માગવાથી કઇ મળે નહિ તમે કેની પાસે માગવા બેઠા છો ? ઘરમા કામવાળી પાચ રૂપિયા પગાર વધારવાની માગણી કરે તો વધારી દેવાય પણ ઘરવાળી કહેશે કે હુ આ બધુ કામ કરુ છુ તો મારો પગાર વધારો ! માગે ત્યારે મજૂરણ માનવીને ? પતિ કહે કે બાળકો તારા છે, તારી ફરજ છે પગાર માગવા બેસે તે કેવુ વચન લાગે ? ઘર તારુ છે પતિ તારો છે, પોતાનુંજ હોય ત્યા વળી માગવાનુ શુ ? ભગવાન કહે છે કે, આત્મા માટે ધર્મ કરવાનો છે, પૈસા ટકા, કીર્તિ, વાસણ માટે નહિ, કર્મની નિર્જરા માટે, ધર્મ કરવાનો છે દપતિ સુગ્રીવનગરમા રહે છે, વળી પણ શુ થશે તે અધિકાર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૫ મું

### સં. ૨૦૨૦ના અષાડ વદિ ૪ સોમવાર તા. ૨૭-૭-૧૯૬૪.

**અ**હિ નાથે સિધ્ધાત પ્રરૂપ્યા સિધ્ધાત એટલે ત્રણેય કાલે સિદ્ધ થયેલી વસ્તુ. ઉત્તરાધ્યનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે બલભદ્ર રાજા અને તેમની મૃગાવતી પટરાણી સુગ્રીવનગરમા રહે છે રાજા બલભદ્ર સસ્કારી આત્મા છે પ્રજાપાલક છે, સૂર્ય સમાન તેજસ્વી છે જેમ સૂર્ય, રાજમહેલને પ્રકાશ આપે છે તેમ ગરીબની ઝૂપડીને પણ પ્રકાશ આપે છે ત્યા ઊચ-નીચ, રાયરંક, સધન-

નિર્ધન, યોગી કે ભોગીનો ભેદ નથી. તેમ જ્ઞાની પણ जहा पुण्णस्स कत्थति तहा तुच्छस्स कत्थति जहा तुच्छस्स कत्थति तहा पुण्णस्स कत्थति જે તુચ્છ છે, ગરીબ છે, તેને પણ જ્ઞાની સરખો બોધ આપે છે, અને તુચ્છને જેવો બોધ આપે છે, તેવો જ બોધ એક રાજાને પણ આપે છે પુણ્યવાન આત્મા અને પાપી આત્મા બન્ને જાતના આત્માઓ છે બધાને સરખો બોધ છે ધર્મ પામવા ઉત્સુક રહેવું જોઇએ વસ્તુનો સ્વભાવ એ ધર્મ છે, રાજાનો ધર્મ ન્યાયનીતિ એ પ્રમાણે ગ્રામ્યધમ કુળધમ, રાષ્ટ્રધમ, આ બધા લૌકિક ધર્મો છે ત્યારે આત્મધમ એ અલૌકિક છે અલૌકિક ધમથી કમ ખપે છે ભવ તુટી જાય છે સંસારની ચાર ગતિમાં પરિભ્રમણ કરાવનારા જાતજાતનાં શુભાશુભ કમ કર્યો હોય તે પુણ્ય પાપના ઉદય થાય ત્યારે જીવે કેવી રીતે રહેવું ?

"સુખમા છકાય નહિ દુઃખમાં રડાય નહિ,
ભક્તિ ભૂલાય નહિ હો માળા છે હાથમા
ધન સંઘરાય નહિ એકલું ખવાય નહિ
ભેદ રખાય નહિ હો, માળા છે હાથમાં
પ્રભુના નામની હો, માળા છે હાથમાં

પ્રબળ પુણ્યનો ઉદય જ્યારે થાય ત્યારે સુખ વધે. કમાણી વધે તેનો કચરો પણ મૂલ્યવાન તેજતુરી વસ્તુ બની જાય આવા પુણ્યના ઉદયમાં છટકી ન જવું ગુમાન ન કરવુ એ વૃત્તિ પુણ્યનો કોળિયો કરી જનાર છે એક પુણ્ય ભોગવતા કેટલા સમયમા ખલાસ થાય છે તે વાત શ્રી "ભગવતી – સૂત્રમા આવે છે વાણવ્યંતર દેવો એકસો વર્ષમાં સુખ ભોગવતા જેટલુ પુણ્ય ખપાવે તેટલુ પુણ્ય ખપાવતા નવનિકાયના દેવોને બસો વર્ષ લાગે અસુરકુમાર ૩૦૦ વર્ષમા,

ગ્રહનક્ષત્ર તારામંડળના દેવતાઓને ૪૦૦ વર્ષ લાગે ચંદ્ર-સૂર્યને ૫૦૦ વર્ષ પહેલા અને બીજા દેવલોકના દેવોને એક હજાર વર્ષ. ત્રીજા અને ચોથા દેવલોકને બે હજાર વર્ષ પાંચમા તથા છઠ્ઠા દેવલોકને ત્રણ હજાર વર્ષ સાતમા તથા આઠમા દેવલોકને ચાર હજાર વર્ષ. નવમાથી બારમા દેવલોકને પાંચ હજાર વર્ષ પહેલી ગ્રૈવેયકે એકલાખ, બીજીએ બે લાખ, ત્રિજી ગ્રૈવેયકે ત્રણ લાખ વર્ષ, તેવી રીતે તે જ અનુત્તર વિમાનના દેવને ચાર લાખ વષ અને સર્વાર્થસિદ્ધના દેવતાને પાંચ લાખ વર્ષ પુણ્ય ખપાવતા થાય પુણ્યમા ભોગવટામાં કેટલો બધો તફાવત છે! કારણ કે પુણ્યના દલિકોના રસમા તફાવત છે અને વર્તમાન ભોગવટામા સમજણનો તફાવત છે ઘણા જીવો પુણ્યના ઉદયથી છકી જાય છે હુ મોટો, મને માનપૂર્વક બોલાવો, એ અભિમાન છે, તે પાડનાર છે

દુખ અણગમાની વસ્તુ છે તે પાપના ઉદયથી આવે છે પાપના ફળને ઇચ્છો ખરા? ના, પાપના ફળને ન ઇચ્છો છતા જીવ જોરશોરથી પાપ કર્યે જ જાય છે "पाप कुर्वन्ति सादरा।" પુણ્યના ફળને ઇચ્છે, પણ તેવા કાર્ય કરવાની ઇચ્છા છે? ના, પુણ્યના કારણે સગવડતા અને સાહ્યબી, અને પાપનાં ફળમા દુખ ને અગવડતા, જેવું કારણ તેવું કાર્ય થાય. બી તેવુ વૃક્ષ કડવી તુબડી વાવીએ પછી શેરડીના સાઠા કેમ મળે? કણબી જેવી બુદ્ધિ પણ તમારામા છે? તમારા માટે શુ કહેવું? બધી જાતની સગવડતા જોઇએ છીએ, આનદ જોઇએ છીએ, તો સુખના કારણો આપશો કે દુખના?

પાપ કીધા અંધારે છુપાવ્યા ભલુ
પુણ્ય કીધાનો દેખાવ કીધો ભલુ
ભર્યો અંતરમાં ઝેર બહાર અમૃત પણ વેર
એવા કામો જીવનમાં મેં આચરિયાં
શું એ ભોળી રહ્યા છે જિનવરિયા
આપું તરસ્યાને મીઠા મીઠા સરોવરિયા
શું એ ભોળી રહ્યા છે જિનવરિયા '

ઘણાં કુકર્મો કર્યાં કાળાં બજાર કર્યા બીજાને દુઃખમાં ડૂબાડી પૈસો એકઠો કર્યો. પછી હજાર બે હજાર ફાળામાં નોંધાવી અમીર પાપને છુપાવ્યાં ને પુણ્યનો દેખાવ કર્યો "એરણકી ચોરી કરે કરે સોયકા દાન ધંધા કયા કર્યો! અને ઉપરથી દેખાવો કયા કર્યા છે! તમારા પ્રયત્નો સારા દેખાડવાનો કે સારા થવા માટેનો છે ને? અંદરથી ક્ષય હોય હાડ ખવાઈને ચારણી જેવા થઈ ગયાં હોય, મોઢાનો ચાંદલો તકતકતો હોય ને ફોટો પડાવેલ હોય તેવા મુરતિયાને તમે પાસ કરશો ખરા? તેમ ધર્મના બિરુદ ધરાવી મોટી મુહપત્તી મોઢે બાંધી બેસી ગયા લેબલ લગાડ્યું પણ અંતર જીવન તપાસો. આપણે બધા આદર્શ શ્રાવક કે સાધુ છીએ? બહારથી એવા દેખાવ કરે કે જાણે ચોથા આરાના નમૂના પાંચમા આરામાં સ્વભાવમાં ઝીલનારા નમૂના! અંદર ઝેર પણ બહાર અમૃત દેખાડી રહ્યા છે આ સાચો ધર્મ નથી. ગૃહસ્થ જીભથી કહે કે જરૂર પડે તો મારી પાસે આવજે અવશ્ય મદદગાર થઈશ પણ ઓટલો ચડે કે પૂછે, કેમ પધારવું થયું! તો કહેશે અત્યારે ભીડમાં છું મદદની જરૂર છે પેલો કહેશે વાત સાચી છે પણ હમણાં જ દેવાઇ ગયા દેવા જેવું કંઈ રહ્યું નથી. આને કેવા ગણવા! અમૃતનાં ઢાંકણાં અને વિષના ઘડા દેખાવ કેવો કરે છે?

વિષયકષાયમા તરબોળ જીવ પોતે જ પોતાને ઠગે છે જ્ઞાની કહે છે કે અનતજ્ઞાનીથી તારુ જીવન અજાણ્યુ નથી તારે શુ તેની આખો આજવી છે? તારે પોતે જ પોતાની સુધારણા કરવાની છે જેટલા ગુણ પ્રગટયા છે તે કહેવાની જરૂર નથી, ધર્મને ઢાકો લોકો વાવણી કરે છે ત્યારે વાવ્યા પછી ધૂળથી ઢાકે છે. ઉઘાડુ રાખે તો પક્ષી ચણી જાય તેમ, જે ગુણ પ્રગટાવો તે કહી દેખાડવા માટે નથી "કર્યું કરાવ્યુ ભજન આટલુ, જ્યા ત્યા વાત કરાય નહિ" ભજન, ધ્યાન, ગ્રથવાચન, કે કોઇને મદદ કરી હોય તે વાત કહી દેવાની શી જરૂર છે! જે કઇ કર્યું છે તે લાભ પોતાના આત્માને મળવાનો છે દયા, કરુણા વગેરે શુભ ભાવથી, શુભ પુણ્ય બધાય, તેનાથી સુખ મળે છે દીધા પછી રહેવું કે ટળવુ તે સામાના પુણ્યની વાત છે જીવે ધણીપણુ શીદ રાખવુ! અજ્ઞાની જીવ પરનો કર્તા થવા જાય છે જ્ઞાની કહે છે કે તુ જ્ઞાતા રહે એક રાજા દાન આપે છે પણ લેવા આવનાર સામે સામુ ન જોતા આડુ મોઢું રાખે છે તેમના દીવાન કહે છે, સાહેબ! આપ દાન આપો છો તેમા શરમ કેમ આવે છે, લજ્જાનુ કારણ શુ? રાજા કહેવા લાગ્યો કે, લોકો કહે છે કે હુ આપું છુ, પણ, ખરી વાત તો એ છે કે સામાનુ જે પુણ્ય હોય તે જ તેને મળે છે, હુ તો નિમિત્ત માત્ર છુ હુ કઈ આપતો જ નથી તમને દાન દીધા વખતે શરમ આવે છે કે ઢઢેરો પીટાવો છો? દાન દીધા પછી હૈયામા અહકાર ન થાય એવો ભાવ પ્રગટાવો શાલિભદ્રનો જીવ પૂર્વ ભવમા ભરવાડના દીકરા રૂપે હતો બાપ ગુજરી ગયા છે માતા હૈયાત છે એક વખત, બીજાને ઘેર દૂધપાક

દીકો માતાને કહે છે કે એવુ પોચુ પોચુ ને પીળુ પીળુ મને ખાવાનું બનાવી દે એકનો એક દીકરો છે માએ વિચાર્યું', દૂધ કે ચોખા કાંઈ જ નથી. પરંતુ બાળકે હઠ પકડી છે, મા મુઝાય છે પાડોશીને ત્યાંથી દૂધ ખાંડ, ચોખા માગી લાવીને ખીર રાંધે છે કથરોટમાં ઠારવા મૂકે છે

મા કામ કરવા બહાર જાય છે અને બાળકને કહે છે કે ઠરી જાય એટલે ખીર ખાઈ લેજે પાછળથી માસખમણ કરનાર તપસ્વી, ઘોર તપસ્વી દીપ્ત તપસ્વી, ક્ષમાના ભડાર પવિત્ર મુનિ માસખમણને પારણે ગોચરીએ નીકળ્યા છે તે મુનિ ફરતાં ફરતાં ત્યાં પધાર્યા ઘર પાસે આવતાં દીઠા, ત્યાં તે કહે: 'પધારો' કેવો ભાવ ઉપડયો! મને લાભ આપો, ખીર છે' મુનિ પાત્ર ધરે છે પ્રથમ પોતાને ખાવા માટે કથરોટમા અર્ધી લીટો કરી રાખેલો પણ પાત્રમાં બધી ખીર વહોરાવી દે છે અફસોસ નથી. ખાવાના સ્વાદ કરતાં વહો રાવવાનો ઉલ્લાસ વધી ગયો છે આ ઉલ્લાસ પલ્લવમાં પુણ્યના ચોપડામા જમા થઈ જાય છે મહાત્મા ચાલ્યા ગયા. 'શુભ ભવતુ' કલ્યાણ ભવતુ' જૈનના સાધુ એવા આશીર્વાદ ન આપે વહોરવા માટે અમે તેટલુ લાણુ ચાલી ગયા હોવ ને ઘેર વેળા ન થઈ હોય તો તેનો ખેદ નહિ તેમ શાપ પણ ન આપે

दुल्लहाओ मुहादाइ मुहा जीवीवि दुल्लहा।
मुहादाइ मुहाजीवी दोवि गच्छन्ति सुग्गइ ॥
१० ॥ દશ સૂ. ૭-૧

આશા રહિત લેનારદેનાર બન્ને સદ્ગતિ પ્રાપ્ત કરે છે

અહીં વસ્તુ નિર્દોષ છે અને ચિત્ત, વિત્ત અને પાત્ર ત્રણેની એકતા થઈ છે દેનાર, લેનાર અને વસ્તુ નિર્દોષ, એમ ત્રણ કરણ અને ત્રણ જોગ શુદ્ધ, તેથી સ સાર પરિત થઈ જાય ઉમાસ્વાતિ મહારાજ પણ એમ જ કહે છે કે

**विधि द्रव्य दातृ पात्र** । દાનની વિશુદ્ધિ પવિત્રતા ઉપર છે

**विशेषात्तद्विशेष** લેનારદેનારને વસ્તુની જેટલી નિર્મળતા વધારે, તેટલો લાભ વધારે મુનિ ચાલ્યા ગયા પછી બાળક કથરોટ ચાટવા લાગે છે, માતા આવે છે, પૂછે છે શુ બધુ ય આરોગી ગયો ? કાળક્રમે બાળકનુ આયુષ્ય પૂરૂ થાય છે ગૌભદ્ર શેઠના ધર્મપત્નિ ભદ્રા શેઠાણીની કુખે તે બાળક પુત્ર પણે અવતરે છે બાળક ગર્ભમા છે ત્યારે માતા લહેરાતુ શાલિનુ ક્ષેત્ર સ્વપ્નામા જુવે છે, તેથી જન્મ થયા પછી શાલિભદ્ર નામ રાખ્યુ શુ પુણ્યાઈ ? મિલકત ગણી ગણાય નહિ રળ્યુ તે કેટલુ ક ભેગુ થાય ! બે હાથ વચ્ચે કેટલુ ભેગુ થાય ! મહેનત કરી આતરડા તૂટી જાય, જીભ બહાર નીકળી જાય તોય એક રત્ન જેટલુ ન થાય પુણ્ય રળે તો ઢગલા થાય પણ પુણ્યની આશાએ કઈ કરશો નહિ નિષ્કામ કરણી કરો, કરણી વાઝણી નથી પણ માનવી મર્યાદા બાધી દે છે, મને આવતે ભવે આવુ મળે, એમ નિયાણુ-નિદાન કરી લ્યે છે નિદાન તે શલ્ય છે કોઈ માણસ રસ્તે કલાકના પાચ માઈલની ઝડપે ચાલ્યો જતો હોય, તેમા અચાનક શૂળ વાગે અને તે ન કાઢે તો એટલા વેગથી ચાલી શકે ખરો ? ના, શલ્ય-કાટો હોય ત્યા સુધી ચાલી શકાય નહિ તેમ માયા, નિદાન અને મિથ્યાદર્શન એ ત્રણ શલ્ય

છે ત ન નીકળે ત્યા સુધી ઉધ્ધાર થાય નહિ. તમને શલ્ય ગોતતા જડે છે? શલ્ય રહિત કરવી કરો. શાલિભદ્ર યુવાન વયમા આવે છે પિતા ગુજરી ગયા છે અને માતા બધુ કામ સભાળે છે બગલામા હાંડીની જગાએ રત્નો છે તેથી રાત્રે દીવા કરવા પડતા નથી, માખણ જેવી સુવાળી કાયા છે રાજગૃહીમા જડેલા અજોડ એવો સાતમાળનો મહેલ છે પુણ્યના કહાર કેવા છે! ૩૨ સ્ત્રીઓનો સ્વામી સુરજ ક્યારે ઉગે છે ને આથમે છે તેનુ સુખમા ભાન રહેતુ નથી. સુખના બાર માસ બે ઘડી જેવા લાગે છે અને દુ ખ ની બે ઘડી છ માસ જેવી લાગે છે

એક વેપારી ૧૬ રત્નકબલ લઈ શહેરમાં આવે છે જે બનાવતાં જિંદગી કાઢી છે એવી સુંદર રત્નકબલ છે શિયાળામાં ગરમી અને ઉનાળામાં ઠંડી આપી શકે અને ચોમાસામા વરસાદથી બચી શકે તેવી ગુથણી કરેલી આ રત્નકબલો છે સાફ કરવા માટે સાબુ સોડા નથી જોતાં અગ્નિમા નાખે ત્યારે સાફ થાય રાજગૃહી નગરીના લોક તો રત્નકબલ ફક્ત નજરે જોઈને જ પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા આ વેપારી રાજા શ્રેણીકના મહેલમા જાય છે રત્નો તો રાજાઓ કે શ્રેષ્ઠીઓ જ ખરીદી શકે બીજાઓથી લેવાની શક્તિ નથી

अग्ग वणिर्णहि आहियं धारेन्ती राइणिया इहं
एव परमा महव्वया अक्खाया उ सराइ भोयणा ॥
સૂય-સૂત્ર અ. ૨ ઉ. ૩

તેમ પચ મહાવ્રતો રૂપી રત્નો જાવજીવ સુધી હિંસા, જાઠું ચોરી મૈથુન પરિગ્રહ, અને રાત્રીભોજનનો ત્યાગ

આવા આચારના પાળનારા પવિત્ર વૃત્તિવાળા જીવો જ ખરીદી કરી શકે છે માયકાગલાની તાકાત નથી.

"સંયમનો પંથ એ તો ખાંડાની ધાર છે,
વિખડાને ઉરમાં સમાવુ, હો આત્મા!
સિદ્ધની વાટે વાટે જાવુ.

મહાવ્રતો ધારણ કરવા, સયમને પથે ચાલવુ તે તો ખાડાની ધાર ઉપર ચાલવા બરાબર છે કડવા ઘૂટડાને પચાવી જવા પડે

રત્નકબલ લઇ વણજારો શ્રેણીક રાજાના મહેલમા જાય છે શ્રેણીક રાજા પાસે ૩૩ હજાર હાથી, ૩૩ હજાર ઘોડા, ૩૩ હજાર રથ અને ૩૩ ક્રોડ પાયદળ છે, અગ દેશ અને મગધ દેશ બે દેશના રાજા છે રાજા. રત્નકબલની કિંમત પૂછે છે, તો કહે સવા લાખ રૂપિયાની છે મહારાણી ચેલણા દેવી રત્નકબલ નીરખી રહ્યા છે પણ શ્રેણીક રાજા વિચારે છે, કે એક ઓઢણા માટે સવા લાખ ખરચુ તે કરતા પ્રજાના સુખ માટે ખરચુ તે યોગ્ય છે પ્રજાના પૈસા રાજાના ભોગ વિલાસ માટે ન વપરાય, રાજાએ તો પ્રજાના સેવક બની સાદગીથી જીવવુ જોઈએ રાજાએ વણજારાને રત્નકબલ લેવાની ના પાડી દીધી, જ્યા રાજા જ શોખીન નથી ત્યા બીજા કોણ ખરીદી શકે! વેપારીનુ મન ભાગી ગયુ, પાછો વળે છે. મોઢુ ઉદાસ છે તેવામા શાલિભદ્રની બહેન સુભદ્રાએ તે વેપારીને જોયો દિલગીર કેમ છો, તેમ પૂછે છે વેપારી માડીને વાત કરે છે સુભદ્રા કહે છે નિરાશ થાઓ નહિ નગરમધ્યના મહેલમા સાતમે માળે મારો ભાઇ શાલિભદ્ર રહે છે, ત્યા જાઓ, તે ખરીદશે વેપારીને વિશ્વાસ આવતો નથી એટલે સુભદ્રા

તેની સાથે માણસ મોકલે છે શાલિભદ્ર માતાને રત્નકંબલ બતાવે છે, ત્યારે પૂછે છે કે કેટલી છે? ૧૬ માતા કહે છે, સોળ જ ત્યારે એટલામાં મારે શું લેવુ ? ૩૨ જણી પહેરનારીઓ છે વણઝારો કહે કે કિંમત તો સાંભળો, રાજા પણ ખરીદ કરી શકયા નથી એટલી કિંમતી છે એક એક રત્નકંબલની કિંમત સવા લાખ રૂપિયા છે ભદ્રા માતા કહે. લાવ ૧૬ કાંબલ. રૂા ૨૦ લાખ આપી દીધા માતાએ કહ્યુ ભાઈ, એક એકના બે ટુકડા કરી આપ, વણઝારો કાંબલ કાપવા કાતર મૂકે છે, ત્યાં તેના હૃદય ઉપર કાતર મુકાય છે વિચારે છે કે મને તો કિંમત ઉપજે છે પણ લેનારને કિંમત નથી. બત્રીસ પુત્રવધૂઓને બોલાવી એક એક ટુકડો આપી દીધા બધી સ્ત્રીઓએ સવારમાં સ્નાન કરી રત્નકંબલથી શરીર લૂછી ખાળમા પધરાવી દીધી. સમૃદ્ધિ કેટલી ? સંઘરવાની, સાચવવાની વૃત્તિ નથી. વહોરાવી હતી માત્ર થોડી જ ખીર તેમા કેટલા ગણુ થઈ સામે ઊગ્યુ ? ભાવની કિંમત આંકતા શીખો ખાળમાંથી રત્નકંબલ ભંગડી લઈ જાય છે ખીલી ઓટી કરીને શ્રેણીક રાજાના મહેલનો ચોક વાળવા જાય છે રાણી ચેલણા જોઈ રહી. મને રાજાએ રત્નકંબલ લઈ ન દીધી અને આ ભંગડીને રત્નકંબલ ! ભંગડીને પૂછે છે કેટલાની ખરીદ કરી ? ભંગડી કહે 'હુ શું ખરીદીશ !' આ તો શાલિભદ્ર શેઠને ત્યાંથી બત્રીસ ટુકડા લઈ આવી છુ રાણીએ રાજાને વાત કરી— રાજાએ કહ્યુ આવો ઋદ્ધિ આપણા નગરમા રહે છે તેની મને તો ખબર જ નથી !

'દાતણ તો જગ કરશુ છ શાલિભદ્ર સુખ લેશુ છ'
વણઝારોછ વાણી પીધા રથ પાલખીછ

આજે હુ ગૌરવવતો છુ કે આવા શ્રેષ્ઠીઓ મારા રાજ્યમા વસે છે. મારે તેના દર્શન કરવાં જોઈએ સામે ચાલીને શાલિભદ્રના મહેલે જાય છે

'પેલા ભુવને પગ દીધોજી રાજા મનમાં ચમકીઓ'
કાંઈ જોજોજી આ તો ઘર ચાકર તણુંજી.

આ ભુવન તો ચાકરનુ છે બીજે ભુવન દાસદાસીઓ ત્રીજે-ચોથે ભુવને નજીકના રહેનારાઓ, અભયકુમાર સાથે છે, રાજાને બધુ બતાવે છે પાચમા ભુવને જમીન ઉપર નીલમણિ પાથર્યા છે, પાણી છે કે પૃથ્વી તેની ખબર પડતી નથી. વીંટી નાખે ત્યા ખણુખણુ અવાજ થાય છે આ તો રત્નનુ બધુ છે વીટી ફેંકી તે ખોવાઈ ગઈ, ન મળી ભદ્રા શેઠાણી થાળ ભરીને વીટીઓ લાવે છે અને કહે છે સાહેબ! ગમે તે પહેરી લ્યો તેમ વિનવે છે શાલિભદ્રને બોલાવવા માતા સાતમા માળે જાય છે અને કહે છે હે પુત્ર! શ્રેણીક રાજા પધાર્યા છે. શાલિભદ્ર બોલમા તોલમા કંઈ જાણતા નથી માતાને કહે છે "કરિયાણુ વખારમા નખાવી દયો માતાજી! તેમા તમે મને પૂછવા શુ આવ્યા? જેમ સુખ ઉપજે તેમ કરો" માતા કહે છે "આ કરિયાણુ નથી પણ ગામધણી છે, તને મળવા આવ્યા છે" આ સાભળી શાલિભદ્ર ઊભા થઈ નીચે ઉતર્યા શરીરે પરસેવો વળી ગયો માખણ જેવી કાયા રૂપરૂપનો અબાર શ્રેણીક રાજા નીરખીને ઠરી ગયા કાનમા કુંડળ, કેડે રત્નજડિત કંદોરો, હાથમા વીંટી છે. રૂપ ઝળહળ છે રાજા ખોળામા બેસાડે છે, હૃદય ઠરે છે

પ્રજાનુ તે મારુ જ છે જેના મન મોકળા છે, તેને કુદરત આપી રહે છે આગળની સાસુઓ ઘી તેલ ગોળ ખાડને તાળામા

મૂકી આવીઓ પોતાની પાસે રાખવી જેને મેર તાળાં-કૂંચી, તેની વહુઓને મારવાનું મન થાય જ્યાં ખુલ્લુ ત્યાં મન ભર્યું ભર્યું રહે છે સત્તાના શિખરે વસતો રાજા સમૃધ્ધિના શિખરે ચડેલી પ્રજાને જોઈ, કેવી સમૃધ્ધિવાન મારી પ્રજા છે! એમ ગૌરવ અનુભવે છે રાજા પાછા મહેલમા આવતા રહે છે આજના રાજાઓ ઈન્કમટેક્ષ, સેલટેક્ષથી પ્રજાનું ધન હરી જાય છે શાલિભદ્રને દિલમાં ફટકો પડે છે કે મારે માથે ધણી ન હોવો જોઇએ હું સૌનો ધણી, અનાથ મટી સનાથ બનું આ સ્થાને અજ્ઞાની જીવ હોય તો અભિમાનના રવાડે ચડી જાત પણ આ તો પુણ્યાનુબંધી પુણ્યના ઉદય વાળો, આત્માની સભાન દશાવાળો શાલિભદ્રનો જીવ છે

જાણ તો કરણી કરશુ જી જ થ વિષય પરિહરશુ જી
પાળી સંયમજી પછી નાથ સનાથ થશુ સહી જી

હવે એવી કમાણી કરું કે મારો કોઈ નાથ ન રહે. દીક્ષા લઈ લઉ, સયમ અગીકાર કરુ શ્રેણીક રાજા જેવા જોવા આવ્યા છતાં છે જરાય અભિમાન? તમે શાલિભદ્રની ઋધ્ધિ માગો છો ને? તેઓને એક જ ટકોર બસ ને ઢકવા તો પિંડાંને હોય જાહેર કર્યું કે ૩૨મે દિવસે દીક્ષા લેવી છે આ વાત તેમની બ્હેન સુભદ્રાએ સાંભળી ધન્ના ભરથારને નવરાવતાં આસુનુ ગરમ ટીપુ ધન્ના ઉપર પડે છે પૂછે છે તમને શુ દુખ છે! આખમા આસુ કેમ! સુભદ્રા કહે છે મારે એકનો એક ભાઈ દીક્ષા લ્યે છે પ્રતિદિન એકેક સ્રીનો ત્યાગ કરે છે ૩૨ દિવસ વિત્યા પછી સયમને માર્ગે જશે ત્યારે ધન્નારાય કહે છે

આતો કેવો વૈરાગી, આને કેમ કહીએ શુરવીર રે
ધન્નરાય એમ ભણે વૈરાગી તો તને જાણવો,
જે એકદમ છોડે પ્રીત રે

વૈરાગીને વાયદા શા ? એક એક સ્ત્રીને છોડતાં બત્રીસ દિવસ શાના લગાડવા ! સુભદ્રા કહે છે "કહેવું સહેલ છે પણ કરવુ મુશ્કેલ છે, તમારે આઠ રાણીઓ છે તેમાંથી એકનો પણ મોહ છૂટે છે ?" ત્યાં તો ધન્નાજી બોલી ઊઠયા કે 'આજથી "અત્યારથી આઠે તજી, હવે સંયમ લેવો નિરધારજી"આઠેયનો ત્યાગ.' તમારે તમારી સ્ત્રી સાથે આવા સંવાદ કયારેય થાય છે ખરા ? સાળા બનેવી તો બન્યા છો ને ? જે બોલ્યા તે પાળવુ જ ઉતાવળા ઊભા થઈ ગયા સ્નાન કરવાનુ બાકી છે, ખેળભરી કાયાએ ઉપડયા, શાલિભદ્રના મહેલે કહે છે ઊઠો ! બેઠા છો શુ ? ધર્મના કામમા પ્રમાદ શો ? દીક્ષા લીધી ત્યારથી માસખમણુ તપ શરૂ કર્યાં તપશ્ચર્યા વિના કર્મ ખપતા નથી તપથી નિર્જરા થાય છે

ધન્નો ને શાળિભદ્ર, મુનિશ્વરોની જોડ
નારીનાં બંધન તત્ક્ષણ નાખ્યાં તોડ

ધન્નો ને શાળિભદ્ર બન્ને મુનિ થઈ સંયમ–તપની આરાધના કરી આવા ધર્મની અનુમોદના કરનાર સુગ્રીવ નગરમા બલભદ્ર રાજા ધર્મી, સુસંસ્કારી અને પવિત્રાત્મા વસી રહ્યા છે

વધુ અધિકાર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૬ઠું

સં. ૨૦૨૦ના અષાડ વદિ ૫ મંગળવાર તા. ૨૮–૭–૬૪.

સિદ્ધાંત એટલે ત્રણેય કાલે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરા-

ધ્યયન સૂત્રનાં ઓગણીસમા અધ્યયનમા, સુધર્મા સ્વામી, ક્ષેત્રની વાત બતાવે છે જગતમાં અનત જીવો છે ચાર ગતિ, ચોવીસ દડક અને ચોરાશી લાખ યોનિમાં જીવ પરિભ્રમણ કરે છે જીવ જે જે ક્ષેત્રમા વસે છે તેની વાત ચાલે છે ચૌદરાજ લોકની વાત આવી ગઇ મનુષ્યક્ષેત્રમા સુગ્રીવનગર બાગ-બગીચાથી સુશોભીત છે રાજા બલભદ્ર અને પટરાણી મૃગા વતી છે આ ગાથામાં સસારી જીવની વાત આવી છે છ કાયના વિભાગમા વહેચાયેલા—જીવો સકર્મી છે વનસ્પતિ જે બગીચામા ખીલી ઊઠી હોય તે એકેન્દ્રિય જીવ છે એકેન્દ્રિયથી માંડી સિધ્ધદશામા બિરાજતા શુદ્ધ બુદ્ધ ચૈતન્ય ઘન આત્મ દેવો છે, તેમાં સિદ્ધ દશામાં બિરાજતા જીવ શુદ્ધ છે એકે-ન્દ્રિયથી માંડી પચેન્દ્રિયના જીવો સસારી છે પણ અવસ્થામાં ફેર છે દરેક આત્મા નિશ્ચયનયથી સિદ્ધ જેવો છે છતાં આજે આપણે સિદ્ધદશામાં કેમ નથી? એમ કોઇ વાર એકાંતે આત્માને પ્રશ્ન કર્યો છે? રખડપટ્ટી કેમ ઊભી થઈ છે? તુ કોણ છે? તારૂ સ્વરૂપ શુ છે? તે વિચારો આય સસ્કૃતિ દેહ અને આત્માને ભિન્ન માનનારી છે

દુનિયામા બે તત્ત્વ છે એક જીવ તત્ત્વ અને બીજુ અજીવ તત્વ જીવ અને અજીવની વિકારી અવસ્થાએ સાત તત્ત્વો ઊભા થાય છે જીવ તત્ત્વ પોતાના સ્વભાવમાં સ્વ આનદમા રહે. વિકારથી વેગળો રહે અને કર્મના કણિયા કાઢે, તો તને કર્મો ચોટતા નથી સસાર કોઇએ ઊભો કરા વ્યો નથી. કોઇએ ગળે વળગાડી દીધો નથી. કારણો જીવે જ આપ્યા છ સ્વભાવમાથી ચલિત થયો છે તેથી પરિભ્રમણ અને સસાર ઊભો થયો છે લોઢુ કડુ થયુ હોય ત્યારે

પાણીમા મૂકવાથી પાણી ચૂસાવા લાગશે નહિ પણ અગ્નિમાં લાલચોળ થયા પછી પાણીમા મૂકવાથી તરત પાણી ચૂસી લેશે ટાઢા લોઢાને ટીપાતુ નથી, પણ ગરમ લોઢાને જ ટીપાય છે એવી રીતે આત્મા રાગદ્વેષના ઉકળાટથી ઉકળે છે તે કષાય ભાવથી તપ્ત થાય છે ત્યારે લોકમાં જે કાર્મણ વર્ગણા ભરી પડી છે, તેમાંથી આત્માની નજીકમા રહેલી વર્ગણાને કર્મપણે ખેચે છે. વાક પોતાનો જ છે વાક દૂર કરવો હોય, અવગુણ ટાળવા હોય, તો તે માટે જિનેશ્વર દેવની વાણી સાંભળો, હૈયામાં ઉતારો જીવનમા ઓતપ્રોત વણી નાખો ઉત્તરાધ્યનસૂત્રના ૩૬મા અધ્યયનમા પ્રભુ ફરમાવે છે.

"जिणवयणे अणुरता, जिणवयण जे करेन्ति भावेण।
अमला असंकिलिट्ठा, ते होन्ति परित्ते संसारी॥
२६१॥

જે જિનેશ્વરના વચનમા અનુરકત બને, જિનેશ્વરના વચન પ્રમાણે વર્તન કરે તે જીવ મિથ્યાત્વના મેલ અને કષાયની સંકિલષ્ટતાને ટાળી પરિત્ત સંસારી થાય છે. પરંતુ આજની પ્રજા કોના વચનોમા અનુરકત બને છે! લૌકિક વાત, કહેનાર નેતાને સાભળવાની જેટલી ઉત્સુકતા છે તેથી હજારમા ભાગે પણ તત્ત્વની વાત સાભળવાની તૈયારી નથી. પત્નિના વચનમા, પુત્રના વચનમાં, શેઠના વચનમાં અનુરકતતા છે, પણ જિનેશ્વરદેવની વાણીમા અનુરકત બન્યો નથી, તેથી જ સંસાર ઊભો છે લાઈન ચેઈન્જ કરવાની જરૂર છે.

સાભળીને બેસી રહેવાનુ નથી શ્રોતા થઈ ઘણી વખત સાભળ્યુ, વક્તા થઈ બહુ બોલી ગયો, પણ હૈયાના અને

બુદ્ધિના ખાના જુદા રાખ્યા જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ દ્વારા ધારણા શક્તિના પરિબળે જીવ ઘણુ યાદ રાખી શકે પુણ્યોદયે છટાદાર ભાષણથી હજારોની મેદનીને રીઝવી શકે, પણ જ્યા સુધી અંતર કોરુ રાખ્યુ છે ત્યાં સુધી

ભાર પર ની પણ તેમ ભણ્યો

અનતીવાર નવપૂર્વની વિદ્યા ભણી ગયો છતાં આત્માને કાયકારી થઈ નથી કારણ કે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ કર્યો પણ દર્શનમોહનો ક્ષયોપશમ કર્યો નહિ આપણે પૌષધ-પ્રતિક્રમણ-વ્યાખ્યાન શ્રવણ એ બધુ કરીએ છીએ પણ તેનો ધ્યેય શુ કોણ? નવે તત્ત્વમાથી શુ કયુ તત્વ છે? તે જાણવાનું છે જાણીને જીવનમાં ઉતારીને મોક્ષ પદ પ્રાપ્ત કરવાનું સ્વભાવમાં ટકે તો દુઃખ નથી, પણ વિમુખ બન્યો છે ત વિમુખતા ટાળવા, જીનેશ્વરની વાણી દ્વારા સદ્ગુરુઓ જગતના જીવોને સાદ કરે છે સન્માર્ગે જીવને વાળવા બોધના પીયુ કાવે છે ગુરુ એ અજ્ઞાની જીવોને પ્રેરણા કરનાર જીવતા જાગતા ભગવાન છે કારણ કે ભગવાન તો દૂર બિરાજે છે જ્યારે ગુરુ તો સમીપમાં છે ગુરુ માગદર્શક બને છે જેના જે જ્ઞાતા હોય તે વસ્તુને સમજાવી શકે ઝવેરી પાસે જોડાની વાત કરાય! ના, કારણ કે તે જ્ઞાતા નથી તેનો જ્ઞાતા મોચી છે સંતાનના શરીરમાં દર્દ થાય તો રોગનું નિવારણ કરવા તેના જ્ઞાતા ડોકટર પાસે જવું પડે છે ડોકટર એમ ન કહે કે સંતાન તે પેદા કર્યું છે તો રોગના નિદાન માટે મારી પાસે શુ કામ આવે છે? તુ નિદાન કર એમ તો કહે નહિ ને? તેવી રીતે આત્માને કર્મ લાગ્યાં છે તેના જ્ઞાતા ગુરુ છે જેણે પોતે પોતાને

જાણ્યો છે, સ્વભાવમા ઝીલ્યો છે, ત્રિરત્નની આરાધના કરી છે તેવા સદ્‌ગુરુદેવ આવનાર વ્યક્તિને આત્માનુ સ્વરૂપ વાણી દ્વારા સમજાવે છે, વાચ્યને વાચક ભાવનૂ જોડાણ કરાવે છે

> ગુરુ, વિના કોઈ નહિ મુક્તિ દાતાઃ
> ગુરુ, વિના કો નહિ માર્ગદાતાઃ
> ગુરુ, વિના કો નહિ જાડયહાહર્તા,
> ગુરુ, વિના કો નહિ સૌખ્યકર્તા

આત્મસ્વરૂપ સમજાવનાર ગુરુ છે માતા ઉછેરી મોટા કરે, પિતા પોષણ કરે, શેઠ લાઈન બતાવી વેપારમા જોડે, આ બધા લૌકિક ઉપકાર છે ગુરુનો ઉપકાર લોકોત્તર છે માતા-પિતા શેઠના ઉપકાર તો કદાચ આ ભવની ભાવટ ભાંગે પણ ગુરુના ઉપકારતો ભવે ભવની ભાવટ ભાગે છે કર્મના બોજા લઈ ફરનારાઓના બોજા ઉતારનાર ગુરુ છે

> ભવોભવ ફેરો માથે ભારો લઇને ભટકું જનમ જનમ,
> જનમ જનમ ભટકું છું તોયે, મુજને આવે નહિ શરમ,
> પૂર્વ દિશાએ જવું હતુંને, દોડયો પશ્ચિમ દ્વારે
> ઉત્તર દક્ષિણ અથડાયો, પણ આવ્યો નહિ કિનારે
> કાળી અમાસની રાતે રમતાં,
> જાણી નહિ અજવાળી પૂનમ જનમ.

જીવ સુખ સંપાદનના ધ્યેયે સુખની શોધમા ભવોભવથી અનત સસારમા રખડયો પણ સુખ પ્રાપ્ત થયુ નહિ દરેકને સુખ જોઇએ છે અને તે પણ શાશ્વતસુખ, કે જે આવેલુ ચાલ્યુ ન જાય એવું સુખ મેળવવા જીવે જે માર્ગ લીધો છે તે અવળો છે, ઇન્દ્રિયજન્ય સુખો તે શાશ્વત સુખ નથી બહારના સુખ નાશવત અને ક્ષણિક છે શાશ્વત સુખ મેળવવા ઇન્દ્રિયજન્ય સુખ ઉપર, વિષય-ભોગના વિકારો ઉપર લાત મારવી

જોઈએ. ઈન્દ્રિય સુખ અને શાશ્વત સુખ બન્ને એકી સાથે નહિ મળે. તે માટે અંતરમુખ થવું જોઇએ

આજે પૂજ્ય શ્રી મણિલાલજી મહારાજસાહેબની તિથિ છે તેઓએ ફક્ત અઢાર વર્ષની વયે સંસારને લાત મારી, જીતેન્દ્રિય બની સંયમના પંથે પ્રયાણ કર્યું હતું આજે તેઓશ્રીની પુણ્યતિથિ છે પાંચમા આરાની અંદર કેવા પુણ્યાત્મા ગુરુદેવ થઇ ગયા તેનો વૃત્તાંત સાંભળજો. ધન્ય છે તે ગુરુદેવને ? કયાં તેમની સાધના અને કયાં આપણી સાધના!

જીવ જ્યારે સવળી પર્યાય પ્રગટાવે ત્યારે તેને અંતરથી સ્વરૂપને પામવાની તાલાવેલી લાગે છે પ્રગટ થાય છે જ્યાં પ્રેમ છે ત્યાં અર્પણતા હોય, ન્યોછાવર થવાની ભાવના હોય, તમને સંસારમાં પ્રેમ છે ને ? પત્નિ પાછળના પ્રેમમાં કેટલા ખુવાર થાઓ છો ? હસરડા કોના માટે ? કોઇ ટીપ લઇને આવ્યો હોય તો તે સમયે હાથ સંકોચાશે, પણ પત્નિની માગણી માટે ઉદાર હૈયે હજારોના ખરચ કરવા તૈયાર ! ત્યારે આંચકો નહિ આવે, તમે કમાઓ છો છતાં વાલની વીંટી પહેરો છો ! ના અને સ્રીને કેવી શણગારો છો ! મોહમાં ડુબેલા છોને ? રુચિ હોય ત્યાં વીર્ય વળે જ તમને પૈસા કમાવાનો પ્રેમ છે એટલે બાર કલાકની સતત નોકરી હોય સાથે ટિફિન લઇ જવું પડે, છતાં હૈયામાં આનંદ છે કે માસિક ત્રણસો મળે છે ને ? માટે આટલું દુઃખ સહી લેવું તમને પૈસાનો પ્રેમ છે કે પરમેશ્વરનો ! સંત ગમે છે કે સન (પુત્ર) ! વિકાસ કે વિલાસ ! આત્માને પૂછીને જવાબ મેળવજો.

પૂજ્યશ્રી મણિલાલજી મહારાજનો આત્મા જાગી ગયેલો હતો. પાચમા આરામાં પણ તેઓ ગુણમા ચોથા આરાના સાધુ જેવા હતા. તપશ્ચર્યા ઘણી કરી તેમજ યોગની પણ સાધના કરી. રોગની અદર પણ સમાધિ જાળવી રાખી હતી

ગુરુ શબ્દ ઉચ્ચ પ્રકારનો છે ગુ એટલે અશુચિ પદાર્થ, દુર્ગછા ઉપજે તેવું, તેને રૂ જેવો પવિત્ર બનાવે તેનુ નામ ગુરુ વળી ગુ એટલે અધકાર, અજ્ઞાનરૂપી અંધકારમાથી રુ, એટલે પ્રકાશમાં લઈ જાય તેનુ નામ ગુરુ. કેવા ગુરુ હોવા જોઈએ તે સંબધી "દશવૈકાલિક" સૂત્રના નવમા અધ્યયનના પહેલા ઉદ્દેશામા કહ્યું છે:

**लज्जा दया सजम बंभचेर कल्लाण भागिस्स विसोहिठाणं ।**
**जेमे गुरु सययमणुसासय ति, तेहिं गुरु सयय पुययामि ॥ १३॥**

જેનામા લજ્જા છે, એટલે પાપ કરવાની શરમ હોય, પાપ કરીશ તો મારે ભોગવવુ પડશે, વળી દુર્ગતિમા લઈ જશે, મારુ અનુકરણ બીજા કરશે, માટે પાપ ન થાય તેની શરમ, લજ્જા હોય દયા હોય, અનુકપાભાવની છોળો ઉડતી હોય, आत्मवत सर्वभुतेषु य पश्यति सपश्यति। આત્માની જેમ–પોતાની જેમ, સર્વ પ્રાણીઓને જુએ તે જ દેખતો છે તેના જ્ઞાનચક્ષુ ઊઘડી ગયા છે દયા વિના ધર્મ નથી

ક્ષમા વિના તપ નથી, અને સતોષ વિના સુખ નથી અહિંસા એ ધર્મ પામવાનો પ્રથમ બોધ છે સર્વ ભૂતોમા, પછી શત્રુ હો કે મિત્ર હો, તે સમભાવે વર્તતો હોય અપકારીના અપકારને તો ભૂલી જાય, પણ પોતાના કરેલા ઉપકારને

પણ જે ભૂલી જાય છે તેણે જ જ્ઞાનને પચાવ્યું છે પૂજ્ય મણિલાલજી મહારાજ સાહેબ મનનશીલ મહાત્મા હતા તતને છોડનાર સત હતા સત્યાગ્રહી હતા પણ કદાગ્રહી, મતાગ્રહી કે દુરાગ્રહી ન હતા. તેવા પવિત્ર પુરુષના દશન થતાં, દુશ્મન પણ શાંત થઈ જાય અઢારમે વર્ષે ચોલેરામા દીક્ષા લીધી ચોપન વષ દીક્ષા પાળી. બોતેર વષનું આયુષ્ય હતુ આયુષ્યનો એક ભાગ સસારમાં અને ત્રણ ભાગ સયમમા ગાળ્યો ચોપન વષમાં ચોપન ગ્રથો લખ્યા કેટલાક પ્રસિદ્ધ થયા છે અને કેટલાક લખેલાં અપ્રસિદ્ધ પડયાં છે બહુશ્રુત અને તત્ત્વચિતક હતા સિધ્ધાંતોના જોરીસ્ટર ગણાતા ગમે તેવા પ્રશ્નના હાજર જવાબી અને પૂરા સયમી હતા જીવનમાં એવો સયમ કેળવેલો કે અમુક વષ સુધી શિયાળામા જ્યારે ઠંડો પવન વા'તો હોય ત્યારે કેવળ લગોટભર રહી સવારના સૂય ઊગ્યેથી દશ વાગ્યા સુધી ઠંડી સહન કરતા. મુનિઓ શા માટે આમ કરતા હશે? કર્મ ક્ષય માટે, દેહાધ્યાસ કેટલો છૂટયો છે તેની આ પારાશીશી છે આજે તો જીવ જરા દુખ પડે ત્યાં રોવા બેસી જાય છે શરીરનો મોહ છોડવાની તાલીમ લ્યો દેહના સુખે સુખી ને દુઃખે દુખી, તેવો દેહ ભાવ ઉત્પન્ન કરી અનતા દેહ તૈયાર કરે છે

> "દેહ ભાવ ક્ષય હોય જ્યાં અથવા હોય પ્રશાત
> તે જ્યોતિ જ્ઞાની દશા, બાકી જ્યોતિ ભ્રાન્ત"

તેમને જિંદગી પયત ચાર વિગયનો ત્યાગ હતો તેમના જીવનમાથી આપણે બોધ લેવાનો છ કઠી અપ્રમત્ત

દશા હતી ? બેઠા બેઠા લખ્યા જ કરે. કહીયે કે મહારાજ કયાં સુધી લખ લખ કરશો ? તો કહે કે હું લખલખ કયાંકરુ છુ ?

બોલે તેને લખ લખ કહેવાય ! ઘણા રાસો તેઓશ્રીના બનાવેલ છે અઢાર વર્ષની બાળવયમા બાલબ્રહ્મચારી અવસ્થામાં સયમ લઈ લીધો પૂજ્ય ગોપાલજી મહારાજ પાસે દીક્ષીત બનેલા. માહ માસમાં દીક્ષા લીધી અને વૈશાખ માસમા ગુરુનો વિયોગ થયો આધાર તૂટી ગયો છતાં પૂજ્ય મોહનલાલજી મહારાજ, નથુજી મહારાજ, ભગવાનજી મહારાજ-દીપચંદજી મહારાજ વગેરેના આધારે અભ્યાસ કર્યો જ્યોતિષ શાસ્ત્રના પારગત હતા મારવાડ, મેવાડ, અને પજાબમાથી કોઈ સાધુ કાળ કરીને કયાં ઉત્પન્ન થયા, તે કહી દેતા સમયકુંડલી કરીને કહી દેતા ત્રણ ભૂમિકા સુધીનુ યૌગિક જ્ઞાન વર્તતુ મતિશ્રુત જ્ઞાનના ક્ષયોપશમનો પુરુષાર્થ પ્રબળ હતો જીવન ઉમદા હતુ આ ગુણો બ્રહ્મચારીને સહેજે પ્રાપ્ત થાય છે અબ્રહ્મચારીને લબ્ધિ મેળવવી મૂશ્કેલ પડે છે બ્રહ્મચર્ય અનેક સિધ્ધિની જનની છે

> **જે નવ વાડ વિશુધ્ધથી, ધરે શિયળ સુખદાઈ,**
> **ભવ તેનો લવ પછી રહે, તત્ત્વ વચન એ ભાઇ.**

મનને કન્ટ્રોલમા રાખવુ જોઇએ દાઢી ડગડગતી હોય, માથે ધોળા ઉપર પીળા થયા હોય, શરીર અશકત થયુ હોય છતા તૃષ્ણા કેટલી છે ?

> **આયુષ્ય ઘટતુ જાય પણ, પાપ બુધ્ધિ નવ ઘટે,**
> **આશા જીવનની જાય પણ, વિષયાભિલાષા નવ મટે.**

ક્ષણે ક્ષણે આયુષ્ય ઘટતુ જાય છે, પણ પાપ બુધ્ધિ તો ચાલુ જ છે, તેવા જીવનુ જીવન બરબાદ થયુ છે. વિષય તે વિષ છે. ઝેર છે, વિષયો કિપાક ફળ જેવા, દેખાવે સુદર, ગધે

સુગંધી, સ્પર્શે પણ સુંદર અને સ્વાદે પણ મિષ્ટ મધુર, પણ પરિણામે સુંદર નથી. ભગવાન કહે છે કે, બ્રહ્મચારી તે ભગવાન બરાબર છે શ્રી "સૂયગઠાંગ" સૂત્રમાં કહ્યું છે કે–

"जे विन्नवणाहिऽझोसिया स तिन्नेहि सम विपाहिया।
तम्हा उड्ढ ति पासहा, अदक्खु कामाइ रोगवं ॥

જેને સ્ત્રીઓ સામે, ચડીને વિનવે છે, કટાક્ષના બાણ ફેંકે છે, છતાં તે તરફ ઝોક ખાતા નથી, તેઓ તો મુક્ત થયેલા જ સમજો. તે તો વિષયોને ઝેરી કણિ માને છે માટે–

તિરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન
ગણે કાષ્ઠની પુતળી, તે ભગવાન સમાન

જે નવયૌવના સ્ત્રીમાં લેશ પણ નથી રાચતા અને તેને કાષ્ઠ પૂતળી ગણે છે તે ભગવાન સમાન છે આ ગુણ કેળવવા મન ઉપર કાબૂ જોઈએ બહારથી ઘણા જીવો સારા દેખાવા છતાં આંતરિકથી જીવો વિષયોમા લપટાયેલા હોય છે જેનું મન ફુહાફુહ કરતુ હોય છે તેઓ દુખી છે પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં બ્રહ્મચારીને બત્રીસ ઉપમા આપી છે જેવી રીતે જ્યોતિષ દેવતામાં ચંદ્ર પ્રથમ, તેમ સર્વ વ્રતોમાં બ્રહ્મચર્યને પ્રથમ સ્થાન છે વનમાં નંદનવન, ક્ષેત્રમાં મહાવિદેહ ક્ષેત્ર, પર્વતમાં મેરૂ પર્વત, નદીઓમાં ગંગા, ધ્યાનમાં શુક્લ ધ્યાન લેશ્યામાં શુક્લ લેશ્યા, હાથીમાં ઐરાવત હાથી અને ચંદનમાં ગોશીષ ચંદન શ્રેષ્ઠ છે તેમ સર્વ વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત પ્રધાન છે તે બહુ જ ઉમદા ચીજ છે બ્રહ્મચર્ય એ સંજીવની ઔષધિ છે તેના ચરણોમાં દેવો નમે છે તે જગતમાં પૂજનીય બને છે નારીનો સંગ પાડનાર છે ઘણા મહારથીઓ માગ ઉપરથી ગોથુ ખાઈ ગયા છે સ્ત્રીસંગ વર્જ્ય છે તેમ સિદ્ધાંત કહે છે

આજે સાધુ પાસે ટાણે કટાણે બાઈઓ આવે છે ભણવાના ભાવથી કે કોઈ લટુ બનાવવાના ભાવથી આવે છે, પણ એકલુ જવાય નહિ. એવો કાયદો હોવો જ જોઈએ કે, સાધુ સ્ત્રીને ન ભણાવી શકે. સ ગદોષ કયા લઈ જશે તે કહી શકાતુ નથી નદન રાજાના ભાવમા દીક્ષા બેસે છે પરંતુ રોગ આવ્યો, ભાવના હતી, પણ દેહ કથળી ગયો રાજા મરીને દેવ થયા ઉપયોગ મૂકીને જોયુ અને દિલમા વિચાર આવ્યો કે મારી રાણી દીક્ષા લે તો સારુ.

દીક્ષા લેવા જેવુ કયુ પાત્ર છે? તેની તપાસ કરે છે ગામમા મુનિ મહારાજ બીરાજમાન છે કડક ચારિત્રવાન છે. વ્રત, તપ, જપ, નિયમ, ધ્યાન અને સ્વાધ્યાય સિવાય બીજી કોઈ વાત નથી સયમી જીવ છે નદન દેવ પરીક્ષા કરવા જાય છે દોઢ વાગ્યાના સુમારે સાધ્વીજીના રૂપમા એકલા ઉપાશ્રયમા પ્રવેશે છે ઉપાશ્રયમા સાત આઠ સાધુ છે મહારાજશ્રી પૂછે છે, કેમ આવ્યા? તો કહે મદવાડ થયો તેથી ગાથા ભૂલાઈ ગઈ છે, તેની વાચણી લેવા આવી છુ મુનિ કહે છે, એકલા અવાય નહિ, જલ્દી નીકળી જાઓ, નહિતર અમારે બહાર નીકળી જવુ પડશે આનુ નામ વ્રતપાલનની કડકાઈ

એકલા સાધુને સ સારી અવસ્થાની બહેન સાથે પણ એકલા વાત થાય નહિ સ્મશાન, સૂનુ ઘર, લુવારની દુકાન, નવેળુ, રાજપથ કે મહાપથ હોય તેવે સ્થળે પણ, એકલો સાધુ એકલી સ્ત્રી સાથે ઊભો રહી શકે નહિ, બોલે પણ નહિ દરેક સાધુને માટે સ્ત્રીસ ગ વર્જ્ય છે, સ્ત્રીસ ગ કાદવ–કીચડ સમાન છે શ્રી 'સૂયગડાગ'–સૂત્રના ચોથા અધ્યયનમા ગાથા છે કે સ્ત્રીઓએ કેવી રીતે મુનિઓને પાડયા છે! વનરાજ સિહ

પણ પાંજરામાં—બકરાના માસની લોલુપતાએ કેદી બને છે તે પ્રમાણે શ્રીસ જ કેદી કરી નાખે છે સ્ત્રી, અણુઆરને પાછું મારે છે તો આ સ્ત્રીની પાછળ લટુ બનેલ સામેથી કહે છે કે પાણા જેવું મારુ માથુ તેમાં પાટુ મારી, તેથી તમારા કોમળ પગને વાગ્યુ નથી ને ? મોહ શુ બોલાવે છે ! સત્કાર, પુરસ્કાર અને સ્ત્રી પરિસહ એ બે અનુકૂળ પરિસહ છે, બીજા બધા પરિસહો પ્રતિકૂળ છે પ્રતિકૂળ પરિસહો જીતવા સહેલ છે પણ અનુકૂળ પરિસહો જીતવા મુશ્કેલ છે અનુકૂળ પરિસહ પડખાની પીસ્તોલ જેવા છે અને પ્રતિકૂળ પરિસહ સ મુખ રહેલી પીસ્તોલ જેવા છે

તે દેવતાએ પરીક્ષા કર્યા પછી તે આચાર્ય ના આશ્રમમાં રહેલાં સાધ્વીજી પાસે તે રાણીને દીક્ષા અપાવી.

મણીલાલજી મુનિ પવિત્ર બ્રહ્મચારી પુરુષ હતા કલ્યા ણુના ભાગી વિશુધ્ધિમાં ખ્યાત હતા કેન્સરનું દદ થયુ આઠ માસ રહ્યું શરીરમા બળતરા પાણી પીએ તે ચોખાના ઓસા મણ જેવું નીકળી જાય છતાં અપૂર્વ શાન્તિમાં ઝીલતા હતા, જરાય હાયવોય કે આકુળતા નહોતી પાખીનો દિવસ આ યો સમાધિમા ચડી ગયા. બે કલાકનો કાઉસગ્ગ પાળે ને નમો અરિહંતાણુ બોલે તેમ જાગ્રત થયા કહેવા લાગ્યા કે ધ્યાનમા હતો ઉત્પન્ન થવાનુ સ્થાન જોઈ આવ્યો પરંતુ દેવ શય્યા ખાલી નથી. પાંચમને દિવસે ૫ કલાકને પાંચ મિનિટે આયુષ્ય પૂરુ થવાનું છે આવી સમાધિવાળા પુરુષ હતા આઠ માસ બીમારી રહી. સાધ્વીજી ઘણાં હતા વિનતી કરી પણ સેવા ભક્તિનો લહાવો લેવાની ગુરૂદેવે ના પાડી કે ચાતુ ર્માસમા સાધુ—સાધ્વીએ સાથે ન રહેવું જોઇએ પોતે જેશાવસ-

નગરમા બિરાજેલ હતા છેલ્લી ઘડી સુધી જાગ્રત અવસ્થામા હતા. કેશવલાલજી મહારાજનો જોગ ઘણો સુદર હતો ઘણી સેવા કરી. છેલ્લી દશા સુધી સમાધિ-ઉપયોગની સાવધાની હતી. ધન્ના અણુગાર સરીખુ શરીર થઈ ગયુ, છતા સમતા અજોડ હતી બરાબર તેમણે કહેલ તે દિવસે અને તે ટાઈમે જ સ ૨૦૦૦ની સાલમા કાળધર્મ પામ્યા એમનુ જીવન ચરિત્ર સાભળી, આપણુને પણ અપ્રમત્ત દશા આવે તેવી આરાધના કરીએ

---

## વ્યાખ્યાન ૭ મું

### સં. ૨૦૨૦ના અષાડ વદિ ૬ બુધવાર તા. ૨૯-૭-૬૪

શાસનપતિ જિનેશ્વર દેવે અતિમ સમયે જે પ્રતિબોધ આપ્યો તે ઉત્તરાધ્યયનસૂત્રના ઓગણીસમા અધ્યયનની પહેલી ગાથામા છે કે, સુગ્રીવ નગર રમ્યકારી છે વનસ્પતિ, પાણી, જળાશયો આદિથી સુશોભિત છે લીલોતરી વરસાદને આકર્ષે છે સૂકા રણમા વરસાદ ઓછો હોય હરિયાળી ભૂમિ અને મેઘરાજાને મીઠો સબધ છે તેવી રીતે જેના હૈયા ધર્મથી નવપલ્લવિત થયા હોય અને જે ભૂમિરૂપ પવિત્ર બન્યા હોય, ત્યા સતો એ ચાઇને આવે છે અને વીરવાણીરૂપ મેઘની ધારા વરસાવે છે બલભદ્ર રાજા અને મૃગાવતી પટરાણી મનુષ્ય છે અને પ્રજા પણ મનુષ્ય છે, છતા ફેર કેમ? સધન-નિર્ધન, ઊચ-નીચ, નારકી-દેવ એમ વિવિધ ગતિમા જીવ કર્મના કારણે વિચિત્ર ભવો કરી રખડયો છે

નિશ્ચયવાદીઓ કહે છે કે આત્માને કર્મ લાગતા

નથી કર્મ રૂપી છે અને આત્મા અરૂપી છે, તો આ કયામા કેમ બેઠા છે ? નિશ્ચયનયની અપેક્ષાએ આત્મસ્વભાવમા કર્મ પેસી જતાં નથી, પરતુ પર્યાયમાં મલીનતા છે કર્મ થોડે છે તે સત્ય હકીકત છે કેટલા કાળથી જીવ રખડી રહ્યા છે? અનતકાળથી શુ બધા સારા ભવોજ કર્યા છે? ના, માટે ભાગે દુ ખ જ ભોગવ્યુ છે જીવે સુખ કરતા દુ ખ વધારે ભોગવ્યુ છે રાજા સુખી દેખાય છે પણ એ સુખ ક્ષણિક છે સુભૂમ ચક્રવર્તી જેવા અને બ્રહ્મદત્ત ચક્રવર્તી જેવાને એક સમય પહેલાની કેવી સાહ્યબી હતી, કે જેને પટાવાળા નહિ, પણ બત્રીસ હજાર દેશના મુકુટબધી રાજાઓ તેમની બિરદાવલી બોલતા તેવા બ્રહ્મદત્ત ચક્રવર્તી મરીને સાતમી નરકના નારકીપણે ઉત્પન્ન થઇ ગયા બોલો! ક્યાંય રાચવા જેવુ છે? ના

પાપ-પુણ્યના ચાર ભાંગા કહ્યા છે (૧) પુણ્યાનુબધી પુણ્યોદય (૨) પુણ્યાનુબધી પાપોદય (૩) પાપાનુબધી પુણ્યોદય અને પાપાનુબધી પાપોદય તેમા પ્રથમ ભાગામા પુણ્યાનુ બધી પુણ્યોદયમાં વર્તમાન સાહ્યબી ખૂબ જ હોય કોઈને બોલાવે તો સામો માણસ માને કે હુ બહુ ભાગ્યશાળી થયો કે મને બોલાવ્યો આવી સાહ્યબી જીવને ગમે ને ! પરતુ જેનો આત્મા મોક્ષનો રસિક છે તે તો એમજ ચિંત વતો હોય કે ક્યારે પુદ્ગલ સગથી છૂટુ ! પુણ્યનો ઉદય તે મારો સ્વભાવ નથી. આવા જીવને પુણ્યાનુબધી પુણ્યના પ્રતાપે સાહ્યબી મળે તે પૂર્વે અણાહારીભાવે કરેલી ક્રિયાનુ ફળ છે ધર્મ એ બહાર નથી. બહારથી વેચાતો મળતો નથી. વસ્તુનો સ્વભાવ તે ધર્મ છે વસ્તુને પોતાનો

સ્વભાવ છોડે નહિ ? અગ્નિનો સ્વભાવ બાળવાનો છે, પછી લગ્નમડપનો પવિત્ર અગ્નિ હોય કે સ્મશાનનો અગ્નિ હોય, કે પારસીની અગિયારીનો હોય કે રસોઈઘરનો અગ્નિ હોય, પણ તેનો સ્વભાવ જ બાળવાનો, તે છોડતો જ નથી રાંદલ માનો દીવો મૂક્યો હોય, તેને જરા છેડો અડી જાય તો બાળે ને ? એમ આત્માનો સ્વભાવ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે તે વર્તમાન વિકૃત દશામા છે પણ સ્વભાવ નષ્ટ થયો નથી તેને પ્રાપ્ત કરવા મનુષ્ય અવતાર મળ્યો છે. કમર કસીને કામ કરવાનુ છે (૧) આત્મા છે (૨) આત્મા નિત્ય છે (૩) કર્મનો કર્તા છે, (૪) ભોક્તા છે. (૫) મોક્ષ છે અને (૬) મોક્ષનો ઉપાય છે આત્માને બધ છે માટે મોક્ષ મેળવવાનો છે બધ દશા ન હોય તો મુક્ત દશા જ છે તમે છૂટા છો તેથી છૂટવાનો પ્રયત્ન નથી કરતા પણ જેલમા પડેલો કેદી છૂટા થવાના ઉપાયો કરે તેમ આત્મા કર્મથી બધાયેલો છે તે કોઈ વાર પાપોદયે નરક અને તિર્યંચ ગતિનો પરોણો બને છે, અને પુણ્યના ફળરૂપે જીવ સારી ગતિ અને દોમદોમ સાહ્યબી પામે છે અને જે આત્મા સ્વભાવ ધર્મની ઉત્કૃષ્ટ આરાધના કરે છે તે પરમપદને પામે છે તેને ધન્ય છે આરાધના નિષ્કામ ભાવે કરવી જોઈએ

રાજા બલભદ્ર અને મૃગાવતી રાણી પુણ્યશાળી આત્માઓ છે રાજાને પુણ્યના ઉદયે અનુપમ નારીરત્ન મળ્યુ છે દપતી-જીવન રથના બે પૈડા સમાન છે પુણ્યાનુબધી પુણ્યોદયવાળા આત્મા રાજાપણે કે શ્રેષ્ઠીપણે અવતરે કે દેવ-લોકમા દેવ તરીકે અવતરે, છતા રિદ્ધિ-સિદ્ધિમા લેપાય નહિ

રજકણુ કે ઋદ્ધિ વૈમાનિક દેવની
સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવજો
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે !

એને મન રજકણીયો કે દેવલોકનાં રત્ન બન્ને સરખા હોય તમારા હૈયામાં સમાનતા છે કે ધન હૃદયને રસાદી રહ્યું છે ? તેને માટે પૌષધ, અઠમ તેથી છે કોના માટે તપ છે ? વિચારો ! પોતાના માટે કરવાનું છે ક્રોધ, માન, માયા, લોભ એ મારો સ્વભાવ નથી. એ તો ઉપાધિ છે તેને ટાળવા માટે અનુષ્ઠાન કરવાનાં છે

વજ્રકુમાર વિજય રાજાના એકના એક પુત્ર છે બાલ્યા વસ્થામાંથી જ વૈરાગ્યની ભાવના જાગી છે જે માતા-પિતાના સંસ્કાર ઉચ્ચ હોય તેના બાળકોને, જૈન કુળમાં તો ખાસ બાળવયથી જ ધાર્મિક સંસ્કારો પ્રાપ્ત થાય છે જૈન કુળ પ્રાપ્ત થવું એ મહાન પુણ્યોદય હોય તો જ બને છે તમારા ઘેર તમારા બાળકોમાં તમે કયા સંસ્કાર રેડો છો ? સંસ્કારી માતા બાળકને પયપાન કરાવતા સાથે સાથે અંતરની ઉર્મિથી ધર્માંમૃતનું પાન કરાવતી જાય એ વર્ષનું બાળક થાય પછી રાત્રીએ પયપાન કરવાની ટેવ કાઢી નાખે. કંદમૂળ ખવાય જ નહિ. સંતના દર્શન કર્યા સિવાય કે સંતની વાણી સાંભળ્યા વગર રહેવાય જ નહિ. આજે આ સંસ્કારના અભાવે જૈનધર્મની ક્ષીણતા થતી જાય છે અત્યારે ઘણા જૈન યુવાનો ધર્મમાં માનતા નથી. ઉપાશ્રયને ઓટલે ચડતા નથી યુવાનોમાં ધર્મ ભાવના ઓછી છે તો તેનું શું કારણ ? ધર્મને પામો અને પમાડો સંસ્કાર અદ્‌ભુત વસ્તુ છે માતા બાળકના દેખતાં સાસુનો તિરસ્કાર કરતી હોય તો એ કુસંસ્કારથી તેનો બાળક યુવાન

વચે માતાને તિરસ્કારશે, બાળકો અનુકરણ વૃત્તિવાળા હોય છે આજે કુટુમ્બમા બાળકોમા સુસસ્કાર રેડવાની ખાસ જરૂર છે

વજ્રકુમાર સસ્કારી છે વિજય રાજા અને વિજયા-રાણીને પણ ધર્મ રુચ્યો છે સમ્યગ્દષ્ટિ આત્મા વિરતિનો વેરી ન હોય, ત્યાગ પ્રત્યે અણગમો ન હોય, આજે તો મોટે ભાગે ત્યાગ ગમતો નથી મહારાજ, બાધાનુ કહેશો નહિ, કહેશો તો ઉપાશ્રયે આવશુ નહિ, એમ કહેવાવાળા આજે ઘણા છે પચ્ચખાણુ બધન છે કે છેડાછેડીનુ બધન તે બધન છે? સસારનુ કેટલુ બધન! કે જીવો ત્યા સુધી રીટાયર ન થઈ શકાય પચ્ચક્ખાણુ એ બધન નથી પણ બધનથી છૂટવાનો ઉપાય છે એક એક ઇન્દ્રિયના વિષયોમાં લોલુપીજીવ દુર્ગતિ પ્રાપ્ત કરે છે, તો પાચેય ઇન્દ્રિયના વિષયોમા લોલુપતા હશે તેની કઈ દશા થશે!

વજ્રકુમાર ધર્મ ભાવનામા રાચ્યા છે મોટા થયા, માબાપને પરણાવવાની હોસ છે બહેનોને આ પ્રકારની ઘણી હોસ હોય છે ક્યારે માથે મોડીયો નાખીને પોખુ! પણ પ્રથમ સાસુ હરખાયા અને પછી હડકાયા!

વજ્રકુમારને પરણાવવા માટે મનોરમા નામની કન્યા સાથે વેવિશાળ કર્યું લગ્ન કરવા માટે જાય છે લગ્ન કરી પાછા વળે છે હૈયામા ધર્મ રમી રહ્યો છે વચમા પર્વત ઉપર એક મુનિ ધ્યાનાવસ્થામા બેઠા છે નિજ ગુણુની રમણુ-તામા મસ્ત છે

આત્માને વર્ણ, રૂપ, ગધ, કે સ્પર્શ નથી, તેથી પ્રત્યક્ષ દેખાતો નથી પણ જિનેશ્વર દેવની વાણી ઉપર શ્રદ્ધા

કરવી જોઈએ કે આત્મ તત્ત્વ એક વસ્તુ છે હે નાથ! મારા મે તારા કહેલાં વચનો ઉપર શ્રદ્ધા કરી નહિ અનુપાલન કર્યું નહિ. તારા ચિંધેલા રાહે કદમ ભર્યો નહિ, તેથી મારી આવી સ્થિતિ છે ભજવાને કથન કરેલા માર્ગે ચાલનારને દુર્ગતિના દ્વાર જોવા પડતાં નથી. સર્વથા પાલન ન કરી શકાય તો ચોવીસ કલાકે એક કલાક આત્મામાં કાઢો છેવટે પા કલાક પણ પ્રભુનું નામ સ્મરણ કરો!

નામ સ્મરણમા એવી શક્તિ છે કે,

> ત્વત્ સંસ્તવેન ભવ સંતતિ સન્નિબદ્ધ
> પાપં ક્ષણાત્ ક્ષયમુપૈતિ શરીર ભાજામ્ ।
> આક્રાંત લોક મલિનીલમ શેષમાશુ,
> સૂર્યાંશુભિન્ન મિવ શાર્વરમ ન્ધકારમ્ "

આદિનાથ પ્રભુની સ્તુતિ કરતાં માનતુંગ આચાર્ય ભક્તામરના ૭મા શ્લોકમા ફરમાવે છે કે હે નાથ! તારૂં સ્તવન કરવાથી ભવરૂપી પરિપાટિએ, પરંપરાએ બંધાયેલાં કર્મો ક્ષણમા બળીને ભસ્મીભૂત થઈ જાય છે પરિપૂર્ણ આજ્ઞા પાલન કરે તો જીવને વીતરાગતા પ્રાપ્ત થયા વગર રહેજ નહિ. સાધક સાધ્યદશાને પ્રાપ્ત કરી લ્યે જેમ લોકની અંદર મેઘલી કાળી રાત્રી કાળો અંધારો ઓઢી જગતને વીંટી રહી હોય પણ સૂર્યોદય પહેલાં અરૂણોદયના એક કિરણ માત્રથી તે અંધકાર વિલિન થઈ જાય છે તેમ જેના હૈયામાં જિનેશ્વર દેવની પધરામણી થઈ હોય પછી તેના અજ્ઞાન અંધકાર ઊભા રહે નહિ. વિચારો કે દિલના દીવાનખાનામા કોની પધરામણી છે? રામની કે રામાની? પૈસો કે પરમેશ્વર! સામાયિકમા પણ સંસારી જીવને એમ વિચાર થાય છે કે

તિજોરીને તાળુ દેવું રહી ગયુ છે એવુ સામાયિકમાં સાંભરી આવે સંવરના સ્થાને પણ આશ્રવ ઊભો કરે છે.

વજ્રકુમારના હૈયામાં ભગવાન બિરાજે છે. ગુણસાગર મુનિનુ દ્રશ્ય જોયુ, દર્શન કરવાના ભાવ જાગ્યા. ધ્યાન બહુજ સુંદર ચીજ છે ધ્યાનથી ઘણા કર્મો ખપી જાય છે. કલ્યાણ મંદિર સ્તોત્રમા કહે છે કે—

" આત્મા મનીષિભિરયં ત્વદભેદ બુધ્ધ્યા,
ધ્યાતો જીનેન્દ્ર ! ભવતીહ ભવત્પ્રભાવઃ ।
પાનીય મપ્યમૃત મિત્યનુચિંત્યમાનં,
કિં નામ નો વિષવિકાર મપાકરોતિ ॥

મનુષ્યો અભેદ બુદ્ધિએ જે ધ્યાન ધરે છે તે ભગવાન જેવા થાય છે. અભેદ બુધ્ધિએ ધ્યાન એ અપૂર્વ ચીજ છે આજે તો કાઉસગ્ગ કર્યો હોય અને મછરીયુ કરડે ત્યા ખંજવાળવા બેસી જાય છે પરંતુ ધ્યાન અડગ જોઈએ. ગજસુકુમારને માથે અંગારા મુકાણા છતા ધ્યાનમાથી ચલિત થયા નહિ, એકતાર થઈ ગયા. સુકોશળ મુનિને શિયાળણીએ ભક્ષ્યા પરંતુ મેરૂ જેમ અડગ રહ્યા

તૂટે તંબુર ભલે, તૂટે સહુ એ તાર,
તોય ન તૂટે એનો મીઠો એ રણકાર,
છોને આ જગના લોકો કહે ભલા બૂરા,
તો ય તારાં ભજન ન રહે અધૂરાં,
છોને મારા તંબુરના થાય ચૂરેચૂરા,
તોય તારાં ભજન રહે ના અધુરાં.

સાધકનો દેહ તંબુર તૂટે પણ લગની લાગેલી છે તે છૂટે નહિ—ચલિત થાય નહિ ભૂતકાળનો અનંત કાળ ગયો, પણ ભવિષ્યનો અનંતો કાળ ન કાઢવો હોય તો વર્તમાન કાર્યવાહી જીવને હાથ છે

કોટિ વર્ષનું સ્વપ્ન પણ જાગ્રત થતા સમાય
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય

પ્રદેશી રાજા અધર્મી હતો છતાં કેવો પલ્ટો ખાધો ! એક જ ઉપદેશથી કામ સરી ગયુ આપણા માટે કેટલા ઉપદેશ ? ઉપાશ્રયો નવા કરાવવા પડયા પણ પ્રકૃતિ કેટલી ઘસાણી ? કૂવાના પથ્થરો સમય જતાં ઘસાઇ જાય છે, ત્યારે આપણે તો રીઢા થઈ ગયા છીએ

પ્રદેશી રાજાએ એકાગ્રતાદીપક લઇ લીધુ ધર્મ ક્રિયા એ જગતને દેખાડવાની વસ્તુ નથી. થોડા કાગળમાં ઘણુ કરવાનું છે speak less work much માત્ર માળા ફેરવો, એક સામાયિક કે પ્રતિક્રમણ કર્યેથી પતવાનુ નથી શ્રી ઠાણુંગ" સૂત્રમાં, ભદ્રપતિમા મહાભદ્રપ્રતિમા સર્વતોભદ્ર પ્રતિમા વહન કરવાનો અધિકાર છે ચાર પહોર સુધીના કાઉસગ્ગ, આઠ આઠ પહોર સુધી કામોત્સગ કરે સયમ અને તપ વડે આત્માને ભાવતા એવા પવિત્ર મુનિનાં દર્શન કાજે વજ્રકુમારે રથ ઊભો રખાવી દીધો તેમનો સાળો મશ્કરીમાં કહે છે કે, શું અત્યારે દર્શન કરવા જવું છે ? એવા ધર્મિષ્ઠ હતા તો પછી દીક્ષા જ લઇ લેવી હતી ને ? હજુ પણ સમય છે તૈયાર થઈ જાઓ અને જો તમે દીક્ષા લ્યો તો હું પણ દીક્ષા લઉં વજ્રકુમાર કહે છે કે હું તૈયાર છુ શૂરવીર જે બોલ બોલે તે પાળે દ્રતવાક્ય પુરુષ કોને કહેવાય !

'[illegible]' પ્રાણ જાય પણ વચન ન જાય અન્ય દેશમાં વચનની કિંમત છે આઠ વાગ્યે મળવાનુ કહે તો બરાબર આઠ વાગ્યે હાજર થઈ જાય આજે તો સઘ ભેળો કરવો હોય નવ વાગ્યે છતા સાડા આઠે હાજર થવાનુ કહેવામાં આવે ત્યારે માંડ માંડ નવ વાગ્યે ભેગા થાય યાદ રાખો

કે પિતા એક જ હોય. એ બાપનું સંતાન લાછનભૂત ગણાય તેમ વચન એક જ હોવું જોઇએ

વજ્રકુમાર, પર્વત ઉપર ચડી મુનિના દર્શન કરી વિનવે છે કે મને પાઠ ભણાવો, હુ સંયમ લેવા તૈયાર છું! આર્ય સન્નારી પણ પતિના માર્ગને રૂકાવટ કરનારી નથી જે માર્ગ પતિને માન્ય છે, તે મને પણ માન્ય છે, એક જ શબ્દે મનોરમા તૈયાર થઇ ગઈ પચીસ મિત્રો જે જાનૈયા હતા તે મળી અઠ્ઠિયાવીસ જણા તૈયાર થઈ ગુણસાગર મુનિ પાસે દીક્ષા લેવા હાથ જોડી ઊભા રહ્યા ગુરુ કહે છે કે દીક્ષા લેવી સહેલી વસ્તુ નથી આ માર્ગમા ક્ષણનો પણ પ્રમાદ નહિ ચાલે.

સાધુતા માત્ર રજોહરણ મુહપત્તિ કે સવાર સાંજના પ્રતિક્રમણમા કે પડિલેહણાદિ ક્રિયા, ગૌચરી આદિમા જ સમાયેલી નથી, સાધુતા તો વિભાવ પ્રકૃતિનો વિજય મેળવવામાં, સુખ દુખમા સમભાવ રાખવામા, પ્રતિકુળતાને પ્રેમથી પચાવવામા છે માતા જેમ શ્વસુરગૃહે જતી પુત્રીને પ્રેમથી શિખામણ આપે છે, પાથીએ પાથીએ તેલ નાખે છે, તેમ અમારા ભગવાને સાધુને જાગ્રત રહેવા માટે સૂત્રના શબ્દે શબ્દે બોધ ભરી દીધો છે એટલે કે પાથીએ પાથીએ નહિ, પણ વાળે વાળે તેલ નાખ્યુ છે રજોહરણ અને મુહપત્તિ આપતા પહેલા તેની જવાબદારી શું છે? તે બધુ સમજાવ્યું છે શિષ્ય પ્રશ્ન કરે છે ગુરુદેવ અમે કેવી રીતે ચાલીએ, ઉભા રહીએ, બેસીએ, શયન કરીએ, બોલીએ, ભોજન કરીએ કે જેથી પાપ કર્મ ન બધાય? ગુરૂદેવ એક જ શબ્દમા કહે છે—

વેપાર અર્થે જતાં, દેવદત્ત, જ ગલમાં ભૂલો પડે છે, જ ગલમાં હાથીના ટોળાં છે, ક્યાથી નીકળવું તેની ખબર પડતી નથી હાથીઓમાં એક શીલરાજ હાથી વિચક્ષણ છે. ભય ભ્રાન્ત થયેલા દેવદત્તને ઈશારાથી સમજાવે છે કે અમે તને મારશુ નહિ

તિય ચના ભવમા પણ કેવી સેવા! મેઘકુમારના જીવે પૂર્વે હાથીના ભવમાં સસલાની દયા પાળવા અઢી દિવસ સુધી એક પગ અધ્ધર રાખ્યો. સાંધા ઝલાઈ ગયા પ્રાણી માત્રની અનુક પા આવી એટલે અગવડતા વેઠીને પણ અન્યને સગવડતા કરી દીધી પછી જ્યારે દાવાનળ શાંત થયો સૌ પ્રાણીઓ વીખરાયા, ત્યારે જ્યાં પગ નીચે મૂકવા જાય છે ત્યા પગની નસ તૂટી જાય છે, મરીને શ્રેણીક રાજાને ત્યાં ધારિણી રાણીની કૂખે મેઘકુમાર પણે અવતરે છે ત્યા આઠ કન્યાઓનો ત્યાગ કરી, મહાવીર પ્રભુ પાસે દીક્ષા લીધી એકાવતારી બન્યા. હાલ વિજય વિમાનમાં બિરાજે છે અહિંસા ભાવે બધાયેલુ પુણ્ય કયાં એવી ગયુ! તીર્થંકર દેવના સાનિધ્યમા મૂકી દીધા દયાના પરિણામ તો જુઓ! સંસાર કપાઈ ગયો (ભાવિ નૈગમ નયને લક્ષમાં રાખીને સંસાર પરિત્ત કર્યાની વાત કરી છે).

શીલરાજને દેવદત્તની દયા આવી. પીઠ પર બેસાર્યો. મોટાક હાથી દાત આપ્યા અને જ ગલને રસ્તેથી ધોરી માર્ગ ઉપર મૂકી દીધો. દેવદત્ત ગામ ભેગો થઈ ગયો હાથીદાંતના પુષ્કળ પૈસા આવ્યા ઘણા પૈ ! સમયમા પૈસાદાર થઈ ગયો લાભ ત્યાં લોભ વધે. એટલે મોટી આરી બનાવી કરી તેજ

વનમાં દેવદત્તે પ્રવેશ કર્યો. શીલરાજે સૂઢથી આદર કર્યો. દેવદત્ત કહેવા લાગ્યો કે, અગાઉના હાથીદાંત આપેલા તે તો ચોર લઈ ગયા હવે થોડા હાથીદાતની જરૂર છે, માટે આપો. શીલરાજે સમતિ બતાવી એટલે દેવદત્ત આખી ગાડી ભરી લીધી અને દોરડું શીલરાજના પગ સાથે બાંધી દીધુ

આ પ્રમાણે હાથીદાત પોતાને ગામ લાવવા મંડયો, તેને તો ધધો થઈ પડયો, શાહુકાર થઇ ગયો માગણી થવા લાગી કે જીવતા હાથીના હાથીદાત લઈ આવો દેવદત્ત પાછો શીલરાજ હાથી પાસે વનમાં આવે છે શીલરાજે પૂછયુ 'કેમ આવ્યા ? તો કહે 'અકર્મીનો પડીયો કાણો,' આગલુ લઈ ગયો તે ભેટ દેવામા ચાલ્યુ ગયુ, ઉપરથી કહેવાયુ કે, જીવતા હાથીદાત લાવો તો ખરા ! તમને થોડુ દુ:ખ અપાય છે ! શીલરાજને દયા આવી, મારે મોટા દાતને શુ કરવા છે, દેવદત્ત કરવતીનુ સાધન લઈને આવેલો તે વડે અરધા દાત કપાવ્યા વેદના ખમીને શીલરાજે અર્ધા દાત કપાવ્યા બીજીવાર આવ્યો મૂળમાથી સાણુસાવતી એ ચી કાઢયા.

ભોળો ભદ્રિક શીલરાજ માનવીના કપટને સમજી શકયો નહિ. પોતાની ભલમનસાઇથી મૂળમાથી દાત કાઢી આપ્યા ધોરી નસો તૂટી જતા શીલરાજ બેશુદ્ધ બની ગયો, લોહીની નદીઓ વહેવા માડી, આખો બહાર નીકળી ગઈ, તીવ્ર વેદનાથી શીલરાજનુ પ્રાણુપખેરુ ઊડી ગયુ. દેવદત્ત રાજી થતો હાથીદાત લઈ ઉપડયો

કર્મ કોઈને મૂકતા નથી વટોળીયો આવતા વનમા વૃક્ષો ઘસાવા લાગ્યા, તેમાથી અગ્નિ પેદા થતા, દાવાનળ

લાગ્યો દેવદત્ત તેમા બળીને ભડથુ થઈ ગયો કર્મના પરિણામે દુર્ગતિમા ચાલ્યો ગયો

બીજાને દુ ખ આપનાર અનેકવાર દુ ખી થાય છે બીજાને થપ્પડ મારનારને અનેકવાર થપ્પડ ખાવી પડશે, બીજાને લૂટવાનો ધધો કરશો તો વારવાર તમારે લૂટાવુ પડશે ગુન્હો એક સેક ડનો હોય તે કેટલા યુગનાયુગ સુધી અરે જ મદીર્ઘ સુધી આ ભવને પરભવમા પણ શિક્ષા ભોગવવી પડે છે

જ્ઞાનીઓ કહે છે કે, બીજાને ચૂસી પડાવી લઈ, ધનભડાર તર કરવો, પણ પૈસો ત્રાણરૂપ નથી. પરભવનું ભાતુ પૈસો નથી પણ ધમ છે માનવી સૌથી મોટો અગ્રણ છે, દરેક નાનાં મોટા પ્રાણીઓના રક્ષણની જવાબદારી તેના શિરે છે પરતુ આજનો માનવી તુ મોટો નહિ, પણ માનવી તુ ખોટો. આ કહેવત સત્ય કરી બતાવે છે

મૃગાપુત્ર માતાને કહે છે સમય ટૂકો છે માટે ધર્મના ભાતાં બાંધી લ્યો. સસાર અટવીમાં ભાતા વગર ચાલશે નહિ આ તક અણમોલી મળી છે, તેમા આત્માનું ઉધ્ધ કરણ થાય તેમ કરજો. આ સબધમા વધુ અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૬૭ મું

સં. ૨૦૨૦ના ભાદરવા વદિ ૮ ને સોમવાર તા. ૨૮-૯-૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાલે સિદ્ધ થયેલી વસ્તુ. પ્રભુએ સિદ્ધાત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯ મા અધ્યયનમા મૃગાપુત્ર માતાને કહે છે

जहा गेहे पलित्तंमि, तस्स गेहस्स जो पहू ।
सारभण्डाणि नीणेई, असारं अवउज्झइ ॥२२॥

પરમ તીર્થંકર ચોવીસમા જિનેશ્વરદેવ, સંપૂર્ણજ્ઞાન, દર્શન, ચારિત્ર્યના ધરનારા, પરમકૃપાળુ પરમાત્મા, જગતના જીવોને તારવા અર્થે, ન્યાલ કરવા અર્થે, પોતાનો કંઇ સ્વાર્થ નથી, છતા પોતે જે ભાવે છૂટયા તે ભાવની અનુભવ સહિતની વાત પ્રગટ કરી બતાવે છે આ સંસાર જન્મ, જરા, મરણથી બળી જળી રહ્યો છે આ સંસારમા કયાય શાંતિ નથી. ક્ષણે, ક્ષણે, આત્માના અનંત ગુણોનો હ્રાસ થઈ રહ્યો છે અનંત જન્મ મરણની ફાસીમાથી આત્માને ઉગારવો હોય તો ધર્મનુ શરણું લેવુ જોઈશે

ભકતામરસ્તોત્રમાં માનતુંગ આચાર્ય પ્રભુની સ્તુતિ કરતા કહે છે જે "त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं" તમારું શરણ લે છે, આરાધે છે, તે મૃત્યુંજય બને છે મૃત્યુને જીતવાનો રસ્તો હે મુનીન્દ્ર! અન્ય કોઇ સ્થળે નથી ચોકખો શુદ્ધ કેવળી પ્રરૂપીત આ માર્ગ છે આ માર્ગે પ્રયાણ કરી અનંતા જીવો સિદ્ધ થયા છે શિતળીભૂત થયા છે. આ

માર્ગનું આરાધન કરીશુ તો નક્કી આપણા કર્મ ખપી જશે અને પરમાત્મા પદે પહોંચી જશુ દરેક આત્મા સ્વતંત્ર છે સ્વતંત્રપણે ભાવ કરી શકે છે, અને જેવા ભાવ તેવું પરિણામ બંધના ભાવથી સંસાર વધે છે જે ભાવે બંધ તે ભાવે મોક્ષ નહિ અને જે ભાવે મોક્ષ તે ભાવે બંધ નહિ. આમ બંધ અને મોક્ષના રસ્તા જુદા જુદા છે વિષય, કષાય, રાગદ્વેષ, માન માયા, લોભના સેવનથી મોક્ષ છેટો છે મોક્ષ જોઈતો હોય તેણે વિકારી ભાવોથી સકલ કર્મોથી નિવૃત્ત થવું પડશે.

આત્મા પોતે નિશ્ચયનયે મોક્ષ રૂપ છે, મુક્ત સ્વરૂપ છે મોક્ષ જીવનો થાય છે, કાંઈ જડ-દેહનો થતો નથી. મોક્ષ પામવાની લાયકાત જીવ ધરાવી શક્યો છે પુરુષાર્થ કરે તો પરમ પદની પ્રાપ્તિ કરી શકે છે આ પદ પોતાના ઘરનું છે સિદ્ધ દશા એ અસલી ઘર છે, ત્યારે અતિ તે તો ભાડૂતી ઘર છે આ ઘરમાં તો નોટિસ આવે કે ઝટ ખાલી કરો. તો છોડી દેવું પડે છે ટાઈફોઈડ થયો, તેમાં માંડ બચ્યા તો અકસ્માત થયો, તેમાં કાંઈક બચ્યા તો ન્યુમોનિયા થઈ આવ્યો એમ કુણુ કુણુ થતો બચ્યો, પણ આવતી કાલે મર વાનો નથી એમ ખરુ ? ના ; એક વખત તો જવાના.

અવસર બેર બેર નહિ આવે,
જ્યુ જાને ત્યુ કરલે ભલાઈ જનમ જનમ સુખ પાવે...અવસર
તન છૂટે ધન કોન કામકો, કાયકુ કૃપણ કહાવે
જ્ઞાન દર્શન પ્રભુ મુક્તિ પ બીજે
સમજી સમજી ગુણગાવે.. અવસર

જ્ઞાની કહે છે ગર્ભજ મનુષ્ય સંખ્યાતા છે ન્યુનલિયા વિરતિ પામી શકતા નથી. શ્રાવકપણુ પણ અંગીકાર કરી

શકતા નથી. જુગલિયા કાળ કરીને દેવલોકમાં જાય. સમૂર્ચ્છિમ્ મનુષ્યો અપર્યાપ્તા જ મરી જાય છે, ફક્ત પંદર કર્મ ભૂમિના મનુષ્યોમાંજ મોક્ષની લાયકાત છે, તેમાં તમારો નબર લાગે તો કેવું સુંદર ? હવે ધર્મ કરવો છે, કે ધન પાછળ જોરશોરથી પાપ કરવાં છે ? શું કરીએ, સસારી છીએ, એવી દલીલ કરી પોતાની નબળાઈ (પાપ) છૂપાવે છે. પણ તમને કોણ સાધુ કહે છે ? તમે માર્ગાનુસારી પણ નથી એમ કહેવું ને ? સમકિત સંમુખ થનાર જીવ ન્યાયસપન્ન દ્રવ્ય મેળવે, એ પહેલો બોલ છે જ્યારે આજે કેટલા છળ-પ્રપચ કરી ધોળે દહાડે ધોળે કપડે ધોળામાં ધૂળ નાખે છે ? કર્મ ઉદયમાન થશે, ત્યારે ત્રાહિ ત્રાહિ પોકરાવશે, પછી ત્યા તમારુ કંઈ પણ ચાલશે નહિ

> કરી લયો હિસાબ, તમે પુણ્ય ને પાપનો,
> જાવું તો પડશે, છૂટકો નથી કોઇના બાપનો.
> આજ નહિ તો કાલ છે, જીવન દહાડા ચાર છે,
> જીવાભાઈ જુઓને, જરા પાછુ વાળોને.
> જીવન એળે જાય છે, મૂરખ શું મલકાય છે,
> જીવાભાઈ જુઓને, જરા પાછુ વાળોને

જીવાભાઈને ભલામણ કરે છે. જિદગીમા કેટલુ સારુ અને કેટલુ ખરાબ કર્યું તેનો હિસાબ કર. કયુ પલ્લું નમે છે ? દરેક જીવને જીવાભાઇ કહી સબોધ્યો છે **સિદ્ધા સિદ્ધિ મમ દિસતુ** કાળા વકેમ કરે અને પછી કહે, મારે સિદ્ધપદ જોઇએ છીએ. આ ઢગ છે માગવાના ! લાયકાત પ્રગટાવો તો જરૂર મળે આચારાગસૂત્રમા ભગવાને કહ્યુ છે હે પુરુષ ! તું સત્યનું સેવન કર જિદગી થોડી છે, માથે મોતના નગારાં વાગી રહ્યાં છે કાળરાજાનુ સૈન્ય કૂચ કરતુ આવી રહ્યું છે.

છતાં કેટલા કાવાદાવા, પ્રપંચો ? માટે કહે છે ડાહ્યો પુરુષ सव्वस्सासाए से रयविष्टिय तीथ કર દેવની સત્ય આજ્ઞામાં ઉપસ્થિત થાય છે

ભગવતી સૂત્ર. – "निग्ग य पावयण पुरओकाउ विहरइ' જે ભગવાનની આજ્ઞા આગળ કરી ચાલે છે, આચારાંગ 'से मेहावी मार तरति' તે મરણને તરી જાય છે "नत्थि मग्ग विरयस्स तिबेमि તેને માટે રઝળવાની ચાર ગતિ નથી પાંચમી સિદ્ધગતિ તેને માટે ખુલ્લી જાય છે તમને બીક લાગે છે કે હાય, હું મરી જઈશ, પણ તમે કેટલા મોત કરીને આવ્યા છો ? હિસાબ નીકળે તેવું છે ? ના અનાદિ કાળથી રઝળતો, કુટાતો, પીટાતો, છેદાતો, ભેદાતો, મુસાફર અહીં સુધી તો પહોંચ્યો, મનુષ્યભવ પાંચ ઇન્દ્રિય આર્ય ક્ષેત્ર, ઉત્તમકુળ, સદ્‌ગુરુનો જોગ વીતરાગની વાણી સાંભળવા મળી. મોક્ષમાર્ગ મળ્યો હવે જો રઝળવાનું થાય તો આ બધું મળ્યું, ન મળ્યા બરાબર ગણાયને ? હવે ભવિષ્યમાં ભવ નથી લેતા તેમ આત્માથી નક્કી કરો પરિમિત આયુષ્યમાં અપરિમિત સંસારને પરિમિત બનાવો

એક રાજાએ એક માણસને કૂવા ઉપરની સડેલી જાળી ઉપર સડેલી ખુરશી ઉપર બેસાડયો. નીચે ઊંડો કૂવો છે ઉપર સૂતરના તાંતણે લટકતી ધારદાર તલવાર છે એની પાસે બત્રીસ પ્રકારના શાક અને તેત્રીસ પ્રકારના પકવાનની થાળી પીરસી છે આમાં તેને ખાવું શું ભાવે ? બત્રીશબંધ નાટકના ધમકાર પડે છે પણ બિચારાને મૃત્યુના ભયમાં ઇન્દ્રિયોના એકે વિષયસુખોમાં રસ પડતો નથી. એક મરણની જ્યારે આટલી બીક છે તો અનંતા જન્મ–મરણની બીક કેટલી

હોવી જોઈએ ? પણ તમે તો ભડના દીકરા બારાને ! બીક જ કયા છે ? અનતા જન્મ-મરણ થયા છે, ભવિષ્ય કાળ પણ અનતો છે હવે જો છૂટવુ હોય તો મોક્ષનો ધ્યેય પ્રગટાવો. નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવ અને સિદ્ધ એ પાચ ગતિમાથી કઈ ગતિમા જવાનુ છે ? તેને માટે તમારુ જીવન તપાસો જગત તમને ચોથા આરાના નમૂના કહી દે, દ્રઢધર્મી-પ્રિયધર્મી કહી દે, તેથી શુ વળ્યુ ? મેટ્રિકના પેપર એકડાવાળો શુ જોઈ શકે ? એતો M. A. વાળો જ જોઈ શકે, તેમ આપણા માર્કસ કેવળી ભગવાન જ આપી શકે. કા પોતે જુવે તો ખબર પડે કે પોતે કયા ઊભો છે ? પાપ બાધીને પોરસ કરનારા, વિચારો ! કર્મ બાધતી વખતે મીઠા લાગે પણ ભોગવતી વખતે કોઈ બચાવી શકશે નહિ. ત્યારે ધર્મ એક જ આધારભૂત રહેશે આ સસાર મોહજાળ છે

**પાપ તણા પડછાયા પડે, ને પુણ્યની પાંખો તૂટે. પુણ્યની જાળીને જકડાયો છું, તો બંધન ક્યાંથી છૂટે. બંધન..**
**સાજ બસૂરા વાગી રહ્યા છે, લાજ રહી લુંટાતી માયા..**
**સુખની છાયા ક્યાય નથી, પણ માયા નથી મૂકાતી (૨)**
**મૃગજળ સરીખા સુખ છતાં યે, તૃષા નથી છીપાતી.**

શ્રીમતો જાણે એમ જ સમજે છે, કે આપણે શ્રીમતો જ રહેવાના ગરીબી કદી આવવાની જ નથી સાજો જાણે કે હુ માદો થવાનો જ નથી. પરિગ્રહવાળા એવુ માને છે કે આ બધુ આમને આમ રહેશે, પણ જ્યારે પાપનો ભડાકો બોલશે, ત્યારે હસી હસીને બાધેલા કર્મ, રોઇ રોઇને ભોગવતા પણ છૂટકારો થવો મુશ્કેલ છે, ત્યારે પારાવાર દુ ખ થશે એરોપ્લેનની પાખ તૂટે પછી કઈ દશા ? તેમ જ્યારે પુણ્યની પાખ તૂટી જશે પછી જ્યા ને ત્યા હડસેલા

મળશે, અપમાન થશે, સહુ કોઈ તોછડાઈથી વતશે, શરીર પણ કહ્યું નહિ કરે સતાનો, સ્વજનો પ્રાણપ્યારી પત્ની પણ ફરી જશે. હવે નવાં પાપ નથી કરવાં તે નક્કી કર. જે કર્મ કર્યો, તે ઉદયમાન થાય તેને મોટા ભૂપ પણ આડો હાથ દઈ શકે નહિ. જે વસ્તુ અનિત્ય–અશાશ્વત છે, જ્ઞાનીઓ જેને છોડીને નીકળી ગયા છે, તે પુદ્‌ગલના લોચાની તમને શી બળતરા છે! જેનું અ દરથી છૂટ્યું તે મરવી વખતે પરમ શાંતિથી મરશે અને જેને અ દરથી છૂટ્યું નથી તે મરતાં સમયે રૂપાળી રભા જેવી પત્ની સામે, તિજોરી સામે જોઈ રહેશે. વીણામા બસૂરા તાર હોય તેને એ ચવા પડે, નહિ તો બસૂરા સ્વર નીકળે, તેમ તમારી જીવન વીણામા કેટલા બસૂરા તાર છે! સંસાર અને મોક્ષ બન્ને જોઈએ છીએ, એમ બસુરુ જીવન નહિ ચાલે. ચોરાસીના ચૌટામા આત્માનું લિલામ થઈ રહ્યુ છે, છતા જીવને સ સારની માયા મુકાતી નથી. જ મ, જરા, મરણથી આ સ સાર બળીઝળી–પ્રજળી રહ્યો છે આવા સ સારમાંથી જીવને સુખ શાંતિ જોઈએ છીએ, તે કદી નહિ મળે. લક્ષ્મી–ગણેશ ચોપડાપૂજન કરી શુ માગો છો ? બધાંયે એક જ ચોપડિયે પૂજન કર્યું હોય–છતાં એકને લાભ અને બીજાને નુકસાન કેમ ? અજ્ઞાની જીવ સમજતો નથી, કે પાપો જોર શોરથી કર્યા છે, તેના ઉદયમાન કાળે દુકાનમાં ખોટ જ આવે, હવે જે દુકાનમાં લાગલગાટ ખોટ જ આવતી હોય તો એકાદ બે વર્ષ શરૂ જુવો, ત્રણ ત્રણ વર્ષ ખોટ જ આવી પછી તે દુકાન કાઢી નાખોને! તેમ આપણે અન તકાળથી વીશના વેપાર–ધંધામા ખોટ જ ખાધી છે, અવળુ વીષ જેવું કે કામ, ક્રોધ, માન, માયા લોભ, ઈર્ષા આ બધાં

ખોટના ખાતા છે, નુકસાનીનો વેપાર છે. મધ દરિયે નાવ ડૂબાવે તેવા તેના ધધા છે.

**નાવ તરે ભવસાગર તારી, ખાડો લાવી ખુ'ચાડીશમાં,**
**તારી શકે તો તારજે જીવડા, બીજાને બુડાડીશમાં.**

સસારસમુદ્રમા આ જીવન નાવ ચાલ્યુ જાય છે હવે આ નાવને તારવી છે કે ડુબાડવી છે? આ સસાર-સમુદ્રમા વિષય-કષાયના આવર્ત પડે છે, જે નાવને અટવાવે છે.

રમા નામની એક બાઇ સદ્ગુણી, સહનશીલતા વાળી અને ગુણીયલ છે, સસ્કારી છે પણ રૂપમા કદરૂપી છે. તમે સસ્કાર જુવો છો, કે કરિયાવર? આજે પતગિયા જેવાઓ રૂપમા મોહે છે, પણ ગુણને જોતા નથી શ્રીમત સુરતિયા તો કદરૂપતાને હિસાબે મળી શકતા નથી. છેવટે કોઈ એક ગરીબ સુરતિયો ગોતે છે. બાઈના લગ્ન કરી નાખ્યા, બાઇ સાસરે ગઇ, સાસુ કુસસ્કારી છે. આખો દિવસ વાગ્બાણ છોડતી જ રહે છે, સાસુ ઘેર જઈ પથરણુ મૂકે, કે ટક ટક શરૂ કરે

સજ્જન પુરુષ કરે ટકોર, બીજા કરે તે ટક ટક. ટકોર બનાવે ચકોર, તેજસ્વીને ટકોર બસ છે ટકોર ટૂકી હોય છે અને તે પણ તક જોઈને કરાય છે કોક કોક વખત કરાય તે ટકોર, રોજ રોજ કરાય તે ટક ટક જાણે પોતે જ ભાર એચતી હોય। જ્ઞાની કહે છે, સમતાના પાઠ શીખો માણસને પત્થર વાગ્યો હોય, તો જરા વાર તમ્મર ચડી જાય છે તેની અસર રહે છે તમે વ્યાખ્યાન સાભળો છો તો તેની અસર કેમ રહેતી નથી? ડોલમા ચાળણી મૂકી હોય તે ભરી દેખાય, પણ બહાર કાઢો ત્યા ખાલીખમ, તેવા શ્રોતા ઉપાશ્રયમા વ્યાખ્યાન સાભળતા હોય ત્યા સુધી વૈરાગ્ય રસમા તરબોળ દેખાય, જેવા બહાર

નીકળે, ઘરે દુકાને જાય ત્યાં એવાને એવાં વૈરાગ્યના પૂર ઓસરી જાય રમાના જીવનમાં સહનશીલતા છે, સામે કપરા નિમિત્ત છે નણંદ તો જાણે શંકાનો પોટો જોઈ લ્યો. રમા એક વખત પતિને કહે છે તમે ઝટ મુંબઈ ભેગા થઈ જાઓ તો સારું! પતિ કહે છે હું અહીં બેઠો છુ, છતાં તારા માથે છાણા થપાય છે તો પછી હુ બહાર ગામ જઈશ તો તારી શી દશા થશે? રમા કહે છે તમે મારી ચિંતા કરો નહિ હું બાબાને મોટો કરીશ, મૂંગે મોઢે બધુ સહન કરીશ, પણ તમે મુંબઈ જાઓ તો દેણામાંથી ઉગરી શકાય

બાઈએ પતિને પરાણે મોકલ્યો. પતિ પરદેશ કમાવા ગયો. બાઈએ શિખામણ આપેલી કે જ્યાં જાવ ત્યાં ધર્મને, શેઠને અને નીતિને વફાદાર રહેજો સત્ય, નીતિ અને પ્રમાણિકતા સાચવજો. એ શિખામણ રમણલાલે ઘટમાં ઉતારી કોઈ શેઠને ત્યાં નોકરી મળી ગઈ ચાલચલગત સારી જોઈ શેઠે ભાગીદાર બનાવી દીધા પરદેશમાં નવા બંગલા થઈ ગયા દેશમાંથી માતા, ભગિની પત્ની, પુત્રને તેડાવી લીધા છોકરાને સારી રીતે ભણાવ્યો, સાસુ અને નણંદે ઘોડા ઉપાડયા. બાલ્યવયથી બાળકના માનસમા એમ ઠસાવ્યુ કે આ તારી મા નથી પણ કામવાળી છે

રમણલાલ મોટા શેઠ થઈ ગયા. મધ હોય ત્યાં માખીઓ આવેજ એમ ઠગવા-મળવા અનેક મિત્રો આવે છે સૌને આશ્ચર્ય થાય છે કે રમણલાલના શ્રીમતી આવા કદરૂપાં કાં? બીજી કરવાની સલાહ આપે છે પણ જ્યાં એક બેઠી હોય ત્યાં બીજી લાવવી કઈ રીતે? એકવાર રમા હાથ જોડીને તેના પતિને પૂછે છે: મારો શો વાક છે કે આપ સામુ જોતા નથી.

રમણુ શુ કરુ, ત્યારે મારી ગરીબાઈ હતી, નહિ તો તારો હાથ પકડત નહિ મારી શ્રીમતાઈમા તુ લજામણી લાગે છે પતિના વેણે રમાને જાણે આભ તૂટયો, છતા પુત્ર આશાએ મનવાળી રહે છે, પરતુ છોકરા નવનીતમા પણ માતાની અવગણુના કરવી એ સંસ્કાર રૂઢ થવા લાગ્યા છે. માતા તરફ નફરત છે, અનાદર છે જ્યારે નવનીત મોટો થાય છે ત્યારે તેના લગ્ન લેવાય છે, જાન્ રવાના થાય છે ત્યારે સૌ સબધી, સ્વજન સ્રીઓ મીઠડા લેવા જાય છે રમા કામકાજના ઢસરડામાંથી પરવારી પોતે પુત્રને મીઠડા લેવા આશાભરી જાય છે, જ્યા લાંબો હાથ કરી પુત્રના મીઠડા લેવા જાય છે, ત્યા નવનીતલાલ પુત્ર કહે છે "છટ, આઘી રહેજે ! તુ મારા કપડા બગાડીશ, તારા હાથ ગદા છે, તુ કદરૂપી છુ'." આ શબ્દો રમાને બાણુ જેવા લાગ્યા

મા બાપનુ માને નહિ, એ પુત્રને ધિક્કાર છે.
સેવા કરી જાણે નહિ, એ પુત્રને ધિક્કાર છે,
નાના થકી મોટા કર્યા ભીનાં થકી કોરા કર્યા,
ઉપકાર ભૂલે અભાગિઓ, એ પુત્રને ધિક્કાર છે માબાપ
મોજો કરે મનફાવતી, હોટેલ, સિનેમાની મઝી',
માબાપ મરે દાણા વિના, એ પુત્રને ધિક્કાર છે માબાપ
દેવું કરી પરણાવીયા, દાગીના વેચી અંગના,
દેવું ભરે નહિ બાપનુ, એ પુત્રને ધિક્કાર છે માબાપ.
પરણ્યા પછી નોખા થયા, લઈને લાડી સાથમાં,
માતા કરે જો વેતરુ' એ પુત્રને ધિક્કાર છે માબાપ.

પુત્ર આશાના તાતણે રમતી રમાના, સેંકડો માણુસની વચ્ચે પુત્રનુ આવુ બેહૂદુ વર્તન જોઈ દિલના તાર તૂટી ગયા બધા દુઃખ કરતા આ દુખથી તેનુ હયુ કાબૂ ગુમાવી બેઠુ. રમાને અતરમા બહુ દુખ લાગ્યુ બગલામા રાદલમા તેડયા

હતાં તેના અખંડ દીવાની વાટથી બંગલામાં લાય લાગી. વીર્યસ્વરૂપી માતપિતાનાં દિલ દુભાવવા, ગરીબના નિસાસા લેવા, તેના હપાની હાયે કદુવાની લાઈ લાગી જતાં વાર લાગતી નથી.

તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય
મુવા ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય

જાન તો ચાલી ગઈ રમા રડી રડીને થાકી ગઈ મીઠાઈના ઢગ પડયા છે પણ રમાએ ખાધુ કે નહિ તેની ખબર અંતર પૂછનાર, છતાં માણસે. આજે તેનું કોઈ નહોતુ એનું અંતર જંગલ વેરાન જેવું બન્યુ હતુ બાઈ જુદા ઓર-ડિયામા સૂતેલી છે બંગલો સળગ્યો ચોરીનાં માણસો ભેગાં થઈ ગયાં. રમા ભેબાકળી ઉઠી. જલદી બંગલામાં જાય છે મારી સાસુને બચાવી લઉ બચાવવા દોડી સાસુ બેભાન અવસ્થામા પડયાં છે તેને ઉપાડી પાછલે રસ્તેથી બહાર નીકળી. પછી નણંદને બચાવવા અંદર દોડી, જ્યાં બહાર આવે ત્યા અગ્નિની જાળ ફરી વળી. રમા ઓળખાય નહિ એવી થઇ ગઈ હોસ્પિટલમાં લઈ ગયા રમણલાલને ફોન કર્યો. ઝટપટ લગ્ન પતાવી સૌ પાછા આવ્યા બાપ દીકરો પૂછે છે, બા કયા ગયા? ફૈબા કયા ગયાં? પણ રમાને કોઈએ વાત પણ ન કરી પરંતુ અપકાર પર ઉપકાર કરનારી રમાના વતનથી સાસુ—નણંદની આંખ ઉઘડી ગઈ અને કહેવા લાગી કે અમને જીવતદાન દેનાર, મોતના મુખમાંથી ઉગારનાર રમા છે ઘર આંગણ દેવસ્વરૂપી દેવી જગદંબાને અમે ઓળખી શકયા નહિ. બધો ઇતિહાસ સાંભળતા રમણલાલ અને નવનીત, બાપ-દીકરાની સાન ઠેકાણે આવી મોટરમા બન્ને હોસ્પિટલે

પહોંચી ગયા. પુત્ર કહે છે બા ! તને કેમ છે ? રડતા લોચને માતાના પગ પકડી લીધા રમા કહે છે, બેટા ! હવે હુ તને બિલકુલ નહિ ગમુ, કદરૂપી હતી તેમા વિશેષ કદરૂપી થઈ ગઇ પુત્ર કહે, બા ! હવે તો તુ મને બહુ જ ગમીશ, મને વિખૂટી પડેલી માતા આજે મળી ગઇ છે.

રમા કહે, બેટા ! ખોવાયેલો પુત્ર આજે હુ પ્રાપ્ત કરી શકી છુ બસ એ સતોષ લઇને હુ જઉં છુ. રમણલાલ પણ પત્નીની માફી માગે છે પાપનો પસ્તાવો કરે છે, રમા ! મે તને ઘણો અન્યાય કર્યો છે. કુભાર જેમ હીરાને ન પારખી શકે તેમ હુ તને ઓળખી શકયો નથી આ બધો પ્રતાપ તારો છે કોઇની ચઢામણીએ ચઢયો અને તારો તિરસ્કાર કર્યો. ખેર ! મારી ભૂલને માફ કરજે. તારા ઉપકાર ભૂલાય તેમ નથી.

અમે તને સમજી શકયા નહિ મારી અજ્ઞાન ભરેલી બાલિશતાને ભૂલી જજે રમા કહે મને તો શાંતિ છે સુખ-દુ ખ એ તો ગાડાના ચક્ર માફક ચાલ્યા જ કરે છે. ધર્મ છોડશો નહિ, માનવતાને છોડશો નહિ. તમારા આશ્રિતોને તિરસ્કારશો નહિ, એટલુ જ કહેવાનુ છે નવકાર મત્રનુ સ્મરણ કરતા રમા ખલાસ થઈ ગઈ સુદ્દો કહેવાનો એ છે, કે સસારમા આવ્યા છો, તો તમારા હાથે કેટલા સારા કામો કર્યા તેનો હિસાબ કરો દરેક સાથે મૈત્રીભાવ રાખો

મૃગાપુત્ર માતાને કહે છે બળતા ઘરમાથી સાર વસ્તુ કાઢે અને અસાર વસ્તુને છોડે તેમ હુ આ બળતા ઝળતા સસારમાથી સાર વસ્તુ કાઢવા તૈયાર થયો છુ, માટે

મને રજા આપો વળી પણ શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૬૮ મું

સંવત ૨૦૨૦ ભાદરવા વદિ ૯ તા ૨૯-૯-૬૪ મંગળવાર

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયન-સૂત્રના ૧૯મા અધ્યયનમાં મહાવીર પ્રભુ મૃગાપુત્રની વાત કરે છે મૃગાપુત્રના હૈયામાં આત્મ તત્ત્વની અનેરી જ્યોત જાગી ઊઠી છે બહેનો ઘઉંમાં પડેલા કાંકરાને જેમ જુદા કરે છે તેમ મૃગાપુત્ર ક્ષયોપશમ ભાવથી અભિપ્રાયમાં જડ અને ચૈતન્ય બન્નેને જુદા કરે છે અવગુણ રૂપી કાંકરા દૂર કરવા, અસંયમ અને અવિરતિભાવ કાઢવા તે માતાની આજ્ઞા માગતા કહે છે

> जहा गेहे पलित्तम्मि, तस्स गेहस्स जो पहू ।
> सार भण्डाणि नीणेइ असार अवउज्झइ ॥२२॥

હે માતા ! જે મકાનમાં આગ લાગી હોય, ત્યારે અગ્નિ-શિખાઓ ઊંચે ચડતી હોય ત્યારે મકાન-માલિક સારી વસ્તુને, સાર વસ્તુને બહાર કાઢે છે વાસણ છાણાં, લાકડાં કે માટીની કુલડીઓ એ લેવા બેસતો નથી તેની નજર તો તિજોરી ઉપર છે તિજોરીમાં જે માલ પડ્યો હશે તેને તે લઈ લેશે. દુકાન હશે તો ચોપડા લઈ લેશે, એ જ ન્યાયે આ સંસાર વિષય કષાયના ભડકે સળગી રહ્યો છે તેમાં સાર વસ્તુ કઈ છે ? દેહ મકાન પુત્ર-પરિવાર સ્ત્રી, કુટુમ્બ, પણ સાર વસ્તુ નથી પણ

सारं दसणं नाणं, सारं तवनियम संजम धरं।
सार जिणवरं धम्मं, सारं सलेहणा पंडिय मरणं ॥

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, નિયમ, જિનેશ્વર કથિત ધર્મ, સલેખના-પડિત-મરણ આ બધા સાર-રત્નો છે

રત્નનુ નામ પડે ત્યા સસારીજીવની દૃષ્ટિ પૃથ્વીકાયથી ઉત્પન્ન થયેલા રત્નો ઉપર પડે છે, પણ જ્ઞાનીઓ કહે છે કે, તે સાચા રત્નો નથી જ્ઞાન, દર્શન, ચારિત્ર એ જીવનના સાર રત્નો છે જેમ પુષ્પમાથી સાર વસ્તુરૂપે અત્તર છે, તેમ માનવ ભવના સારરૂપ આત્મિક ગુણો છે સંસારમા સવારથી સાજ સુધી મજૂરી કરો, માથાબૂડ પ્રવૃત્તિમય રહો, પણ તેમા કઈ નિર્જરાનો છાટો ખરો ? ના, બલ્કે પાપબધનો ભારો માથે ચઢાવવાનો. પાપના પોટલા બાધવા કેમ ગમે છે ! મહેનત કરવા છતા પરિણામે શૂન્ય રહે તો કોણ ડાહ્યો પુરુષ એવી મહેનત પાછળ મડયો રહેશે ? સાર નીકળતો હોય તો કર્યું કામનુ સાર રત્નત્રયમાથી નીકળે છે એ પ્રાપ્ત કરવા ઇન્દ્રિય ઉપર વિજય પ્રાપ્ત કરવો પડશે.

આચારાગસૂત્રના પહેલા અધ્યયનમાં (શ્રુતસારમા) કહ્યુ છે, કે કામગુણ છે ત્યા સસાર ઊભો છે જ્યા સસાર છે ત્યા કામગુણ છે સાડાત્રણ મણની કાયામા કમરનુ હાડકુ ભાગી જતા તે માણુસ બેસી શકે નહિ કે હાલી ચાલી શકે નહિ, તેવી રીતે આ સસારની કેડનો મકોડો વિષય ભાવ છે જેમ કેડ ભાગેલો માણુસ પોતાની જિદગી સૂતા સૂતા કાઢે, તેમ દર્શનમોહ યુકત વિષય ભાવ ટળતા ચારિત્રમોહી આત્મા સસારમા બે ચાર ભવ કાઢે પણ તેનો સસારીભાવ

નિર્મોહ થઈ ગયો સમજવો દર્શનમોહજ જીવને વિષય-ભાવમાં એકત્વ બુદ્ધિ મનાવે છે

વિષયને લઈ જીવ કષાય કરે છે વિષય માતા છે અને કષાય તેનાં સંતાનો છે મા મરે તો સંતતિ થાય નહિ એમ સંપરાય ક્રિયા નષ્ટ થઈ ગયા પછી અલ્પ બંધ પડે છે પણ વિષય-કષાય જેના તરતમતા છે તેને કષાયની તીવ્રતા વડે બંધાતાં કર્મો ખરબચડી અને ભીંજાયેલી દીવાલ ઉપર સીમેન્ટના પ્લાસ્ટરની માફક આત્માની સાથે વધુ પ્રમાણમાં એકાકારપણે ચોંટી જાય છે. અને કષાયની અતિ મંદતા હશે તો આરસ પહાણની દીવાલ ઉપર ધૂળી રેતી અને થોડી સીમેન્ટ લઈ પ્લાસ્ટર કરવા જાય તો તુરત ખરી પડે છે તેમ કદાચ કર્મ થશે તો બહુ અલ્પ અને રૂક્ષ-બંધ હશે. વ્યાખ્યાનો સાંભળી, શાસ્ત્રો વાંચી એ જ કરવાનું છે, આત્માને રાગદ્વેષથી પાછો હઠાવવાનો છે રાગ એ રોગ છે, ત્યાગ એ તપ છે જેને જીવન બાગ મઘમઘાયમાન બનાવવો હશે તેણે રાગનો ત્યાગ કરવો પડશે આજે મોટે ભાગે રાગના ત્યાગને બદલે રાગની તવંગર દશામાં રાગ-દ્વેષની આગ ભભૂકતી રાખે છે

એક નદી-કિનારા નજીક ગુરુ અને ચેલો ઝૂંપડી બાંધીને રહ્યા છે થોડે દૂર લાકડાંના ભારાવાળાઓ વિસામો ખાવા બેસે છે શિષ્ય, ગુરુને કહે છે: આ લોકો કેટલા બધા ગરીબ છે ! આપની પાસે લબ્ધિ છે, તો તેને તવંગર બનાવો ગુરુ જવાબ આપે છે: તને લાગે છે કે આ ગરીબ છ પણ તે તો તવંગર છ શિષ્ય કહેવા લાગ્યો: તમારી

વાત માન્ય કેમ્ કરાય ? આ લોકો ગરીબ છે તેથી તો જંગલમાં લાકડા કાપવાનુ કષ્ટ વહોરે છે. ગુરુ કહે છે ' એ બહારથી ગરીબ લાગતા છતા સ્વભાવથી ગરીબ નથી તારે પરીક્ષા કરવી હોય તો ભારામાથી એક લાકડુ ખેચીને લઈ આવ. આજ્ઞા પ્રમાણે શિષ્ય જાય છે. જેવું લાકડુ ખેચ્યું તેવો ભારાવાળાનો મિજાજ ગયો ચેલાને એક બે અડબોથ લગાવી દીધી, કારણ કે જીવને જ્યારે પ્રતિકૂળતા આવે છે ત્યારે જીવ સહનશીલતા રાખી શકતો નથી. પ્રતિકૂળતા પચાવવા માટે વિરોધને ટાળવા જીવતુ જાગતું જ્ઞાન જોઇએ. જે જ્ઞાન વિભાવમાં જતા જીવને ટકોર કરે, કે સાવધ થા, આ તારો સ્વભાવ નથી, તે જ જ્ઞાન સાચું છે.

> સાધક પ્રાર્થના કરે છે, હે પ્રભુ !
> પ્રાણુસખા ! તુજ બાળ ગણીને, નિશ દિન દેજે સહારો,
> જે દિન ભાન ભૂલાયે આતમનુ, તે દિન કરજે ટકોરો રે,
> ' પ્રભુ મારા અંતરને અજવાળો.

સાધક પ્રાર્થના કરતાં કહે છે હે પ્રભુ ! હે પ્રાણુસખા ! હુ જો ભાન ભૂલુ તો મને બાળક ગણીને ટકોર કરજે. માતા હમેશા પુત્રનુ હિત જ ચાહતી હોય છે. માતાને મન તો બુદ્ધિશાળી પુત્ર કે બુદ્ધિહિન પુત્ર હોય છતા, બન્ને ઉપર તેના વાત્સલ્ય ઝરણા વહેતા હોય છે. વાત્સલ્ય ઝરણાનો અભાવ અપર માતામા હોય છે, સગી જનેતામા નહિ તેમ વિશ્વ વાત્સલ્ય તારક દેવની કરૂણા અપાર છે. નિષ્કારણ કરૂણાના સાગર હે પ્રભુ ! મારા જીવનની ભૂલો ગણી ગણાય તેમ નથી મને તુ સત્ય પથે દોરજે હુ ભૂલથી ભરેલો છુ. ભૂલ્યાને ટેકો આપવો, પ્રેમથી પાંખમા લઇ સત્ય પંથ

દર્શાવવો એ સજ્જનોનુ કર્તવ્ય છે હું જનો તો પાછળથી ટીકા જ કર્યો કરશે. "માણસ માત્ર ભૂલને પાત્ર." મહાશતક શ્રાવક સંથારામાં બેઠા હતા તે સમયે વિષયાંધ બની આવેલી રેવતીને કહ્યું કે, તું મને હેરાન કેમ કરી રહી છો? મે અવધિજ્ઞાનથી નિહાળ્યુ છે કે તું ૭ દિવસમા વિસૂચિકાના રોગથી મરીને નરક ગતિમા પડવાની છે ક્રોધમાં સત્ય વાત કહી દીધી રેવતી ભયની મારી સાતમે દિવસે વિસૂચિકાના રોગથી મરીને પહેલી નરકે ચોરાસી હજાર વર્ષની સ્થિતિએ નારકીપણે ઉત્પન્ન થઈ ગઈ દશવૈકાલિકસૂત્રમા સત્ય વાત પણ જે પરને પીડાકારી-કઠોરકારી હૃદયને ભેદનારી, મર્મને છેદનારી હોય તો તેને અસત્ય ભાષા કહી છે જ્યારે વિહાર કરતાં ભગવાન મહાવીર સ્વામી રાજગૃહીમાં પધાર્યા ત્યારે ગૌતમ સ્વામીને કહે છે ગૌતમ! જા, મહાશતકને કહે, કે સંથારામાં આવી ભાષા બોલવી કલ્પે નહિ માટે પ્રાયશ્ચિત લે

એક મત એવા છે કે ભાષા જે છુટવાની હોય તે છુટે ભાષા ઉપર ચૈતન્યનું આધિપત્યપણું નથી-કારણ કે ભાષા જડ છે અને આત્મા ચૈતન્ય છે તેની સામે સિદ્ધાંત કહે છે કે અપેક્ષાએ વાત સાચી છે ભગવતીસૂત્રમાં ભાષાને જડ પુદ્ગલ કહ્યા છે પણ ભાષા છુટે છે તેનો પ્રેરક આત્મા છે ભાષા પાછળ ભાવ આત્માનો છે આત્મા જે ભાવ કરે છે તેને વ્યક્ત કરનાર ભાષા છે, માટે જ ભાષા એ ભાવને પ્રકટ કરનારી કહી છે તથી ભાષા કેળવીને બોલો થોડુ પણ સત્ય પ્રિય રીતે બોલો એક ભાષાથી આઠ આઠ કર્મ બંધાય છે અને એક ભાષાથી આઠ આઠ કર્મ (કથંચિત) છુટે છે

મહાશતકની ભાષા છૂટી ગઈ ત્યારે ગૌતમ સ્વામી પધાર્યા અને મિષ્ટ ભાષામાં જણાવ્યુ કે હે દેવાનુપ્રિય શ્રાવક! તમારે આ પ્રમાણે સંથારામા બોલવુ કલ્પતુ નથી. વાત સત્ય હોવા છતા અપ્રિય કઠોર હતી માટે પ્રાયશ્ચિત લો મહાશતક પ્રાયશ્ચિત લઈ કર્મબંધથી છૂટા થયા

કહેવાનો મુદ્દો એ છે કે, જ્યારે ભૂલ થાય ત્યારે સાચી સમજણ હોય તો જ્ઞાન ટકોર કરે કે, તને આ વ્યાજબી નથી પોતે પોતાની ભૂલ પકડી શકતો ન હોય તો ગીતાર્થ ગુરુની નિશ્રામા રહી તેને વિનંતી કરે 'ગુરુદેવ' જ્યા મારી ભૂલ થાય ત્યા મને તમે ટકોર કરજો'

આ શિષ્ય ગુરુ પાસે આવી કહેવા લાગ્યો "સાહેબ! મારો ગાલ સૂજાડી દીધો થોડીવાર પછી લાકડાના ભારાવાળા માથે ભારા ઉપાડી ચાલતા થયા ત્યાર પછી તે જ રસ્તેથી રાજાની સવારી નીકળી ગુરુદેવ શિષ્યને કહે છે, હવે જા! માર્ગમા હરફર કરી તેને હેરાન કર ભોઈલોકો રાજાની પાલખી ઊપાડી ચાલી રહ્યા છે ચેલો વચ્ચે હરફર કરે છે આથી માર્ગ રુંધાય છે સવારી અટકી પડી રાજા પૂછે છે 'કેમ ભાઇ શુ થયુ?

પાલખી વહન કરવાવાળાએ કહ્યુ, કે કોઇ યોગી પધાર્યા છે તુરત જ રાજા નીચે આવ્યા અને પગમા પડ્યા અને પૂછયુ 'આપના ગુરુદેવ કયા બિરાજે છે? માફ કરજો, આપના ચાલવાના રસ્તામા મેં આડખીલ કરી તેની મારા માણસો વતી હુ ક્ષમા માગુ છુ મારા માણસોનો ગુન્હો, એ મારો જ ગુન્હો ગણાય રાજા તથા ચેલો ગુરુદેવ

પાસે આવ્યા. વંદન કરી, યથાસ્થાને આનંદ વિહાર કરવા ચાલતા થયા. ગુરુએ શિષ્યને કહ્યુ, કે ગરીબ અને તવંગર કોણુ ? તેની સમજણુ પડી ! રાજા દ્રવ્યથી તવંગર પણ સ્વભાવે ગરીબ છે અને કઠિયારો ગરીબ છતાં સ્વભાવમાં તવંગર છે આપણે કેવા બનવુ છે ? જેના સ્વભાવમા કોમળતા નથી, સરળતા–સહનશીલતા નથી તે કથાયથી તવંગર છે ક્ષમા વિહોણુ જીવન વંધ્ય છે

સમ્યક્ વિનાનો આનંદ વંધ્ય
ક્ષમા વિનાનું જીવન વંધ્ય
સત્સંગ વિનાની કાયા વંધ્ય
સેવા વિનાના હાથ વંધ્ય
દયા વિનાની આંખ વંધ્ય
દાન વિનાનું દ્રવ્ય વંધ્ય

જીવન–સૌંદર્ય જોઈતુ હશે, તો ક્ષમા લાવવી પડશે. કાયાની નિરાગીતા જોઈતી હશે તો સેવા–ગુણ પ્રગટાવવો પડશે. સમ્યગ્દર્શન જોઈતુ હશે તો સત્સંગ કરવો પડશે. ધનના–પિપાસુએ દાન ધર્મ ખીલવવો પડશે. આંખનું તેજ જોઈતુ હશે, તો દયા પાળવી પડશે. પૂર્વના પુણ્યોદયે હાલ, જે ધન મળ્યુ છે તે આવતા ભવે મળશે, કે કઇ ગતિમાં લઇ જશે તેનું ભાન છે ? પૈસો એ સાર વસ્તુ નથી. આ લોક બળીઝળી–સળગી–પ્રજળી રહ્યો છે તેમાં મુમુક્ષુ સાર વસ્તુ કાઢવા તૈયાર થયા છે આ સંસાર, જન્મ, જરા, મરણની ત્રિપુટીથી ઘેરાયેલો છે આધિ વ્યાધિ અને ઉપાધિના ભડકા ગગન સુધી પહોંચ્યા છે

જીવે આધિ વ્યાધિ અને ઉપાધિ એટલી બધી

વધારી મેલી છે કે, આ સંસારમા તે કયાય સુખ પામતો નથી

**કૂડકપટની બાજી ખેલી, દેશોદેશમાં ચણી હવેલી,**
**અંત સમયે જાવું મેલી, એકલો આવ્યો, એકલો જાવું,**
**મનસૂબાના ચણે મિનારા, મૃગજળ સરીખા લાગે પ્યારા,**
**ચાર દિવસના એ ચમકારા, એકલો આવ્યો, એકલો જાવું**
**જાગી જોને જીવલડા તું, એકલો આવ્યો, એકલો જાવું.**

દગા રમી અન્યના સુખમાથી ઝુટવીને પણ તિજોરી ભરવી છે, એવાઓને પણ અંત સમયે સઘળું મેલી વિદાય લેવી પડશે. અજ્ઞાનીઓને અતૃપ્તિને કારણે, ધનવાનને જોઈ ને એમ થાય કે હું કયારે ધનવાન થાઉં ! તમને ધનની કિંમત કેટલી છે? જીવ નીકળી જાય પછી જડ દેહનું શું થાય છે? રાખ ધનથી આત્માની શી ગરજ સરે છે? માટીમા શું મોહી રહ્યા છો ? મકાનનો પથરો એ પણ પૃથ્વીકાય છે અને હીરો એ ઊંચા નંબરનો પથરો છે, પણ છે તો પૃથ્વીકાયને ? એકેન્દ્રિય પાછળ પંચેન્દ્રિય પાગલ બને ? ચોરી કરે, ઇન્કમટેક્ષથી બચવા નવા ચોપડા કરે, આ બધું શાને ? શું આપણું જીવન ખટપટ, દોષને કાવાદાવા આદિ અનેક કુકર્મો કરી અનીતિની કમાણી કરવા માટે છે ? ચોરીનો માલ તો ચંડાળ ખાય બશેરના લોટામા પાચશેર ઘી નાખશો તો ઢોળાઈ જશે જેટલું કિસ્મતમા મળવાનું હશે તેટલું મળશે તેમા ધમપછાડ શાને કરો છો ? **સમયની બરબાદી એટલે જીવનની બરબાદી.** માટે વિચારો હવે કયા ઉપાય વડે જીવવું તેમ વિચાર્યું છે ! જડ અને ચેતન જુદા, એમ વાતો કર્યે નહિ વળે ઉદ્યમ

કરવો પડશે નજર તેજ કરી, મન મક્કમ કરી ધ્યેયના શાક પર ડગલા માંડો, તમે જરૂર મોક્ષ–મંજિલે પહોંચી જશો અને આ જગત જોતું જ રહી જશે.

> उद्यमेनहि सिध्यति कार्याणि न मनोरथैः ।
> नहि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः॥

સિંહને પણ શિકાર માટે છલંગો મારવી પડે છે સૂતેલા સિંહના મોઢામા મૃગલાં આવીને પડતા નથી ત્યારે તમારે મોક્ષ જેવી દુર્લભ વસ્તુ મફતમાં મેળવવી છે એ નહિ બને.

કર્મ કાંઈ ઢોર નથી કે ડોકારા પડકારા કર્યે ચાલ્યા જાય
કર્મ કાંઈ કૂતરા નથી કે હડહડ કીધે ચાલ્યા જાય
કર્મ કાંઈ માણસ નથી કે બાવડું ઝાલી બહાર કઢાય

કર્મ તે આત્મપ્રદેશે ખીર–નીરના ન્યાયે એક પ્રદેશને અવગાહીને રહ્યાં છે જ્યારે આત્મા સ્વભાવમાં રમણતા કરશે, ત્યારે કર્મો આપોઆપ વિદાય લેવા માંડશે.

ગારૂડીના મંત્ર પ્રતાપે જેમ ઝેર બહાર નીકળવા માંડે તેમ અનાદિના કર્મો ટળવા માટે

> અહો વાણી તારી પ્રશમ રસ ભાવે નીતરતી
> મુમુક્ષુને પાતી અમૃતરસ અંજલિ ભરી ભરી
> અનાદિની મૂર્છા વિષ તણી ત્વરાથી ઉતરતી,
> વિભાવેથી થંભી સ્વરૂપ ભણી દોડે પરિણતી

ભગવાનની અકષાયી વાણી, મધુર નીરા પ્રવાહ, જેમ હિમાલય માંથી ગંગા નીકળે તેમ, કેવળજ્ઞાનીના મુખારવિંદમાંથી નીકળતો વાણીનો ધોધ, ગૌતમમુખ રૂપ કુંડમાં આવી પડયો. ગણધરો એ તેને ઝીલ્યો અને દ્વાદશાંગીની રચના કરી. તેમાં હાલ

દ્રષ્ટિવાદસૂત્રનો વિચ્છેદ છે, બાકી અગિયાર અંગ હાલ મોજૂદ છે આ વાણીપ્રવાહથી અનાદિ કાળની મિથ્યાત્વ મૂર્ચ્છાનુ ઝેર ઉતરે છે, સમ્યગ્દર્શનના પ્રવેશ માત્રથી ઓગણોતેર કોડાન કોડી સાગરોપમ ઝાઝેરા કર્મ ખપી જાય છે જગતમા નવકાર મત્ર, એ મહાન મત્ર છે શ્રદ્ધારૂપી દીવડામા પરિશ્રમરૂપી તેલ અને મક્કમતારૂપી વાટ હોય તો પછી વાધો આવતો નથી

નવકાર મત્ર જેવો દુનિયાભરમા કોઇ મત્ર નથી છે શ્રદ્ધા ? શ્રાવકને શ્રદ્ધા હોય તે દેવ દેવલા પૂજવા ન જાય ! સુરધનને પગે લાગે કે સુરધન તેને પગે લાગે ! ત્રણ પીપળાના પાન મૂકી દે એટલે પગે લાગે, ઉકરડી ઉઠાડી વહુને પગે લગાડે માથુ તો કિમતિ છે તેને મફતિયુ કરી નાખ્યુ છે જ્યાં હોય ત્યા નમાવી નાખે મસ્તક ઉત્તમાગ ગણાય છે અહર્નિશ જિનેશ્વર દેવના ચરણમા ઝુકાવવાનુ હોય, બીજે નહિ છે તૈયારી ! મિથ્યાત્વની મૂર્ચ્છા ઉતારનાર પ્રભુની વાણી છે માટે એ વાણીની આરાધના કરો

મૃગાપુત્રને સાહેબી મળી છે, છતા તેમા રહેવા માગતા નથી પુણ્ય પ્રમાણે સુખ સગવડતા મળે છે, તેમા રસ લેવો કે ન લેવો એ આત્માના હાથની વાત છે મૃગાપુત્ર માતાને કહે છે, આ સળગતા સસારમા હુ ક્ષણવાર પણ નહિ રોકાઉ તમને સસાર સળગતો લાગતો નથી મૃગાપુત્રને લાગ્યો છે માતા કને દીક્ષા લેવાની રજા માગે છે. વળી પણ શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૬૯ મું

સં ૨૦૨૦ના ભાદરવા વદિ ૧૦ને બુધવાર તા ૩૦-૯-૬૪

સિદ્ધાંત એટલે જે કાલે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમાં, મૃગાપુત્ર માતા પાસે આજ્ઞા લેતા કહે છે એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિયના જીવો સુધી જન્મ જરા મૃત્યુ અવશ્યમેવ છે જન્મનું મૂળ કારણ કોણે ઊભું કર્યું? જીવે પોતે જ અજ્ઞાનતાથી ઊભું કર્યું છે દુઃખ કોઈ પણ પ્રાણીને ગમતું નથી છતા કેમ આવે છે? દુઃખ માટે કોઈ જીવ પ્રયાસ કરતો નથી છતા દુઃખ કેમ આવે છે? આવા સંસારમાં ક્ષણમાત્રનું પણ સુખ નથી. અજ્ઞાની પોતાની અજ્ઞાન દશામાં સુખ નથી છતા સુખ બુદ્ધિ કરે છે તે ભ્રમ છે જીવને સુખ ગમે છે અને જેમાં સુખ પ્રાપ્ત થાય તેમ છે તેની ઉપેક્ષા કરે છે સુખ ગમે છે છતા જીવ સુખના કારણો આપતો નથી. દુઃખ ગમતું નથી છતા જીવ દુઃખના કારણો [illegible] ઊભા કરે જાય છે આબાલવૃદ્ધ સૌને સુખ ગમે છે એ સુખ ક્યાંથી મળે? સુખ કોણ આપે? પૈસા ઇન્દ્રિયોના વિષયો [illegible] [illegible] ખાધેથી સુખ મળે? ના.

જ્ઞાની [illegible] છે કે સુખ [illegible] સુખ ગુણ ચૈતન્યનો છે [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] સુખ નથી જ [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible]

ધરાવનારા—અકષાયી, અમોહી—અવેદીના કથેલા કથનમા ફેરફાર હોય જ નહિ. બાલજીવો તીર્થંકરના વાકયની અવગણના કરી, જેમા સુખ નથી, તેમા નિરર્થક પ્રયાસ કરી રહ્યા છે. સુખ અને દુ:ખનો વેદક, આત્મા—ચૈતન્ય દેવ—એક જ છે, માટે જીવનાં લક્ષણને સમજો ચેતનાલક્ષણ જીવનુ છે આત્મા જ્ઞાનમય છે સાકરને ગમે તે ખુણેથી ચાખવામા આવે તો તેમાં મીઠાશ જ લાગશે. તેમ આત્મા જ્ઞાનમય છે અને જ્ઞાન તે જ આત્મા છે. બન્ને એક બીજાથી જુદા નથી. જીવે અનાદિના અધ્યાસે વિકૃત ભાવ સેવી, આત્માનુ કચ્ચરઘાણ કાઢી નાખ્યુ છે સમયે સમયે ભાવમરણે મરી રહ્યો છે બહારના કોઇ દુશ્મન નથી આત્મા જ પોતાનો દુશ્મન બની રહ્યો છે

નથી કોઇ શત્રુ મારે આ દુનિયામાં,
ખરા દુશ્મનો મારા દિલમાં છુપાયા,
લડતો રહ્યો છું નિરંતર જઝૂમી,
છતાં દુશ્મનો તો જરી ના જીતાયા.
કલેજે પડયાં છે એવાં કંઈક કાણાં,
કેમ કરી ગાઉં હું તો પ્રભુ તારાં ગાણાં.
જીવનમાં મચ્યાં છે, એવા રે ધીંગાણાં,
કેમ કરી ગાઉં હું તો પ્રભુ તારાં ગાણાં.

સાધક કહે છે 'આ દુનિયામા કોઇ મારા શત્રુ નથી, તો પછી વેરઝેર કોની સાથે બાધો છો?' આણે મારુ બગાડયુ, આ મારૂ અહિત કરનાર છે, એમ લાગે ત્યારે જીવ દુશ્મનાવટ બાધે છે, પછી એની સાથે વહેવાર ન રાખવો ગમે, મરતાં સમયે પણ દીકરાને ભલામણ કરતો જાય, જોજે! ફલાણો મારો દુશ્મન છે, તેને મારજે, તો જ મારી સદ્ગતિ થશે

આવા વેરઝેર કેટલા ઊભા છે? જે દુશ્મન અંદર પેઠા છે, જેણે આત્માનું અહિત કરી નાખ્યુ છે, તેના તરફ તો જીવ દૃષ્ટિ સુદ્ધા પણ કરતો નથી.

જ્ઞાનીઓ કહે છે, કે દુનિયાભરમા કોઈપણ આપણુ અહિત કરવા સમર્થ નથી. પોતાનો જ આત્મા પોતાનું અહિત કરી રહ્યો છે મોક્ષમા પણ લઈ જનાર પોતાનો જ આત્મા છે અને દુર્ગતિમાં ઢસડી જનાર પણ પોતાનો જ આત્મા છે ત્યારે કોણ દુશ્મન ને કોણ મિત્ર? દીલમાં છુપા દુશ્મનો છે ક્રોધ માન, માયા લોભ વેરઝેર તે દુશ્મનો છે તે નિરંતર આત્માનું અહિત કરી રહ્યા છે બહારના દુશ્મનોને દુશ્મન માની રહ્યો છે પણ તે તો નિમિત્ત છે, ઉપાદાન તારું પોતાનું છે તમારી નબળાઈઓ અને ભૂલોનો સ્વીકાર કરો, તો જ તમે વિકાસ સાધી શકશો. અશુભ ઉદય વખતે નિમિત્તના વડબાકા કા ભરે છે? આણે મારી આબરુ ઉપર ધબ્બો લગાડયો. આણે મારુ ખરાબ કરી નાખ્યુ દૃષ્ટિમાંથી વિપર્યાસપણુ નીકળી જશે, તો કોઈ તારા વેરી નથી, કોઈ અહિત કરનાર નથી. જીવ પોતે જ ઊંધાં પરિણામ સેવી પોતાનું અહિત કરે છે એમ દરેક જીવની સ્વતંત્રતા ભગવાને બતાવી છે

દરેક જીવ કર્મ તોડવા કે બાંધવામાં તે સ્વતંત્ર છે ગજસુકુમારને સોમીલ બ્રાહ્મણનું નિમિત્ત કેવું મળ્યું હતુ? છતા ક્રોધ કર્યો નહિ જેની દૃષ્ટિ ઉપાદાન સામે હોય, તે નિમિત્તોના વાંક કાઢતા નથી. એ તો એમ જ સમજે કે કર્મનો ઉદયમાન મારા જ્ઞાનનો ઉદય કરાવવા આવ્યો છે જ્ઞાન સીધે રસ્તે લઈ જાય છ અજ્ઞાનીઓ એમ કહેશે, કે આવા માણસ

ક્યાંથી મળ્યા ? તે નિમિત્તથી છૂટવા માગે છે, પણ જે કર્મ ઉપાદાનમા પડ્યુ છે તે ભલે ક્ષેત્ર બદલે પણ કોઇને કોઈ એવાજ નિમિત્તો સામા હાજર થશે ઉપાદાન છે, તો નિમિત્ત આવ્યું, એવી કલ્પના કરો છો ખરા ! જો સમજણમાં ન આવતુ હોય તો, કયે ઠેકાણે સમજણમા ફેર પડે છે, તે જોતા જાવ. નિમિત્તોની અસર લઈ ક્ષણે ક્ષણે રાગદ્વેષ, છણછણાટ, તણતણાટ, ક્રોધ કર્યા કરો છો પણ નિમિત્ત કારણ આપી છૂટી જવાનુ છે

ઉપાદાન કાર્ય કરાવશે મોટાઈનુ માપ ગુણોથી મપાય છે, વૈભવ કે વયથી નહિ તમારો અવતાર જૈન કુટુમ્બમા ઉચ્ચ કુળમા થયો ગર્ભમા હતા ત્યા ઝભલા, ગાદલી–ગોદડી તૈયાર થઈ ગઇ અને કોઇને જન્મ પછી ગળથૂથીના પણ તાકડા હોય છે એકને રહેવા ઓટલો નથી અને એકને મકાનના પાર નથી આમ કેમ થયુ ! કોણ સગવડ-અગવડ આપે છે ? પુણ્ય અને પાપ સગવડતા અને અગવડતા આપે છે, એવુ તો માનો છો ને ? તો પછી એ પુણ્ય અને પાપનો કર્તા કોણ થયો ? પોતેજ જેવા કર્મ કર્યા હોય, તેવા ફળ મળે જ જેવા પરિણામ થાય તે પ્રમાણે શુભાશુભ બધ પડતો જાય

'મારી વહુનુ મારે સહન કરવુ ? વહુ ઝાપા–કૂતરી છે આવી વહુથી હાથ–જીભ કાઢી ગઈ' પણ નિમિત્ત કા આવ્યુ ! એ નિમિત્ત આવ્યુ છે તે તારા કરેલા કર્મનુ ફળ છે એકને એક માણસ એકને સુખરૂપ અને બીજાને દુ ખરૂપ લાગે છે કઈ રીતે, કયા કારણે, કેવા સ યોગોમા નિમિત્ત મળે છે, તેની જીવને ખબર નથી જેને મોક્ષની આરાધના કરવી છે, તે

નિમિત્ત સામે નજર કરતો નથી. જગત નહિ ફેરવું ફરી આ જગત તેમનું તેમ છે, સંયોગો પણ તેમના તેમ છે તારી દૃષ્ટિ જે નિમિત્ત ઉપર છે તે બદલી નાખ, તો વસ્તુ સ્થિતિ સમજાઈ જશે. આજ દિવસ સુધી ન સમજ્યો તે મારાં અજ્ઞાનનું ફળ હતું તેમ વિચાર કરવો જોઈએ

ભગવાન મહાવીર સ્વામી કર્મ ખપાવવા આર્યભૂમિ છોડી અનાર્યભૂમિમાં વિચર્યા જ્યાં આ 'પ્રભુ' છે તેવી પિછાણ પણ કોઈને નથી એવા અનાર્ય દેશના લોકો પ્રભુને લાકડી વડે મારવા અને ત્રાસ આપતા હતા.

સામે ચઢીને એણે દુઃખડાને નોતર્યાં
વેરી જંતુએ એના અંગ ને અંગ કોતર્યાં
દેવને ડોલાવનાર પ્રત્યેક જીવને, દીધાં
અભયનાં દાન, ચાલ્યા રે જાય વર્ધમાન
જંગલની કેડીએ જોગી બનીને જાય પેલા
ચાલ્યા રે જાય વર્ધમાન

આચારાંગસૂત્રના ૯મા અધ્યયનના ચોથા ઉદ્દેશામાં મહાવીર પ્રભુનાં ચારિત્રનું વર્ણન છે પ્રભુએ તેમના જીવનમાં કેટલા પરિસહ સહન કર્યા તેનું વર્ણન છે મહાવીર પ્રભુ ચરમ શરીરી હતા ત્રણ જ્ઞાન તો સાથે લઈને અવતર્યા હતા દીક્ષા લીધા પછી ચોથું જ્ઞાન પ્રાપ્ત થયું કેવળજ્ઞાન પ્રાપ્ત કરવા સાડા બાર વર્ષ અને એક પખવાડિયા સુધી ઘણી મહેનત લીધી આપણને જરા ઠંડી લાગે તો ઓઢીને બેસી જઈએ ભગવાન તો જે સ્થળે ઠંડો પવન સુસવાટા કરતો હોય તેની સામે ઊભા રહેતા હતા. બે હાથ પણ ખભા ઉપર મૂકે નહિ. કર્મ ખપાવવા કષ્ટ સહન કરવાની કેટલી તૈયારી! દેહને દુઃખ પડે તેમાંથી મહાફળ પ્રકટ્યું છે દેહાધ્યાસ

કેટલા છૂટયા એની આ પારાશીશી છે. ભગવાન કર્મનું દેણું પતાવવા તૈયાર થયા હતા. ઝેરી જંતુ દેહ ઉપર આરૂઢ થાય, સર્પો શરીર ઉપર ચડી વીંટળાઈ જાય, છતા ચલાયમાન ન થાય. સિંહ શું સસલાંથી બીએ?

હું કોણ? સિંહ સમાન, મારો આત્મા બળવાન છે જેનામા ભય જેવું નામ નથી. આ તો ઓછાયો ભાળે ત્યા હાયરે ભૂત આવ્યું કોઈ ભૂત નથી પણ તારા મનમા ભૂત ભરાણું છે, તે કાઢ ભય મોહનીય પ્રકૃતિના ઉદયથી વર્તમાન બીકણ સ્વભાવને લઈને (હિંમતના અભાવે) ડરે છે આપણા ભગવાન તો ગાઢ જંગલમા રાતના કાઉસ્સગ્ગ કરે, પરબોમા, ઘાસની ગંજી હોય ત્યા ઊભા રહે. અનેક ઝેરી જંતુઓ ડંખ દે, ભમરા શરીરમા પેસી કાણા કરે છતા અંશમાત્ર પણ દુઃખ દેનાર પ્રત્યે દ્વેષ નહિ કોઈ લાઠીથી તાડન કરે છતા તેની ઉપર રોષ ન કરે સત્તામા પડેલા કર્મને ખેંચી ઉદીરણા કરી નાખે છે તપસ્યા એ કર્મ ખપાવવાનો અમોઘ ઉપાય છે, કર્મ ખપાવવા જરૂર છે કે નહિ? હા, તો આવી સમજણ મળ્યા પછી પ્રતિકૂળ નિમિત્તો ગમે તેટલા ખડા થાય, પણ નિમિત્તનો વાક કાઢશો નહિ માટે જ્ઞાની કહે છે, કે સમજીને તમે સુધરી જાઓ જગત નહિ સુધરે. આપત્તિ આવે ત્યારે આટલું ન ભૂલતા, કે કસોટી કનકની થાય છે, પથ્થરની નહિ.

ચાર ગતિ, ચોવીસ દંડક અને ચોરાસી લાખ જીવાયોનિમા ભટકતા, કોઈ વાર, કોઈ જીવની સાથે, મા પણે, ભાઈપણે, સ્રીપણે, પુત્ર-પુત્રીપણે, વેવાઈ-વેલાપણે, એમ અનેક

સંબંધે જોડાઈ ગયા. પાછા છૂટા પડી જવાના છે, એવો આ સંસાર છે, તેમાં સુખ ક્યાં ઠેકાણે ભાળી રહ્યા છો! કુળદીપક કોને વાઽના વિસામા માનો છો, આંધળાની લાકડી માનો છો, તે પુણ્યાઈ હશે તો તેનાથી ચાકરી પામશો. કંઈક માવતરો આજે પોતાના જ સંતાનોથી દુ:ખી દુ:ખી થઈ રહ્યાં છે રોઈ, રોઈ, હેરાન-પરેશાન થઈ રહ્યાં છે. દીકરો જન્મ્યો તે કરતા પાણો થયો હોત તો સારૂ હતું આવા વેણ ક્યારે બોલતા હશે! તો પરથી હું સુખી થાઉં જ નહિ તે બુદ્ધિ આટલા અનુભવ પરથી તો કરો?

તમને કેટલા અનુભવ થયા! પરથી સુખ મળે તે ઊંધી માન્યતા છોડ્યે જ છૂટકો છે સમજણ આવ્યા પછી સત્તામાં જેટલાં કર્મ હોય તેટલા બહાર નીકળો, એમ આમંત્રણ આપો કે I am ready હું તૈયારી કરીને ઊભો છું

આજ દિવસ સુધી હાર ખાધી તેનું કારણ તપાસો હાર્યો પછી હતાશ ન થયો. મારાથી અંશ માત્ર પણ ક્ષોભ થાય જ નહિ. છે તૈયારી! ઠગલે ને પગલે નિમિત્તોની અસર તળે કેટલા છો! "આ સંસારમાં માનીએ તો ઠીક બાકી વાતમાં કાંઈ સાર નથી.' એમ કહેનારા સમજે છે, કે સંસારમાં અશાંતિ છે હવે શાંતિ ક્યાંથી મળશે! સ્વ ઘરમાંથી તેના માટે મોટો પ્રયત્ન કરો તો છેલ્લી જિંદગી સુધરી જશે. નહિતર કર્મના પોટલા બાંધી નરકે જવું પડશે. ગજસુકુમારે સમતા રાખી તો સિદ્ધગતિ પ્રાપ્ત કરી લીધી, જ્યારે સોમીલ નરકે ગયો. થોડું સહન કર્યું તો ઘણું ફળ મળ્યું. સંસારમાં ક્યાંય સુખ કે આબાદી છે નહિ.

કોઈ કોઇ વેળા ઉર ઉછાળે, આનંદ કેરાં પૂર,
કોઈ કોઇ વેળા આંખડી તારી, આંસુ થકી ભરપૂર.
મુસાફિર, જાવું છે તારે દૂર,
કાળ કરે મજબૂર મુસાફિર, જાવું છે તારે દૂર.

દીકરાનો જન્મ થાય, કે આનદમા આવી જાય મોટો થાય, પરણાવે ઘેર વહુ આવી પોખતા અનેરા આનદમાં આવી જાય પૈસાનો લાભ થાય, એટલે ઉર ઉછળે આવા ઉત્સાહના ઉછાળામા એ જ સયોગો કપરા બની જાય છોકરો તોછડાઈ કરી નાખે વહુ જેમ તેમ બોલવા લાગે, કે આ ટકટક કરતી ડોશીનો ટાટિયો મારા ઘરમા ન જોઇએ, ત્યારે પોખતી વખતનો જે આનદ હોય તે આસુમા પલટાઇ જાય છે એક એક વચન વજ્રપાત જેવા લાગે, ધ્રુસકે ધ્રુસકે રોવા માડે નિમિત્તમા સુખ માન્યું ત્યારે આવી ભૂલો થાય યુવાનવયે સયમમા વીર્ય ન વાપર્યું અને આમ જ વેડફી નાખ્યુ, તેથી જ સસારી જીવને પસ્તાવો થાય છે તારા કર્યા તારે જ ભોગવવા પડશે હવે શાતિ રાખીશ તો નવા કર્મ ઉપાર્જન થશે નહિ અને ભાવિમા ભોગવવા પડશે નહિ

**ધીમે ધીમે પંથ કપાશે, આવશે કોઈ દિન આરો,**
**તે દિન મળશે સાચો કિનારો, ત્યાં લગી જાવું દૂર,**
**મુસાફિર જાવું છે તારે દૂર,**

કાર્ય સિદ્ધિમા સાધનો તો ફકત ગૌણ છે, પરતુ વ્યક્તિનો દ્રઢ સકલ્પ અને કોઇ પણ ભોગે કામ પાર ઉતારવાનુ મનોબળ જ પ્રધાન વસ્તુ અને છે કષાય પરિણામ કરવાનો જીવને ઘણા સમયનો અભ્યાસ છે તે એકદમ પલટો ખાઈ જાય તેવુ તો કયારેક, કોઈકને જ બને છે બાકી તો નિમિત્ત ખડા થતા રાગદ્વેષ કરવા મંડી જાય છે જ્ઞાની

કહે છે કે સમાધિ રાખ એક-બે દિવસમા આ કાર્ય સિદ્ધ થાય તેમ નથી આની પાછળ ઘણા સમયનો અભ્યાસ જોઇશે.

બાળકને જ્યારે પ્રથમ માતા ચાલતાં શીખડાવે છે, ત્યારે પગલી પાડવા માટે ચાલણ ગાડી પકડાવે છે પગમા જોર આવ્યુ પછી ચાલણ ગાડી છૂટી જાય છે કારણ કે હવે સ્વયબળ મેળવી લીધુ છે તેમ પુસ્તકો, વીતરાગની વાણી, સદ્ગુરુનો સમાગમ એ બધાં ચાલણ ગાડી છે એ ચાલણ ગાડી વડે ધીમે ધીમે આત્મગુણમાં આગળ વધાય છે કઈ રીતે જીવન જીવવું જોઇએ, તે રીત બતાવનાર ગુરુ છે, પછી ભલે મહાવિદેહ ક્ષેત્ર હોય કે ભરત-ઇરવત હોય પણ સિદ્ધિ તો પુરૂષાર્થે જ છે કોઇ ક્ષેત્ર ધર્મ આરાધન કરાવી દેતુ નથી. આ અવસર સુદર છે, માટે પાપ કરતા અટકો. જેના અભિપ્રાયમાં એવું બેઠુ છે કે ક્રોધ કરવા જેવો નથી, છતાં ક્યારેક થઈ જાય છે નિમિત્તના કારણે સમતા રહેતી નથી. ક્રોધ થઇ જાય છે એમ કહેનારો હજુ પણ સુધરશે, પણ જે એમજ કહે છે, કે ક્રોધ તો કરવો જ જોઇએ. એમ અભિપ્રાયમાં ઊંડુ બેઠુ છે તે જીવો કદી સુધરી શકશે નહિ. નિમિત્ત તો ખડાં છે જ તુ ખસી જા. બીજો કોઈ કૂવામા પડે તો શું તારે પણ કૂવામાં પડતુ મૂકવું, તે યોગ્ય છે? જ્ઞાની અને અજ્ઞાનીમાં કઈક પટાંતર પડે કે નહિ? જૈન દર્શનનો જાણનાર ક્રોધને દુશ્મન માને,

ક્રોધ પ્રત્યે તો બતે ક્રોધ સ્વભાવતા ”

ક્રોધ ઉપર ક્રોધ કર, અહિત ઉપર નહિ ક્રોધ તને અનતકાળથી હેરાન્યો છે હવે તુ તેની સગતિ કરીશ

નહિ, એને છેલ્લા રામ રામ કરી લે. ક્રોધ જશે તો ક્ષમા આવશે અવગુણ ટળશે, તો સદ્‌ગુણ આવશે. કષાય ચારિત્રાવરણીયની પ્રકૃત્તિ છે, તે ટળશે ત્યારે ચારિત્રના પર્યાય વિશુદ્ધ થશે અને ત્યારે ગુણસ્થાનની શ્રેણીએ આગળ વધાશે. ધીમે ધીમે પણ જો પ્રગતિ કરશો, તો કોઇક વખતે સિદ્ધિ મળશે

મૃગાપુત્ર માતાની રજા લઈ રહ્યા છે સયમ લેવાની હૈયામાં ધૂન લાગી છે. સળગતા સસારમા હવે ક્ષણ વાર પણ ઊભા રહેવા માગતા નથી વળી પણ શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૭૦ મું

### સંવત ૨૦૨૦ ભાદરવા વદિ ૧૧ ગુરુવાર તા ૧-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ. ઉત્તરાધ્યયનસૂત્રનાં ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે.

મૃગાપુત્રના અતરમાં વૈરાગ્ય સ્ફૂર્યો છે. એમને પૂર્વ ભવોનુ જ્ઞાન થયું છે. સ્વપરની વહેચણી, જડ-ચૈતન્યનો વિવેક હૈયામા વર્તે છે આથી હવે આ સસારમા સુખ લાગતુ નથી બત્રીસ રમણીઓનો સ્વામી, યુવરાજપદનો ધણી; ભૌતિક સમૃદ્ધિનો કોઇ પાર નથી, તેને સયમ લેવાની ઇચ્છા થઇ ગામ-દેશનો ધણી જગતનો પતિ બનવા ઇચ્છે છે. આચારાગ સિદ્ધાત કહે છે કે જે એકને નમાડે તે

બહુને નમાડે છે મોહનીય કર્મને નમાવી દયે તે આખા જગતને નમાવી દે છે જ્ઞાની કહે છે કે બહાર દ્રષ્ટિ કરવાની જરૂર નથી. જે છે તે તારા આત્મામાં છે "

કે ઢાળશો ? દૂર જાતાવે દૂરથી આશ નિરાશી
કહત કબીરા સુન મેરે સાધુ પરમે હિ મિલે અવિનાશી ,
મોહે સુન સુન આવત હાંસી પાનીમે મીનપીયાસી (૨)

જે આત્મા હાજર છે, પોતાનો સાક્ષાત્કાર પોતાને જ કરવાનો છે, તેને દૂર ગોતવા કયાં નીકળે છે ? દૂર ગોતવા જાઓ પણ ત્યાં છે જ નહિ તો જડશે કયાથી ? આશા નિરાશામાં પલટે છે દ્વારકા, કાશી, આબુ, સમેતશિખર બધેય ફરી આવ્યા બધુ ય કર્યુ પણ કાંઇ ન વળ્યુ તો હવે તો દિશા ફેરવ અંદર નિહાળ અવિનાશી અંદર જ બેઠો છે આરાધ્ય દેવ તે જ છે સોઽહં સોઽહં તે 'હું' તે હું' જેવો સિદ્ધનો આત્મા તેવો જ આપણો આત્મા છે અસંખ્યાતા પ્રદેશ તેના જેટલા જ છે તેઓએ અનંતાગુણો વ્યકત કર્યો છે, જ્યારે આપણા આત્માના ગુણો આવરણથી ઢંકાયેલા પડયા છે જેમ ફાનસ ફરતુ જાડું કપડુ વીંટવામાં આવે તો પ્રકાશ મંદ દેખાય એથી ઓછેરુ કપડુ વીંટવામાં આવે તો વધારે પ્રકાશ દેખાય અને કપડુ સાવ લઈ લેવામા આવે, તો ચોકખો પ્રકાશ દેખાય છે, એમ આત્મા એ પ્રકાશનો પુંજ છે અને કવિઓ કહે છે કે આત્માના તેજ પાસે રત્નોનાં અને સૂર્યનાં તેજ ઝાંખા પડી જાય છે ।

તમારે પ્રકાશ જોઇએને ? બહારનો પ્રકાશ તો ક્ષણિક છે અંદરના આત્માનો પ્રકાશ—જે અપ્રતિહત જ્ઞાન—એ‌‌ક વાર આવ્યુ પાછુ જાય નહિ જે આદિ અનંતકાળ સુધી ટકી

રહે તેવુ જ્ઞાન આત્મામા છે. બહાર શોધવા કયા જાય છે? હીરા-માણેકના ઠઠારામા બહારના તેજમા સાચુ તેજ છે નહિ. પચાસ રૂપિયાના વારનુ કપડુ પહેર્યું હોય, લાખ કરોડ રૂપિયાની મૂડી હોય, માલમલિદા ઉડાવતા હોય, તેનામા શુ વધારે સદ્‌ગુણ જાગી ગયા માનો છો? વેશભૂષા કરનાર વધારે કિંમતી ગણાય? કિંમત સદ્‌ગુણોમા છે જે બહારના ઠઠારામા કિંમત આકે છે, તે મૂર્ખાઓ છે શુ તમારી શોભા હીરાની વીંટી કે દાગીનાથી હોઈ શકે? મુનિને કોઇ દાગીનો નથી એકે ઝરીની કિનારવાળુ કપડુ નથી, છતા તે વિરલ વિભૂતિને તમે નમસ્કાર કરો છો ને? ખાઇપીને નિરાતે બેઠો હોય તેને શાતા પૂછવાની હોય, કે ઉપવાસીને? માટે સમજો, ગુણને નમસ્કાર છે, ત્યાગને ધન્યવાદ છે, ભોગને નહિ

પ્રથમ ગુણ સ્તવન હોય, પછી નમસ્કાર હોય છે માટે ગુણને પ્રગટાવો ગુણ પ્રગટતા જશે તેમ પ્રકૃતિ ટળતી જશે આત્માનો મોક્ષ મેળવવા, પર ચીજની જરૂર પડવાની નથી લાખો રૂપિયા મેળવો તો મોક્ષ મળે તેમ નથી જેને લાખો માણસો સલામ ભરતા હોય, તેનો મોક્ષ થઈ જાય તેમ ખરુ? ના, ત્યારે સત્તાની લાલસા શાને? સુખનો સ્વામી આત્મા છે સુખ અંદરથી મળે છે કપડા દાગીનાથી ઝળહળતી સ્ત્રીનો પતિ, જો પરસ્ત્રીગમન કરતો હોય તો તેની સ્ત્રી સુખી નથી કપડા ઘરેણા તો છે! છતા કહેશે કે હુ સુખી નથી સુખ કયા લાગે છે? પર વસ્તુમા સુખ-ગુણ નથી, એ પાઠ રોજ ભણો હૃદયમા એકરસ કરી નાખો જેમ દૂધને તાવડામા નાખી, હેઠે અગ્નિ કરી તાવેથેથી હલાવી હલાવી ઘટ કરાય છે, ત્યારે માવા રૂપ પિંડ થઈ જાય છે,

તેમ અંદરથી એકરસતાનું ઘોલન કરો, કે સુખ પરમાં નથી સ્વમાંજ છે પૈસા, આબરૂ સત્તા, વૈભવ, મળો કે ટળો, ગમે તે આવો પરમાણુથી માંડી અનંત પુદ્ગલ સ્કંધના અવલંબને સુખગુણનું વેદન છે જ નહિ

સંયોગોથી હું સુખ માનું, તે મારી ભ્રમણા છે જે સુખ પાછળ દુઃખ છે, તે સાચું સુખ નથી તેવો પાકો સિદ્ધાંત અપનાવો જ્યારે પોતે, પોતામાં રમણ કરે ત્યારે જ અલૌકિક આનંદ પ્રગટે છે તે આનંદ મુખે કહ્યો ન જાય, જાણે તે માણે, બાકી ઊભા ઊભા જુએ દૂધપાકમાં તાવેથો ફરતો હોય, તે દૂધપાકના સ્વાદને શું જાણે ! એમ પરમાં તલ્લીન રહેનારાઓ સિદ્ધાંત વાણીના રસાસ્વાદને ચાખી શકતા નથી જેણે ચાખ્યા છે તેને વિષય ઝેર જેવા લાગ્યા એક વાત સમજાણી પછી પર તે પર અને સ્વ તે સ્વ, એમ ભેદ વિજ્ઞાન પ્રગટી શકે

**ભેદ વિજ્ઞાન જગ્યો જિનકે ઘટ મેં સિતલ ચિત્ત ભયો જેમ ચંદન**
**કેલી કરે શિવ મારગમેં જગમાંહિ જિનેશ્વરકે લઘુનંદન**
**સત્ય—સ્વરૂપ સદા જિનકે પ્રગટયો, અવદાત મિથ્યાત નિકંદન**
**શાંત દશા તિનકી પહિચાની કહે કર જોડી બનારસી નંદન**

સમયસાર નાટકમાં બનારસીદાસ ભેદ વિજ્ઞાનનું વર્ણન કરતાં કહે છે જેના હૃદયમાં ભેદ વિજ્ઞાન એટલે સ્વ પરની વહેંચણી એક પરમાણુ માત્ર પણ મારું નથી તો પુદ્ગલોનો સ્કંધ, અને તેની વર્ગણા મારી ક્યાંથી હોય ! આઠેય વર્ગણા જગતમાં ભરચક પડી છે જીવ જ્યારે ભાવકર્મ નિમિત્તથી ગ્રહણ કરે છે ત્યારે ગ્રાહક બની આવે છે, અને કર્મરૂપે પરિણમી જાય છે મેળામાંથી બાળકને પૂતળી લઈ આપી

હોય તેને જોઈ બાળક હસે છે, તેને પારણામા નાખી હિચકાવે છે એ પુતળી ભાગી જતા, બાળક રડે છે, તમે આ બાલક્રિયા જોઇને શુ કહેશો! માટીની હતી તે માટીમા મળી ગઈ પણ બાળકને તે પ્રત્યે રાગ હતો એટલે તે રડે છે તમને જોનારને કઇ થતુ નથી. તેમ દેહમાથી ચેતન છોડી જાય, પછી દેહની માટી, માટી સાથે માટીરૂપ થઇ જાય છે કવિની કલ્પનાનુ આ એક રૂપક છે

માટી કહત હે કુંભારકો, કયા ગાલત હે મુજકો,
એક દિન ઐસા વખત આયેગા, ગાઠ દેવુંગી તુજકો,
એક દિન જાના રે, એક દિન જાના રે,
લકડી કહત હે સુથારકો, કયા છીલત હે મુજકો,
એક દિન એસા વખત આયગા, જલા દેવુંગી મેં તુજકો,
એક દિન જાના રે, એક દિન જાના રે

કુભાર માટીનો ઢગલો કરી પાણી નાખી ખૂદે છે, ત્યારે માટી કુભારને કહે છે હે કુભાર! આખો દિવસ મારી પાછળ પડયો છુ, પણ એક દિવસ એવો આવશે, કે અમે તને ગાળી દેશુ, માટી રૂપ બનાવી દેશુ સુથાર રધો લઇ લાકડાને છોલે છે, પણ યાદ રાખો કે લાકડા એક દિવસ તમને જલાવી દેશે જો કે આતો એક રૂપક છે માટી કે લાકડાને વાચા હોતી નથી, પરતુ મુદ્દો કહેવાનો એ છે કે, દેહ તે તુ નથી તે તો પારકુ ઘર છે એકવાર છોડવુ જ પડશે તેના ઉપરના મમત્વ ઉતારી હુ આત્મા છુ એ પ્રથમ એકડો છે તેને ઘૂટવા માડો જ્યારે આત્મા વિભાવમા પરિણમન કરે, ત્યારે કર્મ લાગે છે એટલે કર્મ તે બગડો, બગડો બગડો એટલે બગડયો અને ધર્મ તગડો છે, તે

આવ્યે કર્મને હફાવે છે તગડી મૂકે છે એક હોય ત્યાં આનંદ. મ્હે બજાડે, ચોરાશી લાખ યોનિમાં આંટા મરાવે. હવે ધર્મરૂપી તગડો લાવો, તો કર્મને તોડાય જડ-ચેતનના ભાગલા પાડી દે અત્યાર સુધી તો મજિયારે, ફરાતુ હતુ જ્યાં સુધી મજિયારું હોય ત્યાં સુધી, સૌ ઘીની વાટકી [illegible] વાળીને ખાય, પણ જુદા થાય અને નોખું ઘર વસાવવું પડે પછી બધી કરકસર આવે તેમ આ બધું મજિયારે મળ્યું છે જ્યારે જુદો પડયો ત્યારે ખબર પડી માટે સ્વમાં રમણતા કરો. આત્માના અવિનાશી શાશ્વત સુખ મેળવવા પુરુષાર્થ કરો

આત્માના સંપૂર્ણ જ્ઞાન, દર્શન, ચારિત્ર એ રત્નત્રય અમૂલ્ય છે જેના આત્મામાં ભેદ-વિજ્ઞાનની જ્યોત ઝળહળે છે તે ચંદન સમાન શિતળી શિતળી ભૂત થઇ જાય છે શિવ-માર્ગમાં કેલી કરે છે તેને જ્ઞાનીઓએ જિનેશ્વર દેવનો લઘુનંદન કહ્યો છે મોટો પુત્ર સાધુ વચેટ પુત્ર શ્રાવક અને સમકિતીજીવને લઘુનંદન કહ્યો છે જેણે મિથ્યાત્વનું નિકંદન કાઢી નાખ્યું તેને સત્ય સ્વરૂપની ઓળખાણ થઇ જાય છે

ઓળખાણ એ ખાણ છે તમને વડા પ્રધાનની ઓળખાણ હોય તો ગુમાનથી ચાલોને! જોરમાં ચાલોને! ભૌતિક ઓળખાણ તો કદાચિક, આ લોકમાં પણ કામ નથી આવતી, તો પરભવમાં તો કામ ક્યાંથી આવશે? માટે ધર્મની ઓળખાણ રાખો ધર્માચરણ કરશો તો જ્યાં જશો ત્યાં ધર્મ તમારી ઓળખાણ રાખશે. તમને દુઃખી થવા નહિ દે ધર્મી આત્માઓ શાંત હોય તેના હૈયામાં ઉત્પાટ કે હાય વોય હોય જ નહિ મળ્યું-ગયું માન-અપમાન, સુખ-દુઃખ એ

જોડકા તો સ સારમા ભર્યા પડયા છે મારી હાજરીથી થાય તેવુ કઇ છે જ નહિ મારુ સુખ મારામા જ છે, એમ અફર નિર્ણય કરનારની કસોટી થાય તો પણુ ડગતા નથી તેઓ સ્થિર પરિણામમા રહે છે, કઈક દ્રઢધર્મીઓની પરીક્ષાઓ થઈ, છતા અડગ રહ્યા છે. કોઈ પણ બહારનુ મારુ અહિત કરનાર નથી **'मित्ति मे सव्वभुएसु'** એ મંત્ર જેના હૈયામા ઉતરી ગયો, તે આત્માઓ ઉચ્ચ કોટિના બની ગયા.

મૃગાપુત્રને સ સારમા રહેવુ ગમતુ નથી, બળતા ઘરમા દૂધ–ચોખા ખાઈ લઉ પછી નીકળુ એમ બેસી રહેવાય ખરુ? એ તો સાર વસ્તુને લઇને તરત જ બહાર નીકળી જાય સાર વસ્તુ કઈ છે! કોને તારવો છે! આત્માને આત્મા એક જ સારભૂત છે એ વાત સમજાણી છે ને? એ સમજાય તો પછી બીજી બધી વસ્તુની કિ મત તુચ્છ લાગે અન ત જ્ઞાનીઓએ તુચ્છ પદાર્થોને છોડયા તો તમારે તેની શી પડી છે? આ મળે તો હુ સુખી –નહિતર દુ ખી થાઉ, સાચુ સમજાણા પછી, એ કયા લગી રહેશે? જડની કિ મત કયા સુધી આકયા કરશો! રાગદ્વેષ કયા સુધી કરશો? જ્યા વસ્તુ જ આપણી નથી, આપણે મૂકીને જવુ છે, પછી ખોટો મોહ શા કામનો? જ્ઞાની કહે છે 'જો સમજાવા માડયુ હોય તો પર વસ્તુની મમતાને મૂકવા માડ, શ્રદ્ધાના મજબૂત પાયા ઉપર ચારિત્રની ઈમારત ચણુ'

જ્યારે મૃગાપુત્ર માતાપિતા પાસે સ યમ માર્ગે જવાની રજા માગે છે ત્યારે માતા કહે છે 'હે પુત્ર? દીક્ષા એટલે શુ ચીજ છે! દીક્ષા કોણુ લઇ શકે! દીક્ષા કાઇ એક બે દિવસ માટે નથી લેવાતી, તેને ઠેઠઠેઠ સુધી ગુણોનો ભાર વહન કરવાનો

હોય છે આજે લીધી અને કાલે ધસ્સેગા, એમ ન હોય, આજે તો પ્રતિજ્ઞા લેવામા કહેશે, કે કદમૂળની બાધા દેવી હોય તો દયો, પળશે તો પાળીશ જેનામા દૃઢ સકલ્પ બળ ન હાય, ચિત્તની અસ્થિરતા હોય તેને પ્રતિજ્ઞા દેવાય શી રીતે? કેટલાક પ્રતિજ્ઞાને બધન માને છે, આપણે ગુરુ પાસે જવું નહિ અને પૂછીએ કા ભાઈ! કેમ દેખાતા નથી? તો-કહેશે કે બાધા ન લઈ શકાય અને સાધુ પ્રતિજ્ઞાનું કહે છે માટે અમે ઉપાશ્રયે આવતા નથી. એવું બોલનારા ઘણા છે જો બાધા લઉં તો તેના જ વિકલ્પ આવ્યા કરે, જે ચીજની બાધા લઉં એ તે ચીજ સામે આવી ખડી થાય આમ ભાતભાતના લોકો અમારી પાસે આવે છે પણ ભાઇ! પ્રલોભન સામે તું મક્કમ રહે તો લાભ કેટલો થાય!

પ્રતિજ્ઞા લેનાર શ્રદ્ધામા મજબૂત હોવો જોઇએ

માથુ મુડાવવાથી દીક્ષા આવી જતી નથી. ઝાઝા વરઘોડે કે ઝાઝા મહેમાને દીક્ષા સારી થઈ ન ગણાય દીક્ષા તો વ્યક્તિના પરિણામ ઉપર અવલબે છે સયમનો આધાર સ્વભ અકષાય ભાવ છે જીવ ચોથા ગુણસ્થાનનો ઉપડેલો પરબારો સાતમા ગુણસ્થાને આવી જાય, અપ્રમત્ત દશામા ઝૂલનારો દીક્ષા-ઉત્સવમા કેટલા આવ્યા એ જોવા રોકેલો ન રહે. અમારી દીક્ષામાં બહુ ધામધૂમ થઇ હતી વાહ ભાઈ વાહ! શું દીક્ષાને પૈસાથી વખાણો છો? દીક્ષા શા માટે લેવાની હોય! પેટ નથી ભરાતુ એટલે! કે વાહ વાહ કહેવરાવવા! જેનો આ મા જાગી ઉઠયો છે, એ દીક્ષા ભાવમા એમ જ ચિતવે કે ક્યારે છૂટું? ક્યારે છૂટું! રોમ રોમ માથી એ જ પોકાર હોય તેને માબાપ રોકે તે ન ગમે.

વેપાર-વણજ ન ગમે, કોઇ સાથે બોલવુ ચાલવુ પણ ન ગમે

મૃગાપુત્રને મા કહે છે બેટા! દીક્ષા લેતા હજારો ગુણો ધારણ કરવા પડે છે. ધોળે કપડેથી પતી જતુ નથી અહા, નવ દીક્ષિતને કેવો વેશ ભળી ગયો છે? આમ વખાણ કર્યે પતે નહિ ભાવમા ચારિત્ર ભળ્યુ છે કે નહિ! કે પૂછડુ દબાવતા ફૂફાડો મારે છે! મનમાનતુ ન આવે ત્યા ઊંચો-નીચો થઈ જાય વાતમા ફેરફાર થાય ત્યા તો ગુરુ સામે શીગડા ભરાવવા મડી જાય. તે સાધુ દીક્ષાને લજવે છે સયમીના પરિણામ ઉચ્ચ કોટિના હોય સસારીઓ સસારમા રહીને કેટકેટલુ સહન કરે છે! તો મોક્ષ માટે તારે સહન કરવુ છે તેમા કયા કોઇને પાડ કરી દે છે! માન ખાવા, કે મોટાઇ મેળવવા, દેખા દેખીની દીક્ષા લીધી તેની કાઇ કિંમત નથી 'હુ' કહુ તેમ થવું જોઈએ. આનુ આમ કેમ અને આનુ તેમ કેમ!• આમ અદરથી છણછણાટ હોય- તેવા જીવો માગ્યા ઘરનુ ખાઇનેય સુખે રહી શકતા નથી

સાધુ ગૃહસ્થને ત્યા જાય તો કહેશે, પધારો પધારો આ વહોરો તે વહોરો, એમ પ્રેમપૂર્વક આગ્રહ કરે તે માણસને માન નથી આપતા, પણ મહાવીરના વેષને માનપૂર્વક વહોરાવે છે ભિખારી અર્ધા કલાકથી અડધી રોટલી માટે આગણામા ઊભો ઉભો રગતો હોય છતા તેને ન મળે અને સાધુ પધારે ત્યા પરાણે પાત્રામા પ્રેમથી નાખી દે, આમા કોની મહત્તા છે? ત્યાગની છે

એક વખત દુષ્કાળના સમયમા સાત દિવસથી ભૂખ્યો માણસ, એક ગૃહસ્થના આગણે કલાકથી રોટલીના ટુકડા

માટે ફરજારે છે પણ ન મળ્યું એટલે જરા દૂર જાય છે પાસેના બીજા ઘર આગળ ઊભો છે ત્યા બે મહારાજ વહોરવા પધારે છે ભિખારી આંગણામાં હોય ત્યાસુધી સાધુથી વહોરવા ન જવાય કારણ કે ભિખારીને અતરાય પડે છે મહારાજોને દેખી ગૃહસ્થ કહે છે પધારો-પધારો મહારાજ' લાડવાનો થાળ લઈ આવ્યા ભિખારી દૂરથી જોઈ રહ્યો છે મનમા વિચારે છે હુ એક કલાકથી કરગરું છુ છતા રોટલીનો ટુકડો પણ દેતા નથી અને આ સાધુઓનું પાત્ર લાડવેથી ભરી દીધુ, માટે મહારાજ થવું બહુ સારૂં ! બન્ને સાધુ મહારાજ ઝોળી-પાત્રા લઈ પાછા વળ્યા ભિખારીએ તરત જ મહારાજનો હાથ પકડયો મહારાજ મને ભૂખ લાગી છે માટે તમે કંઈક આપો, મહારાજ કહેવા લાગ્યા 'ભાઈ ! આ આહારના માલિક અમે નથી. અમે ગુરુ આજ્ઞાથી આવ્યા છીએ એ ગુરુની આજ્ઞા વિના અમારાથી દેવાય નહિ માટે જો ખાવું હોય તો ચાલો અમારા ગુરુ પાસે.

ભિખારી તો સાધુ સાથે ઉપાશ્રયે આવ્યો ગુરૂદેવ જ્ઞાની હતા તેઓશ્રીએ જ્ઞાનમા જોઈ લીધુ કે આ માણસ સુપાત્ર છે પ્રત્યક્ષ બોલ્યા કે આ આહાર તો તેને જ દેવાય કે જે અમારા જેવા થાય ભિખારી કહે કબૂલ છે ગુરુ કહે દીક્ષા લેવી તે જિંદગી સુધી પાળવી પડશે.' ભિખારી કહે ભલે તૈયાર છુ આચાર્યદેવે સઘની અનુમતિ લઈ "કરેમિભન્તેનો' પાઠ ભણાવ્યો સાધુના કપડાં પહેરાવી દીધાં દીક્ષા આપી દીધી પછી જૂના સાધુને કહેવા લાગ્યા કે આહારને કોઈ અડશો નહિ. નવદીક્ષિતને જેટલુ ખાવું હોય તેટલુ ખાવા દો ભિખારી સાત દિવસ ભૂખ્યો હતો તેમાં લાડવા

મળ્યા પછી શુ બાકી રાખે ! ખાવામા હદ ન રાખી અકરાતિયા થઈને ખાધુ, ગળા સુધી આવી ગયો. ભૂખથી હોજરી સ કોચાઈ ગયેલી તેમા ભારે પદાર્થ અતિશય પ્રમાણુમા આવતા આકુળ–વ્યાકુળ થઈ ગયો હોજરી પચાવી શકી નહિ પેટમા સખત દુખાવો ઉપડયો

શેઠિયા પૃછવા આવ્યા નવદીક્ષિતને શુ વર્તાય છે ! સીત્તોર વર્ષની ઉંમરના સાધ્વી શેઠ–બેસની વ દણા કરે છે ભિખારીને આશ્ચર્ય થયુ, શુ દીક્ષાનો પ્રતાપ ! ગુરુ પ્રત્યે કહેવા લાગ્યો, મહારાજ ! મે ખાવા માટે દીક્ષા લીધી અને આ બધા મને પગે લાગે છે મારી તબિયતના સમાચાર પૂછે છે માટે દીક્ષા એટલે શુ તે સમજાવો ગુરુ કહે છે 'ભાઈ ! દીક્ષા ભવનાશિની, કર્મ કાપનારી, મોક્ષના અન ત સુખને આપનારી છે આવુ સ યમી જીવન દુનિયાભરમા બીજે કયાય નથી ઇન્દ્રો પણ સાધુને નમસ્કાર કરે છે ચારિત્રના પરિણામો ચડવા માડયા સ યમ–જીવનની મહત્તા સમજણુમા આવવા માડી. શેઠ કહે છે, કે કોઇ ડોકટરને બોલાવીએ, જલદી શાતા ઊપજે ગુરુ કહે છે, કાઈ જરૂર નથી આ થોડા સમયનો મહેમાન છે ગુરુએ સ થારો કરાવી દીધો

ભાવના વિશુદ્ધ રહી. રાત્રિના બાર વાગ્યે કાળધર્મ પામી ગયો પરિણામ ભદ્રકારી, સરલ, વિનયપૂર્વક, ઉચ્ચ કોટિના હતા મરીને, ચ દ્રગુપ્ત રાજાનો પુત્ર અશોક, તેનો પુત્ર કુણાલને તેનો પુત્ર સ પ્રતિ રાજા થયો જ્યારે સિ હાસન પર આવ્યો ત્યારે ઘણા દેશોનો સ્વામી થયો. રસ્તામા એક વખત દીક્ષા દેનાર ગુરુ પોતે જ ચાલ્યા આવે છે સ પ્રતિ રાજા ગોખમા બેઠા બેઠા રાજ રસ્તે મુનિને જુએ

છે શ્રાવકો સામે જાય છે રાજા નજર કરે ત્યા મહારાજ પરિચિત લાગ્યા. તરત જ નીચે ઉતરી મહારાજ સામે જઈ પગમા પડયો રાજા ઊઠી સાધુના પગમા પડે, તેનું ઓજસ પ્રજા ઉપર કેવું પડે !

સંપ્રતિ રાજા કહે છે 'આચાર્ય મહારાજ મને ઓળખ્યો !'

તમને કેમ ન ઓળખે ! તમે મહારાજા સંપ્રતિ કહેવાઓ છો' રાજા પૂછે છે પ્રભુ ! એ રીતે નહિ, બીજી રીતે ઓળખો છો ? ગુરુએ આખ વીંચી જ્ઞાનમા જોયુ અહો ! તુ તો મારો દ્રુમક શિષ્ય બાર કલાકની દીક્ષા પાળી હવી તેજ આપ હાલના સંપ્રતિ રાજા પ્રભુ ! આપે કૃપા કરી મને ન્યાલ કરી દીધો આપના ચરણમા હુ સમસ્ત રાજ્ય અર્પણ કરું છુ બોલો શી આજ્ઞા છે ! ગુરુ કહે છે ભાઈ ! સાધુને રાજપાટ કે વૈભવ કાંઈ કલ્પે નહિ. જો આજ્ઞા સ્વીકારવી હોય તો પ્રથમ તુ શ્રાવક બન. જ્યાં અનાર્ય પ્રદેશો છે ત્યાં મુનિઓ જઈ શકતા નથી ત્યા જૈન ધર્મનો પ્રચાર કર સંપ્રતિ રાજાએ જૈન ધર્મને રાજધર્મ બનાવી ખૂબ પ્રચાર કર્યો.

આજે ઘણાં એવા ગામો છે કે સાધુને અભાવે અન્યધર્મગામી બની ગયા છે તમે અમુક ગામોમા શ્રાવક ભાઈ-બહેનોને મોકલી ધર્મ જાગૃતિ રખાવો છો તે સુંદર કાર્ય છે સાધુઓ નજીવા બહાનાં તળે એક ઠેકાણે પડયા રહે તે જૈનશાસનના ગુન્હેગાર છે વીર પ્રભુના જ્ઞાનની લહાણી કરવી તેના સંદેશા ભવ્યજીવોને પહોંચાડવા પ્રવચનની પ્રભાવના કરવી તે પણ એક જૈનશાસનની સેવાનુ અંગ છે સેવાભાવી સાધુને એક ઠેકાણે પડયુ રહેવું તે શોભે નહિ

કોઈની વૃદ્ધાવસ્થા કે માદગી પ્રસ ગ હોય તો જુદી વાત છે સપ્રતિ રાજાએ તન, મન, ધનથી જૈનશાસનની અપૂર્વ સેવા બજાવી જૈનધર્મનો ફેલાવો ઘણો કર્યો તેના પરિણામે, લાખો માણસો જૈન બન્યા આજે તો હવે જૈનોમા ઘસારો થવા માડયો છે

મૃગાપુત્રને માતા કહે છે ' 'બેટા ! દીક્ષા એટલે દુ ખનો કોળિયો છે ખાડાની ધાર ઉપર ચાલવાની વાત છે શૂરવીર, ધીર પરાક્રમી હોય તે જ આ પથે પ્રયાણ કરી શકે છે દીક્ષા લીધા પછી પણ હજારો ગુણોને ધારવા પ્રબળ પુરુષાર્થ ખેડવો પડે છે' વળી પણ માતા મૃગાપુત્રને શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે

*

## વ્યાખ્યાન ૭૧ મુ

### સંવત ૨૦૨૦ ભાદરવા વદિ ૧૧ાા શુક્રવાર, તા ૨-૧૦-૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાત પ્રરૂપ્યા તેમા ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

त खिन्तम्मापियरो, सामण्ण पुत्त दुच्चर ।
गुणाण तु सहस्साइ धारेयव्वाइ भिक्खुणो ॥२४॥
समया सव्वभूएसु, सत्तु मित्तेसु वा जगे ।
पाणाइ वाय विरई, जावज्जीवाए दुक्कर ॥२५॥

મૃગાપુત્રને માતા કહે છે હે પુત્ર ! સ યમ એ ઉમદા ચીજ છે દીક્ષા એટલે ઉપરનો વેશ માત્ર નથી દીક્ષાર્થીએ

છે શ્રાવકો સામે જાય છે રાજા નજર કરે ત્યા મહારાજ પરિચિત લાગ્યા તરત જ નીચે ઉતરી મહારાજ સામે જઈ પગમા પડયો રાજા ઊઠી સાધુના પગમા પડે, તેનું ઓજસ પ્રજા ઉપર કેવું પડે !

સંપ્રતિ રાજા કહે છે 'આચાર્ય મહારાજ મને ઓળખ્યો !'

તમને કોણ ન ઓળખે ! તમે મહારાજા સંપ્રતિ કહેવાઓ છો રાજા પૂછે છે પ્રભુ ! એ રીતે નહિ બીજી રીતે ઓળખો છો ? ગુરુએ આખ વીંચી જ્ઞાનમાં જોયુ અહો ! તુ તો મારો દ્રુમક શિષ્ય બાર કલાકની દીક્ષા પાળી હતી તેજ આપ હાલના સંપ્રતિ રાજા. પ્રભુ ! આપે કૃપા કરી મને ન્યાલ કરી દીધો આપના ચરણમા હુ સમસ્ત રાજ્ય અર્પણ કરુ છુ બોલો શી આજ્ઞા છે ! ગુરુ કહે છે ભાઈ ! 'સાધુને રાજપાટ કે વૈભવ કાંઈ કલ્પે નહિ એ આજ્ઞા સ્વીકારવી હોય તો પ્રથમ તુ શ્રાવક બન. જ્યાં અનાર્ય પ્રદેશો છે ત્યાં મુનિઓ જઈ શકતા નથી ત્યાં જૈન ધર્મનો પ્રચાર કર સંપ્રતિ રાજાએ જૈન ધર્મને રાજધર્મ બનાવી ખૂબ પ્રચાર કર્યો.

આજે ઘણા એવા ગામો છે કે સાધુને અભાવે અન્યધર્મ ગામી બની ગયા છે તમે અમુક ગામોમાં શ્રાવક ભાઈ-બહેનોને મોકલી ધર્મ જાગૃતિ રખાવો છો તે સુંદર કાર્ય છે સાધુઓ નજીવા બહાના તળે એક ઠેકાણે પડયા રહે તે જૈનશાસનના ગુન્હેગાર છે વીર પ્રભુના જ્ઞાનની લહાણી કરવી, તેના સંદેશા ભવ્યજીવોને પહોંચાડવા, પ્રવચનની પ્રભાવના કરવી તે પણ એક જૈનશાસનની સેવાનું અંગ છે સેવાભાવી સાધુને એક ઠેકાણે પડયુ રહેવું તે શોભે નહિ

કોઈની વૃદ્ધાવસ્થા કે માંદગી પ્રસંગ હોય તો જુદી વાત છે. સંપ્રતિ રાજાએ તન, મન, ધનથી જૈનશાસનની અપૂર્વ સેવા બજાવી જૈનધર્મનો ફેલાવો ઘણો કર્યો. તેના પરિણામે, લાખો માણસો જૈન બન્યા આજે તો હવે જૈનોમા ઘસારો થવા માડયો છે

મૃગાપુત્રને માતા કહે છે 'બેટા ! દીક્ષા એટલે દુખનો કોળિયો છે ખાડાની ધાર ઉપર ચાલવાની વાત છે શૂરવીર, ધીર, પરાક્રમી હોય તે જ આ પથે પ્રયાણ કરી શકે છે દીક્ષા લીધા પછી પણ હજારો ગુણોને ધારવા પ્રબળ પુરુષાર્થ ખેડવો પડે છે' વળી પણ માતા મૃગાપુત્રને શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે

*

## વ્યાખ્યાન ૭૧ મુ

### સંવત ૨૦૨૦ ભાદરવા વદિ ૧૧ા શુક્રવાર, તા ૨-૧૦-૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાત પ્રરૂપ્યા તેમા ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

त बिन्तम्मापियरो, सामण्ण पुत्त दुच्चरं ।
गुणाण तु सहस्साइ धारेयव्वाइ भिक्खुणो ॥२४॥
समया सव्वभूएसु, सत्तु मित्तेसु वा जगे ।
पाणाइ वाय विरई, जावज्जीवाए दुक्कर ॥२५॥

મૃગાપુત્રને માતા કહે છે હે પુત્ર ! સયમ એ ઉમદા ચીજ છે દીક્ષા એટલે ઉપરનો વેશ માત્ર નથી દીક્ષાર્થીએ

હજારો ગુણો પ્રગટાવવાના હોય છે સાધુ એટલે ગુણોને સાધે તે તેને મેરુસમાન પાંચ મહાવ્રતો પાળવાના હોય છે

પહેલુ મહાવ્રત અહિંસા છે અહિંસા એ જૈનદર્શનની આધારશિલા, સ્વરૂપ છે અહિંસા એટલે જગતના પ્રાણી માત્રને પોતાની માફક આત્મા સમાન માનવા દરેક પ્રાણીની દયા પાળવી. કોઈપણ જીવોના પ્રાણને દુભાવવા નહિ, દુઃખી કરવા નહિ, દબાવવા નહિ જેવો મારો આત્મા, તેવો જ અન્યનો આત્મા છે 'सव्वपाणा सुहसाया दुक्खपडिकूला' દરેક પ્રાણીઓ સુખ-સાતાને ઇચ્છે છે, દુઃખ દરેકને પ્રતિકૂળ લાગે છે સાધુની અહિંસા એટલે પ્રાણાતિપાતની જાવજીવ સુધીની વિરતિ રાખવાની છે 'अप्पियवहा वध દરેકને અપ્રિય લાગે છે કેમકે આત્માનો સ્વભાવ જ જીવવાનો છે આત્મામા જીવીતવ્ય શક્તિ છે જીવન જીવવા દરેક પ્રાણીઓ ફાંફા નાખે છે પાણીમા પડેલી માખી જીવવા માટે તરફડાટ કરે છ મરવું કોઈને પ્રિય નથી. અજ્ઞાનીઓ બીજાને મારી સુખ લેવાની ઇચ્છા સેવે છે એ હિંસક વૃત્તિ છે એ હિંસા જ્યારે હિંસક સામે (પડઘારૂપે) તેની કોઈ હિંસા કરશે ત્યારે તેની દયા પાળવા કોણ ઊભુ રહેશે ? માટે જ્ઞાનીઓ કહે છે કે અભયદાન આપો, તો જ તમને અભયદાન મળશે. સુખ આપશો તો જ સુખ પામશો

અજ્ઞાનીઓ પૈસા ભેગા કરવા કુટુમ્બ પોષવા શરીરનું રક્ષણ કરવું એમ અનેક પ્રકારે પાપ બાંધે છે જીવોને ત્રાસ આપે છે પોતાને શરીરમા વેદના થતી હોય તો કહેશે, બ્રાણ કરો મટી જશે પણ તેનાથી અનતા જીવોની હિંસા થાય છે તે નહી વિચારે લસણ વાટી ગોળી ખાધી પણ

અનતા જીવોની સાથે વેર બાધ્યુ તેનુ શુ ? ભગવત કહે છે, જે કોઈ પાપ બાધી રહ્યા છે, તેના ફળ ભવિષ્યમા ભોગવવા જ પડશે દર્દ થવુ એ પૂર્વે કરેલા ગુન્હાની સજા છે તેને તુ સમપરિણામે ભોગવી લે તારા કર્યા તારે જ ભોગવવાના છે જેણે વીતરાગના માર્ગને જાણ્યો છે, એવા અહિસક આત્માઓ કદી કોઈનો ભોગ લેતા નથી પાપકર્મ ઉપાર્જન કરનારો ભાવીના વેર ઊભા કરે છે

"वेराणुबन्धाणि महाभयाणि" વેર મહાભયનુ કારણ છે. અહિસક જીવો પોતે દુઃખો સહન કરે, પણ બીજાને દુખ આપે નહિ જ્યારે હિસક વૃત્તિવાળાઓ શરીર માટે ઈન્જેકશન વાપરે, શરીર રૂષ્ટપુષ્ટ કરવા, માછલીના તેલ વગેરે, ડૉકટર જેમ ફરમાન કરે તેમ, શીરોમાન્ય કરી વાપરે, તેમા શુ જૈનત્વ છે ? તેને જૈન કહેવાય કે જન ? એ માત્રા જ ઊડી ગઈ જેનામા જૈનત્વ ઝળહળતુ હોય તે હિસા આદિ કાર્ય કરે નહિ, બીજા પાસે કરાવે નહિ અને કરનારને અનુમોદના પણ આપે નહિ આજે તો પોતાના શરીર સુખ માટે–મચ્છર ન કરડે તે માટે, 'ડી ડી ટી' વાપરે અરે ! શ્રાવકોના ઘરમાય તે વાપરવાના સાધનો દેખાતા હોય છે તમે કયા ધર્મના અનુયાયીઓ છો ?

ભગવાને દુખ સહન કર્યું પણ બીજાને દુખ દીધુ નથી તમે એ ભગવાનને પગલે ચાલો છો, કે તે પગલા ઉપર પગ મૂકો છો ? હિસા કરવી તે વિરાધના છે હિસા દુર્ગતિમા લઈ જનારી છે

**હિસા દુ:ખની વેલડી, હિંસા દુખની ખાણ;**
**અનંત જીવ નર્કે ગયા, હિંસાતણાં ફળ જાણ.**

હિંસાથી દુઃખ જ મળે, સુખ કોઇ કાળે મળવાનું નથી પોટરી મિલ, માછલાં વગેરે મંત્રવાદો ક્ષમા કરી લક્ષ્મીની જ ગવેષણા કરે છે એવા આત્માઓ પોતે પોતાના આત્માની પણ દયા પાળી શકતા નથી. તેથી તે સ્વયં અધોગતિમાં જઈ દુઃખનાંભાજન બને છે

મ્યુનિસિપાલિટીની ખુરશીમા બેસી, ઝેરના લાડવા કરવાનું કહે, ત્રસ જીવોની હાણ કરનારાઓને, અનંતાકાળ જીભની અનુપલબ્ધિ રહે, તેવી ગતિમા મુકાઇ જશે. પાય ખાના કરો ગટર કરો અહીં પાઇપ મૂકો આમ કહેનારા ઓની ખુરશી સોનાની છે કે ધગધગતા અંગારાની! **સત્તાની ખુરશી સેતાનને સતાવે છે** ક્યાં ઉપડી જશે તેનું ભાન છે! કે પછી પૈસા સામે જ દ્રષ્ટિ તણાય છે? માટે સમજજો એવી ખુરશી મળે તો તિલાંજલી દઈ દેજો. મત્સ્યઉદ્યોગ માટે હિંસક કારખાના ખોલી બીજા દેશમાં માલ મોકલી, આપણો દેશ સમૃદ્ધ થાય તેવું સમજાવી, તમારી પાસે મત મેળવી જાય તમે મત આપો એટલે એ હિંસામા તમારી અનુમતિ આવી ગઇ

જૈનથી હિંસાના કોઇ પણ કાર્યમાં સંમતિ દેવાય જ નહિ તમે ફરી ફરીને મત આપો છો, તે પીળે લૂગડે કાળા ડાઘ પાડવા જાઓ છો કરવું કરાવવું અને અનુમોદવું, મન-વચન-અને કાયાથી એમ ત્રણ કરણ અને ત્રણજોગથી પાપ લાગે છે શા માટે અનર્થો દંડે દંડાઓછો! તમારે છોકરીયો મોટી થઇ છે તો અમારી પાસે દયા મુરતિયા છે જોઇએ તો બતાવશું આવા દલાલીના ધંધામાં બહુ પાવરધા છો પણ આ તો ખાડખૈયામા માથું મૂકો છો ખડાઇ જશો

શ્રાવક તો એવા મનોરથ સેવતો હોય કે આ બધા પાપ-
માથી છૂટી, હુ કયારે સર્વવિરતિ બનુ ! મારે એવો ધધો
કરવાનો હોય નહિ, તમે કોના સપુત છો ?

મહાવીર કે હમ, સિપાહી બનેંગે,
જો રકખા કદમ, ફીર ન પીછે હટેંગે.
શીખા દેંગે દુનિયાકો, શાંતિસે રહના,
અહિંસાકી વીજલી નસોમેં ભરેંગે,
મહાવીર કે હમ સિપાહી બનેંગે.

તમે મહાવીરના લાડીલા નદન છો વર્ધમાનના લાડીલા
નદનના અભિવદન, ખાતમુહૂર્તમા, ઉદ્‌ઘાટનમા કે હિંસાના
કોઈ પણ ખાતામા ન હોય મિલ કરી તે સારુ કર્યુ, યંત્રો-
દ્યોગથી દેશની આબાદી થાશે, તેમ પણ ન કહે કોઈ દીક્ષાના
સયમમાર્ગે જતુ હોય, કે તપ કરતુ હોય તેને અભિનદન
આપે, તેને વદન કરે, તે બરાબર છે બાકી હિંસક કાર્યોને
અભિનદન દેવા, તે પુન્યનુ નિકદન કાઢવા બરાબર છે

રાજાના કુવરે, બગીચામા ફરતાં ફરતા, કોઢીંબડુ
હાથમા લઈ, તેની આખેઆખી છાલ ઉતારી નાખી છાલ
ઉતારીને પોરસ કર્યો—કેવી સરસ રીતે છાલ ઉતારી ! જેની છાલ
ઉતારી તે બનેવી થયો અને કુવર મરીને સાળો થયો તેર
કરોડ ભવે આ પાપ ઉદયમાન થયુ રાજાનો કુવર-યુવરાજ-
પદનો ધણી—જીતશત્રુ રાજાને ત્યા ધારિણી રાણીની કૂખે ઉત્પન્ન
થયો. ત્યા ધર્મઘોષ મુનિ પધાર્યા. આ મુનિ જીવોને ધર્મના
માર્ગે ચડાવી રહ્યા છે સાધુ-સતો જે સેવા કરે છે, તે
મ્યુનિસિપાલિટી કે સરકાર પણ શુ કરી શકશે ! સાધુ તો
જીવનમાં ઉતારીને પછી ઉપદેશ આપે છે ધર્મઘોષ મુનિની

દેશનાના પ્રતાપથી સ્કધકના ભાવ સંબોધને પામ્યા

> ધર્મઘોષ મુનિની દેશના પામીયા તે પ્રતિબોધ રે।
> અનુમતિ લઇ માત તાતની, કમ શુ યુદ્ધ થઈ યોધો રે
> નમુ નમુ સ્કધક મહામુનિ

માબાપ કને જઇ કહે છે મને ધર્મ ઘોષ મુનિના દર્શન થી. વાણી સાંભળવાથી, રોમરોમમા સયમ લેવાની તીવ્ર અભિલાષા પ્રગટી છે માટે મને સયમમાર્ગે જવાની રજા આપો

જે જાગી ચૂકયો છે, તેને રોકનાર કોણ છે ? જેને ઉછળી જવુ, વોમિટની તૈયારી હોય તેને પાણી પીએ પણ હેઠે બેસે નહિ, હાડનો વૈરાગ્ય તો મજીઠિયા રગ જેવો છે તે કોઈ રીતે ઓસરે નહિ સયમ લીધા પછી પણ સતત જાગૃતિ, ગુણ પ્રગટાવવાનો થનગનતો ઉત્સાહ દોષને ટાળવા માટે પ્રબળ પુરુષાર્થ કરવાનો હોય છે પાટે બેસી ખાઈ પી સુખે સુઇ રહેનારને ભગવાને પાપશ્રમણ કહ્યો છે એવાઓ પોઠિયા થઈ પાણી ભરશે, તો પણ તેઓનો આરો નહિ આવે. આ દેવાં કાઈ ઓછા નથી ! ગૃહસ્થના રોટલા પચાવવા સહેલા નથી સ્કધકે દીક્ષા લીધા પછી અગિયાર અગોનો અભ્યાસ કર્યો, તપ વડે શરીરને સુકવી હાડપિજર કરી નાખ્યુ કષાયને કૃશ કરી નાખ્યા

સ્કધક મુનિ વિહાર કરતા, બનેવીના ગામમાં આવ્યા ખરો મધ્યાહ્ન તપ્યો છે ધરતી ખદખદી રહી છે મુનિ ઉઘાડા પગ અને ઉઘાડા માથે ત્રીજે પહોરે ગોચરી કરવા નીકળે છ રાજા–રાણી ગોખમાં બેઠા બેઠા ચોપાટ રમે છે રાણી મુનિને જુએ છે પણ આ મારા ભાઈ છે, તની ખબર નથી. મુનિના વિહાર અપ્રતિબધ હોય છે તેના ગ્રામાનુગ્રામ

આગળથી 'ફિકસ' ન હોય પણ આજે એ પ્રથા લગભગ નાબૂદ થઈ ગઇ છે મુનિને આદર સત્કારની લોલુપતા નથી, નહિતર રાજના સામૈયામા શુ ખામી હોય ! ફલાણે ગામ ગયા, ત્યા આટલુ માણસ સામૈયામા આવ્યુ. આટલા મણ તો લાડવા જોયા, અરે તારે તેની શી પચાત છે ! સાધુને તિરસ્કાર કે સત્કાર બન્ને ઉપર સમાન દષ્ટિ હોય

આગળના રાજાઓના મહેલ શહેરના મધ્ય ભાગમા રહેતા, જેથી રાજા નગર ચર્ચા નિહાળી શકે રાણીની દષ્ટિ મુનિ ઉપર ગઈ રાણી વિચારે છે કે, અહા ! આવા તડકામા ઉઘાડે માથે સુકોમળ કાયાવાળા મારા ભાઈને પણ વિચરવુ પડતુ હશે મુનિને જોઈ પોતાના સયમી ભાઈનુ દશ્ય નજરોનજર તરવરવા લાગ્યુ રાણીથી ધ્રૂસકુ મુકાઈ ગયુ આખમાથી ડબક લઈને સાચા મોતી જેવા આસુડા ટપકવા માડયા રાજા સ્વગત વિચારે છે, કે અમે બે સોગઠાબાજી રમી રહ્યા છીએ આવા આનદપ્રમોદના વાતાવરણમા એવુ શુ ઓછુ આવ્યુ ? કોણુ સાભરી આવ્યુ ! રાજા જ્યા ચોકમા નજર કરે, ત્યા સ્કધક મુનિને ચાલ્યા જતા જોયા રાજાએ મિથ્યા અભિપ્રાય બાધી દીધો, કે નક્કી એ રાણીનો યાર પુરુષ હશે સાધુનુ શરીર તો મલોખા જેવુ હતુ, છતા પૂર્વભવના વેરથી રાણીને પૂછવાપણુ ન રાખ્યુ અને એકદમ સેવકોને બોલાવી આજ્ઞા કરી કે, પેલા સાધુને પકડી ગામ બહાર લઈ જઇ તેની ખાલ ઉતારી મારી કને હાજર કરો સેવકો આ આજ્ઞા સાભળી ધ્રૂજી ગયા, પણ કરે શુ ? જેની ભાખરી એની ચાકરી કરવી પડે

સેવકો મુનિ પાસે આવ્યા મુનિને કહે છે 'અમારા

રાજાની આજ્ઞા છે કે તમારી જીવતા ખાલ ઉતારવી' મુનિએ શબ્દ સાંભળ્યો છતા ક્ષોભ ન થયો મનમા કંપ ન આવ્યો 'શુ હું ગુનેગાર છુ ! તેમ પણ ન પૂછ્યુ મારે ઘણા શ્રાવકો છે સઘને જાહેર કરવા દો એમ પણ ન બોલ્યા. મુનિને મન તો જીવન કે મરણ, સિક્કાની બન્ને બાજુ સમાન હતી તેથી રાજહુકમને સખાયો માન્યો આ તો મૃત્યુ મહોત્સવ થઈ રહ્યો છે, એમાં વળી દિલગીર થવાનું શુ હોય ! દેહ તો છૂટવાના સ્વભાવવાળો છે 'હુ મરુ જ નહિ' આતો ભાઈ કરવા પણ મહો મળ્યો મુનિ કહે છેઃ 'ભાઈ ! ઊભા રહો મે તપ કરીને શરીરને એવું કૃશ કરી નાખ્યુ છે, કે સહેલાઈથી ચામડી ઉતરશે નહિ, તમારા હાથને ઈજા આવશે માટે તમે કહો તેમ ઊભો રહુ

રાય સેવકને મુનિવર કહે છે કઠણ ફરસ મુજ કાયા રે
બાધા રખે તુમ હાથે દ થાવે કહો તેમ રહીએ ભાયા રે
ધન્ય ધન્ય સાધુજી સમતા દરિયા

મુનિ સમતાના સાગર અને દયાના આગાર હોય આજે તો સાધુના ઝગડા કરવા શ્રાવકો જાય, તે શુ ઉપદેશ આપી શકશે ! અહીં સ્કંધક મુનિ ઉપશમ રસમા ઝીલી રહ્યા છે રાજા કે સેવકોને શ્રાપ આપતા નથી કે તમારુ સત્યાનાશ નીકળી જશે મુનિથી શ્રાપ અપાય નહિ. સેવકને ચામડી ઉતારતા ત્રાસ છૂટે છે પણ રાજાનો હુકમ છે, ત્યાં શુ કરે !

ચડ ચડ ચામડી તેહ ઉતારે મુનિ સમતા રસ ઝીલે રે
ક્ષપક શ્રેણી આરોહણ કરીને, કર્મ કઠિનને પીલે રે
ધન્ય ધન્ય સાધુજી સમતા દરિયા

સેવકોએ, ચડ ચડ ચામડી ઉતારી મુનિ ક્ષપકશ્રેણી, ક્ષાયક ભાવ, કેવળજ્ઞાન ને કેવળદર્શન પામી મોક્ષે જાય છે કેવી ઉચ્ચ કોટીનો આત્મા છે! જે શત્રુમાં પણ મિત્ર સમાન પરિણામ રાખે તે જ સાચો સાધુ છે કોઠિંબુ એકેન્દ્રિય હતુ, તેની આખી છાલ ઉતારી પોરસ કર્યો, તેનાં કેવા પાપ ખપાયાં! ત્યારે તમે તો ડાળા ઝીણા સુધારી પોરસ કરો કે, જુવો, મે કેવા સરસ સુધાર્યાં છે! પણ કેટલા ચીકણા કર્મ ખપાય છે, તેનો ખ્યાલ આવે છે!

મુનિ તો મોક્ષે ગયા જાનવરોએ મૃત શરીરને ખસોળવા માડયુ, તેમા લોહી લોહાણવાળી મુહપત્તિ લઇને સમડી આકાશે ઊડી અને જ્યા રાજાના મહેલની અગાસી આવી ત્યા સંજોગોવશાત્ છટકીને અગાસીમા પડી રાણી માથુ ઓળતી અગાસીમા ઊભેલી, તેણે આ દ્રશ્ય જોયું, તો દોરા સહિત મુહપત્તિ લોહીઝરતી માસના લોચામા રગદોળાયેલી દીઠી નક્કી કોઇ મુનિની મુહપત્તિ લાગે છે શુ થયુ હશે? તે માટે સેવકને કહે છે: જાવ તપાસ કરો ત્યા તો સેવકો ખાલ ઉતારીને રાજા કને આવ્યા રાણી આ બાજુથી મુહપત્તિ લઇ રાજા કને આવી, બીજી બાજુથી પિતાના સૈનિકો આવ્યા અને ભાઈના ઘાતની વાત કરી જ્યા આ હકીકત સાભળી ત્યા તો પોતાનો જ ભાઈ-સ્કધક મુનિના ઘાતની વાત સાભળતા આખમાથી આસુનો ધોધ વહેવા લાગ્યો રાણીએ રાજાને કહ્યુ, મુનિના ઘાતનો હુકમ તમે કેમ આપ્યો? મુનિનો શો ગુન્હો હતો? રાજા કહે ‘મે તમારી આખમા આસુ જોયા, એટલે માની લીધુ કે તે તમારો યાર પુરુષ હશે’ રાણી કહેવા લાગી ‘મને તો મારો ભાઇ સાભર્યો

હતો તેથી આંખમાં આંસુ આવ્યાં હતાં તમારે આંસુ આવવાનું કારણ તો મને પૂછવું હતુ ?' પણ હવે શું થાય! વાત વણસી ગઇ, બાજી બગડી ગઇ 'બાઇની ઘાત થઈ ગઇ ' રાજા અને રાણી બન્નેને પસ્તાવાનો પાર ન રહ્યો. મુનિની હત્યા, એ જેવું તેવું પાપ નથી. પ્રાયશ્ચિતરૂપે બન્ને રાજા-રાણીએ, દીક્ષા લઈ સંયમ પંથે પડયા મુદ્દો કહેવાનો એ છે, કે મરણ નજીક થઇ જાય છતાં, સમભાવ રાખે ત્યારે જ મોક્ષ મળે છે મોક્ષ મેળવવા માટે કેટલી સહન શીલતા જોઇએ ?

મૃગાપુત્રને માતા કહે છે હે દીકરા ! સંયમ માર્ગ આવો કપરો છે આવા પાઠ ભણવાના રહેશે. શત્રુ હો કે મિત્ર હો બધામાં સમભાવ રાખવો પડશે. દીક્ષા લઇ અને 'જાવજીવ' સુધી પાળવી દુષ્કર છે ' વળી પણ માતા શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

વ્યાખ્યાન ૭૨ મુ

સં ૨૦૨૦ ભાદરવા વદિ ૧૩ શનિવાર, તા ૩-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાંત પ્રરૂપ્યા તેમાં ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે

> समया सव्व भूएसु, सत्तु मित्तेसु वा जगे ।
> पाणाइ वाय विरई जावज्जीवाए दुक्करं ॥२६॥

મૃગાપુત્રને માતા સમજાવી રહ્યાં છે : 'હે પુત્ર! ચારિત્ર પાળવું બહુ જ દુષ્કર છે સંયમમાર્ગમાં હજારો

ગુણોને ધારવા પડે છે. અનંતજ્ઞાનીઓ ફરમાવે છે, કે જૈન સાધુએ એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના બધા જીવોની દયા પાળવાની હોય છે કોઇપણ જીવને હણવા નહિ, હણાવવા નહિ કે હણનારને અનુમોદન આપવું નહિ. જીવન કુરબાન થઇ જાય તો ભલે, પણ ભર્યું સરોવર હોય કે વહેતી નદી હોય, ગમે તેટલી તરસ લાગી હોય, છતાં તેનું સચેત પાણી પીવાય નહિ પાણી પીવાની ઇચ્છા પણ ન કરાય કારણ કે સાધુ સમજે છે, કે સચેત જળમાં મારા જેવા અનેક આત્માઓ વસી રહ્યા છે.

સાધુના નામનું મકાન, લાયબ્રેરી કે ઉપાશ્રય પણ ન હોય 'નાના ગામડાઓમાં બહુ તકલીફ પડે છે, માટે ઉપાશ્રય ચણાવો, તમે ધુણીધર શ્રાવકો છો, ઉપાશ્રય થાય તો સગવડ રહે,' એવો ઉપદેશ સાધુથી દેવાય નહિ છ કાયની હિંસા કરાય નહિ, કરાવાય નહિ કે કરનારને અનુમોદના પણ અપાય નહિ. અગ્નિકાયના આરંભ–જેવા કે લાઇટ–ફિટિંગ કરાવો, ઘરડા સાધુ રાત્રીએ પડી જાય છે, માટે બત્તી મુકાવવી, દૂર નથી સંભળાતું, માટે લાઉડસ્પીકરમાં બોલવું જોઇએ, એવું કોઈ પણ કાર્ય સાધુથી ન થાય એવી રીતે વાયરાની હિંસા, જેમકે પવન જે દિશામાંથી આવે ત્યાં 'બારી મુકાવો' એવી ભાવના સાધુ ન રાખે.

સાધુ, વનસ્પતિકાય–જેવા કે ફળફળાદિને છેદે નહિ, છેદાવે નહિ કે છેદનારને અનુમોદે નહિ ગૃહસ્થને ત્યાં વહોરવા જાય, દાતાર કહે મહારાજ સૂઝતી કેરીના કકડા પડયા છે, તમે બધી કેરીઓ વહોરી જાઓ અમારે ત્યાં

આખો કેરીનો કરંડિયો પડ્યો છે સડેલ પડે તેમ નથી એમ કહે, તો પણ સાધુથી તે કેરી વહોરાય નહિ કારણ કે કેરી ભલે હોય, વેચાતી લેવા જાય નહિ પણ બીજી કેરીને સુધારવી પડે અને કેરી તો સચેત છે, છેદે તો તેની હિંસા થાય એટલે વહોરતા સાધુને બહુ ઉપયોગ રાખવો પડે પુષ્પના હાર ભગવાનને ચડાવો, સમોવસરણની રચના કરો, ઘીનો દીવો કરો ભગવતીસૂત્ર વાંચતા હોઈએ ત્યારે ઘીનો દીપક જલતો રાખવો જોઈએ આ આગ્રહ પાપબંધક છે આ હિંસક ઉપદેશ છે હિંસાથી કર્મ ખપે નહિ

પ્રભુમાર્ગની અંદર જરા જેટલી પણ હિંસાને સ્થાન નથી હિંસા થાય ત્યાંથી સાધુએ પાછું હઠવું જોઈએ ભગવાને કહ્યું છે પૃથ્વીકાય, અપકાય, તેઉકાય વાયુકાયના જીવોની અવગાહના અંગુલના અસંખ્યાતા ભાગની છે અસંખ્યાતા પૃથ્વીકાય જીવના શરીરો ભેગા થાય ત્યારે પત્થર, ચુનો, રેતી, હીરા, માણેક સોના રૂપાં રૂપે દેખાય છે એક શરીર તો આંખે જોઈ શકાતું નથી. જારના દાણા જેવડી મીઠાની કણીમાંથી એક એક જીવ નીકળી, પારેવા જેવડી કાયા કરે તો આખા જંબુદ્વીપમાં સમાય નહિ એટલા બધા જારના દાણા જેવડી મીઠાની એક કણીમાં પૃથ્વીકાયના જીવો છે તો પૃથ્વીકાયનો જોરશોરથી આરંભ સમારંભ કેમ થાય! પ્રભુ સાધુઓને ચેતવે છે કે તું આરંભથી છેટો રહેજે એ તો ગૃહસ્થના કામ છે

વળી મકાન બંધાવનારાઓ ખાતમુહૂર્ત જેના હાથે કરાવે તેના ફોટા લેવરાવે પેલા બાઈસાહેબ ફૂલાઈ જાય

જુઓ આ ચિત્ર ! અમુક સંસ્થાની પહેલી ઇંટનું મુહૂર્ત મારા હાથે થયું છે પાણી નીકળે ત્યાં સુધી ખોદકામ કરાવે પાપભીરૂ ગૃહસ્થ રહેવા માટે મકાન ચણાવતો હોય તો પણ તેના દિલમાં અરેરાટી હોય, કે હું સંસારમાં બેઠો છું, સાધુ બની જવાની તેવડ નથી. તેથી મારે આવા પાપના ધંધા કરવા પડે છે કયારે એવો અવસર આવે કે નિષ્પાપ જીવન જીવું ? 'पाणीवह घोर'' પ્રાણીવધ એ ઘોરમાં ઘોર પાપ છે જૈન સાધુને હિંસક પ્રચાર કરવો કલ્પે નહિ (જેવા કે તળાવ, કૂવા, વાવ બંધાવવા)

વગડામાં સાધુ કાઉસ્સગ્ગ પારી પ્રતિલેખન-ક્રિયા કરી રહ્યા છે હરણાંનું ટોળું ઉગમણી દિશા તરફ ચાલ્યું ગયું પાછળ થોડીવારે શિકારી નીકળ્યો રસ્તામાં બે ત્રણ ફાંટા પડે છે શિકારી મુનિને પૂછે છે, કે હરણાંનું ટોળું કઈ દિશામાં ગયું ? મુનિ મૌન રહ્યા ભગવાને કીધું છે, 'આવે વખતે મૌન રહેજે જીવહિંસા થાય છે માટે તારે ન બોલવું' જો, 'આ બાજુ ગયું' એમ કહે, તો પહેલું મહાવ્રત ભાંગી જાય 'ખબર જ નથી' એમ બોલે તો બીજું મહાવ્રત ભાંગી જાય શિકારી ક્રોધી પ્રકૃતિનો છે મુનિને મારવા માંડે છે. 'બોલ, નહિતર તલવારથી મારી નાખીશ હું હરણું પાછળ હેરાન થઈ ગયો છું ' મુનિ મરી જવું કબૂલ કરે પણ મૌન ન તોડે મુનિનો માર્ગ આવો વિકટ સૂયગડાંગસૂત્રમાં ફરમાવેલો છે

સરભરાનું કામ સાધુથી માથે કેમ રખાય ? આ તો પછી આ મહેમાન ફર્સ્ટ કલાસમાં આવ્યા તેના માટે દૂધપાક પુરી કરજો, આ ગામડાવાળા છે તેના માટે ચુરમાના લાડુ

બનાવો અને રસોઈ થતી હોય ત્યા તપેલા જોઈ આવે. આ તે સાધુ છે કે માત્ર લગોટી પહેરી છે! ગમે તેવા કોટ્યા ધિપતિ કેમ ન હોય, પણ મહેમાન માટે શુ સાધુ સાધના મેલી દે! મ. ૦ શેના માટે મુડાવી છે! વૃત્તિનો સામો વળાંક તે જ સાચો વિરતિભાવ તુ સવ વિરતિ બન્યો છે, તો તારા ચારિત્રને વફાદાર રહેજે સાધુ સમક્ષ કોઈ ઉઘાડે મોઢે બોલે, તો સાધુ તરત ટકોર કરે કે ઉઘાડે મોઢે મારી સામે નહિ બોલાય હવે સામો માણસ એમ કહે કે હુ મારા ભાવે, તમે તમારે ભાવે. તો સાધુ એમ જ કહે કે ભાઈ! તો હુ તમારૂ કથન સાભળી શકીશ નહિ, બોલવુ હોય તો યત્નાથી બોલો ઉઘાડે મોઢે પડિત ભણાવતા હોય, તો તેને સાધુના વ્યવહારથી વાકેફ કરે જે માગે પ્રયાણ કર્યુ છે, તેને વફાદાર તો રહેવુ જોઈએ

કોઈ કરોડપતિ ગૃહસ્થની કામવાળીએ રસ્તા ઉપર પાણી નાખ્યુ ૨૦-૨૫ રૂપિયાના પગારનો પટાવાળો આવો દેવા લાગ્યો અને ડોલ લઈ લીધી. બાઈ રડતી રડતી અદર આવી શેઠને બધી વાત કહી શેઠે બહાર આવી કહ્યુ—ભાઈ! ખબર નહિ તેથી ભૂલ થઈ ગઈ છે હવે ફરીને સડક ઉપર કચરો નહિ કરે ડોલ પાછી આપી દે છતા પણ પટાવાળો તો જેમ તેમ બોલવા જ લાગ્યો શેઠ કહે છે 'ભાઈ! હુ તને ઓળખુ છુ તુ જીવરાજ કોળીનો છોકરો છો અમે તો તારા પટાને માન આપીયે છીએ માટે ડોલ લઈને ચાલતો થઈ જા' ત્યા તો પટાવાળો વધારે ને વધારે અસભ્યતાથી બોલવા માડ્યો શુ પટાને માન આપવાની વાત કરો છો! આ લ્યો પટો એમ કહી પગે ફેકી દીધો એટલે શેઠે તેનો કાન પકડી

બેચાર અડબોથ લગાવી દીધી પટાવાળો રોતો રોતો સુધરાઈ મા ગયો ફરિયાદ કરી શેઠને બોલાવ્યા કેમ શેઠ શુ હકીકત હતી ? અમારા પટાવાળાને તમે કેમ માર્યો ? શેઠે બધી હકીકત સમજાવી મે તમારા પટાવાળાને માર્યું જ નથી પટાવાલો કહે, બે ધોલ લગાવી દીધી જુઓ ! ગાલ લાલચોળ થઈ ગયો છે શેઠ કહે, પૂછો, પટો ફેકી દીધો પછી ધોલ મારી છે કે પટો હતો ને મારી છે ? તેણે પટો ફગાવી દીધો પછી તે પટાવાળો ક્યાથી રહ્યો ? પછી પટાવાળાને ઠપકો આપવામા આવ્યો.

આ દષ્ટાતનો સાર એ છે કે આ મુહપત્તિ એ પ્રભુ-વીરનો પટો છે અને રયહરણ એ ઋષિનો ધ્વજ છે સ્થાન-કવાસી જૈનોનુ ચિહ્ન છે ન બાધે તો શુ વાધો ! એમ કહેનારા આજે નીકળી પડયા છે વળી મુહપત્તિ તો કીધી છે, પણ દોરો ક્યાથી આવ્યો ! અરે ભાઈ ? સમજો તો ખરા ચશ્મા કીધા પછી કહે (ડાડલા) ફ્રેઇમ કયા કહી છે પણ કાચને રાખવા ફ્રેઇમની જરૂર પડે જ ફ્રેઇમ લેવાની જુદી વાત કરવાની ન હોય એમ મુહપત્તિ એટલે મોઢા ઉપર રાખવાની માટે મુહપત્તિ તે હાથપત્તિ, કે ઢીચણપત્તિ નથી જૈનનો સાધુ બન્યો, પછી હાથમા મુહપત્તિ રાખી એક હાથમા દ ડ, એક હાથમા પાત્રા અને મહારાજ વાતુ કરવા મ ડી જાય મુહપત્તિ તો કેડે હોય, આમા જતના કયે ઠેકાણે રહી ! સિદ્ધાતમા પાઠ આવે છે કે, સવારમા પ્રથમ મુહપત્તિનુ પડિલેહણ કરવુ, ત્યાર પછી ગોચ્છગાનુ, ત્યાર પછી વસ્ત્રનુ, અને છેલ્લે પાત્રનુ પડિલેહણ કરવુ, એમ ક્રમ બતાવ્યો છે ગૌતમ સ્વામી જેવાને મુહપત્તિની જરૂર પડી, તો તમે સમજો

કે જૈનની લિંગ મુહપત્તિ-રજોહરણ વગર કેમ આવે ! મુહપત્તિ મુખ ઉપર રહે તે માટે દોરો છે

આગળ દશવાસી સાધુ વ્યાખ્યાન વાચતી વખતે મુખ ઉપર મુહપત્તિ રાખતા કેટલાક એમ કહે છે, કે બોલવું હોય ત્યારે મુહપત્તિ બાધવી, પછી શી જરૂર છે ? પણ અચાનક છીંક બગાસુ કે ઓડકાર આવે, ત્યારે ઉનો વાયરો સચિત વાયરાના જીવને હણે છે તેનું પાપ લાગે છે પોથા વાળાએ પણ રાત્રે મુહપત્તિ કાઢી નાખી સૂવાય નહિ, તો સાધુથી કેમ સૂવાય ! વળી કેટલાક તો હવા ભરેલા ઓસીકા રાખે છે પણ અંદરનો ઉનો પવન જ્યારે કાઢવામા આવે, ત્યારે તે બહારના સચિત પવનના જીવને હણનારો થાય છે, માટે સાધુને એવું પણ ન કલ્પે

સાધુએ બોલવું-ચાલવું સૂવું-બેસવું વગેરે જતનાપૂર્વક કરવાનુ હોય છે જતનાપૂર્વક ક્રિયા કરે તો પાપ કર્મ ન બાંધે ઉપયોગે ધર્મ છે પણ અજ્ઞાની આત્માઓ સમજતા નથી મુહપત્તિ છોડી દીધી એમા શુ ? નવતત્વની વાત તો કરે છે ને ! માટે હાલો સાભળવા પછી કાલ સવારે રજોહરણ મૂકી દેશે, પાત્રા મૂકશે અને પછી માગી ખાવું ન પાલવ્યુ એટલે ઘેર બેસી ભોજન લેશે પછી પગે આરતિ રૂપિયા ધરાશે, તેના નામના મંદિર બંધાવાશે. એક બાબતમા પડવાઈ થઈ ગયેલા કયાં જઈને ઊભા રહેશે ! એક છૂટ કેટલી છૂટને ઊભી કર છે ! વિહાર છોડી ડોળીનો ઉપયોગ કરાય, ડોળી ન ફાવે એટલે મોટરમા અને છેવટ એરોપ્લેનનો ઉપયોગ પણ થાય

આહાર પણ નિર્દોષ હોય તો જ સાધુને લેવો કલ્પે

સામાના ભાવ જાળવવા સદોષ આહાર ન લ્યે તેતો ૯૬ દોષ રહિત આહાર પાણી લે ભગવતી અને ઠાણાગસૂત્રમા કહ્યુ છે, કે પ્રાણુાતિપાત કરનારો, જૂઠુ બોલનારો, તથાગતના સાધુઓને અસૂઝતા આહાર–પાણી વહોરાવનારાઓ ટૂકુ આયુષ્ય બાધે છે માટે સમજજો, ધર્મ કરતા કયાય ધાડ પડે નહિ !

રાગમા રગાયેલા આત્માઓ સાધુના સયમના લૂટારા બને છે સયમ પાળવો એ મુનિનુ કામ છે. પળાવવો (સયમમા) આહાર–પાણીમા દોષ ન લગાડવા દેવો તે શ્રાવકનુ કાર્ય છે તમે તેથી જ શ્રમણોપાસક કહેવાઓ છો સાધુ તો ખૂબ ઝીણવટથી પૂછે, પણ જો તમે જૂઠુ બોલો તો તમે પાપના ભાગીદાર બનો છો સાધુ ગવેષણા કરે, પણ આજના સાધુને અવધિજ્ઞાન કે મન પર્યવ જ્ઞાન નથી કે તમારા મનના ભાવ જાણી લ્યે, માટે સમજીને નિર્દોષ આહાર પાણી વહોરાવશો તો લેનાર અને દેનાર બન્નેને લાભ થશે સુપાત્રે દાન દેવાથી કર્મ ખપી જાય છે એકાત કર્મની નિર્જરા થાય છે આ તો સમય થાય એટલે તેડી આવે અને સાધુ પણ માને કે "પાત્ર પૂર તો વિઘ્ન દૂર" એવા સાધુ કે દાતાર ગ્રાહકોના દાનથી કાઇ દિ' વળે નહિ બહુ તો પુણ્યબ ધ થાશે

શ્રાવકનુ બારમુ અતિથિસવિભાગી વ્રતમા શ્રાવકની હમેશા એવી ભાવના હોય, 'કયારે હુ દાન આપી કૃતાર્થ થાઉ !' ભાવના ભાવતો દ્વાર આગળ ઊભો રહે, પણ ઉપાશ્રયે તેડવા ન જાય ભાણે બેસી ભાવના ભાવવાનુ કહ્યુ છે શ્રાવક

એમ પૂછે, કે કોઈ સાધુ કે સાધ્વી પધાર્યા હતાં કે કેમ ? મોટો ટાઈમ શાક જુએ, કોઈ સાધુ પધારે તો પ્રેમથી વ્હોરાવે પણ સાધુ આવ્યા જાણી ચૂલેથી નીચે મૂકી દે જેથે તપેલું ઢાંકું ઉતારી નાખ્યું તેને તેમા સચિતની એવના ક્યા રહી ! તમે કહી એવું કરશો નહિ હાથ જોડીને જણાવાય કે ગુરુદેવ ! વેળા થઈ નથી

સાધુએ કોઈ એક ઘર ઉપર મદાર બાંધ્યો નથી. સાધુને આહાર મળે તો સયમની વૃદ્ધિ અને ન મળે તો તપની વૃદ્ધિ છે ઉદ્દેશિક આહાર લેનાર–દેનાર બન્ને પાપના ભાગીદાર બને છે બાજરાનો લોટ, ગોળ, ઘી તૈયાર છે, તેનો લાડવો વાળી વહોરાવે, તે ઉદ્દેશિક આહાર ગણાય સાધુથી તે લેવાય નહિ આવો જૈનનો માર્ગ છે

સયમ લીધા પછી, સાધુને ઘણી ઘણી જતના રાખવી પડે છે એકલા વેશ માત્રથી કલ્યાણ નથી. અંદરથી સમતાભાવ કેળવી લેવાની ખાસ જરૂર છે આઠ દિવસ સુધી વરસાદની હેલી વરસતી હોય સાધુથી એમ ન કહેવાય, કે રહી જાય તો સારૂ તડકો પડતો હોય તો એમ ન કહેવાય, કે વરસાદ આવે તો શાંતિ થાય કોઈ રાજા મહારાજા જૈન સાધુને કહે કે કેમ વરસાદ નથી આવતો ! તેમા જૈન સાધુ એમ કહે, કે ઊભા રહો હું ચમત્કાર બતાવું અઠમ કરી બેસી જાય ત્રીજો દિવસ થાય ધોધમાર વરસાદ પડે, ત્યારે રાજા–પ્રજા સાધુ ઉપર વારી જાય 'વાહ મહારાજ વાહ' ! પણ તે મહારાજના ચારિત્રના ભૂકા ઊડી ગયા જૈન સાધુથી કોઈ પણ જીવની હિંસા ન થાય એવા કાર્યમા પ્રવૃત્તિ કરાય નહિ.

કારણ કે તેને સર્વ પ્રાણીઓમા સમાનતા દેખાતી હોય. દરેકમા મારા જેવો જ આત્મા બેઠો છે અને દરેક જીવ જીવતરને ઇચ્છે છે. કોઈ પણ જીવને મૃત્યુ પસંદ નથી તો કોઇ પણ જીવની હિંસા મારાથી કેમ થાય ! અન્ય દર્શનીઓ સાધુ–બાવા–તાપસો કેવા હોય છે અને કેવા પ્રકારની હિંસા કરી રહ્યા છે

ધૂણી ધખાવીને, રાખ લગાવીને,
બેઠો જોગીડો એક, બળબળતા તાપમાં,
વૈશાખી તડકો, સામે છે ભડકો,
નાખે છે લાકડા, એ ભડભડતી આગમા.
કૌતુક જોવા જોગીડાનુ નીકળ્યા પાર્શ્વકુમાર,
નાગને બળતો, આગમા દીઠો, હૈયે ઊઠયો ધબકાર,
કાળજડે કરુણા છલકાણી, ઉર કરે પોકાર,
ધર્મ નથી, આ ધતીંગ મોટું', પાર્શ્વે કર્યો પડકાર,
જોગી ઝંખવાણો, રોષે ભરાણો,
સળગ્યા અંગારા, એની તગ તગતી આખમાં.

કમઠ નામે તાપસે ધૂણી ધખાવી પાચ બાજુ અગ્નિ પ્રગટાવી પંચાગ્નિ તપ કરવા બેઠો હતો વારાણસી ગામમા આવા પ્રખર તપસ્વીની વાત વાયુવેગે ફેલાઇ ગઈ તમાસાને તેડુ ન હોય આખુ ગામ હાલી નીકળ્યુ લોકોના ટોળેટોળા દર્શન કરવા ઊમટયા તાપસના તપની વાત, રાણી વામાદેવીએ પણ જાણી પોતાના પુત્ર પાર્શ્વનાથકુમારને કહ્યુ, 'દીકરા ! શુ કોઇ યોગી પુરુષ ગંગા કિનારે આવ્યા છે ?' જોકે પાર્શ્વનાથને દર્શન કરવાની ઇચ્છા ન હતી છતા માતાનુ મન રીઝવવા માતા સાથે ગયા પાચ બાજુ અગ્નિના ભડકા બળી રહ્યા છે વચ્ચે કમઠ તાપસ બેઠો તપ તપી રહ્યો છે

પાર્શ્વનાથે તાપસને પૂછ્યું 'તમારા ગુરુએ તમને આવું તપ તપવાનું કહ્યું છે ? પણ મને તો આ બળતા લાકડામા હિંસા થતી દેખાય છે !' કમઠ તાપસને સ્વમાન ઘવાતું લાગ્યુ તે બોલ્યો 'તમને ઘોડા ખેલવતા આવડે તપની બાબતમા તમે સમજો નહિ. તમારો આ વિષય નથી.'

પાર્શ્વનાથે કહ્યું 'ખાત્રી કરવી હોય તો આ મોટું લાકડું બળી રહ્યુ છે તેને ફડાવો તરત જ પાર્શ્વકુમારની આજ્ઞાથી કુમારના માણસોએ ભડભડતી આગની જ્વાળા વચ્ચેથી તેતિ ગ લાકડું બહાર કાઢ્યુ અર્ધ બળેલા લાકડાને બુઝાવી જતનાથી ફાડ્યુ ત્યા તો

કમઠ હઠને ત્યારા ફાડી દેખાવતા ત્યારે,
નાગ-નાગણી કાષ્ઠમા બહાર બળતા જળહળ જ્વાળ રે
પાર્શ્વ જિન સુણાવે મોટી આરજ (૨)
જિનજી સેવક રે તારો રે

નાગ-નાગણી અધ દગ્ધ સ્થિતિમા લાકડાની પોલ માથી દેખાણા. જોનાર સૌના કાળજા ઠેકાણે ન રહ્યા સૌ લોકો કમઠ ઉપર તિરસ્કાર વરસાવવા લાગ્યા જે દુનિયાનાં દુઃખ માટે કરુણ છે અજ્ઞાનના તિમિર માટે જે અરુણ છે, દુ ખિયાના હિતને માટે જે વરુણ છે તે જ સાચો તરુણ છે

ઘનઘાતી કાષ્ઠી તપ સાધતો, પંચાગ્નિ પર બાળ
દીઠો શ્રી પાર્શ્વ કુમારે પન્નગ, અધ બળતો તે કાળ
સંભળાવ્યો શ્રી નવકાર સ્તવ મુખ ઈ ત્રિભુવન અવતાર
શ્રી અરિહંત પ્રતિ, શિક્ષણે ચિત્તે, નિત જપીએ નવકાર

એવા તરુણ પાર્શ્વનાથે પંચપરમેષ્ઠી નવકારમંત્ર સંભળાવ્યો. નાગનાગણીનું જોડું નવકાર મંત્રમાં દત્ત-ચિત્ત બન્યું શુભ ભાવના ભાવતાં ભાવતાં મરીને ધરણેન્દ્ર અને પદ્મા

વતીનો ભવ પામ્યા જોગી કમઠ મિથ્યાદષ્ટિ છોડતો નથી. એણે કહ્યુ, જો મારા તપેલા તપનુ કાંઈ પણ ફળ હોય તો ભવિષ્યમા હું પાર્શ્વનાથનો વેર વાળનારો થાઉ આમ વેરવૃત્તિ હૃદયમાં સઘરી રાખીને આયુષ્ય પૂર્ણ થયે મેઘમાળી દેવ બન્યો.

ભગવાન પાર્શ્વનાથે ત્રીસ વર્ષની વયે દીક્ષા લીધી. કમઠનો જીવ મેઘમાળીની દ્રષ્ટિ પાર્શ્વનાથ ઉપર પડી પૂર્વ-ભવનુ વેર તાજુ થયુ ભગવાન પાર્શ્વનાથ વડના વૃક્ષ નીચે ધ્યાનમા ઊભા છે

> ध्वस्तोर्ध्व केश विकृताकृति मर्त्यमुण्ड
> प्रालम्ब भृद्भयदवक्त्रविनिर्यदग्नि ।
> प्रेतव्रज प्रति भवन्त मपीरितो य
> सो ऽ स्या ऽ भवत्प्रतिभवो भवदु खहेतु ॥३३॥

મેઘમાળીએ વિકરાળ ઊંચા કેશ કરી ભય કર આકૃતિ ગળામા મૃત દેહના મસ્તકની માળા ધારણ કરી, જેના નેત્રમાથી અગ્નિ ઝરે છે, પ્રેત–પિશાચ જેવો, પ્રભુ સામે ક્રોધિત થયેલો, પાર્શ્વનાથ પ્રભુ ઉપર રેતી અને પવન ફેંક-વાની શરૂઆત કરી, છતા પ્રભુ અડોલ રહ્યા ઘનઘોર વાદળામા બિહામણા અવાજે કાન ફૂટી જાય તેવી મેઘ ગર્જના કરતો પછી વીજળી ચમકાવી વજ્ર ચીરાતુ હોય તેવા કડાકા સાથે મુશળધારાએ મેઘની વૃષ્ટિ કરી

પ્રભુ તો અચળ રહ્યા વરસાદનુ પાણી વધવા લાગ્યુ, ગોઠણ, છાતી, ગળા સુધી અને છેવટ નાક સુધી પાણી આવી ગયુ, ત્યા ધરણેન્દ્રનુ આસન ચલાયમાન થયુ ઉપયોગ મૂકી જોયુ તો મેઘમાળીને પ્રભુ ઉપર ઉપસર્ગ કરતો નિહાળ્યો.

બનવું સહાનુભૂતિ દર્શાવી તેની પ્રતિકૂળ અવસ્થાને થાય તેટલો પ્રતિકાર કરવા સ્વાર્થનો ત્યાગ કરવો તે વિધેયાત્મક અહિંસા

(૩) દ્રવ્યદયા–દેખાદેખીથી કુલાચારથી, ભાવ સમજ્યા વિનાની ઓઘે આવે દયા પાળવી

(૪) ભાવદયા– ખરી સમજણપૂર્વકની દયા પાળવી એટલે દરેક પ્રાણી ઉપર અનુકંપા ભાવ રાખવો. કોઈ જીવને પતિત થવા ન દેવો તેના ભાવપ્રાણની રક્ષા કરવી મારા જેવા બધાના પ્રાણ છે, મને જેમ સુખસાતા ગમે છે તેમ જગતના દરેક જીવોને સુખસાતા ગમે છે તેથી મારે કોઈનેય દુઃખરૂપ બનવું નહિ કોઈનું દિલ દુભાવવું નહિ. સત્ય માર્ગે જીવને સ્થાપવા અને ભવની પરંપરાના કારણથી મુક્ત કેમ થાય એમ વિચારી માર્ગ ભૂલેલાના માર્ગ દર્શક બનવું એ ભાવ દયા છે

(૫) વ્યવહાર દયા– શ્રાવક શ્રાવિકાઓ સંસારના દરેક ઉપકરણો જોઈ–પૂંજીને લે–વાપરે જેમાં જીવોની ઉત્પત્તિ થતી હોય તેમા યતનાપૂર્વક કામ કરે પાણી ગળ્યા સિવાય વાપરે નહિ ધાન્યમા જીવાત પડે નહિ તેની તકેદારી રાખે દાસ–દાસીઓ સાથે માનવતાપૂર્વક વ્યવહાર ચલાવે એ વ્યવહાર દયા છે

(૬) નિશ્ચય દયા– કર્મબંધ આત્માને ન થાય તેની તકેદારી રાખવી પુદ્ગલ એ પરવસ્તુ છે તે આત્મિક વસ્તુ નથી. પૌદ્ગલિક પદાર્થો પ્રત્યે મમત્વ ભાવને છેદી

કામરાગ, સ્નેહરાગ, દ્રષ્ટિરાગની ભય કરતાનો ખ્યાલ કરી તેનો ત્યાગ કરતો, વૈરાગ્યથી ભરપૂર આત્મદશાને ભોગવતો, ઊચ પદે બિરાજમાન થતો, પરભાવને નષ્ટ કરતો વિચરે તે સાચી ભાવ દયા છે આત્મા પોતે પોતાના રાગના કારણે સ સારના સુખદુ ખમા ગાડો-ઉન્મત્ત બન્યો છે તે આત્માને હવે શાણો બનાવી મોક્ષમાર્ગની આરાધનામા જોડી દેવો તે ઉત્તમ ભાવ નિશ્ચય-દયા છે

(૭) સ્વરૂપ દયા=કોઈ માણુસ ઉપરથી તો મીઠું મીઠુ બોલે ઉપરથી દયા દેખાડી વિશ્વાસ બેસાડી પાછળથી ગળુ કરે, અ દરથી કૂડા પરિણામ સેવે જેમ કસાઈ બોકડાને આગણામા પાળે, પોષે અને ખૂબ ખવરાવે પણ તે દયા દેખાવ માત્ર છે અ તર ગ પરિણામ તો હણવાના છે, કોઇ સારો મહેમાન આવે, કે વધ કરી નાખે

(૮) અનુબ ધ દયા=ઉપર ઉપરથી જરા કઠોરતા વાપરે પણ અ તરથી હિતની ચિ તા સેવે જેમ માતા, બાળકને કડવુ ઔષધ પાય છે બાળક ન પીએ, તો બે પગ વચ્ચે માથુ દબાવીને પણ પરાણે પાય છે બાળકને દુ ખ થાય છે પણ માતાના અ તરમા તો સ તાનનો રોગ ટળી જાય ને નિરોગી બને તેવી જ ભાવના હોય છે

પિતા પુત્રને અવળે રસ્તે જતાને સદ્દરસ્તે ચઢાવવા કર્કશ કઠોર શબ્દ વાપરે પારકી છોકરી સામે કુદ્દષ્ટિ કરવી તે મારા ઘરમા નહિ ચાલે, ન માને તો કદાચ ચૌદમુ રત્ન દેખાડી દે, છતા દિલમા પુત્રના હિતની ચિ તા-રમતી હોય છે કે મારા બાળકની બહાર ખરાબ વાત ન થાય કોઈ

ઉપકારી ઉપકાર ભૂલે નહિ વેરી ભૂલે નહિ વેર,
એક ધરે અમૃતની પ્યાલી બીજા વળાવળ ઝેર
એક આપથી અહિત કરે ને બીજો રહે છબ બાળી
પાર્શ્વનાથને એવા મળ્યા ધરણેન્દ્ર અને મેઘમાળી

પૂર્વે નાગના ભવમા પ્રભુએ કરેલા ઉપકારનું સ્મરણ થયુ તુરત જ સહસ્ર ફેણવાળા નાગનું રૂપ લઈ પ્રભુને ઊંચે લઈ લીધા માથે ફેણનું છત્ર કરી દીધુ નીચે દેહનું પૂંછડું વાળી ઓટલા જેવું કરી તે ઉપર પ્રભુને લઈ લીધા છતા ભગવાન તો સમભાવમા જ ટકયા છે નથી ધરણેન્દ્ર ઉપર રાગ કે નથી મેઘમાળી ઉપર દ્વેષ ધરણેન્દ્રે મેઘમાળીને પાછી નમાવ્યો મુદ્દો કહેવાનો એ છે કે ગમે તેવા નિમિત્તો મળે, છતા સમતા ન છોડવી. શત્રુ કે મિત્ર ઉપર સમભાવ ટકી રહે તેનુ નામ અહિંસા પાર્શ્વપ્રભુને ૮૪ દિવસે કેવળજ્ઞાન થયુ ૭૦ વર્ષ દીક્ષા પાળી, ૧૦૦ વર્ષનું આયુષ્ય ભોગવી મોક્ષે પધાર્યા. આવી અહિંસા સાધુઓએ જાવજીવ સુધી પાળવાની હોય છે, ને બહુ દુષ્કર છે હજુ પણ આવા મૃગાપુત્રને શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ૭૩ મુ

ગ સ ૨૦૨૦ના ભાદરવા વદિ ૧૪ને રવિવાર, તા ૪-૧૦-૬૪

સિદ્ધાત એટલે જેમે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાત પ્રરૂપ્યા તેમા ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યા છે

"निच्चकालप्प मत्तेण, मुसा वाय विवज्जण ।
भासियव्व हिय सच्च, निच्चाउत्तेण दुक्कर ॥२६॥

મૃગાપુત્રને માતા સયમ માર્ગની દુષ્કરતા સમજાવે છે સયમી જીવન એ ઉમદા, ઉચ્ચ પ્રકારનુ જીવન છે સયમથી આવતા કર્મો અટકે છે જિદગી પર્યંત જીવ હિસા કરે નહિ, કરાવે નહિ અને કરનારને અનુમોદે નહિ—મન, વચન, કાયાથી, એમ નવ કોટિના પચ્ચક્ખાણ સાધુને હોય છે હિસાના બે પ્રકાર છે એક ભાવ હિસા, બીજી દ્રવ્ય હિસા એકેન્દ્રિયથી માડી પચેન્દ્રિય સુધીના જીવો પૈકી કોઇના પણ પ્રાણ લૂટવા નહિ, તે 'પ્રાણાતિપાત'ની વિરતિછે

અહિસા એ પરમ ઉત્કૃષ્ટ ધર્મ છે સપૂર્ણ અહિસક જૈનદર્શન એ કોઇ સામાન્ય દર્શન નથી હિસાથી ધર્મ માનનાર ગાઢ મિથ્યાત્વ સેવનારો છે માટે મુનિએ અહિસા ધર્મ જાળવવો એ પહેલા વ્રતનુ રક્ષણ છે સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ બધા પહેલા વ્રતની પુષ્ટિ માટે છે આત્માના ભાવ—પ્રાણ જે જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે, તેના જીવે દયા પાળવાની છે દયાના આઠ પ્રકાર બતાવ્યા છે

(૧) સ્વદયા—પોતાના આત્માનુ રક્ષણ કરવુ પોતાના આત્માની દયા પાળવી ભાવહિસા એટલે કામ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ઈર્ષા, નિંદાથી આત્માના ભાવપ્રાણો હણાય છે, માટે સ્વદયા પાળનારે પળે પળે અતર્મુખ બનવુ પડે છે

(૨) પરદયા-બીજા જીવોની હિસા ન કરવી તે નિષેધાત્મક અહિસા, અને કોઇ દુખી થતા હોય તેને યથાશક્તિ સહાયક

બનવું, સહાનુભૂતિ દર્શાવી તેની પ્રતિકૂળ અવસ્થાને યાવત તેનો પ્રતિકાર કરવા સ્વાર્થનો ત્યાગ કરવો તે વિધેયાત્મક અહિંસા

(૩) દ્રવ્યદયા–દેખાદેખીથી કુલાચારથી ભાવ સમજ્યા વિનાની ઓઘે ઓઘે દયા પાળવી

(૪) ભાવદયા– ખરી સમજણપૂર્વકની દયા પાળવી એટલે દરેક પ્રાણી ઉપર અનુકંપા ભાવ રાખવો કોઈ જીવને પતિત થવા ન દેવો તેના ભાવપ્રાણની રક્ષા કરવી 'મારા જેવા બધાના પ્રાણ છે મને જેમ સુખસાતા ગમે છે તેમ જગતના દરેક જીવોને સુખસાતા ગમે છે,' તેથી મારે કોઈનેય દુઃખરૂપ બનવું નહિ, કોઈનું દિલ દુભાવવું નહિ સત્ય માર્ગે જીવને સ્થાપવા અને ભવની પરંપરાના કારણથી મુક્ત કેમ થાય એમ વિચારી માર્ગ ભૂલેલાના માર્ગ દર્શક બનવું એ ભાવ દયા છે

(૫) વ્યવહાર દયા– શ્રાવક-શ્રાવિકાઓ સંસારના દરેક ઉપકરણો જોઈ-પૂંજીને લે-વાપરે જેમાં જીવોની ઉત્પત્તિ થતી હોય તેમાં યતનાપૂર્વક કામ કરે પાણી ગાળ્યા સિવાય વાપરે નહિ ધાન્યમાં જીવાત પડે નહિ તેની તકેદારી રાખે. દાસ-દાસીઓ સાથે માનવતાપૂર્વક વ્યવહાર ચલાવે એ વ્યવહાર દયા છે

(૬) નિશ્ચય દયા– કર્મબંધ આત્માને ન થાય તેની સાવચેતી રાખવી પુદ્ગલ એ પરવસ્તુ છે તે આત્મિક વસ્તુ નથી. પૌદ્ગલિક પદાર્થો પ્રત્યે મમત્વ ભાવને છેદી નાખવો

કામરાગ, સ્નેહરાગ, દ્રષ્ટિરાગની ભય કરતાનો ખ્યાલ કરી તેનો ત્યાગ કરતો, વૈરાગ્યથી ભરપૂર આત્મદશાને ભોગવતો, ઊચ પદે બિરાજમાન થતો, પરભાવને નષ્ટ કરતો વિચરે તે સાચી ભાવ દયા છે આત્મા પોતે પોતાના રાગના કારણે સસારના સુખદુખમા ગાડો-ઉન્મત્ત બન્યો છે તે આત્માને હવે શાણો બનાવી મોક્ષમાર્ગની આરાધનામા જોડી દેવો તે ઉત્તમ ભાવ નિશ્ચય દયા છે

(૭) સ્વરૂપ દયા=કોઈ માણસ ઉપરથી તો મીઠુ મીઠુ બોલે ઉપરથી દયા દેખાડી વિશ્વાસ બેસાડી પાછળથી ગળુ કરે, અદરથી કૂડા પરિણામ સેવે જેમ કસાઈ બોકડાને આગણામા પાળે, પોષે અને ખૂબ ખવરાવે પણ તે દયા દેખાવ માત્ર છે અતરગ પરિણામ તો હણવાના છે, કોઈ સારો મહેમાન આવે, કે વધ કરી નાખે

(૮) અનુબધ દયા=ઉપર ઉપરથી જરા કઠોરતા વાપરે પણ અતરથી હિતની ચિતા સેવે જેમ માતા, બાળકને કડવુ ઔષધ પાય છે બાળક ન પીએ, તો બે પગ વચ્ચે માથુ દબાવીને પણ પરાણે પાય છે બાળકને દુખ થાય છે પણ માતાના અતરમા તો સતાનનો રોગ ટળી જાય ને નિરોગી બને તેવી જ ભાવના હોય છે

પિતા પુત્રને અવળે રસ્તે જતાને સદરસ્તે ચઢાવવા કર્કશ કઠોર શબ્દ વાપરે પારકી છોકરી સામે કુદ્રષ્ટિ કરવી તે મારા ઘરમા નહિ ચાલે, ન માને તો કદાચ ચૌદમુ રત્ન દેખાડી દે, છતા દિલમા પુત્રના હિતની ચિતા રમતી હોય છે કે મારા બાળકની બહાર ખરાબ વાત ન થાય કોઈ

આમ જી ન શિખે, તે માટે પુત્ર-પુત્રીને, તેમના મનથી માનેલા સ્વતંત્ર (સ્વચ્છંદ) માર્ગે જતા રોકે ત્યારે, સંતાનને તે માબાપ કડવા કે ખુચ્ચું લાગે તે બનવા જોગ છે, કારણ કે, સ્નેહ રાગે બંધાઈ ગયો છે છતા વડીલો તેની ફરજ ચૂકતા નથી. આ અનુબંધ દયાનો પ્રકાર છે ગુરુ પણ શિષ્ય, જો આડે રસ્તે ચડી ગયો હોય તો બે વચન કહી ઠેકાણે પાડે, કોમળ કે કઠોર શબ્દે શિખામણ આપે, તે પણ શિષ્યના હિત માટે શિષ્ય કેમ આગળ વધે જૈન શાસનનો નેતા બને, જૈન ધર્મનો સંદેશો ઘેર ઘેર પહોંચાડે, નિજ ગુણ-વૈભવનો સ્વામી બને, તેના આત્માનું કેમ હિત થાય તેને માટે સતત, રાત્રી-દિવસ કાળજી રાખતા હોય છે વળી ગુરુ શિષ્યના ચારિત્રની લાઇન જોતા-તપાસતા રહે છે

ખાવામા જીભ કયા રસ લેતી હોય છે બોલવામા કેવો વિવેક છે! કપડાં-લત્તાનો કેવોક ગૃદ્ધ છે! તપ કેટલુ પ્રિય છે! મનની કેટલી સ્થિરતા છે! જ્ઞાન-સ્વાધ્યાય કરવાની કેવી રસિકતા છે! નિદ્રાનો કેવો પ્રેમી છે! તે બધાનું માપ કાઢી લે. ક્યારેય અવળી લાઇને હોય તો, બે વચન આકરાં કહી સંયમમાર્ગમાં સ્થિર કરે છ અવગુણના કચરા કઢાવી ગુણરૂપી બગીચો સૌરભ સભર કરવા કોઈવાર અનુબંધ દયા વાપરે છે

ગુરુ પ્રજાપતિ સરીખા, ઘડ ઘડ કાઢે ખોડ
ભીતરથી રક્ષા કરે ઉપર લગાવે ચોટ

કુંભાર માટલુ ઘડતાં અંદર હાથ રાખે છે અને ઉપરથી ટપલાં મારે છ તળ પડી પડીને ખોટ કાઢવી છ અને ઘાટમા લાવવું છે એવી રીતે ગુરુ પણ શિષ્યને ઘાટમા લાવવા અનુબંધ દયા કરે છ ઉપરથી વચનના ટપલા મારે છે બનવાને

ચાર પ્રકારનાં ફળ ઠાણાંગસૂત્રમા વર્ણવ્યા છે એક ફળ ઉપરથી પોચુ અને અંદરથી પણ પોચુ, તે દ્રાક્ષ છે એક ફળ ઉપરથી કઠણ અ દરથી પોચુ, તે નાળિયેર છે એક ફળ ઉપરથી પોચુ અ દરથી કઠણ તે બોર છે એક ફળ ઉપરથી કઠણ અને અંદરથી પણ કઠણ તે સોપારી છે તેવી રીતે, જેનુ હૃદય નવનીત જેવુ અને ભાષા પણ મધુરી કોમળ હોય તે દ્રાક્ષફળનો નમૂનો છે એક ઉપરથી કઠણ પણ હૃદયથી પોચા, એવા ગુરુ નાળિયેર સમાન છે કેટલાક મોઢેથી મૃદુતા વાપરતા હોય, પણ અ દરથી હૈયા લોહા જેવા હોય, તે બોરફળ સમાન છે એક બહારથી કઠોર અને હૃદયના પણ કઠોર. એ સોપારીફળ સરખા છે આમ ચાર પ્રકારના માનવી કહ્યા છે, તેમા દ્રાક્ષફળ જેવાને સૌથી શ્રેષ્ઠ કહ્યા છે માટે દ્રાક્ષફળ જેવા શ્રેષ્ઠ થવાની આપણે જરૂર છે

કોઈ એક ધનાઢ્ય ગૃહસ્થની પત્ની, સાધ્વીજીના દર્શન કરવા આવે છે સાધ્વીજી પાસે બે બાઇ બેઠેલી છે તેમા એક બાઈ સાધારણ સ્થિતિની છે, પણ અઠમ-અઠમના પારણા કરનારી તપસ્વી છે ત્યા ત્રીજી ધનાઢ્ય બાઈ દર્શન કરવા આવી છે,પણ તેને પોતાના તવ ગરપણાનો ઘમ ડ રગે રગે વ્યાપેલો છે, તેથી તે, જેમતેમ નમન કરી બેસી જાય છે

આ બાઈના અ ગ માથે દરદાગીનાના ઠકારા જોઇ પેલી બાઈએ વાત કરી, કે તમે શ્રીમ ત છો, અને આ બાઈ જે અહી બેઠેલી છે તેની સ્થિતિ સારી નથી, માટે કાંઈક મદદ કરો ત્યારે ધનાઢ્ય બાઇ તોછડાઇપૂર્વક બોલી 'તમને ઠીક આ બધુ આવડે છે આને દીઓ ને તેને દીઓ, શુ બધાને દેવા માટે લક્ષ્મી છે ! ઊટની ડોક વધી છે, તે શુ કાપી નાખવા સારૂ !

શુ અમે તમારા માટે કમાઈએ છીએ ? એક પાઈ પણ નહિ આપીએ' એમ ગર્વપૂર્વક કઠોર ભાષા અને ઉચ્છ ખલ વર્તન કરી ત્યાંથી ચાલી જઈ બીજે દિવસ થાય છે ત્યા બાઈના પતિ કાળાંબજારમા પકડાયો, વકીલને દશ હજાર આપવા પડયા ત્યારે છુટની ઠેક એક ઝાટકે કપાઈ ગઈ જ્યા સ્વધર્મી બધુ સીદાતા હોય ત્યા પાઈ ખરચવી પર તો અલ્લાતલ્લા કરે, અને કોર્ટમા નાણાની થેલીઓ ઠલવે

, આજે બહુધા સ્વધર્મ-બધુ પ્રત્યે પ્રેમની લાગણી રહી નથી. આજપાત પાટણ શહેરમા એવો રિવાજ હતો કે નવો શ્રાવક કોઈ રહેવા આવે તો ગામના દરેક શ્રાવક પોતાને ત્યા એકેક ટક ભોજન કરાવે અને સોમા એકેક ઈટ અને એકેક સોનામહોર આપે. જેથી પેલો માણસ તરતો થઈ જાય તેનો વેપાર શરૂ થઈ જાય આ ાગના શ્રાવકોના દ્વાર अभंगद्वार અભગ દ્વાર રહેતા કોઈ પણ આવો બધાને માટે દરવાજાના દ્વાર સાથે હૃદયના દ્વાર ખુલ્લા રહેતા એમના હૃદય કૃપણ નહોતા પણ ઉદાર હતાં આજે તો એમજ થઈ ગયુ છે કે દઈશ તો ખૂટી જશે અરે તમને શુ તમારી પુણ્યાઈમાં વિશ્વાસ નથી ? જે વીરડામાં કે ખાબોચિયામાં પાણી પડ્યુ રહે, ફરી ઉલેચાય નહિ તો તે પાણીની કઈ દશા થાય છે ? ગધાય જાય છે તેમ જે નાણુ આવ્યુ તે સત્કર્મમા ઉલેચાશે નહિ, તો આખર આવ્યુ ગધાશે તમને જે પુણ્યાઈથી મળ્યુ છે તે તમારી આજીવિકાનુ પૂર્ણ કરતા વધે અને વધેલી લક્ષ્મી સ્વધર્મ-બધુના ઉત્કર્ષના ઉપયોગમા નહિ આવે તો કઈ દશા થશે ?

જેના હૃદયમા મૃદુતા વસી છે તેનો આત્મા તો દાન

ધર્મ માટે ઝખતો હોય છે ઉત્તમ ઉદારતાથી ઝળકતો હોય, તે સ્વધર્મી બધુને મદદ કરે જે કજુસ છે, તે લાખ રીતે લુટાય છે કવિએ ઉપમા આપી છે કે દાન દેવા વાળો કટકે કટકે આપે છે જ્યારે કજુસ એકી વખતે બધુ આપે છે કયારે ? મરે ત્યારે

કજુસ તો મરવા પડયો હોય તો પણ સ્વાધીનતાએ કઈ ન આપી શકે કોઈ કજુસની મરવાની ઘડી નજીક આવી રહી છે. ત્યારે પુત્ર કહે 'બાપા ! જિંદગી આખી દાન કઈ કર્યુ નથી, માટે કઇક ધરમાદો બોલો દીકરાને વિચાર થયો, બાપા કઇ બોલી શકતા નથી એટલે ગામમાથી લાડવા-ગાઠિયા મગાવ્યા થાળ ભરીને બાપા આગળ મૂકયો ને કહેવા લાગ્યો ' બાપા હાથ ફેરવો, આ લાડવા-ગાઠિયા કૂતરાને નાખવાના છે તેની અનુમોદના કરો તો, તેનાથી તમને પુણ્ય થશે ' બાપા મોતની નજીકમા છે થાળ ઉપર હાથ ફેરવતા ફેરવતાં બોલ્યા, "શુ આટલા બધા લાડવા," કહેતા જીવ ચાલ્યો ગયો વળી કેટલાક તો દાન દેનારને પણ વારે "અત્યારે કઇ નથી દેવુ, શુ આવતુ ચોમાસુ નથી આવવાનુ ?' પણ ત્યારે સ્થિતિ સારી હશે કે નહિ તેની તને ખબર છે ? પૈસા ચાલ્યા જાય તો શુ કરી શકશે, અથવા પૈસા હશે ને ભાવ ઊડી જશે તો શુ કામનું ?

ભાવની વધઘટ થાય છે ને ? તમે અહી બેઠા હો. ત્યારે એવા ભાવ થઈ આવે કે દીક્ષા લઈ લઉ, પણ બહાર નીકળો કે બીજી જ ક્ષણે સસારના ઝેરી પવનનો ઝપાટો લાગે, કે ઘર-કુટુમ્બ બધુ સાભરી આવે છે મનના ચળ વિચળ પરિણામને કોણ રોકી શકે ? માટે જેટલુ છૂટે તેટલુ

છોડવા દો લોભનો ત્યાગ ભલે કરતો, કાયુ સાથે લઈ જવુ છે? છૂટવાના ભાવ કરનારો સંતોષના ઘરમા આવ્યો છે જેટલો લોભ-કષાય છૂટશે તેટલો લાભ જ છે આગળના શ્રાવકો જગડુશા, ભામાશા, ખેમો દેદરાણી એવા કઈક આત્માઓની જૈન શાસનમા વાત આવે છે હાલ પણ એવા આત્માઓ છે કે, જે આ માર્ગે જ્ઞાનદાનમા સેવામા, માનવ રાહત વગેરેમા ખર્ચે છે હૈયામા પારકા પ્રત્યે અનુકપા ભાવ આવવો, દયાના પરિણામ થવા તે અહિંસા છે

સાધુનું સર્વશ્રેષ્ઠ દયા-દાન તે અભયદાન છે કોઈ પણ જીવને સાધુ તરફથી ભય હોય નહિ. નમિ રાજર્ષિએ શક્રેન્દ્રને જવાબ આપતા કહ્યુ છે કે દશ લાખ ગાયો મહિને મહિને દાન આપનાર કરતા, સયમી મુનિ શ્રેષ્ઠ છે પછી ભલે તે કૂતરાને રોટલાનો ટુકડો પણ ન નાખતો હોય પણ અભય-ધનનુ દાન જે મુનિ આપે છે તેની તોલે બીજુ કોઈ નથી આવુ દાન જાવજીવ સુધી આપવુ બહુ મુશ્કેલ છે

હે પુત્ર! જાવજીવ સુધી સાધુએ અપ્રમત્તપણે વિહરવુ જોઈશે. તેમા ગફલત કામ નહિ આવે, ગફલતમા રહેતા ગતોમા ઊખડી પડાય સયમ એ શિખામાં ઊચી કક્ષા છે ગાડાવાળો ગાડુ ચલાવતા ઊઘતો હોય તો પાલવે પણ મોટર ચલાવનાર જરાક ઝોકુ ખાય તો ઊડી ખાડમાં જઈને પડે એવી રીતે સસારી કરતા સયમીએ વધુ સાવચેત રહેવું પડે છે શ્રાવકના ઘરમા સાસુ-વહુ દેરાણી નણદ-ભોજાઈના કજિયા ચાલતા હોય, તો કહેવાય કે ઘેર ઘેર માટીના ચૂલા છે પણ સાધુઓમા અદરોઅદર ખટપટ કે

અઓલા હોય, તે કેટલુ શરમાવા જેવુ છે ! કયા બાપના મજિયારા વહેચવાના છે ! સાધુના અણુબનાવ–ઝઘડો–ખટપટ શા માટે ? તમે શ્રાવકો, વિનમ્રતાથી મસ્તક નમાવો છો, તો અમારે કઈક સમજવુ જોઈએ, કે તમારા કરતા અમારી ભૂમિકા ઊચી અને આકરી છે અને જવાબદારી ઘણી છે જરાક જો સાધુદશામા પ્રમત્ત રહ્યા, એટલે પતી ગયુ, સયમ ઉપર પાણી ફરી વળે

ગ્રથની વાત છે, કે પાચ પાચડા આચાર્યના, છ છગડા સાધુના, સાત સાતડા સાધ્વીજીના, આઠ આઠડા શ્રાવકોના અને નવ નવડા શ્રાવિકાના નરકે ઉપજી જવાના છે કારણ કે ઉપરનો વેષ ભજવ્યો છે, અતરગ મરવુ જોઈએ, તે મર્યું નથી ભગવાને આવાઓની દીક્ષાને 'દુશિલ –પ્રવજ્યાં' કહી છે દીક્ષા લીધા આઝેરા વર્ષ થયા હોય, કે બનાવો આચાર્ય, પણ જે છત્રીસ ગુણ આચાર્યના હોવા જોઈએ તેનુ ઠેકાણુ ન હોય, તેવાઓ કયા ઉપડી જશે તેમનો તો પત્તો નહિ લાગે નરક ગતિ કઈ મુહપત્તિ કે વેષની શરમ રાખતી નથી. **'શ્રાવકનાં નામ અને કાતરનાં કામ'** સઘમા કજિયા કરાવી ફાટફૂટ પડાવી, ઘરના કજિયા સઘમા લાવવા, આવા કેટલા પાપો સેવી રહ્યા છે કેટલાક તો ધર્મ કરવા આવે છે, કે જૂતા ચોરવા, તે ખબર પડતી નથી ઓરા–પથરણા, પુસ્તકો ઊપડી જાય, એ કેટલુ શરમ-જનક છે ? ઉપાશ્રય એટલે નિર્ભય સ્થાન ગણાય છે તેના બદલે છે પ્રતીતિ ? આજે તો જ્યા સુધી સઘનુ વપરાતુ હોય ત્યા સુધી ઘરનુ વાપરવુ નહિ, એવી જ વૃત્તિ થઈ છે મફતમા મળતુ હોય તો પૈસા ખરચવા નથી પુસ્તકના બે રૂપિયા ખરચવા

ગમવા નથી. અડધી કિંમત મૂકે તો લેવા ફરોડો પડે પુસ્તકની આખી કિંમત બે રૂપિયા જેટલી તો તમારા એક ટકના નાસ્તા–આ પાણીમાં છોડી જતું કરો. એક ટકના નાસ્તા જેટલી ધાર્મિક પુસ્તકની કિંમત તમને નથી ?

ગુચ્છો હોય તો મહાસતીજી દેશે.' વીસ રૂપિયાનો સાડલો પહેરનારીને બે રૂપિયાનો ગુચ્છો મફતમાં જોઈએ છીએ પુસ્તક કે ગુરુગની કોઈ પ્રભાવના કરે તો તેની કિંમત નથી તેથી મોહુ કસાણુ થઇ જાય છે લોટા, ઝબરા, પ્યાલાની કિંમત છે લોગે મળે તો હાથમાં લઇ તોળે, અહો કેવા સારે છે ! લોટો મળ્યો તેની ટીકા ન કરે પણ ગુચ્છો આપે તો ટીકા કરે. લ્યો કાઇ ન મળ્યુ તેથી પુસ્તક કે ગુચ્છો આપ્યો પુસ્તક તો મારા ઘરમા છે તારા ઘરમા ધર્મના ઉપકરણ છે અને સસારના તપેલા આદિ નથી ? ઘણા સેટ પડ્યા છે છતા તપેલા આદિ લઇ લ્યે અથવા રોકડા રૂપિયા જોઇયે છે દિલ કયા લલચાય છે ? પણ સમજજો, ઘરમાદો એટલે ઘરથી જ માંદો ઘરમાદાનુ ખાય એનુ જડમૂળથી જાય તમારા બાળકોમા પણ એ સસ્કાર રેડો કે ઘરમાદાનો કણિયો પણ પેટમા જવો ન જોઇએ તેને બદલે પ્રભાવનામા છોકરો પાચ પાથિયા લઇ આવ્યો કેવી રીતે ? તો કહેશે વ ી કહીને તા તમ તેને શાબાશી આપો, કે એમ કહો પાછા જા, જેની પાસથી લીધા તને પાછા દઇ દે હરામનુ એનુ નથી હરામનુ ગૌમાસ બરાબર એમ કહેનારી માતા કેટલી ? જ મ આપ અને સસ્કાર ન આપે તેવાઓ શુ માવતર થવાને લાયક છ ? જેના સતાન મહાન પુરુષોની ાંક્તમા આવ તેના માતાપિતાને ધન્ય છે

મૃગાપુત્રને સયમ લેવાની ભાવના થઈ માતા કહે છે 'હે પુત્ર હમેશા અપ્રમત્ત દશામા રહેવુ પડશે પ્રમાદ સેવાશે નહિ મૃષાવાદ છોડવો પડશે' સત્ય-વચન પણ હિતકારી, પ્રિયકારી, બોલવાનુ છે આવુ વ્રત પાળવુ બહુ જ દુષ્કર છે આજે તો અઠાઈ-તપ કરી નાખવા તૈયાર થાય પણ એક દિવસ જૂઠુ ન બોલવુ એ નહિ પળે નાનો બાળક કહેશે, 'બાપા પૈસો આપો ભાગ લેવો છે' ખિસ્સામા હોય, છતા કહે કાઈ નથી માગણ માગવા આવ્યુ હોય તો કહેશે 'અમે નથી રાધ્યુ' ત્યારે તમે શુ લોટ ફાકવાના છો? નનૈયો જ ભણવો છે, પણ સમજજો **"નનૈયો નેવે બેસે ને છ મહિને ઘરમાં પેસે."** માટે ભાષા બોલવામા ઉપયોગ જાળવો

દશવૈકાલિકસૂત્રમા સુવાકયશુદ્ધિ નામનુ એક સ્વતત્ર અધ્યયન છે, તેમા સાધુએ કઈ રીતે બોલવુ તેની બધી વાત કહી છે ભાષાના ચાર પ્રકાર છે સત્ય, અસત્ય, મિશ્ર, અને વ્યવહાર તેમા સત્ય અને વ્યવહાર એ બે ભાષા બોલવી અસત્ય અને મિશ્રને તજી દેવી સત્ય પણ પ્રિય અને હિતકારી બોલવુ જીવે નિર્દોષ ભાષા બોલવી કાણો હોય તેને કાણો ન કહેવાય, રોગીને રોગી ન કહેવાય, કારણ કે એ ભાષા સત્ય હોવા છતા અપ્રિય છે

મૃગાપુત્રને માતા કહે છે 'હે પુત્ર! કોઈને આઘાત પહોચાડે તેવી ભાષા ન બોલવી સત્ય, નિર્વદ્ય ભાષાનો ઉપયોગ બેચાર દિવસ નહિ પણ જાવજીવ સુધી રાખવાનો છે આવો સુયોગ બીજા વ્રતનો છે મૃગાપુત્ર તો પૂર્વે પાળીને આવ્યા છે માતા-પિતા તો ફરજ અદા કરે છે સયમમાર્ગની મુશ્કેલીઓ બતાવે છે વળી પણ માતા શુ કહેશે, તે અધિકાર અવસરે કહેવાશે

## વ્યાખ્યાન ૭૪ મુ

સ ૨૦૨૦ ના ભાદરવા વદિ ૦)) ને સોમવાર, તા ૫ ૧૦-૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ અહી નાથે સિદ્ધાત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર આવે છે પરમકૃપાળુ પરમાત્માદેવ ભગવાન મહાવીર બીજા વ્રતનું સ્વરૂપ સમજાવવા કહે છે સાધુએ અપ્રમત્ત દશામા વિચરવું જોઇએ

> निच्चकाल प्पमत्तेण मुसावाय विवज्जणं ।
> भासियव्वं हियं सच्चं निच्चाउत्तेण दुक्करं ॥२६॥

सच्चतो पम्मत्तस्स मय પ્રમાદીને દરેક ઠેકાણે ભય છે પ્રમાદના પાચ પ્રકાર છે મદ વિષય કષાય નિદ્રા અને વિકથા આ પાચેય જીવનું પતન કરનાર છે માટે જ્ઞાનીઓ કહે છે કે પ્રમાદ ટાળી અપ્રમત્ત દશામા મુનિઓએ વિચરવું ભારડ પક્ષીના બે શરીર વચ્ચે પાતળુ અતર છે જરા તણખલુ વચ્ચે ભરાય તો છૂટુ પડી જાય અને મરણને શરણ થાય. તેથી ભારડ પક્ષી ઉપયોગ રાખી વિચરે છે તેવી રીતે મુનિઓએ ખૂબ સાવધાનપણે રહેવું જોઇએ. મુનિઓએ કાળજીપૂવક સયમ પાળવો જોઇએ જૂઠુ બોલવાનું ૯-૯ કોટિએ વર્જી દેવું જોઇએ. જૂઠો જલ્દી પકડાઈ જાય છે અને તેને પસ્તાવાનો વખત આવી જાય છે

> તેણે આવી નિદ્રા ન આવે પામે નહિ વિશ્રામજી
> તબિયત એની રહે ન તાજી શાન્ત રહે નહિ શામ,
> જૂઠ તુ છાના કરીશ નહિ કામજી

અજ્ઞાની આત્માઓ એક વખત જૂઠું બોલી કપટના કામો કરી જૂઠા સોગન ખાય. જૂઠા માણસો જ સોગદ ખાય છે. તે ઢાંકવા બીજા અનેક જૂઠાણા ઊભા કરવા પડે છે પરંતુ કદી જૂઠું એ સાચુ થતુ નથી એક શેર માખણનો પિંડ છાશ ઉપર તરે, જ્યારે નવટાકની કાકરી તળિયે બેસે છે, તેમ સત્ય હમેશા તરતુ રહે છે સત્યવાદી માણસ અપ્રિયતાનુ કારણ બનતો નથી એ દરેકનો પ્રિયપાત્ર બને છે. ધર્મરાજા સત્યવાદી હતા કૌરવ પક્ષને પણ એક ધર્મરાજાનો વિશ્વાસ હતો એથી જ યુધિષ્ઠિરનુ નામ ધર્મરાજા પડી ગયુ હતુ શત્રુપક્ષે પણ ખાત્રી પડી ગઈ હતી, કે ધર્મરાજા બોલે તે સાચુ જ હોય

मायलियाए नियडिलियाए अलियवयणेण' कुडतोले कुडमाणे

પન્નવણા સૂત્રમા કહ્યુ છે કે–માયા કરે, ખૂબ ગાઢી માયા કરે, જૂઠું બોલે અને કૂડા તોલ–માપ રાખે, તે જીવ મરીને તિર્યંચ ગતિને પામે છે કોઈ તમને 'બેલ'–બળદ કહી સબોધે તો સાડાત્રણ ક્રોડ રૂવાટા ઊંચા થઈ જાય છે જો બેલ–બળદ' શબ્દ સાભળવો ગમતો નથી તો તે ગતિમા જવુ કેમ ગમશે? જૂઠું બોલનાર પોતાના જ આત્માને છેતરી રહ્યો છે, સામો છેતરાય કે ન પણ છેતરાય તે તો સામાની ચતુરાઈ ઉપર છે ભગવાન કહે છે, જો આત્માનુ હિત કરવું હોય તો સત્યનુ શરણુ લે સત્યનો હમેશા વિજય છે કસોટી કદાચ આવે તે પાર કરી નાખે, પણ કસોટીમા લેવાઈ ન જાય.

यथा चतुर्भि' कनक' परीक्ष्यते, निघर्षण च्छेदन ताप ताढनै ।
तथा चतुर्भि' पुरुष परीक्ष्यते, श्रुतेन शीलेन गुणेन कर्मणा ॥

સોનાને કસોટીના પથ્થર ઉપર ઘર્ષણ કરે છે, એથી

આગગ વધી છેદે છે ત્યાર પછી અગ્નિમા નાખે છે એમ કસોટી કરવા છતા સોનુ પોતાનો સ્વભાવ મૂકતુ નથી તેમ દુ ખ પડે–સકટ પડે પણ મુનિઓ મત્ય સ્વભાવ છોડતા નથી માણસની પરીક્ષા શ્રુત શીલ, ગુણ અને કાયથી જ થાય છે મૃષાવાદથી સવદા વર્જીત રહેવુ પડશે

આજે માણસો પાયા વગરની ભીત ચણે છે "આ તો, મે સારા માણસના મોઢેથી સાભળ્યુ છે પણ સાભળેલુ દેખ્યુ ક્યારેક ખોટુ પડી જાય છે ને! કોઈની વાત કરવાનો તમને શુ અધિકાર છે! નિદા કરી કમ બાધો છો નિદા કરવાથી સામો માણસ સુધરી જતો નથી જો તમને તેના હિતની ચિતા હોય તો તે માણસ પાસે પહોચી જાવ તેને સમજાવો કે ભાઈ તારામા આટલા તો ગુણ છે હવે આ એકાદ અવગુણ હોય તેમ અમને લાગે છે તે સુધાર તો તારુ ઉમદા જીવન બની જાય તેમ છે તેમ સમજાવીને કામ લેશો તો સામો સુધરશે પણ જાહેરમા ઉતારી પાડવો ખોટા આરોપ મૂકવા તેના વડે એવા પાપ ઊભા થશે કે પછી આરો જ નહિ આવે સામાયિક કરતી વખતે પણ સ્ત્રીકથા દેશકથા ભક્તકથા રાજકથા ચાલતી હોય આ શુ સૂચવે છે!

પૌષધમા આત્માને પોષવાની વાત હોય કે અલક મલકની વાતો કરવાની હોય? પાચ અતિચાર બરાબર સમજો. સામાયિક એ બે ઘડી યોગની ક્રિયા છે સાધુનુ જાવજીવનુ ચારિત્ર છે જ્યારે સામાયિક એ બે ઘડીનુ સાધુના જેવુ ચારિત્ર છે તેમા પ્રભાવનાનો પેડો અહીં મૂકો એમા કદી રૂમાલ પાથરે પતાસા નાખો પૈસા વહેચાતા હોય તો લઈ લો એવુ કરાય ખરુ? પૈસા તમારા ખરા કે! સામાયિકમા બેઠા

પછી પૈસાદિ લેવાય નહિ કે પૈસા વહેચાય નહિ ખરડો પણ ન નોધાવાય આજે સામાયિકમા જે પતાસા–સાકર લેવાની કુપ્રથા પડી ગઈ છે તે સુધારવાની જરૂર લાગે છે

દર્શન કરવા છોકરો આવે તો પડો લેતો જાજે એમ કહે એ રીતે પોષો પાળ્યા પહેલા તો સાકરનુ પાણી પણ થઈ જાય, આથી દોષ લાગે છે જો બરાબર સમજતા હો, જૈનદર્શનની સામાયિક કરવી હોય, તો સામાયિકમા કોઈ પ્રભાવના કરવા કે લેવા ઉઠશો નહિ અરે! રત્ન વહેચાતા હોય તો પણ ન જોઈએ, એમ દરેકના આત્મામા થઈ જવુ જોઈએ,

તેજીને ટકોરો બસ હોય, ડફણા તો ગધેડાને હોય તમને પૈસાની એટલી બધી લત શેની લાગી છે! પૌષધ–સામાયિક કરો, છતા તૃષ્ણાનો પાર આવતો નથી ધર્મમા ધાડ ન ઉઠાડો અઠાઈના પચ્ચક્ખાણ લેનારને હોટલમા નાસ્તો કરતો ભાળો તો પકડોને! કે તુ આ શુ કરે છે! પચ્ચક્ખાણ નથી લીધા તે ગમે તેમ વર્તી શકે પણ જેણે પ્રત્યાખ્યાન લીધા છે, તેને હવે બે ઘડી સામાયિકમા બેસી રહેવાનુ હોય સસારી પ્રવૃત્તિઓ કરાય નહિ પૌષધવ્રતમા ચોવીસ કલાક પૂરા આત્મ-ધ્યાનમા ટકી રહેવુ જોઈએ પૌષધ લીધો સવારના આઠ વાગ્યે, પાળી લ્યો છ વાગ્યે, તેમ ન હોવુ જોઈએ પૌષધવ્રતમા ચોવીસ કલાકની નિવૃત્તિ લીધી છે, માટે સાચુ જીવન જીવતા શીખો ઉમદા જીવન જીવશો તો તમારા જીવનનો બીજા ધડો લેશે બાકી જેણે જીવનમા કાળા ડાઘ લગાડયા છે. તેને ડગલે ને પગલે સીદાવાનુ જ રહે છે અને નિદ્રા માટે ઘેનની ગોળી લેવી પડે છે કારણ કે, કાળા કામો કર્યા છે તે નજરે તરવરે

છે, તેથી હૈયું ધડક ધડક થાય છે, એની તબિયત પણ સારી રહેતી નથી **चित्तायत्तं नास्ति शरीर धातवम्** શરીરને શાતા વળતી નથી કઇકના સોનાની છરીએ ગળાં કાપ્યા છે તે પાપો છાતીએ ચડી બેસશે. માટે સમજીને હાપે રસ્તેથી પાછા વળજો.

પ્રારબ્ધમાં લખ્યા એ તે જ મળવાનું છે પુણ્ય-પાપ ઉપર શ્રદ્ધા છેને? જે પુણ્ય-પાપને ઓળખનાર છે, તેને કૂડ કપટ કરવાના પરિણામો થાય જ નહિ, પુણ્યોદય હશે, તો અનેકમાંથી તું મુગાઈશ-સોદો પાર પડી જશે પુણ્યોદય હશે તો ગમે તે રીતે મળી રહેશે અને જો પુણ્યોદય નહિ હોય તો ગમે તેટલું કરીશ છતા પણ મળશે નહિ **संतोष तुल्यं धनमस्ति नान्यत्** તો પછી કાવત્રાં શાને કરવાનાં હોય! જૈનશાસન ઉપર વિશ્વાસ છેને!

દીપક શ્રદ્ધાનો મારો પ્રગટાવો, પવિત્રતાની જ્યોત જગાવો,
એ જો દીપક ના બુઝાય નહિતર પાર નહિ પહોંચાય,
ભૂલ્યા જીવને ઉપકારી, એ જ્ઞાની ગુરુજી
ઓપો નહિ એ જન્મમાં સાર સમજ્યા હઇ ને માથે ભાર
ભૂલ્યા જીવને ઉપકારી એ જ્ઞાની ગુરુજી

જે શ્રદ્ધાનો દીપક પ્રગટાવે છે તે પવિત્ર છે, નહાવાથી કે પાવડર લગાવાથી પવિત્ર થવાનું નથી સત્યવાદી પવિત્ર છે આખી જિંદગીમાં જૂઠું ન બોલ્યા હોય તેવા કેટલા નીકળશે! જ્ઞાની કહે છે **सत्यं वद** અસત્યને ત્યાગો અને સત્યતાને અપનાવો નાના બાળકને પણ શિખામણ દેવી કે જૂઠું બોલીશ નહિ. સાધુને ક્રોધથી, માનથી, લોભથી ભયથી, હાસ્યથી જૂઠું બોલવું નહિ, બોલાવવું નહિ અને બોલનારને

અનુમોદવું નહિ એમ ૩૬ ભાંગાથી બીજુ વ્રત પાળવાનુ છે માટે હે પુત્ર ! હંમેશને માટે સત્યનો સહારો લેવો બહુ જ દુષ્કર છે

શિષ્ય ગુરુ પાસે પ્રાયશ્ચિત લેવા આવે, ત્યારે કપટ કરે, ગુરુ એક વાર બોલાવે, બીજી વાર બોલાવે, ત્રીજી વખત બોલાવે છતા જે પાપ દશ વખત સેવ્યુ હોય તે પાચ વખત સેવ્યાનુ કહે, તે દોષીત છે આચાર્ય મહારાજ પાસે સભ્યતા-પૂર્વક ખૂલ્લા દિલથી પ્રાયશ્ચિત લેવાનુ જોઇએ પ્રાયશ્ચિત લેતા માયા કરે તો એક માસનુ પ્રાયશ્ચિત હોય તેને બે માસનુ આપવુ પડે

**सुद्धं रवइ परिसाए अह रहस्सम्मि दुक्कड करेति**
**जाणन्ति यणं तहाविउ माइल्लं महासढेयंति ॥१८॥**

સૂયગડાગ અ ૪ ઉ ૧

પરિષદની અદર શુદ્ધ ભાષા બોલનારો, સાચા માર્ગની વાત કરનારો, પણ ગુપ્ત રીતે પોતે ખરાબ પાપ સેવતો હોય, તો તે મહાધૂર્ત (ચોર) છે, માયાવી છે જ્ઞાનીઓ તો બરાબર જાણે છે પણ પેલો શિષ્ય પાપ એમને એમ ઢાકે તે કેટલા ગણુ થશે ? પ્રાયશ્ચિત લેનારે જેવુ હોય તેવુ કહી દેવું જોઇએ

કોઈ એક બ્રાહ્મણે, માસભક્ષી મિત્રના સગદોષથી એક વખત મચ્છીનો ઉપયોગ કર્યો મચ્છીમારો માછલી પકડવા ગોળીઓ નાખે છે અને તેની અદર કાટો રાખ્યો હોય છે માછલી તો રંધાઈ ગઈ પણ કાટો ખાવામા આવતા, બ્રાહ્મણના ગળામા ખૂચી ગયો આથી બ્રાહ્મણ બહુ આકુળ-વ્યાકુળ થઈ ગયો ડોકટર પાસે ગયો, ડોકટરે બરાબર

તપાસ કરી કહ્યું, કે તમને કંઈક ખાવામાં આવી ગયું લાગે છ માટે ખરેખર જે હોય તે બોલો, તો જ ઉપચાર થઈ શકે બ્રાહ્મણ મુઝાવા લાગ્યો જો સાચી વાત કરીશ, તો ફજેતો થશે માછલી ખાધી છે તેમ કહું, તો કુટુમ્બીઓ નાત બહાર મૂકી દેશે. નહિ બોલુ તો મરી જઈશ અતે વિચાર કરી ડોકટરને કહ્યું, કે, ભાઇ સાહેબ ! વાત જરા ખાનગી રાખજો, મે માછલી ખાધી છે તેનો કાંટો ગળામા ખૂંચી ગયો છે ડોકટર કહે, હવે સાચુ બોલ્યા એ એટલે ઉપચાર થશે, નહિતર આમને આમ મરી જાત કહેવાનો મુદ્દો એ છે કે પાપાચરણ કર્યું હોય તે ડોકટર સમાન ગુરુદેવ આચાર્ય પાસે જેમ હોય તેમ કહેવું પડે છે

અજ્ઞાન અવસ્થામાં પાપ થઈ ગયુ હોય, તેનું પ્રાયશ્ચિત ગુરુ આપે છે, પણ બધાં પાપ જેમ છે તેમ ગુરુ સમક્ષ પ્રકાશમાં લાવવા જોઈએ જ્ઞાનીઓ તેથી જ કહે છે કે મદ્ય માકરસ સગેણ કુસંગીઓનો સંગ કરશો નહિ, શ્રદ્ધાના દીપકને જલતો રાખો સદાચારવાળું જીવન તે જ સાચુ જીવન છે ભગવાન કહે છે તમારુ જીવન એવું હોવું જોઇએ, કે જાણે સ્ફટીક મણિ, જેવું બહાર તેવું અંદર રાખો મોઢેથી મીઠડા અને અંદર જુદી વાત તેમ ન હોય લાખો મણ રૂના ઢગલામાં દિવાસળીની આખી પેટી પડી ગઇ હોય તો કંઈ નુકશાન થતુ નથી. પણ એક દિવાસળીનો તણખો પડે, તો લાખો મણ રૂ ભસ્મીભૂત થઇ જાય છે તેમ પ્રાયશ્ચિત લેવુ છે, લેવું છે એમ કરતા વરસો થઇ ગયો પણ પશ્ચાતાપની એક જ ચિનગારી પ્રગટાવો તો કર્મના ગંજ બળીને ખાખ થઈ જશે ઝડપી કામ લેવુ જોઇએ આમને

આમ રહી જશો, તો પાપ તમારી સામે ઊભાં થશે. સબોહણામાં કહ્યું છે –

**महालया आराम सुलोअणाइ, जंवज्जदिट्ठीअ विलुक्कमाणं ।**
**मोह समुत्तेइ तमेव वत्थुं, वेरग्ग-लच्छि पुण अंतरप्पा ॥७॥**

મોટાં મકાનો, સારા બાગબગીચાઓ, સુદર નયન વાળી સ્ત્રીઓ અને બાળકોને બાહ્ય દ્રષ્ટિથી અવલોકન કરનારને મોહ ઉત્પન્ન થાય છે અને અતરગ દ્રષ્ટિ કરનારને તે જ વસ્તુઓ વૈરાગ્યરૂપી લક્ષ્મીનુ કારણ બને છે મોટી મહેલાતો, કે સુદર લોચનવાળી સ્ત્રીઓ અહીં જ પડી રહેશે, કોઈ સાથે આવશે નહિ, ફક્ત પુણ્ય અને પાપ જ કરનારની પાછળ જશે, માટે જ્ઞાનીઓ કહે છે, કે તમારા અતરમા દુષણો ચોરની માફક છૂપાઈને બેઠા છે, તેને યુક્તિપૂર્વક પકડી બહાર કાઢો

કોઈ એક રાજા ભોજન કરવા બેસે છે જમવા માડે પણ જેટલુ પિરસાયુ હોય તેટલુ જમી ન શકે શરીરે એકદમ દૂબળો થઈ ગયો ગમે તેટલુ ખાવા છતા શરીરે દૂબળો થતો ગયો પ્રધાનજીએ વાત જાણુતા પૂછયુ, તમે રોજ દૂબળા કેમ પડતા જાઓ છો ? રાજા કહે, કે જે મારા ભાણામા પિરસાય છે તે અદ્રશ્ય રીતે કોઈક લઇ જતુ હોય તેમ લાગે છે, કારણ કે જે વસ્તુ પિરસાય છે, તે હુ ખાઉ નહિ તે પહેલા ઉપડી જાય છે ઉદર ઉણુ ને ઉણુ રહે છે પ્રધાન કહે, તમે ચિતા કરશો નહિ ચોરને અમે બરાબર પકડી પાડીશુ

બીજે દિવસે, આખાય ઓરડામા ઝીણી રજ પથરાવી દીધી જમવાનો સમય થયો, તે પહેલાં ચોર આવ્યો રજમા પગલા દેખાણા એટલે તરત જ દ્વાર બધ કરી દીધા પછી

અ દરથી ધુમાડો કર્યો આથી ચોર જે અ જન ગુટિકા આંખમા આંજી આવતો હતો તેને આખમા પાણી આવતાં, અ જન બહાર નીકળી ગયુ, અને પોતે પ્રત્યક્ષ થયો એટલે પકડી લેવામા આ યો કહેવાનો મુદ્દો એ છે કે પ્રયોગથી ધુતારા ચોરને પકડવાની જેમ જ, સૂક્ષ્મમા સૂક્ષ્મ દોષ હોય તો પણ સાવધાની રાખવામા આવે, તો પકડાઇ જાય છે સાવધાન બનો અ દર ચોર ક્યાં લગી બેસાડી રાખશો ?

જ્ઞાનીઓ કહે છે હમેશા અપ્રમત્ત દશામા વિચરો । અજ્ઞાન અવસ્થામા ભૂલ થઈ ગઇ પણ તેને હવે સ ઘરવી નથી. ઇર્ષા, પ્રપચ એ બધા રાખવા જેવા નથી આરોગ્ય બોધિ લાભ બોલો છોને ? આરોગ્ય પ્રાપ્ત કરવું હશે, તો આ દોષોને સમૂળગા ટાળવા જોઈશે. બે ઘડીની સામાયિક કર્યે કૃતાર્થ થઇ ગયા તેમ ન સમજશો. જ્ઞાનનો દીપક બુઝાય નહિ તેનો સતત ખ્યાલ રાખજો શ્રદ્ધામા પરિશ્રમનુ તેલ પૂરો શ્રદ્ધાની જ્યોત જલતી રાખો. શ્રદ્ધા વિના ચારિત્ર નથી અને ચારિત્ર વિના મોક્ષ નથી. આ પ્રકારની અવગણના કરીને જેઓ પ્રકાશની દિશામા ગતિમાન રહે છે તેઓ પ્રગતિના પ થે પહોચ્યા વિના રહેતા નથી.

વીતરાગના માર્ગ પ્રત્યે જેને શ્રદ્ધા પ્રકટી છે, તે કદી પણ જૂઠું આચરણ કરતો નથી. અઢીસો વર્ષ પૂર્વે, મસ્લીક શેઠ કલકત્તામા થઈ ગયા જે કદી પણ જૂઠું બોલતા જ નહિ. ઘરાકને પણ એવી ખાત્રી હતી કે શેઠ કદી પણ જૂઠું બોલે જ નહિ.

એક વખત મલીક શેઠ હજારો રૂપિયાનો માલ ભરી ઘાટ ઉતરતા હતા તેવામા આધિયા લોકો ચડી આવ્યા.

અને શેઠને લૂટી લીધા ચાચિયાના સરદારે કહ્યુ, જે હોય તે આપી દે મલીક શેઠે બધુ આપી દીધુ શેઠ અને નોકર કિનારે ઉતર્યા બન્ને જણા ચાલવા લાગ્યા ત્યા શેઠની નજર હાથની વીટી પર પડી શેઠને થયુ કે, મને બધુ જે હોય તે આપી દેવાનુ ચાચિયાએ કહ્યુ હતુ, પરતુ હુ બોલ્યો કે મારી પાસે કઇ નથી અને આ દશ હજારની વીટી તો આગળી ઉપર રહી ગઇ આટલા પૂરતુ પણ સત્યનુ ખૂન થાય તે ન પાલવે ચાચિયાઓ હજુ તો ચાલ્યા જતા હતા, ત્યા તો તેમને સાદ કરી બોલાવ્યા શેઠે કહ્યુ 'તમે પૂછ્યુ હતુ કે કાઇ બાકી નથીને ? તે વખતે મે ના કહી હતી પણ પછી ધ્યાન પડયુ તો હાથની આગળીમા વીટી રહી ગઇ છે, માટે આને લઇ લ્યો' શેઠની આ વાત સાભળી ચાચિયાનો સરદાર દિગ થઇ રહ્યો આપણે ઘણાને લૂટયા પણ આવો માણસ કોઈ મળ્યો નથી આનુ પચાવવુ તે કાચો પારો પચાવવા સમાન છે સરદારે બધા માણસોને પાછા બોલાવ્યા અને કહ્યુ આ શેઠ નીતિવાન માણસ છે આનો માલ આપણુને પચે નહિ માટે માલ પાછો સોપી દો ચાચિયાઓના હૃદયનુ પરિવર્તન થઈ ગયુ ઉપદેશના ટનેટન કરતા આચારની એક કણ મહાન છે જે કામ ઉપદેશ દેવાથી ન થાય તે આચરણ કરી બતાવવાથી થાય છે ચાચિયાનો સરદાર શેઠના પગમા પડયો અને હવેથી ચાચિયાનો ધધો છોડી દેવાની પ્રતિજ્ઞા લીધી

માતા મૃગાપુત્રને કહે છે 'હે પુત્ર ! જિદગી પર્યંત આવુ સત્યવ્રત પાળવુ દુષ્કર છે, માટે તુ સસારમા રહી, ધર્મ ધ્યાન કર, પરતુ દીક્ષા ન લે વળી પણ માતા શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે

## વ્યાખ્યાન ૭૫ મુ

સંવત ૨૦૨૦ આસો સુદિ ૧ મંગળવાર, તા. ૬-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાંત પ્રરૂપ્યાં ઉત્તરાધ્યયનનાં ઓગણીસમા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

दंतसोहण माइस्स, अदत्तस्स विवज्जण ।
अणवज्जेसणिज्जस्स, गिण्हणा अवि दुक्कर ॥२८॥

પરમકૃપાળુ પરમાત્માદેવે ઉત્તરાધ્યયનસૂત્રમાં સુંદર ભાવો મૂક્યા છે જીવ એ ગ્રહણ કરે, તો સંસારનો અંત આવ્યા વિના રહે જ નહિ માતા મૃગાપુત્રને સાધુપણું શું વસ્તુ છે તે સમજાવી રહ્યાં છે સાધુજીવન ઉમદામાં ઉમદા શ્રેષ્ઠ જીવન છે એ જીવન ઉપરના વેષ પૂરતુ નથી પણ અંતરના ભાવ સહિતનું છે ત્રીજા વ્રતની વાત કરતા માતા કહે છે દાંત ખોતરવાની તુચ્છ સળી જેટલુ પણ સાધુથી આજ્ઞા વગર ન લઈ શકાય અને બીજી કોઈ પણ અણુ દીધેલ વસ્તુ સાધુથી લેવાય નહિ. સાધુએ તો નિરવદ્ય એષણા સમિતિ પૂર્વક જીવન જીવવાનું છે એ ઘણુ દુષ્કર છે ગામને વિષે નગરમાં પૂર પાટણ કે અટવીમાં હોય, અલ્પ નાનું, મોટુ સચિત-અચેત કોઈ પણ ચીજને અદત્ત ગ્રહણ કરાય નહિ. પોતે ચોરી કરે નહિ બીજા પાસે ચોરી કરાવે નહિ અને ચોરી કરનારને અનુમોદના પણ ન આપે એવી પ્રતિજ્ઞા સાધુ જીવનમાં લેવાની રહે છ

સગ્રહ પણ મોટી ચોરી છે. જરૂરિયાત કરતા વિશેષ સગ્રહ રખાય નહિ, ચોરી કરનાર અવિશ્વાસને પાત્ર બને છે, તેનો કોઇ સગ કરતુ નથી તમારે નોકર રાખવો હોય, તો રૂડો રૂપાળો કે રૂષ્ટ પુષ્ટ હોય, તેને રાખો કે ચારિત્રવાનને? દુકાન કે ઘરમાથી કોઈ વસ્તુ ઉપાડી જાય નહિ, એવી ખાત્રી બેસે, દિલ તથા હાથનો ચોકખો હોય, તે ઓછુ કામ કરતો હશે, છતા પણ તમે તેને નોકર તરીકે રાખશો પણ જે ચોરી કરવાની આદતવાળો હોય, 'કોઇ મને જોતુ નથી,' તેમ કરીને લઈ જાય, બહારથી પ્રમાણિકતા દેખાડે પણ અદર ચોરીની વૃત્તિ હોય, તેને કોઈ નોકર રાખે નહી તેવી રીતે પાપ (ચોરી) કરવાની આદતવાળા શિષ્યો (શ્રાવકો) ગુરુને પોસાતા નથી ચોરી કરવાથી શુ નુકશાન થાય છે, તે જાણો છો?, હા, જાણો છો તો પછી કાળાબજાર આદિ પાપ કેમ કરો છો? પાપને પાપ માનવા છતા ત્યાગ કેમ નથી થતો?

છોકરામા કુસસ્કાર પડયા હોય, ઘરમાથી દશ તોલા સોનુ લઇ ચાલતો થાય તો માબાપ, જાહેરખબર છપાવશે, છોકરામા જે કુસસ્કાર પડયા, તે માબાપને ખૂચે છે કેટલીક છોકરીઓ ઉન્મત્ત થઈ, પ્રેમી રાખી, પત્રો લખ્યા કરે, પછી ચોરીના ધધા કરે, એ માવતરને ગમે ખરૂ? ના, તેમ જૈન થઇને આ શુ? કોના ઘેર અવતાર પામ્યા છો, મહાવીરના સતાન અપ્રામાણિક હોય ખરા? ના, પરતુ આજના માનવીને શ્રેય-અશ્રેયનુ ભાન જ નથી જોરશોરથી પાપ કરી રહ્યા છે બિલાડીને દેખી કબૂતર આખ મીચી જાય છે તો શુ બિલાડી છોડશે ખરી? ના, તેમ આખમીચામણાથી પાપ

કરો પણ તમારો આત્મા તો બધું દેખી રહ્યો છે પાપ ભોગવ્યા વિના છૂટકો જ નથી.

માણસ પાપ કરી, છાકપીછોડો કરે છે, પણ પાપ તો જ્યા દાટ્યા હશે ત્યાંથી ડોકા કાઢશે, ત્યારે તમને એમ થશે, કે આ સોમાંથી સાલા કયાથી નીકળ્યાં? પડીકમા ભેગે વાળી ગયો અને ઉપાડી ગયો, એ સી હજારની રકમ મુનીમ લઈ ગયો હવે શુ કરે? ફરિયાદ તો થાય નહિ. અને જાહેર કરવા જાય તો પોતે જ ફસાઇ જાય માટે ચોરી-કપટના-ધધા છોડી દો, કૂડા-તોલ-માપલા રાખશો નહી ગોળના માટલા ઉપર એક મણ પાચશેર લખેલુ હોય, પણ ગોળ મકોડા ખાઈ ગયા છે તેવી રીતે, શ્રાવકના નીતિ ગુણ ચાલ્યા ગયા નામના લેબલ રહી ગયાં છે પહેલા પાયો નીતિ તે ધર્મનો પાયો છે કરવી છે અનીતિ અને નીતિમા ખતવવું છે પાપમય ધધા કરવા છે, અને ખપવું છે પુણ્ય શાળીમાં ભજવાને સાધુ માટે પણ કહ્યુ છે સ સાર છોડયો દીક્ષા લીધી સ યમપથે પડયો શરીર એકવડિયુ હોય પણ ત્રણ વખત ખાવા જોઇએ તેમ છતા કોઈ પૂછે કે તમે તપસ્વી લાગો છો. ત્યારે સાધુ જવાબ આપે, કે સાધુ તો સદાય તપસ્વી જ હોય! એમ બોલે પણ મારા શરીરનુ બંધારણ એવું છે એમ ન બોલે તે પોતે તપ કરતો નથી, છતા તપસ્વીનુ બિરુદ ધરાવે તે તપનો ચોર છે તે કુસાધુ મહામોહનીય કર્મને બાધે છે મહામોહનીય કર્મ બાંધવાના ત્રીસ સ્થાનો છે તે માહેનુ આ એક સ્થાન છે બાર મહિને એક સ વત્સરીનો ઉપવાસ કરવાનો, તેમા તપસ્વી થઈ ગયો!

સુશ્રાવકજી ધમપ્રેમી એમ તમને લખવામા આવે,

પણ તે ઉપમાને 'હુ લાયક છુ, કે નહિ,' તેનો કોઈ દિવસ વિચાર કર્યો છે? પચમહાવ્રત માહેલા, કોઈ ગુણ હોય જ નહિ, તો પછી તેને સાધુ કેમ કહેવા? બહુસૂત્રી ન હોય અને બહુસૂત્રીનુ બિરુદ ધરાવે, પ્રશ્નો પૂછીએ ત્યા ચૂપ થઇ જાય કેમ ભાઈ? તો કહેશે, હમણા તબિયત ઠીક નથી અને પ્રશ્નનો જવાબ કોઈ આપી દે તો કહેશે, કે એ તો, અમને આવડતુ હતુ

કોઇ એક ભાઇ, તાજા જ પરણીને આવ્યા પાડોશમા રહેતી વૃદ્ધ ડોશીને વિનતી કરી, કે મારી પત્નિ નવી–સવી છે, કાઇ પણ રાધવાના અડચણ પડે, તો સલાહ આપજો માજી તો સલાહ આપે, ત્યારે આ બાઇ એમ કહે, કે એ તો મને આવડતું હતુ વિનય તો કરવો નથી પોતે જાણે છે, એવુ ગુમાન કરે, રોજ આમ થાય છે ગુમાન કરનારનુ જીવન સ્મશાન જેવુ બને છે ડોશીને થાય છે, કે આ બાઇને સલાહ આપવાનો ગણ નથી, કારણ કે જ્યારે ને ત્યારે એમ જ કહે છે, કે એ તો મને આવડતુ હતુ એક વખત દશેક મહેમાન આવેલા તેના પતિએ દૂધપાક બનાવવાનુ કહ્યુ બાઈ પેલી ડોશીમાને પૂછવા ચાલી, કે દૂધપાક બનાવવો છે, તે કેવી રીતે બનાવવો?

માજીએ, જાણ્યુ, કે આજ ઠીક લાગ આવ્યો છે, હવે મારે તેની ખોડ ભૂલાવવી માજીએ તો સલાહ આપી, કે દૂધ લેવુ, તેમા હળદર, મીઠુ, ધાણાજીરૂ, નાખવુ અને ઉકાળવુ એટલે દૂધપાક સરસ બની જશે બાઇ ગુમાનથી બોલી આ તો મને આવડતું હતુ મારા પિયરમા ઘણીવાર બનાવ્યો છે

માજી કહે ભલે, વહુબા! પિયરમાં બનાવ્યો હોય તો બનાવજો બાઈએ દૂધપાક બનાવ્યો. બધા સંસ્કારો માજીએ કહ્યા તે કરી લીધાં જમવા સમયે ભાણાં પડ્યાં પીરસવા માંડ્યું ત્યાં તેનો પતિ કહે. 'આ શું! દૂધ ફાટી ગયું લાગે છે કોને પૂછીને દૂધપાક કર્યો હતો?' સ્ત્રી કહે માજીને પૂછીને. તેમના કહેવા પ્રમાણે જ દૂધપાક કર્યો છે

માજીને પૂછયું તમે આ શું બતાવ્યું! મારી આબરૂ ઉપર પાણી ફેરવ્યું હવે મહેમાનોને જમાડવા કેવી રીતે? ભાઈ તારી વહુને બધું મ આવડે છે જ્યારે બતાવું ત્યારે કહેશે કે એ તો મને આવડે છે તેનું ખોટું ગુમાન ઉતારવા મે ઊંધી સલાહ આપી છે કહેવાનો મુદ્દો એ છે, કે અબહુશ્રુતિ થઈ બહુશ્રુતિનું બિરુદ ધરાવે તે મહામોહનીય કર્મ બાંધે છે અબ્રહ્મચારી થઈ બ્રહ્મચારીનું બિરુદ ધરાવે, ગાયોના ટોળામાં ગધેડા માફક ફરતો હોય તેવા જીવો મહામોહનીય કર્મ બાંધે છે સોનીના ધંધામાં—

> તાકામાંથી વાર ચોરે કાપડિયો પણ ચોર
> વારમાંથી તસુ ચોરે દરજીડો પણ ચોર
> દવા કહીને પાણી આપે ડૉક્ટર પણ ચોર
> ફાકી કહીને માટી આપે, વૈદો પણ ચોર,
> આ સમયમાં જ્યાં જુઓ ત્યાં ચારે બાજુ ચોર

દરજીના ધંધામાં કઈક કાપી લે. એવું બહાનું ચાલ્યું છે કે જેનું માપ નથી. આવા પાપના ધંધા કરી ક્યે ભવે છૂટાશે! ડૉક્ટર દવાને બદલે પાણી આપે, વૈદ ફાકીને બદલે ધૂળ આપે, જ્યાં જુવે ત્યાં ચોરીના જ લક્ષણ પડી ગયા છે.

"કેમ બેઠા ઉદાસી તો કહેશે કે ન મળ્યો વિશ્વાસી,"

પછી અહીં મુહપત્તિ બાંધી બેસી જવુ છે, પણ આ મુહપત્તિ લજવાય છે, તમે કોણ છો? કોને પગલે ચાલનારા છો? ભગવાને સ સાર તજીને સર્વ વિરતિને પ થ લીધો, તો તમે દેશ વિરતિમા ગાબડા શીદ પાડો છો! ઉમદા જીવન જીવવા પહેલા દ્રઢ મનોબળ કેળવવુ જોઇશે કેટલાક સાધુ વળી એમ કહે, કે અત્યારે તો પાચમો આરો છે, અમે ન બને તે નથી પાળતા એમ અમે ચોકખે ચોકખુ કહી દઇએ છીએ ચોકખુ કહે છે, એટલે શુ સારૂ કરી રહ્યો છે! સાધુ થયા પછી નહાઇએ છીએ, લોચ થતો નથી, તેથી અસ્ત્રો વાપરીએ છીએ, તો તે શુ સારૂ કર્યું કહેવાય! આટલી મુશ્કેલીઓ છે તેની ખબર પહેલેથી જ હતી

સાધુને "નગ્નભાવ મુ ડભાવ સહ અસ્નાનતા" અસ્નાન વ્રત જિ દગી પર્ય તનુ હોય જો સ્નાન કરવુ હતુ, તો ઘેર બેસી રહેવુ હતુ વિહારમા ચલાતુ નથી, એટલે મોટર વાપરશુ બધાને સ ભળાય તે માટે વ્યાખ્યાનમા લાઉડસ્પીકર જોઇશે આમ વ્રતમા છીડા શા માટે? કેટલાએક એવુ બ ધારણ બાધે, કે લાઉડસ્પીકર વાપરો પછી પ્રાયશ્ચિત લઈ લેવુ પ્રાયશ્ચિત ગુન્હાનુ હોય, પણ જાણી જોઈને પાપ કરવુ, પછી પ્રાયશ્ચિત કરવુ, તે તો પહેલા ભોજનને અશુચિથી ખરડવુ ને પછી સાફ કરીને વાપરવુ તેના જેવી બાલિશતા છે લાઉડસ્પીકર વિજળીના પાવર વિના ચાલે નહિ પાવર, પાવરહાઉસમાથી આવે છે, ત્યા પાણીના કુ ડમા લીલફુગ, માછલા વગેરે જીવો હોય, તેના ધોધમાથી વિજળી બનતી હોય છે, તેમા કેટલી છકાયની હિ સા થાય છે? આવી છકાયની થતી હિ સા ચલાવી લેવી, ને પછી પ્રાયશ્ચિત લેવુ

તેવો ઉપદેશ સાધુનો ન હોય હિંસા તો મહાન ઘાતક છે

કેટલાકથી ચારિત્ર પળતુ નથી પાસત્થા થઈ ગયા છે તેને કોઈ પૂછે ત્યારે કહે, કે માગ તો આજ સાચો છે પણ મારાથી પળાતો નથી. એટલે લાચાર છુ, એમ બતાવનારની શ્રદ્ધા સાચી છે પણ ચારિત્રમા ફેર છે પણ ખાવાના લોલુપી આજીવિકા ચલાવવા નીકળ્યા છે તેનું નીકળવું ધિક્કારને પાત્ર છે

**રૂપસ્તેન**–રૂપનો ચોર–કોઈ કહે, કે અહો તમે તો રાજાના કુવર જેવા લાગો છો ! ત્યારે પોતે રાજકુવર ન હોય, સાધારણ ગરીબ ઘરનો હોય છતાં કહે અમારે ત્યા તો કાચુ રાજવરૂ હતુ સાચી હકીકત છુપાવે

**આચારભાવનો સ્તેન** – આચારમા શિથિલતા રાખે. દિવસે દિવસે આચારમાં છૂટ મૂકતો જાય આવા પાસત્થા કરતા શ્રાવકો સયમમા ઉત્તમ છે શ્રાવકને પણ આઠમ કે પાખીની તિથિએ પોષોકે આયબિલ કરવાની વૃત્તિ થાય છે જ્યારે આતો સાધુ થયો એટલે જાણે બધી છૂટ ૧૨ મહિને એક સવત્સરીનો ઉપવાસ પણ પરાણે થાય પાચ પરબી તિથિમા શ્રાવકને લીલોતરી ન ખપે પણ સાધુના પાત્રામા હોય તો તે સાધુ ચઢયો કે ઉતર્યો ! લૌકિક વ્યવહારમા પણ આ અજુગતુ લાગે છે

વરસાદ અચિત પાણીનો છે એમ કેવળજ્ઞાનમા જોતા હોય દેવનો વરસાવેલો છે મુનિને માસખમણનુ પારણુ છે, છતા કેવળી ગુરુ મુનિને હુકમ ન કરે કે વહોરવા જાવ, કારણ કે કેવળી ભગવાન પણ શુદ્ધ વ્યવહારને પાળે છે

આચારભાવનો સ્તેન જે કપટ રાખીને વ્યવહાર પાળી રહ્યો છે તે દભી છે અને બીજા પવિત્ર મુનિને પણ આપ-સમાન માની બેસે છે ચાના વ્યસનવાળો ચાની બાધા લેનારની પાછળથી નિંદા કરે છે કોઈને ચા વગર ચાલે નહિ બાધા ભલેને કરે, માત્ર દેખાવ કરે છે, પણ પાછળથી છાનામાના પીતા જ હોય પણ શુ તારાથી પ્રતિજ્ઞા ન પળાય એટલે કોઈથી ન પળાય ! આવો આચારભાવનો સ્તેન પોતે આચાર ન પાળે ને પાળનારની નિંદા કરે તે કિલ્વિષી દેવ પણે ઉત્પન્ન થાય છે ઇન્દ્ર આદિ સામાનિક મહર્દ્ધિક મહાજ્યોતિવાન દેવ ન થાય, હલકી કોટિનો દેવ થાય માનવમા જેમ ભગી, તેમ દેવકોટિમા આ કિલ્વિષી દેવની કોટિ છે પરિષદમા બોલવા ઊભો થાય, ત્યા બે ચાર દેવ ઊઠી એકદમ તેને બેસાડી દે બેસ, બેસ, તારુ બોલવુ અમારે સાભળવુ નથી પૂર્વભવમા છીડા પાડયા તેના આવા પરિણામ હોય છે ત્યાથી ચ્યવીને તિર્યંચ ગતિમા મુકાઈ જાય વળી ત્યાથી નારકીમા એમ ચારિત્રમા ગોટા ઊભા કરનારની સ્થિતિ ભયકર થાય છે તેને સપૂર્ણ જ્ઞાન, દર્શન, ચારિત્ર, રત્નત્રયની પ્રાપ્તિ અતિ દુર્લભ થઈ પડે છે માટે જ્ઞાનીઓ કહે છે કે, તમે જેવા છો તેવા પ્રકાશમા આવો **આચાર, એ પ્રથમ ધર્મ છે.** દ્વાદશાગીની રચના કરી, તેમા પહેલુ સૂત્ર આચારાગસૂત્ર રચ્યુ છે

આજે તો જડ જુદુ અને ચેતન જુદુ, એમ બોલનારો રાત્રી ભોજનનો ત્યાગ નથી કરી શકતો એવા જડમા લેવાઈ શુ ગયા છો ? શ્રીમદ્ રાજચદ્રને કોઈએ બીડી ફૂકતા ફૂકતા પૂછ્યુ કે કવિશ્રી મોક્ષે કેમ જવાય ?

થીમકે જવાબ આપ્યો કે આમને આમ

જીવને બંધાણુ થઈ પડયા છે વાતોનું બંધાણ, વ્યાખ્યાનનું બંધાણ એક દિવસ વ્યાખ્યાન બંધ હોય તો આકુળવ્યાકુળ થાય ઝટ કોઈકને બોલાવી લાવો, વ્યાખ્યાન સાંભળવું છે કલાક પૂરી કરવી છે પણ,

કથા સુણી સુણી ફૂટયા કાન
તોય અખા ન આવ્યું બ્રહ્મજ્ઞાન

વ્યાખ્યાન સાંભળી જીવનમાં ન ઉતાર્યુ તો અમારે તો તમને ફક્ત બંધાણી જ સમજવાને 'जं सोच्चा पडिवज्जन्ति तवखन्तिमहिंसयं' સાંભળીને જીવનમા તપ-ક્ષમા, અહિંસા અંશે અંશે પણ આવવી જોઈએ. ચારિત્ર એ ઉત્તમ બીજ છે જીવન પર્યંત ધારી કરવી નહિ, એ હે પુત્ર! બહુ દુષ્કર છે

આજ્ઞા વિના સઘળી સાધના પણ બીજ નહિ ઊનારા
નવવાડે શુદ્ધ બ્રહ્મચર્ય પાળે એજ સુગુરુ અમારા,
તમે ભવને ઠેજ તમારા

વળી એટલી તુચ્છ વસ્તુ પણ સાધુથી આજ્ઞા વગર લેવાય નહિ વગ(ડા)મા ચાલતા થાક લાગે, તો શકેન્દ્રની આજ્ઞા લઈ વિસામો લેવા બેસાય જેના મકાનમા ઉતર્યો, જેને શેજ્જાતર બનવ્યો તેને ત્યા વહોરવા ન જવાય આવા કડક નિયમો બરાબર પાળે તે સાધુનું જીવન ઉચ્ચકોટિનું બને છે મહાવીર પ્રભુએ આ સંસ્થા સ્થાપી છે સૂત્રસિદ્ધાંતમા ઠરાવો છે કોઈ પણ સંસ્થા ઠરાવ વગર તો ચાલી શકે નહિ. આચારાંગસૂત્રમા ઠરાવ પાડ્યા છે નિશિથ વ્યવહાર વગેર

છેદ સૂત્રોમાં દંડ ઘડયા છે, એમ આ શાસનનુ બધારણ ઉચ્ચ પ્રકારનુ છે

આજે સચાલકો ખોટા નીકળતા આ સંસ્થા ખળભળી ગઈ છે તેના કાર્યવાહકો સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ છે

વ્રતોને બરાબર જાણો અને આચરણમા લાવો. સાધુ ન થવાય તો બારવ્રતધારી શ્રાવક બનો શ્રાવક ન બનાય તો સમ્યગ્દષ્ટિવત બનો ભગવાનનુ શાસન ૨૧ હજાર વર્ષ ચાલવાનુ છે પણ બહોળી સખ્યામા હોય, તે થોડી સખ્યામા થઈ જાય તેમ બને.

મૃગાપુત્રને માતા ત્રીજા વ્રતની દુષ્કરતા સમજાવી રહ્યાં છે વળી પણ શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૭૬ મું

**સવત ૨૦૨૦ના આસો સુદિ ૨ ને બુધવાર તા. ૭-૧૦-૬૪**

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલ વસ્તુ અહીં નાથે સિદ્ધાત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

> "विरइ अबम्भचेरस्स, काम भोग रसन्नुणा।
> उग्गं महव्वयं बम्भं, धारेयव्व सुदुक्कर ॥ २८॥

માતા મૃગાવતી અને પિતા બલભદ્ર મૃગાપુત્રને સમજાવી રહ્યા છે, કે સયમ એ ખાડાની ધાર છે મનને જીતવુ પડે છે તેના સબધની વાત કહી રહ્યા છે બ્રહ્મચર્ય એટલે

આત્મામાં રમણતા કરવી. પોતાના સ્વ સ્વરૂપમાં ટકવું તેનું નામ ભાવબ્રહ્મચર્ય છે સાધુઓ સ્ત્રી પશુ-નપુંસક સહિત સ્થાનમાં રહે નહિ. વિજાતિનો સંગ કરે નહિ. સ્ત્રીનાં અવયવો નિરખે નહિ વિષય કથા સાંભળે નહિ વિષયોની લોલુપતા પૂર્વક ખોરાક ખાવો અને પોષાક પહેરવો એવા ભાવો કરે નહિ. કામવિકારને જીતવો એ નાનીસૂની વાત નથી બ્રહ્મચર્ય રૂપી નગર નવ કોટથી સજ્જિત છે જેને પાક ઉપર પ્રેમ હોય તેને વાડ ઉપર પણ પ્રેમ કરવો પડે છે જેવી રીતે પાકનું રક્ષણ વાડ કરે છે તેમ, ક્યારેક મન ફરી જાય વૃત્તિઓનું વલણ બદલાઇ જાય, કારણ કે જીવને અનાદિ કાળની એવી ટેવ પડી ગઇ છે, એ વૃત્તિઓને રોકવા બ્રહ્મચર્યની નવ વાડ છે

સ્ત્રી બેઠી હોય, એ આસને એકી સાથે બેસાય નહિ, સ્ત્રી ઉઠી ગયા પછી પણ બે ઘડી સુધી એ આસન ઉપર બેસાય નહિ સ્ત્રી સામે ટીકી ટીકીને જોવામાં પણ દોષ લાગે છે પૂર્વની રતિક્રિડા પણ યાદ ન કરાય સ્ત્રીનો પરિચય જ કરાય નહિ, સ્ત્રી સાથે વાત કરવાનો પ્રસંગ આવે તો નજર સ્ત્રીના પગના અંગૂઠા ઉપર રાખે. પણ આંખ સામે આંખનું મિલન ન કરાય

આજે ચલચિત્રોનો પવન જોરશોરથી વાયો છે કોણ કોની સાથે કેવી રીતે પ્રેમ કરે છે ઉઠાવી જાય છે, આ બધા કુસંસ્કાર બાલમગજમાં જલદી ઘૂસી જાય છે ભારતીય સંસ્કૃતિ કે જ્યાં સતી, સંતપુરુષો ઋષિ મુનિ ત્યાગીઓ થઇ ગયા તેઓનું આદર્શ જીવન અને ઉત્તમ ચારિત્ર મગજ ઉપર અસરકર્તા નહિ થાય પણ જે હલકુ છે તે જલદી અસર

કરી લે છે નીચે ઢાળ પ્રત્યે ઢળવાનો જીવનો સ્વભાવ છે પાણી જેમ સહેલાઇથી મોલે ચડે નહિ પણ મોલેથી નીચે ઊતરવાના સ્વભાવવાળુ છે, તેમ કુસસ્કારો તરફ જીવનુ ઢળણુ જલદીથી થાય છે કુસસ્કાર કોઇને શીખડાવવા પડતા નથી

ઉચ્ચ સસ્કાર કેળવવા માટે, પ્રથમ, ઘર તે શાળા છે અને માબાપો જ સાચા શિક્ષક છે માતા જો ઉચ્ચ વિચાર ધરાવનાર હોય, તો બાળક ગર્ભમા આવતા સુસસ્કાર ઝીલે છે બાળક ગર્ભમા આવ્યુ એમ માતાને જાણ થાય, કે તુરત ત્રણ વર્ષનુ બાળક થાય ત્યા સુધી, બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લે જ્યારે આજે વિષયાધ કેટલાક પુરુષો તેમની પત્નીને પૂરા માસ જતા હોય, છતા બ્રહ્મચર્યની બધી લેતા નથી

**મર્કટસ્ય સુરાપાન, તત્ર વૃશ્ચિક દંશન ।**
**તન્મધ્યે ભૂત સંચારો, યદ્વા-તદ્વા ભવિષ્યતિ ।।**

એક તો વાદરાનો સ્વભાવ ચપળ હોય, તેમા દારૂ પીધો એટલે તોફાન વધે, આગળ વધીને વીછીએ ડખ માર્યો અને કોઠામા ભૂત ભરાણુ પછી બાકી શુ રહે? તેમ વાદરા જેવા મનવાળા મનુષ્યો ચલચિત્રો જોઇને, કેવા અનર્થો આચરે છે? કોલેજમા ભણતા યુવાન, યુવતિઓ કેળવણી પામે છે કે, કોળવણી! આજે કોલેજમાં ભણતા યુવક-યુવતિઓ લગભગ ૮૫ ટકા જેટલા તો ચારિત્ર ગુમાવી બેસે છે લાહોરની અધિષ્ઠાત્રી પાસે પ્રમાણપત્ર કઢાવતા એવુ પરિણામ આવ્યુ, કે ૭૫ ટકા બહેનો કોલેજમા કેળવણી લેતા ગર્ભ ધારણ કરી ચૂકેલી હતી શુ કહેવુ! ન ભણે તો કઇ નહિ પણ ચારિત્ર તો ગ ધાવુ જોઇએ નહિ

સત્ચારિત્ર એ જીવનની સુવાસ છે અને કુચારિત્ર એ દુર્ગંધ છે ચારિત્રહીનનો કોઈ પડછાયો પણ લેતુ નથી. આજે યુવાન દીકરીને શિક્ષણ ભણાવે છે અને તે કઈ પરિસ્થિતિ સર્જાય છે ? ગુરુ ધણી થઈ બેસે છે કારણ કે એકાંત એ બૂરી ચીજ છે સાધુને ભમવાને એકલા ગોચરી કરવા જવાની પણ ના પાડી છે ઘરમાં બાઈ એકલી હોય ને એકલો સાધુ વહોરવા જાય, તો વ્યવહારિક દષ્ટિએ પણ બીજા લોકોને શંકાનું કારણ બને અપ્રતીતિનું કારણ બને છે, તો જ્યાં એક હિંડોળા ઉપર સ્ત્રી, પુરુષ–મિત્ર સાથે બેસતી હોય ત્યાં ગોટાળા ન થાય તો બીજુ શુ થાય ? નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલનહાર સાધુ છે શ્રાવકોએ પણ પારકા ઘરમાં જવાની ટેવ પાડવી જોઈએ નહિ સ્ત્રી સામે ઓળખાણ રખાય નહિ આજે એવા પણ સૌભાગ્યવાન સજ્જન લોકો હશે કે, પડોશમા કોણ રહે છે તે પણ જાણતા નહિ હોય આવા સત્ચારિત્રવાન લોકો જેમ સૂર્યની સામે દષ્ટિ ફેંકાય કે તરત જ નજર ખેંચી લે તેમ કોઈ પર સ્ત્રી ઉપર નજર જાય, કે તુરત જ પાછી ખેંચી લે છે પરસ્ત્રી નીરખવી તે મારો ધર્મ નથી એમ જાણે બધાં વ્રતોમાં બ્રહ્મચર્ય એ ઉત્તમામા ઉત્તમ વ્રત છે બ્રહ્મચારીને દેવ નરેન્દ્ર, સુરેન્દ્ર અસુરેન્દ્ર, બધા નમન કરે છે પૂજન કરે છે

બ્રહ્મચારીને લબ્ધિ વરે છે, બ્રહ્મચારી વિજયને વરે છે વળી જેને સાધના કરવી હોય તે બ્રહ્મચારી ત્રણ દિવસમાં જેટલુ કામ પાર પાડી શકે તે અબ્રહ્મચર્યવાળાને ઘણા વરસો લાગે છે બ્રહ્મચર્ય એ જબરજસ્ત વસ્તુ છે વરાળથી એન્જિન અને મિલો ચાલે છે એમ બ્રહ્મચર્ય એ વરાળ છે

જે વીર્ય પુત્રને પેદા કરે છે, એ વીર્યને પોતાનામા પચાવે તો કેટલા પુરુષનુ બળ પ્રાપ્ત કરે? પરતુ જે માણસો વીર્યને વેરવિખેર કરી નાખે છે, મન-વચન અને કાયાથી દોષ લગાડે છે, તેઓ પોતાના આત્માને દુર્ગતિમા હડસેલો મારી રહ્યા છે, દુર્ગતિમા પરમાધામી દેવતાઓ ધગધગતી લોખડની પૂતળીઓ સાથે આલિગન દેવરાવે છે, માટે સમજો બ્રહ્મચર્યમા દોષ લગાડનારા જીવો જૈન સસ્કૃતિનો હ્રાસ કરી રહ્યા છે જૈન દર્શન, તેમજ અન્ય દર્શનોમા બ્રહ્મચર્યનુ માહાત્મ્ય ઘણુ ગાયુ છે બ્રહ્મચારીના મુખમાંથી વચન નીકળે તે વચન સિદ્ધ થાય છે

શ્રાવકો હમેશા ‘ સદાર સતોષી ’ હોય, તેને પરસ્રીનો ત્યાગ જ હોય તેનાથી પૈસા આપી વેશ્યા સગ થાય નહિ, પરસ્રી સામે નજર સુદ્ધા પણ કરાય નહિ આજે તો દેશનુ કેટલુ પતન થઇ ગયુ છે! ભગવાને પાચમા આરાના ભાવો ભાખ્યા છે, તે અત્યારે બરાબર વરતાય છે હજુ તો ફક્ત અઢી હજાર વરસ ગયા, ત્યા તો કાળો કેર વરતાઈ ગયો છે ચારિત્રનો ખ્યાલ નહિ રાખતા જીવન હારી ગયા છે. ભારત માતાના સપૂતો ચારિત્રહીન થતા જાય છે આગળ વિધવા વહુ કે દીકરી, આઠ દિવસે એક ઉપવાસ કરતી, ઉપાશ્રયે આવતી માબાપો તેમના હાથમા સતીઓની ચોપડીઓ મૂકતા રાવણ પાસે ત્રણ ખડનુ રાજ્ય હતુ, છતા સીતાને મન, તે તણખલા સમાન હતુ રહનેમીને રાજુલ કહે છે હે રહનેમી? તુ રૂપમા નળ અને કુબેર જેવો હો કે પુરદર જેવો હો તો પણ હુ તને ન ઇચ્છુ સાધુ થયા બાદ હાડચામના પૂતળાની ઈચ્છા કરવી તને શોભે છે?

ચારિત્રને પકડે। થઇ કુચારિત્ર સેવાય ? અંધનકુળના નાગ જેવું આપણે થવાય નહિ. વમેલા ભોગને પુન ચટાય નહિ. માટે નિશ્ચય ચિત્તવાળા થઈ સંયમમાં દ્રઢ બની જા. એમ દ્રઢ ચિત્તવાળી સતીએ સંયમથી—ચારિત્રથી ખસેલા પુરુષને પાછા સન્માર્ગે ચડાવી દીધા.

મદોન્મત્ત હાથીને મહાવત અંકુશ મારી અંકુશમાં લાવે છે, તેમ જિન વચનરૂપી અંકુશથી મહાવતરૂપી સતીએ રહનેમી જેવા હાથીને ઠેકાણે લાવી દીધા બ્રહ્મચારીના સંગથી નિશ્ચલ ચિત્તથી સુંદર પરિણામી થઈ રહનેમી મોક્ષગામી થયા આવા રાજરમણીની અને ઋદ્ધિનો ત્યાગ કરીને નીકળે લાનું પણ મન ફરકી જાય જ્યાં મદો મત્ત ગજ જેવા ગોથાં ખાય ત્યાં પછી ગાડરડાંના તે શું ગજા છે ? તેથી ભગવાન ભેતવે છે, કે સ્ત્રી—સંગનો સર્વથા પરિત્યાગ કરજે વિકાર જાગે તો ચામડી ઉતરી ગયેલી સ્ત્રીને નજર સમક્ષ કલ્પવી જેથી લોહી—માંસના લોચામાં મોહને સ્થાને ઘૃણા લાગશે ! લોહીમાંસ પાસ—પરૂની ભરેલી કાયામા મૂર્ખાઓ મોહ પામે છે હંસલો તો ખાડા—ખાબોચિયા જશે નહિ.

મોતીડાનો ચારો ચરવો મૂકી દઈનેરે ચૂગવા મથે છે હાડ ચામડાં

મનવો મૂરખ થઈને રે, હંસને કર્યો છે હેરાન

ઉજ્જવલ આંખે રંગે ચાહ્ય, ઓળખતો રે,

એ શીળાને મરાળી ભાગ્યો સ્વામ

મનવો મૂખ થઇને રે હંસને કર્યો હેરાન

આત્મા હંસ સ્વરૂપી છે સત્યચારિત્ર એ મોતીનો ચારો છે તે છોડી કાગ તુલ્ય બની હાડચામમાં મોહી રહ્યો છે અજ્ઞાની જીવો આત્માનું ગુમાવી રહ્યા છે એક વખતના મૈથુનમા અસ

ખ્યાતા સમ્મુચ્છિર્મ અને નવલાખ સંજ્ઞી પંચેન્દ્રિય જીવોની ઘાત થાય છે તો પછી મન વાળીને બેસો. ભોગ ભોગવવા જતા કદી તૃપ્તિ થતી નથી. આયુષ્ય ટૂંકું છે ભોગો પાર વગરના છે. તૃપ્તિ શું વળવાની હતી ? દાવાગ્નિમા લાકડા નાખો, એટલે તે વધુ પ્રજ્વલિત થશે, પણ શાંત થશે નહિ, તેમ ઇન્દ્રિયરૂપી અગ્નિમા તેના વિષયોરૂપી ઇંધણા નાખવાથી એ વધારે સળગે છે તે પાપ બાંધી જિંદગીને હોડમા મૂકી રહ્યા છે રાત્રી–દિવસ પરસ્ત્રીનુ રટણ કરે છે.

સૂયવડાંગસૂત્રના ચોથા અધ્યયનની ૨૪મી ગાથામા ભગવાને કહ્યુ છે

**अन्नं मणेणं चिन्तेन्ति, वाया अन्नं च कम्मुणा अन्नं ।**
**तम्हा न सद्दहे भिक्खू, बहुमायाओ इत्थिओ नच्चा ॥**

સ્ત્રીઓ મનમા કાંઈ ચિંતવે અને બોલે કાંઈ, માટે હે ભિખ્ખુ ! સ્ત્રીઓનો સંગ સદા તજવો જે સ્ત્રીવેદ મળ્યો છે એ અનંતાનુબંધીની માયા કરવાથી મળ્યો છે, બોલવુ કાંઈક, ચાલવુ કાંઈક, વાત કરતા હોય ને પૂછે તો કહેશે કાંઈ નહિ માથે ઓઢણા અમથા નથી મળ્યા મિથ્યાત્વના ઘરની માયા સેવવાના પરિણામ ફળ્યા છે તમે પુરુષ થયા છો હવે ઓઢણા ન ઓઢવા હોય તો માયાને તિલાજલી દેજો સ્ત્રીઓમા માયા વિશેષે હોય છે સ્ત્રીના ચરિત્રને કોઇ પહોંચતુ નથી જો કે બધી સ્ત્રીઓ માટે આવુ હોતુ નથી ઘણી પવિત્ર સતી સન્નારીઓ ઋજુ અને સરલ હોય છે, પરંતુ બહુધા સ્ત્રીપણુ એ માયાપ્રધાન વેદ છે

આવુ સુણીને પુરુષો ફૂલાઈ ન જાતા હો ! કારણ કે ઘણા પુરૂષો સ્ત્રીઓને માથે પછાડે એવા માયાવી હોય છે

વેપારમા તેના પરચા દેખાડે છે સ્ત્રીઓ પર બળાત્કારથી અનાચારના સેવનાર હોય છે

ભરથરી રાજાના હાથમાં અમરફળ આવ્યુ ભરથરી વિચારે છે કે 'હું' જીવું અને પિંગલા મરી જાય તો એનો વિયોગ મારાથી સહન ન થાય માટે આ ફળ તો હું પિંગલાને જ આપુ સ્ત્રી પ્રત્યે કેવી આસક્તિ છે !

સાતસો રાણીઓનો સ્વામી એક પિંગલામા દષ્ટિ ફસાઈ જાય છે પિંગલાને જ સર્વસ્વ માને છે કારણ કે તેના રુપમા વિષયાધ છે છતી આખે આધળા આઠ પ્રકારના શાસ્ત્રમા વર્ણવ્યા છે તેમાં કામાધ એ પણ એક પ્રકારનું આંધળાપણુ છે,

> दिवा पश्यति न घूकः काको नक्तं न पश्यति ।
> अपूर्वः कोऽपि कामान्धो, न दिवा न नक्तं पश्यति ॥

દિવસે ઘુવડ જોઈ શકતુ નથી રાત્રીને વિષે કાગડાઓ જોઈ શકતા નથી, પરતુ કામાધ તો અપૂર્વ આધળો છે તે પાપ કરતા દિવસ કે રાત જોતો નથી. ભરથરી રાજા અત-પુરમા આવે છે, પિંગલા પ્રેમભર્યા વચનોથી સત્કારે છે

પિંગલાને રાજાએ અમર ફળ આપ્યુ રાજા ગયા પછી અશ્વપાળ આવ્યો રાણી કહે છે, આ ફળ તુ ખા કારણ કે તારા વગરનુ મારુ જીવન નકામુ છે પિંગલા વચનમા અન્ય અને કાર્યમા અન્ય છે કયા રાજા ભરથરી ? અને ક્યાં અશ્વપાળ ! છતા મોહની આખિ સાચી વસ્તુ દેખવા દેતી નથી અશ્વપાળને અમર ફળ આપી દીધુ અશ્વપાળને આ એક પિંગલા જ નથી. તેને એક બીજી વેશ્યા પણ રાખેલ

તે વેશ્યાને તે ફળ આપે છે આમ રાજાએ આપેલુ ફળ ફરતુ ફરતુ વેશ્યા કને પહોચ્યુ વેશ્યા પણ રાત-દિવસ પાપના ધધા કરનારી હતી શરીરને ભોગથી કમાવાનુ સાધન માન્યુ છે એ વેશ્યાને વિચાર થયો, કે મે કઈક પુરુષોને નમાવ્યા છે જિદગીમા ઘણા પાપ કર્યા છે હુ આ ફળ ખાઈને જીવીશ તો કોણુ જાણે કેટલાયે પાપ બાધીશ! માટે રાજા પરદુ ખભજક ગણાય છે તેને ફળ આપી, આવુ એવો મનસૂબો કર્યો.

વેશ્યા રાજા કને આવી, ચરણુમા ફળ ધરી પ્રાર્થના કરે છે, હે પ્રભુ? આ અપૂર્વ એવુ અમૃતફળ આપ આરોગો. લોક હિતના કામ કરો. રાજા ફળ જોઇ વિસ્મય પામી જાય છે. વેશ્યાને પૂછે છે, કે કઇ રીતે અને કયાથી આ ફળ આવ્યુ! સત્ય હકીકત કહે વેશ્યાએ કહ્યુ કે મહારાજ! આપને એનુ શુ કામ છે! આપ તેને આરોગી દીર્ઘાયુ બનો. એટલુ જ મારે કામ છે રાજા કહે મારે આરોગવા કરતા તેની ઉત્પત્તિ જાણુવાનુ જ કામ છે રાજાએ હઠ પકડી, વાતનો અ ત લાવવા અશ્વપાળનુ નામ આપ્યુ અશ્વપાળને બોલાવ્યો અશ્વપાળ! આ ફળ કયાથી લાવ્યો? હકીકત પૂછતા અશ્વપાળના હાજા ગગડી ગયા રાજાએ કહ્યુ સાચી હકીકત બોલ, નહિતર કોરડાનો માર પડશે પહેલા તો અશ્વપાળે આનાકાની કરી પણ માર સહન ન થવાથી થોથરાતી જીભે બોલી ગયો. કે આપની રાણી પિં ગ લા પિંગલાએ મને ફળ આપ્યુ છે. પિંગલા નામ સાભળતા બસ થઈ રહ્યુ રાજાને ધિક્કાર છૂટયો. સાથે **"जगत कायस्वभावौच वैराग्यर्थम्"** કે **धिकतांय तं च मदनं च इमांश्चमाम च ॥** પરપુરુષની સાથે યાર (પ્રેમ) કરનારી પિંગલાને ધિક્કાર છે, અશ્વપાળને ધિક્કાર છે, કામભોગને

ધિક્કાર છે, વેશ્યાને ધિક્કાર છે, અને મને પણ ધિક્કાર છે કે હું કામભોગમાં સપડાયો શું આખો સંસાર આવો જ છે! કામભોગની રમતો નિહાળી સંવેગ-વૈરાગ્યને પામ્યા પિંગલાને કાંઈ ન કહેતા ભરથરી સંન્યાસી થઇ ગયા

શરીરનો ફોટો લેવાય છે ચામડી-સ્નાયુનો ફોટો લઈ શકાય છે, પણ જો મનનો ફોટો લેવાતો હોત તો માપ નીકળત કે માનવી કયા ઊભો છે! છતાં દરેકનો આત્મા તો જાણી-દેખી રહ્યો છે આત્મા તો કહે છે ને! વળી ભગવાન જે ઘટ ઘટની અને મન મનની જાણે છે તેના ધ્યાનમાં તો છે જ

માતા મૃગાપુત્રને કહે છે આવું બ્રહ્મચર્ય વ્રત જિંદગી સુધી પાળવું મહાન દુષ્કર છે જેણે કામ-ભોગના સ્વાદ ચાખ્યા છે, બત્રીસ નારીઓની મોજ માણી છે, તેને એકદમ વૈરાગ્ય આવી જવો તે મગજમાં નથી આવતું, તેથી માતા કહે છે કે ઉગ્ર વ્રત એ બ્રહ્મચર્ય છે તેનું નવ કોટિએ પચ્ચક્ખાણ પાળવું એ અત્યંત કપરું કાય છે વળી પણ શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



વ્યાખ્યાન ૭૭ મું

સં ૨૦૨૦ આસો શુદિ ૩ ગુરુવાર, તા. ૮-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાંત પરૂપ્યા ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલે છે

પરમ કૃપાળુ પરમાત્મા મૃગાપુત્રના અધ્યયનમા બ્રહ્મચર્યનુ વર્ણન કરતા કહે છે કે, બ્રહ્મચર્યવ્રત એ ઘોરવ્રત છે. બ્રહ્મચર્ય પાળવુ એ નાનીસૂની વાત નથી મન ઉપર કાબૂ રાખવો, ઇન્દ્રિયોને જિતવી, વિષયને વશ ન થવુ, વિષયોને વખ જેવા સમજવા, કદી પણ સ્ત્રીનો સગ ન કરવો, એ બહુ દુષ્કર છે જેણે આવા દુષ્કરવ્રત પાળ્યા છે તેને ધન્ય છે આ બ્રહ્મચર્યનુ સેવન કરીને અનતા જીવો સિદ્ધ થયા. વર્તમાનકાળમા સખ્યાતા જીવો સિદ્ધ થાય છે અને ભવિષ્યમા અનતા સિદ્ધ થશે બ્રહ્મચર્ય એ ઉમદા વ્રત છે. આ વ્રત પાળવા કટીબદ્ધ થવુ જોઇએ કામભોગને જિતવા દુર્જય છે, પણ અજેય નથી મુશ્કેલીથી પણ જીતી શકાય તેવા છે. અનતા તીર્થંકરો એ માર્ગે ગયેલા છે જો બ્રહ્મચર્ય ન જ પળાતુ હોત તો કદીપણ કોઈનો મોક્ષ થયો હોત નહિ કામભોગ દુર્જય છે, જિતવા સહેલા નથી કઈક જીવો આ માર્ગે પતન પામી ગયા છે

"ચડે તો ચાખે પ્રેમરસ, પડે તો ચકનાચૂર"

જ્ઞાની પુરુષો વાસનામા વૃત્તિઓને જવા દેતા નથી તેને કાલકૂટ ઝેર સમાન ગણે છે યુવાની દિવાની છે--ચાર દિવસનુ ચાદરડુ છે જે યુવાનીમા મોહિનીના કટાક્ષ બાણુથી વીધાયેલો નથી, જીવનમા કાળો ડાઘ લાગવા દીધો નથી, તેણે જ બ્રહ્મચર્યનુ આરાધન સારી રીતે કર્યુ છે એવા જીવો લબ્ધિને પામ્યા છે તેઓ શારીરિક બળ સાથે આધ્યાત્મિક બળ પણ મેળવે છે શુદ્ધતાને પ્રાપ્ત કરી કર્મ ખપાવી મોક્ષે જાય છે એક બ્રહ્મચર્ય ભાવથી બીજા અનતા ગુણોનુ પ્રગટીકરણ થાય છે એક ગુણ અનતા ગુણોને ખેચી લાવે છે

અન્ય દર્શનોમાં પણ બ્રહ્મચર્યની અગત્યતા ઉપર બહુ ભાર મુકવામાં આવે છે રામકૃષ્ણ પરમહંસે શારદાદેવીને માતા માની લીધી હતી તેઓ કહેતા કે, સ્ત્રી પુરુષનો વ્યવહાર મને ન છાજે માતા સામે ખોટી દૃષ્ટિ કેમ કરાય! રામમૂર્તિ, દયાનંદ સરસ્વતિ, સ્વામી વિવેકાનંદ આ બધા બ્રહ્મચારી હતા ગાંધીજીએ પણ તેત્રીસ વર્ષની ઉંમરે બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી હતી વિષયોને વશ થયેલા પાયમાલ થઈ જાય છે જ્યારે બ્રહ્મચર્ય પાળનારનું આરોગ્ય જળવાય છે, સાથોસાથ મનોબળ પણ દૃઢ થાય છે જે વીર્યનું રક્ષણ કરે છે તેજ આરોગ્યતા મેળવી શકે છે બાકી ગમે તેવા સોનાના પાના ખવરાવવામા આવે, પણ જેનું બ્રહ્મચર્ય મોકળું નથી જેના મનમાં વિષયના સંકલ્પોની હારમાળા ચાલુ જ રહે છે તેઓ અધોગતિને પામે છે

નીરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન,
ગણે કાષ્ઠની પૂતળી તે ભગવાન સમાન

નવયૌવનાને નીરખીને પણ જેનું ચિત્ત ચલિત થતું નથી સ્ત્રી સહવાસ કરતા નથી, અસંગ દશા અનુભવે છે જાણે કે લાકડાની પૂતળી હોય તેમ ગણે છે મનમાં વિકારને જન્મવા દેતા નથી, તે ભગવાન સમાન છે જે જીવો બાલ્યવયથી બાલબ્રહ્મચારીપણે સંયમ પામી જીવન ગાળે છે તેને તો ધન્યવાદ છે પતિને ઇચ્છનારી સતી સીતા ભડકે બળતી આગમા પ્રવેશ કરે છે આગ ટાઢી શીતળ પાણી થઈ જાય છે તો પછી જે જીવોએ જીવનમાં કોઈપણ જાતનો લેપ લાગવા દીધો નથી, મન વચન કાયાથી ત્રણેય પ્રકારે મૈથુનના સંસર્ગથી જાવજીવ સુધી વર્જીત રહ્યા છે

તેવા પરમ પવિત્ર સંતસતીઓના દર્શન કરવાથી પાવન થવાય છે તેઓના નામ લેવાથી પણ વિઘ્નો દુર થાય છે તેવા સતસતીઓના દર્શન મગલ સ્વરૂપ છે

તૃષ્ણા જીર્ણ થવાની નથી જીવન નદીના અવિરત પ્રવાહ માફક ચાલ્યુ જાય છે તેમા કઈક કરી લેવુ જોઇએ બ્રહ્મચર્ય આ મનુષ્યભવમાજ પાળી શકાય છે "ઇચ્છા નિરોધ તપ" ઇચ્છાને રોકવી, ઇચ્છા થાય ત્યા પ્રયત્ન કરીને પણ મનને વાળવુ, આવો વિવેક માનવીમા વર્તે છે બીજા ઢોર, ચકલી–કબુતરોમા શુ વર્તે છે! બજારોમા જેના નજરે નજર નૃત્યો દેખાય છે એવાઓને પડદો ખરો? એવા હલકા જીવોના ભવો આ જીવે ઘણા કર્યા છે, છતા તૃપ્તિ વળી નથી માટે જ્ઞાની કહે છે કે વૃત્તિઓને વાળી અતરમુખ દષ્ટિ કરો કામભોગના સાધનો હોય છતા જેને વૈરાગ્યના ઝરણા અદરથી વહેતા હોય તેને દેવાગનાઓ પણ ચલાયમાન કરવા સમર્થ નથી વિકારને જેણે જીતી લીધો છે તેવા જીવો વદનીય છે અને આ ભવમા કૃત્યકૃત્યપણુ પામી સિદ્ધ દશા પ્રાપ્ત કરવા તરફ પગલા માંડી રહ્યા છે

દુર્જય એવા કામને જીતવો મુશ્કેલ છે ,

જ્યારે મુનિઓ જ્ઞાન, ધ્યાન, સ્વાધ્યાયમા રમણ કરતા હોય ત્યારે કામ વિકારનો વટોળ આવે, ઇન્દ્રિયોના વિષયોમા મન કૂદાકૂદ કરે ત્યારે હે શ્રમણ! તુ આહાર ઓછો કરી નાખજે, વિગય તજી દેજે તેટલાથી પણ જો મન મક્કમ ન રહે તો ઉણોદરી કરજે તેટલાથી ન પતે તો રાત્રીના કાઉસગ્ગ કરજે, પણ ચિત્તને મલીન થવા દઇશ નહિ એવા ઉપાયો લગવાને

આચારાંગસૂત્રમા દર્શાવ્યા છે કે શ્રમણુ ? ઈન્દ્રિયોને ઘાત્વી નાખજે, એટલેથી ન પતે તે સ્થાન છોડી વિહાર કરી જજે, અને એટલેથી ન પતે તો આહાર પાણીનો ત્યાગ કરી દેજે, પણ બ્રહ્મચય નો ભગ કરવા તત્પર થઈશ નહિ. આ વીર્ય ઙરના વાક્ય છે સ્ત્રી સગ કરે તેને દડ ભોગવવા પડે છે

ભગવાન પાર્શ્વનાથે ત્રીસ વર્ષની જીવન વયમા રાજપાટ અને રમણી મૂકી વીતરાગ પથે પ્રયાણુ કર્યું હતું અને અતે મોક્ષ મેળવ્યો ભગવાન નેમિનાથને પરણાવવાનો સકેત કર્યો અને શ્રીકૃષ્ણુ પરણાવવા જાય છે રાજુલના પિતાએ હઠ કરેલી કે જો નેમિકુમાર હયેવાળે પરણવા આવે તો જ મારી પુત્રી પરણાવું શ્રીકૃષ્ણ સમત થયા રાજુલ રૂપરૂપનો અબાર ચોસઠ કળાની જાણુકાર હતી શ્રેષ્ઠ અને સુશીલ હતી

> ઢોલ નગારા ગડગડયાં વાગી વળી શરણાઈ
> નગરજનો સહુ હર્ષમા, આવે હર્ષ વધાઈ

મોટા મડપો બધાઇ ગયા જાનપરણવા આવી રહી છે રાજુલના હૈયે આનદ સમાતો નથી

> રાજુલ બેઠી ગોખમા સજી સોળ શણગાર
> આવે કથ કોડામણો, હૈયે હર્ષ અપાર
> આવે આવે રે (૨) નેમકુમાર

જાન આવી રહી છે ત્યાં દૂરથી ચીસ કરૂણુ પોકાર સભળાય છે ભગવાન તો ત્રણ જ્ઞાન લઈને આવ્યા છે, મતિ જ્ઞાન શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાનના ધણી છે આ કરૂણ આક્રદ સાભળતા જ રથમાંથી ઉભા થઈ ગયા સારથીને પૂછે છે, ભાઇ ! આ પોકાર શેનો છે ! રોકકળ શાને થઈ રહ્યું છે !

**પ્રાણ બચાવો, પ્રાણ બચાવો, પ્રભુજી અમારાં પ્રાણ બચાવો**
**જાન તમારી આવે ભલે પણ જાન અમારા શીદને જલાવો**
**પ્રાણ બચાવો (૨)**

પ્રાણ બચાવો, પ્રભુ ! અમને ઉગારો, અમારૂ રક્ષણ કરો, અમો તમારે શરણે છીએ વાડામા પાજરામા પુરાયેલા પશુ આ પ્રમાણે આક્રંદ કરે છે

આ બિચારા પ્રાણીઓને પુરવામા કારણ કોણ છે પૂછતા સારથી જવાબ આપે છે તમારા વિવાહ માટે ઘણા જનોને ભોજન કરાવવા માટે આ બધાં પશુઓને પૂર્યા છે.

**એ પશુઓનો વધ થાશે, પછી ભોજનીયાં રંધાશે.**
**પ્રાણ બચાવો (૨)**

શ્રી નેમિનાથ કહે બસ કરો મારા ખાતર અનેક જીવોની કતલ થાય તે મારાથી જોવાતુ નથી

**મારે ખાતર અનેક જીવની હિંસા નથી સેવાતી,**
**નથી પરણવું (૨) આ કતલ નથી જોવાતી,**

માટે વાડાને ખોલી નાખો મારા ખાતર શુ હિંસા? એ કદી શ્રેયનુ કારણ નથી સારથીને રથ પાછો વાળવાની આજ્ઞા કરે છે વાડો ખૂલ્લો મૂકતાવેત બધા પશુઓ આશિષ દેતા દેતાં વગડામા ભાગી નીકળ્યા રથને પાછો વાળવામા આવ્યો રાજુલને હૈયે વીજળી પડી

**તોરણેથી વર પાછો જાય રે રાજુલ**
**એની તોરણેથી વર પાછો જાય**
**માંડવેથી જાન પાછી જાય રે રાજુલ,**
**એની માંડવેથી જાન પાછી જાય,**
**ઘણું રે મનાવ્યું તો એ માને જરી ના,**
**કેટકેટલું કીધું તો એ કાન ધરે ના,**

લાખ લાખ કીધા ઉપાય રે રાજુલ
                    મિની માહવેથી જાન પાછી જાય

અચાનક આ શું ! રાજુલને અશુભ ચિહ્નો દેખાયાં. અંગ ફરકયું યાદવ શિરોમણી નરપુંગવ પાછા જાય છે પશુનો પોકાર સાંભળી હૃદય કંપી ઉઠયું, ત્યાગ પંથે પડી ગયા. રાજુલને મૂર્છા આવી ગઇ દાસીઓ પવન ઢોળવા લાગી ગઈ જાતિસ્મરણ જ્ઞાનમાં ભવોભવ ભેગા રહેલા, કેટલા ભવનો સ્નેહ તોડી ચાલ્યા ગયા પણ સંદેશો દેવા આવ્યા હતા, કે હું ત્યાગ પંથે જાઉં છું, તું તૈયાર રહેજે મોક્ષ માર્ગે પ્રયાણ કરવું છે

રાજુલને શાંત કરવા માતાપિતા ઘણું કરે છે પણ રાજુલ દેહ લગ્નમાં માનનારી નથી. મનથી લગની લાગી છે કે પરણું તો નેમનાથને જ

તને વિનવું છું આવી તારા ચમમાં પડી
          હવે નહિ રે બોલું હું બીજાની ખૂટડી
તને કહેવું શું માવડી મારે ઘડી ઘડી
                    હવે નહિ રે બોલું ..
બીજા કોઈ દેવને નથી આરાધવા,
બીજાના મીંઢળ મારે નથી બાંધવા,
મારે મન તો છે એમની પીડી જડી
                    હવે નહિ રે બોલું
તને કહેવું શું માવડી મારે ઘડી ઘડી
                    હવે નહિ રે બોલું ...

રાજુલના હૈયામાં નેમ પ્રભુ પ્રત્યે ઉત્કૃષ્ટ ભાવ છે બીજા કોઇના મીંઢળ બાંધ્યા નથી અને બાંધવાયે નથી. જે માર્ગે નેમ પ્રભુ ગયા તે પંથે હું વિચરીશ. નેમપ્રભુએ એક વર્ષ

સુધી વરસીદાન દીધુ, ત્યારબાદ સયમ લીધો રાજુલે જ્યારે સાભળ્યુ કે નેમિનાથ પ્રભુએ સયમ લીધો છે, ત્યારે પોતે પણ અનેક સ્ત્રીઓ સાથે સયમ અગીકાર કર્યો. શ્રી કૃષ્ણ આશીર્વાદ દેતા કહે છે, જલદી જલદી મોક્ષ પ્રાપ્ત કરજો રાજુલના હૈયામા બ્રહ્મચર્યની પ્રીતિ છે ભારત વર્ષમા અનેક જીવો સત્ચારિત્રવાન થયા છે, તે બધા બ્રહ્મચર્યના પ્રતાપે થયા છે. જ્ઞાનીઓ કહે છે કે દરેકે બ્રહ્મચર્ય વ્રત જીવનમા અપનાવવુ જોઈએ. બ્રહ્મચારીને દેવ–દાનવ અને ગધર્વ પણ નમે છે

માતાપિતા મૃગાપુત્રને કહે છે, હે પુત્ર! આવું ઉગ્ર બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું દુષ્કર છે જ્ઞાનીઓ કહે છે, મેધાવી કુશળ પુરુષો સ્ત્રી સગ કરતા નથી તમે કુશળતા ચાહો છોને? કુશળતા બ્રહ્મચર્યમા છે સૂયગડાગ સૂત્રના ૧૫ મા અધ્યયનમા કહ્યુ છે કે જે સ્ત્રીઓને સેવન કરતા નથી, તે મનુષ્યો વહેલા મોક્ષગામી થાય છે જેમ ભડકે બળતા અગ્નિમાથી ઝપાટા-બધ પવન પસાર થઈ જાય છે તેમ બ્રહ્મચર્યવાન આત્માઓ વિષય કામનાની અગ્નિમાથી ઝપાટાબધ મુકત થઈ જાય છે, પછી તેને પરિભ્રમણ કરવાનુ રહેતુ નથી. વિષય, કામના એ તો વિષ મિશ્રિત ખીર છે. તેને કોણ ખાય? વિષય ઝેર છે મારી નાખનાર છે માટે ભગવાન કહે છે કે હે શ્રમણ! સ્ત્રી સગથી ચેતતો રહેજે મૃગાપુત્રને હજુ પણ માતાપિતા શુ કહેશે તે સબધી અધિકાર અવસરે કહેવાશે

———

## વ્યાખ્યાન ૭૮ મું

સંવત ૨૦૨૦ના આસો સુદિ ૪ શુક્રવાર, તા ૯-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ અહીં નાથે સિદ્ધાંત પ્રરૂપ્યા ઉત્તરાધ્યનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રને માતાપિતા કહે છે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ મહાવ્રતો સર્વ વિરતિને પાળવાના હોય છે દેશ વિરતિને અણુવ્રત પાળવાના હોય છે પરિગ્રહ નવ પ્રકારનો બાહ્ય અને ચૌદ પ્રકારનો અભ્યંતર છે તેમા બાહ્ય પરિગ્રહ ૯ પ્રકારે (૧) ખેત એટલે ઉઘાડી જમીન (૨) વત્થુ એટલે ઢાંકી જમીન. ઘર, હવેલી મકાન એ બધા ઢાંકી જમીન છે (૩) હિરણ્ય એટલે હિરા માણેક પરવાળા આદિ ઝવેરાત અને (૪) સુવર્ણ સોનું, રૂપુ (૫) ધન એટલે રોકડ નાણું અને (૬) ધાન્ય એટલે અનાજ કઠોળ વગેરે (૭) દુપદ એટલે બે પગાં માણસો કુટુંબ, પરિવાર, માતા-પિતા બહેન, સ્ત્રી ભાઈ એ બધાં અભ્યંતર દુપદમા આવી જાય અને દાસ દાસીઓ નોકર ચાકર બાહ્ય દુપદ ગણાય (૮) ચૌપદ એટલે ચાર પગવાળાં જાનવરો હાથી ઘોડા બળદ ઊંટ ગાય ભેંસ બકરી વગેરે (૯) કુભ્ય એટલે ઘરવખરી પેટી પટારા ટ્રંક થાળી-વાટકા, રેડિયો મોટર ઈત્યાદિ એ નવ પ્રકારે બાહ્ય પરિગ્રહનું વર્ણન છે હવે ચૌદ પ્રકારે અભ્યંતર પરિગ્રહનુ વર્ણન કરવામા આવે છે

૧ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભની ચોકડી
૨ અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભની ચોકડી
૩ પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભની ચોકડી
૪ સંજ્વલનના ક્રોધ, માન, માયા, લોભની ચોકડી

ઉપરના ચાર કષાય. ૯ નો કષાય તે—હાસ્ય—રતિ—અરતિ—ભય—શોક, દુગંચ્છા—સ્ત્રીવેદ—પુરુષવેદ—નપુંસક વેદ અને મિથ્યાત્વ મળી ચૌદ પ્રકારનો અભ્યંતર પરિગ્રહ છે પરિગ્રહ એટલે ચોતરફથી ઘેરાઈ જવુ પરિગ્રહને પાપનુ મૂળ કહ્યું છે પરિગ્રહ એ દુર્ગતિનો દાતાર છે કષાયનુ કારણ છે, વધ, બંધ અને કલેશનુ કારણ છે પરિગ્રહ એ મહામોહ મિથ્યાત્વને વધારનાર છે, કૂડ—કપટની વેલડી સીંચનારો છે જ્ઞાનીઓએ પરિગ્રહને નિંદ્યો છે. પરિગ્રહ છોડવા જેવો છે આવા પરિગ્રહમા જે જીવો ગૃદ્ધ અને મૂર્ચ્છિત થયા છે, આસક્ત થયા છે, એ આત્માઓ અધોગતિમા ચાલ્યા ગયા છે. તે આત્માઓ પોતાના જ હાથે પોતાના પગ ઉપર કુહાડો મારી રહ્યા છે ભગવાને આચારાંગ—સૂત્રના બીજા અધ્યયનના છઠ્ઠા ઉદ્દેશામા કહ્યુ છે

"एस वीरे पसंसिए जे बद्धे पडिमोयए"

વીર પ્રભુ તેને જ વખાણે છે, જે પરિગ્રહથી બંધાયેલાને મુક્ત કરે છે જેઓ પરિગ્રહથી ચેતી ગયા છે તે જ ત્યાગી છે, મહાત્મા સંત છે તે જ પોતે પોતાને અને જગતને શાંતિ પમાડી રહ્યા છે જ્યા પરિગ્રહ છે, ત્યા ઉપાધિ છે જેટલો પરિગ્રહ વધારે, તેટલી ઉપાધિ વધારે જ્ઞાનીઓએ મહાઆરંભ અને મહાપરિગ્રહને નરકમા જવાના

કારખાના ખડકયાં છે પરિગ્રહ માટે થઈને મહાઆરંભ કરે, મિલ જિન, પ્રેસ, પોટરી, ઘાણી, ઘાણાદિ સમારંભોમાં કેટલા બધા જીવોની ઘાત થાય છે! પૈસો મળતો હોય તો મત્સ્ય ઉદ્યોગ પણ કરે, દારૂ-માંસના વેપાર કરે, આમ પંદર પ્રકારના કર્માદાન સેવે, પણ પરિગ્રહમા મૂર્છિત થનારા જીવો દુર્ગતિ પ્રાપ્ત કરે છે કેટલાકને પરિગ્રહ મળ્યો નથી, છતા મનમાં એવી આકાંક્ષા સેવે, કે હું કયારે મોટર બંગલાવાળો બનું! ફલાણાને ઘણી ઋદ્ધિ અને સમૃદ્ધિ છે મને એવી કયારે પ્રાપ્ત થાય? આવી ઇચ્છા કરવી તે પણ મહાપરિગ્રહ છે

મહર્ષિઓએ મૂર્છાને જ પરિગ્રહ કહ્યો છે વસ્તુ હાજર હોય કે ન હોય, નવી ઇચ્છા થઈ રહી છે તે ઇચ્છા એ આરંભ અને મમતા એ પરિગ્રહ. જ્યારે ઇચ્છા થાય ત્યારે વસ્તુ હાજર હોતી નથી માનો કે ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થઇ તો ઇચ્છા બીજી વસ્તુની પ્રાપ્તિ માટે ફેરવાઈ જશે. ૧૦૦ રૂપિયાવાળાને હજારપતિ થવાની ઇચ્છા જાગી. હજાર પ્રાપ્ત થયા, તો લાખોપતિ થવાની ઇચ્છા જાગી. લાખોપતિ બન્યા ત્યાં કરોડપતિ બનવાની ઇચ્છા જાગી.

હતી દીનતાઇ ત્યારે તાકી પટેલાઇને,
મળી પટેલાઇ ત્યારે તાકી છે શેઠાઇને,

સાંપડી શેઠાઈ ત્યારે તાકી મંત્રીતાઇને,
મળી મંત્રીતાઇ ત્યારે તાકી નૃપતાઇને,

મળી નૃપતાઈ ત્યારે તાકી દેવતાઇને,
દીઠી દેવતાઇ ત્યારે તાકી શંકરાઇને,

અહો રાજચંદ્ર માનો માનો શંકરાઇ મળી,
વધે તૃષ્ણાઈ તોય જાય ન મરાઇને

સમાજમા કે પચાયતમાં હુ ચુટાઉ તો ઠીક, એવી ઈચ્છા કરી, પટલાઈ મળી ગઈ હવે નગર-શ્રેષ્ઠી થાઉ તો ઠીક, એ પણ થયો હવે મત્રીપદ મળે તો સારૂ મત્રીપદ લેવા કઈક પ્રકારના ઉધામા કરે, સંજોગો અનુસાર મત્રી પણ બની ગયો, હવે રાજા બનુ તો ઠીક રાજા બન્યો, તો હવે સાર્વભૌમ સત્તાધિશ બનુ તો ઠીક કહેવાનો મુદ્દો એ છે, કે તૃષ્ણાનો અત જ નથી તૃષ્ણા વધતી જાય છે તેનુ મારણ રાખો છો! વસ્તુ અનતી નથી તો પછી તૃષ્ણા અનતી શા માટે રાખો છો! તૃષ્ણા લોભમાથી જન્મે છે, લોભ એ સતોષ ગુણની વિકારી પર્યાય છે સતોષ ગુણ અનહદ, અમાપ છે એ જ્યારે અવળો પડે છે ત્યારે લોભરૂપે પ્રવર્તે છે લોભ પિતાની તૃષ્ણા પુત્રી પોતાનુ વિરાટ સ્વરૂપ કરી આત્માને ઘેરી વળે છે મહા તૃષ્ણાનુ મોઢુ ભરાય એટલી વસ્તુ જગતમા નથી માટે વસ્તુથી તૃષ્ણા ત્રણ કાળમા પૂરી પડી શકે તેમ નથી વસ્તુથી તૃષ્ણા સતોષાશે એ ઊંધી માન્યતા છે જો તૃપ્તિ મેળવવી હોય તો "सतोषतोहि प्रबल च सौख्य" સતોષ જ પ્રબલ સુખ છે તૃષ્ણા આત્માને ગરીબ બનાવે છે, જેને તૃષ્ણા અપાર છે, તે દરિદ્રી છે અને જેનામા સતોષ છે તે જ શ્રીમત છે પેલો ભિખારી રોટલીના ટુકડાથી અગર તો શાક-અથાણુ, ફાટયા તૂટયા કપડા અગર જૂના જૂતા મળ્યેથી સતોષ માનશે પણ લાખ હોય ને બે લાખ લેવાની ઈચ્છાવાળો એ મોટો ભિખારી છે તેને વિપુલ પ્રમાણમા મળે તો પણ તે સતોષ અનુભવી શકતો નથી આત્મા જ્યારે પોતાનુ સામર્થ્ય વીસરી જાય છે, ત્યારે જ જડની પાસે ભીખ માગે છે હુ કોણુ! હુ અનતજ્ઞાન, દર્શન, ચારિત્રમય, મારુ અવિનાશી સ્વરૂપ એવો

હું ક્યાં ફસાયો છુ ! કોની પાસે માગી રહ્યો છુ !

'મારી ખબર રાખજો, શેઠજી !' પણ શેઠજીને તો તારા કરતા મોટી ભૂખ ઊપડી છે, તે તારી શું ખબર રાખશે! પુણ્ય વગર આવ્યુ, બેસી રહે ખરું ? ભાગ્ય સ્ફે ત્યારે ઢગલે ઢગલા થઈ જાય પુણ્યોદય હોય તો ગમે ત્યાંથી ધન મળી જાય અને પુણ્યોદય ન હોય તો ગમે તેટલાં ફૂડ-કપટ કે કાવત્રાં રચો છતાં ન મળે.

વીરજીભાઈ સુરત શહેરમા કોઇ વૈષ્ણવ શેઠને ત્યા નોકરી કરે છે વીરજીભાઇની સ્થિતિ ગરીબ છે શેઠ રોજ રોજ તાપી નદીમા દૂધ પધરાવવા ઘડો લઇને વીરજીભાઈને મોકલતા દૂધ નદીમાં રેડવાથી પુણ્ય થાય તેવી માન્યતાવાળા શેઠ હતા શેઠને નવરાશ ન હોય, એટલે વીરજીભાઇ પાસે દૂધ રેડાવવાનું કામ લેતા વીરજીભાઇ નિયમિત રીતે દૂધનો ઘડો રેડવા જતા હતા એક વખત રસ્તામાં આડો સર્પ ફરી વળ્યો વીરજીભાઈને હાલવું કેવી રીતે તે સવાલ થયો વીરજીભાઇએ તો દૂધનું બોઘરણુ સપ પાસે મૂકી દીધુ સપ દૂધ પીવા લાગ્યો દૂધથી તૃપ્તિ થઇ ગઇ નાગ દૂધ પી વીરજીભાઇ પાસે આવ્યો નાગનો તાપ જીરવવો ભરું વસમો છે સાપની બીક છે તેટલી પાપની બીક ખરી ? સાપ કોઇને સ્વપ્નામા આવે તોય જાણે હુ મરી જઇશ એવી બીક લાગે છે મનમા કઈનુ કઇ થઈ જાય છે ધ્રૂજારી છૂટે છે નાગે વીરજીભાઈનું ધોતિયુ મોઢામાં લીધુ અને જાણે રસ્તો બતાવતો હોય તેમ ચાલવા માંડયુ નદીની એક બાજુ શિલા પાસે લઈ જાય છે શિલાને સરજી લઈ નાગ ઉચકાવી લે છે

વીરજીભાઈને જાણે ઈશારો કરે છે, કે અદર ઉતરો શિલા નીચે ભોયરૂ છે, જેમા ગાઢ અધકાર છે. તેમા અદર જુએ ત્યા, સપત્તિના ઢગલે ઢગલા પડયા છે સર્પ નમસ્કાર કરી, આ બધુ ધન વીરજીભાઈને અર્પણ કરે છે. વીરજી વોરાએ સ્વીકાર્યું, ગણી જોયુ ત્યા છપ્પન ક્રોડ સોનૈયા છે જ્યારે પુણ્યનો ઉદય થાય છે, ત્યારે કોઈને કોઈ ભેટી જાય છે રજ્યેથી કેટલુક ભેગુ થાય! આજે તમે જોઈ શકો છો, કે દોરી–લોટો લઈને મુબઈ ગયેલા ક્રોડપતિ બની બેઠા છે જે માણસ સજવાળી કાઢતો હતો, તે બાદશાહી ઠાઠથી આજે રહે છે આ કોણ કમાવી દે છે? પ્રારબ્ધ લઇને આવ્યા છો, તે ફળવાનુ છે જીવને ધનસપાદન થયાનુ ગુમાન હોય છે, કે મે આટલી કમાણી કરી બડાઈ કરવી તે મિથ્યા છે વીર્યનો ઊધો પુરુ-પાર્થ છે એ ઊધો પુરુષાર્થ જીવને અધોગતિમા લઈ જવાને કારણભૂત બને છે પુણ્યોદય હોય ત્યારે ઠોમ ઠોમ સાહ્યબી હોય, ત્યારે સૌ પગમા પડે, ગામમા આવ્યા હોય ત્યારે ઘેર લઈ જવા માટે ૧૦–૧૨ ધક્કા ખાય, ન આવે તો દુ ખ લાગે અને જ્યારે પુણ્યોદય ખસી જાય ત્યારે એજ માણસ સામેથી બોલાવે કે સાહેબ! ઓળખો છો? સામો માણસ એમ કહે કે, કયાક ભેગા થયા હઈશુ પણ ખાસ ઓળખાણ પડતી નથી અરે ભાઈ, પણ ઘડીકમા શુ થઈ ગયુ! માણસ તો એનો એજ છે! કોણ કામ કરે છે તેની ખબર પડે છે? પુણ્ય જો પુણ્યમા તમને શ્રદ્ધા હોય, તો ખોટા કામ કરો ખરા! ના તો કેમ કરો છો! નવ તત્વની યથાર્થ પ્રતીતિ નથી તો સમકિત કયાંથી આવશે?

ઉત્તરાધ્યયનસૂત્રના ૨૮મા અધ્યયનમા મોક્ષમાર્ગની

પ્રરૂપણા ભગવાને કરી છે જીવ-તત્વ જેનામાં ચેતના લક્ષણ છે, અસંખ્યાત પ્રદેશી છે, સુખ-દુ:ખને વેદનાર સત્તાગતે દરેક દ્રવ્ય-ગુણ-પર્યાયનો જાણુક સ્વભાવવાળો આત્મા છે, જેનું જડ લક્ષણ તે અજીવ તત્વ છે જીવ, અજીવને અહંવા મમતા રાખે છે અજીવને લઈને જ મોટી ભોલબાલા છે, એવી ઊંધી માન્યતા, તે વિભાવ-ભાવ છે વિભાવ ભાવથી, રાગદ્વેષ કર્યાથી આશ્રવ પરિણમન થાય છે તેથી કર્મની આવકો ખડકાય છે શુભયોગ અને અશુભયોગ પ્રમાણે આશ્રવ થાય છે, પછી બંધ પડે છે કષાયયુક્ત તીવ્ર તીવ્રતર તીવ્રતમ, તીવ્રતીવ્રતમ પરિણામે પ્રકૃતિ, સ્થિતિ અનુભાગ, અને પ્રદેશ ચાર રીતે બંધ પડે છે તેમાં પ્રકૃતિ અને પ્રદેશ યોગના ઘરના છે અનુભાગ અને સ્થિતિ એ બે કષાયના ઘરના છે જેટલો તિવ્રરસ તેટલાં તિવ્ર કર્મ બંધાય મંદરસ હોય તો મંદ કર્મ બંધાય સંપૂર્ણ વીતરાગ થાય સંપૂર્ણ કષાયનો ત્યાગ થાય ત્યારે ઈર્યાપથિકી ક્રિયામાં જીવ બે સમયનું શાતાવેદનીય કર્મ બાંધે છે

પહેલે સમયે બાંધે, બીજા સમયે વેદે, અને ત્રીજે સમયે ખરી જાય ચોવીસ ક્રિયા સંપરાયિકના ઘરની છે એટલે કષાય સહિતની ક્રિયા છે અને ઈર્યાપથિક ક્રિયા એટલે કષાય રહિતની ક્રિયા જે સમયે બંધ બાંધે છે, તે સમયે કર્મ ઉદયમાન થતુ નથી, પણ તેનો અબાધાકાળ પડે છે બંધ બંધાણા પછી કર્મ ઉદયમાન થાય ત્યાં સુધીના વચલા ગાળાને અબાધાકાળ કહેવામાં આવે છે સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમનું કર્મ બાંધ્યુ હોય, તો સાત હજાર વર્ષ અબાધાકાળનો હોય છે ત્યાં સુધીમાં જીવ સમજીને સ્વ સન્મુખ વળી જાય

તો કર્મ ઉદયમા આવતા પહેલાં તેને પહોંચી વળે, કર્મ દયાળુ છે બધાણા કે તુરત જ છાતી ઉપર ચડી બેસતા નથી કર્મ કહે છે, કે સાત હજાર વર્ષ પછી આવીશ, પહોચી વળાય તો પહોચજે એમ ચેલેન્જ કે કે છે

જે કોઈ તપ, વ્રત, સયમ, સવર, બ્રહ્મચર્યથી, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપી હથિયારથી સુસજ્જ રહે છે, અહર્નિશ નિજ સ્વરૂપમા રમણુ કરે છે, વિષયને વારે છે, કષાયને કાપે છે, માનને મરડે છે, ક્ષમા–વિનય–સરલતા સતોષના ઝૂલણે ઝૂલે છે તેના કર્મ વિપાક ઉદયમાન નથી થાતા પણ સત્તામાથી જ તે બિચારાં પલાયન થઈ જાય છે. એટલે ઉદીરણાથી કર્મને ખખેરી નાખે છે અને જીવ હળવો બને છે બધ પછી ઉદયકાળ આવે છે શુભ બધથી પુણ્ય ઉપાર્જન થાય અને અશુભ બધથી પાપ ઉપાર્જન થાય છે ડામરની ધગધગતી સડક ઉપર પગમા પહેરવા પગરખા ન હોય, ખાવામા મરચુ ને રોટલો હોય, તનતોડ મજૂરી કરે ત્યારે પેટ ભરી શકે, તેવા પાપના ઉદયવાળા જીવોને જુવો છો ને! અને પુણ્યોદયવાળો બબે મણુના ગાદલા, મચ્છરદાની વાળા પલગમા સૂતો હોય, સુગધી ધૂપ મઘમઘતા હોય છતા તેને પૂછવાવાળા મળે, કે સાહેબ! ઊંઘ આવી કે નહિ! તબિયત સારી છે ને? આપને માટે શુ લાવુ? બોલાવ્યા વિના ખાલી નજર કરે ત્યા ચાર–પાચ જણા ઊભા થઈ જાય, સામુ જોઈ બોલાવે, ત્યા સામો માણુસ ધન્ય માને કે મને શેઠે આજે બોલાવ્યો આ નાટક બધુ કોણુ ભજવે છે! પાશેર ભાર ઉપાડવો પડતો નથી છતા લાખોની આવક ઘેર

એઠા આવી આવે છે આ બધુ કેવી રીતે મળે છે, તેનો વિચાર કરશો છો? શુભનું ફળ પુણ્યોદય છે

પાપનો ઉદય હોય તો ઘરમા સ્ત્રી કુભાર્યા મળે, વળી ઉપરથી છાપરાનાં ઠેકાણા ન હોય ઘરમાં વરસાદ વરસતો હોય, ખાટલાને ચોથો પાયો જ ન હોય પથ્થરના ઓઠા મૂકવા પડે ગોદડી તો જાણે ચીથરેહાલ હોય રાખવાની ઓખી હાંડલી રહી હોય રાંધવામા જ્વરની ઘેસ અને મોંઢો ચાટવો રાંધનારી તાવડી કરતા ઉજળી હોય અને કલેશ કરનારી હોય લેણુ લેવા ૪-૫ લેણદાર આંગણાંમાં આવ્યા હોય, છતા કહેતો હોય કે શુ સસારમા લહેર છે! ગુરુ કહે છે ભાઈ મૂક આ જ જાળ! ચાલ મારા ભેગો! તારા આત્માનું સુધરે એવું કઈક તું કરી લે, પેલો એમ કહેશે, સાહેબ! એ વાત ન કરશો

સાધુનુ કહ્યુ ન માન્યુ માનમા મરડાઈ ગયો કષાયમાં કુટાઈ ગયો છતાં ચોરાસીના ચૌટામા આનંદ-મોજ માણી રહ્યો છુ એમ માને છે, પણ ભૂખે નીકળી જશે.

સિદ્ધાંતમા ગાથાએ ગાથાએ વાત ગૂંથી છે સમજવાને ચેતવ્યા છે લક્ષ્મી-વૈભવ આ લોકમા કે પરલોકમાં પણ ત્રાણરૂપ નથી છતાં જીવને પૈસો મળે ત્યાં રાજી રાજી થઈ જાય નાના છોકરાને પૈસો આપો કે રોતો બંધ થઈ જાય પૈસાના તો સપના આવે ૧૦૫ ડીગ્રી તાવ હોય, છતા કેમ નહિ મળે તેવી વાત કરનારો આવે તો એ કલાક બેસી વાતો સાંભળે, જાણે તાવ આવ્યો જ નથી. જેવો વાત કરનાર આઘો ખસ્યો કે કહેશે ચાલો પોતાં મૂકો હુ મરી જઈશ.

પણ ત્યારે અત્યાર લગી શુ હતુ ? છોકરો કદરૂપો ગમતો નથી, પણ તેના બાપનો સગ કરવા ગયા તો છોકરો સામે ભટકાણો તે છોકરો કોણ ? ઓળખો છો ? ના, કદરૂપો છોકરો એટલે દુઃખ, તેનો બાપ એટલે પાપ દુખ પેદા કરનાર પાપ છે, પાપ વિના દુખ આવતુ નથી

પાપનો ત્યાગ કરો, પહેલાં પાપ ટળે તો જ દુખ ટળશે. પણ પાપને છોડવુ નથી અને દુખ જોતુ નથી. એમ બે વાત નહિ બને. તો પાપ હવે કરવા છે ? ના અહીં તો ના પાડો છો પણ બહાર ગયા એટલે એવા ને એવા પાપ કરીને પોરસ કરે રળવાની આવડત તો મને જ છે ઘડીકમા હજાર પેદા કરી લીધા, એમ પોરસ કરે, પણ પાપના ફળ કડવા છે, એ ડાયરીમા લખી લીધુ છે કે નહિ ! શુભ આશ્રવ-અશુભાશ્રવને સમજો છો ને ! કર્તા થાય તેને ભોકતા થવુ પડે, જ્ઞાતા-દ્રષ્ટા પણે ટકે તો દુખ ભોગવવુ ન પડે તારો સ્વભાવ જ્ઞાન કરવાનો છે, જાણુ અને જો, પણ રસ લઇને રાગ દ્વેષ કરીને નવા કર્મ ઉપાર્જન કરે છે તો તેનૂ ફળ નોકર્મ રૂપે આવી ખડુ થાય છે એવુ કદી કરીશ નહિ દ્રવ્યકર્મ, ભાવકર્મ, અને નોકર્મ રહિતની દશા સમજે તે નવે તત્વને સમજે છે કર્મ એ બધન છે

'હુ સત્તાધીશ' આવી જાતનુ ગુમાન લાવે તે પોતાનુ સર્વનાશ નોતરી રહ્યો છે જ્ઞાની કહે છે, કે વૈભવો, સયોગો મળવા, એ પુણ્યોદયને આધિન છે તેમા રસ લેવો કે નહિ રોકાવુ કે ન રોકાવુ તે વર્તમાન પુરુષાર્થને આધિન છે મૃગા-પુત્રના મહેલમા મણિરત્નની પીઠડિયુ અને ચોરસા છે બત્રીસ

સ્ત્રીઓ સુશિયલ છે જે રીસાવામા તો સમજવી જ નહોતી! ધણીને અનુરકતા પતિવ્રતા હતી વળી માતાપિતાના તેના ઉપર ચારેય હાથ હતા યુવરાજ પદનોધણી છતા આ બધામા રસ લેવો કેમ ન લેવો, એ પોતાના હાથની વાત છે કોઈ પાચ હજાર માગતુ હોય લેણદાર આવી ચડયો, તેની સામે તોછડાઈ કરે કે 'થાય તે કરી લે' એમ કહેવામાં આવે, તો લેણદાર ઘરબાર લુંટાવી દે, લીલામ કરી નાખે, પણ એ તમે કોઇ પાસે પાચ હજાર માગતા હો, સામાની સ્થિતિ તગ હોય દેણુ ભરી શકે તેમ ન હોય, ત્યારે તેના ઉપર તમને કરુણા આવે તો જતા કરી શકોછો, કહી શકોછો કે જા ભાઇ તારૂ દેણુ માડી વાળ્યુ દેણુ માંડી વાળવાનુ કહી શકાય પણ દેણુ જતુ ન કરી શકાય તેમ પુન્ય

ભોગવવા રહેવું પડે, એવું કઈ નથી, પણ પાપનો ઉદય આવ્યો ત્યારે ભોગવ્યા વિના ત્રણ કાળમાંય છૂટકો નથી, ઉદયમા નથી આવ્યા તેને સત્તામાથી ઉડાડવા ધારે તો ઉડાડી શકે પાપના ઉદય પીઠશે, ત્યારે બાપના બાપને યાદ કર્શે આરો નહિ આવે મૃગાપુત્રને રાજસાહ્યબી છે, બત્રીસ સ્ત્રીઓ દિવ્ય નાટારભો પ્રબળ પુન્યના ઠાઠ વચ્ચે માતાને કહી રહ્યો છે કે મને દીક્ષા લેવાની રજા આપો મારે સ યમપ થે પડવું છે પુણ્યોદયે મને આ બધુ મળ્યુ છે ત ભોગવી લઉ પછી છૂટો થાઉ તેમ મારે નથી કરવું

પુણ્યમા અને પાપમા આટલો ફરક છે માટે જ્ઞાનીઓ કહેછ કે પરિગ્રહથી બચવા પ્રયાસ કરો પરિગ્રહ એ પાપનું મૂળ છે કેટલાક એમ કહે છે કે વરસી તપ કર્યો દાન દીધુ

વગેરે કરવાથી પુણ્ય ખપાય છે અને એ પુણ્ય ભોગવવા ભવ કરવા પડે છે માટે તેમ કરવું નથી, આ માન્યતા ઊંધી છે. કબજિયાત હોય ત્યારે એરંડિયું લેવું પડે જેવું એરંડિયું પેટમાં પરિણમન થાય, કે મળનો નિકાલ થઈ જાય પછી એરંડિયું કાઢવા બીજું કંઈ લેવાનું ન હોય, તેવી રીતે પાપને ખપાવવા પ્રયાસ કરવાનો હોય છે પાપ એ મળ છે, પાપ ટાળવા-કાઢવા પુરુષાર્થની જરૂર છે

પુણ્યને ખપાવવું પડતું નથી, તેનો તો સહેજે નિકાલ થઈ જાય છે તપથી કર્મ ઓછા થાય છે અંશે અંશે કર્મનું ખરી જવું તે નિર્જરા અને સંપૂર્ણ પણે આત્મ પ્રદેશમાંથી કર્મોનું ખરી જવું તેનું નામ મોક્ષ. આ પ્રમાણે નવતત્ત્વની યથાર્થ પણે ખાત્રી કરવી તેનું નામ સમકિત સમકિત કાંઈ દેવા લેવાની વસ્તુ નથી, કે સંઘાડા-વાડાની ચીજ નથી સમક્તિ એ આત્માનો અરૂપી ગુણ છે સમકિતની પ્રાપ્તિ બે પ્રકારે છે નૈસર્ગિક અને અધિગમ નૈસર્ગિક એટલે કુદરતી અને અધિગમ એટલે ગુરુ દ્વારા, ગુરુના ઉપદેશથી

વીરજી વોરાને છપ્પન ક્રોડ સોનૈયા આવી ગયા દીકરી સારે ઠેકાણે પરણાવી બાઈને પુત્ર થયો, જેનું નામ લવજી પાડયું લવજી ભાઈએ પહેલા ખંભાત સંપ્રદાયમા યતિની દીક્ષા લીધી હતી પછી જૈનની દિક્ષા લીધી હતી સાચી દીક્ષા લીધા પછી ઘણું સહન કર્યું લવજીઋષિએ જૈન ધર્મનો સુંદર પ્રચાર કર્યો, લવજીઋષિ નાનાને ઘેર ઉછર્યા હતા માતાની પાસે પ્રતિક્રમણ રોજ સાંભળતા સાંભળતા મુખપાઠ થઈ ગયું એક દિવસ જાતે બોલવા માંડયું યતિ વરજાંગે

કહ્યુ, આ પુત્ર મને આપી દો યતિની દીક્ષા લીધી. મોટા થયા. સૂત્રોનું અવગાહન કરતા થયા તેમાં ખાત્રી થઈ પછી સત્ય વસ્તુ સમજાણી છત્રી, ચામર પાલખી, નહાવું, ધોવું એ સાધુને ન ખપે. યતિઓ બધા પુણ્યના થોક ભોગવવામા જ પડી ગયા છે મારે તો સાચી જૈનની દીક્ષા લઈ આત્માનું કલ્યાણ કરવુ છે

જ્યારે વીરજી વોરાને આ વાતની ખબર પડી, કે લવજી ગુરુદેવની સામે થયા છે પછી તો શું કહેવું ! હેરાન કરવાના જ પ્રયાસો કરવા લાગ્યા તેના ભકતોને કૂવે પાણી પણ ભરવા ન દેવું, એમ ખૂબ દુ ખી કરવાના પ્રયાસ આદર્યા કારણ કે શ્રીમન્ત હતા, શલ્યાદિમાં પણ વિરજીભાઈનું વર્ચસ્વ હતુ તેથી લવજીઋષિ (પૌત્ર)ને પજવવામા બાકી ન રાખી, પણ અંતે સત્યનો વિજય અને પાપનો ક્ષય થાય છે

પવિત્ર પુરુષો ભોગને લાત મારી નીકળી ગયા છે મૃગાપુત્રને માતા કહે છે ધન-ધાન્ય નોકર-ચાકરનો સમૂહ આવી સાહ્યબીમાં ઉછરેલો

> બાવીસ પરિષહ જીતવા, શ્રી કરવો ઉગ્ર વિહાર
> દોષ બેતાલીસ ટાળીને, શ્રી લેવો સૂઝતો આહાર,
> ઘેર ઘેર ફરવું ગોચરી શ્રી સુણો દુઃખ અપાર રે
> સુણ બાલુડા સંયમ મત લેજો અમને છાંડીને

ઘેર ઘેર ગોચરી કરી શકીશ કઈ રીતે ? બાવીસ પરિષહ સહન કરવા પડશે. આવા દુ ખ કેવી રીતે સહન કરશે ? માટે રાજપાટ વૈભવ ભોગવ વળી પણ માતા શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.



વ્યાખ્યાન ૭૯ મુ

સં. ૨૦૨૦ના આસો સુદિ ૫ ને શનિવાર, તા. ૧૦-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયન સૂત્રનાં ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

धण धन्न पेसवग्गेसु, परिग्गह विवज्जणं ।
सव्वारम्भ परिच्चाओ, निम्मत्तं सुदुक्कर ॥२९॥

મૃગાવતી માતા પુત્રને વાત સમજાવી રહ્યાં છે. પ ચમહાવ્રતનુ સ્વરૂપ, જે માતા સમજાવે છે, તે માતા કેવી સ સ્કારી અને જ્ઞાનવાન હશે ? પ્રભુના માર્ગને જાણ્યો હશે ત્યારે જ પોતાના પુત્રને સ યમની દુષ્કરતા સમજાવતા હશે. પાચમા મહાવ્રતમા પરિગ્રહના પચ્ચક્ખાણુ કરવાના હોય છે સર્વ પરિગ્રહથી વિરામ પામવુ સર્વ આર ભનો ત્યાગ કરવો, એ દુષ્કર વાત છે કારણુ કે અનાદિથી ભટકતા જીવને પરિગ્રહનો મમત્વ લાગ્યો છે, તેને છોડવાનુ મન થતુ નથી જે જીવો આર ભ પરિગ્રહને સમજતા નથી તે ધર્મ પામી શકતા નથી પૈસા-ધનનો મોહ, એ દુ ખદાયક છે એક અગ્રેજ લેખકે કહ્યુ છે કે, " Love of Money is The Root of evil " પૈસાનો મોહ એ પાપનુ મૂળ છે. જેને પૈસાનુ મમત્વ લાગે છે, જે પૈસા પાછળ જિંદગી ખરચે છે, તે અ તે દુ ખી થાય છે જે જે જીવો પરિગ્રહમા ગૃદ્ધ થયા છે તે નરકે ગયા છે ભગવાન એક જ વાત સમજાવે છે કે,

જો તારે સંસારથી તરવું હોય, તારા આત્માનું શ્રેય કરવું હોય, તો વીતરાગદેવે જે માર્ગ પ્રરૂપ્યો છે તે માર્ગે આગળ વધ.

પ્રભુ કહે છે કંઈ, અને આપણે કરીએ છીએ કંઈ. આમ વિપક્ષ વાતનો મેળ કેમ ખાશે ? કોઈ પુરુષને જીવ જોડે અણબનાવ થઈ ગયો. અબોલા લીધા હોય, પછી તેની સ્ત્રી જો તેમની સાથે હસીહસીને વાતો કરે આવે, તો આ સંસારમાં તેનો વર્તાવ કડવો લાગે છે તેમ જ્ઞાની કહે છે તેનાથી વિપરીત વર્તન સાધકને માટે કડવો લાગે છે માટે હે ભવ્ય માનવી ! તારે તરવું હોય તો જ્ઞાનીએ જેની ના કહી છે તેનો આદર કરીશ નહિ

આરંભ અને પરિગ્રહ એ દુઃખના કારણો જ્ઞાનીઓએ કહ્યા છે અને તેના સેવનની ના કહી છે માતા મૃગાપુત્રને સમજાવે છે કે પરિગ્રહ રહિત વિચરવું તે વિશેષે કરીને દુષ્કર છે કદાચ બાહ્ય પરિગ્રહ તો છૂટે પણ તેટલા માત્રથી કલ્યાણ નથી

સાધુ સંયમઅર્થે વસ્ત્ર, પાત્ર, કંબલ વગેરે રાખે તેટલા માત્રથી પરિગ્રહનું કારણ બનતું નથી પરંતુ તે ઉપર મૂર્છાભાવ થાય તેના ઉપર રાગભાવ થાય, તે પરિગ્રહ કહેવાય છે ઉત્તરાધ્યયનસૂત્રમાં ધર્મકથા વિશેષે કરીને કહી છે તેની પાછળ ઉદ્દેશ તો એ છે કે એ ધર્મકથા સાંભળી, જીવો આરંભ-પરિગ્રહથી મુક્ત થાય પરિગ્રહનાં કેવાં કડવાં ફળ મળે છે તેનું આબેહૂબ વર્ણન ધર્મકથા દ્વારા ભગવાને રજૂ કર્યું છે ધર્મકથા તે ચરણકરણાનુયોગમાં સ્થિર કરાવવા માટે છે પ્રભુના પંથે પડવા તૈયાર થવા માટે છે

જ્ઞાની કહે છે, કે સમતાનાં દ્વાર ઉઘાડા રાખવાથી રાગ પોષાય છે, તો તેને બંધ કરી દે બે જણાં એકી સાથે જમવા બેઠા હોય, જમવાની વસ્તુ તેની તે છે, છતા એક માણસ જમતા જમતા સાત આઠ–કર્મ બાંધે છે, જ્યારે બીજો સાત–આઠ કર્મોને છોડે છે. ભોજન એક સરખુ છતા પરિણામની ધારામાં ફેર છે. એક માણસ એમ સમજે છે, કે હું જમવા બેઠો છુ શરીરને પોષણ આપવુ પડે છે, કારણ કે, શરીર પાસેથી કામ લેવુ છે, તે માણસ ભોજનને નિરસ ભાવે ખાય છે બીજો આસકિતપૂર્વક ભોજનની એક એક વાનગીને વખાણીને ખાય છે રાગ કરવાથી કર્મની આવક વધે છે અને તેથી સસારવૃક્ષ ફાલેફૂલે છે પુણ્યના યોગથી મનુષ્યભવ મળ્યો છે તો તેમા આત્માનુ કલ્યાણ કરવા વીતરાગના માર્ગે શકિત પ્રમાણે ચાલવા માડો જે પ્રકારના સાધનો મળ્યા છે તે પુણ્યોદયથી મળ્યા છે હવે વર્તમાન પરિણામમા તે તે સાધનોમા મૂર્છા કરે તો તેનાથી નવા નવા કર્મબધનો ઊભા થાય છે મળ્યુ તે પુણ્યોદયને આભારી છે આસકત થવુ તે તારી નરી અજ્ઞાનતા છે જેટલી અજ્ઞાનતા તેટલા વધુ પાપ બધાય છે સર્વ આરભ પરિગ્રહનો ત્યાગ કરી નિર્મમત્વી થવુ દુષ્કર છે

> उदारस्य तृण वित्त, शूरस्य मरण तृण ।
> विरक्तस्य तृणं भार्या, निस्पृहस्य तृण जगत् ॥

ઉદારને મન પૈસો, શૂરપુરુષને મરણ, ત્યાગીને ભાર્યા, અને નિસ્પૃહિને આખુ જગત તણખલા સમાન હોય છે ઉદાર જીવને પરિગ્રહ ઉપર મમત્વ હોતુ નથી, આવ્યા ત્યારે

પ. ઉપર કંઈ નહોતું અને જવાના ત્યારે પણ દેહ ઉપર કંઇ રહેવા નહિ દે

**આત્મા નમન લાગું નમન કોના છમન કોના મગન**

આ મારો દીકરો, ભાઈ, બાપ, બહેન, સ્ત્રી, ઘરબાર, રાચરચીલું એમ મમત્વ બુદ્ધિ કરો છો, પણ આમા તમારૂ શુ છે ? તારું હોય, તે તારાથી જુદુ પડે જ નહિ અને જે જુદુ પડે તે તારું હોય કયાથી ? માટે જ્યાં કાંઇ મારૂ નથી તો પછી મમત્વ શા કામનું ? શરીર પણ અંત તારૂ નથી. શરીર સડણ-પડણ-વિધ્વંસણ સ્વભાવવાળુ છે તે પણ છોડીને જવાનું છે જન્મ્યો ત્યારે સવા ફૂટ ધરતી અનેજઈશ ત્યારે ૭ ફૂટ ધરતી જોઇશે વચમા કેટલા ફૂટ જમીન પચાવી પડે છો થોડી જિંદગીમા ચાળાનો કોઈ પાર નથી. આટલી ઉપાધિ કેમ વહોરો છો ? સુખે જીવન જીવવુ હોય સકામ મરણે મરવું હોય, તો આ એક જ જ મમા એવો પુરુષાથ કરો કે ભાવિમા ફરી જ મરવુ ન પડે જ મરવું ને મરવું, વળી જન્મવુંને મરવું, આમ આરો ક્યારે આવશે ? દુખી લોકો દુખના આંસુ સારતાં હોય છે તેનાં દુખ સાભળો બને તો તેનાં દુખ દૂર કરવા પ્રયત્ન કરો, તેમનાં કાળજાને ઠારવા માટે મીઠા વચન કહો તેમા શુ દરિદ્રતા લાવો છો ?

**प्रियवाक्य प्रदानेन सर्वे तुष्यन्ति जन्तवः**

પ્રિય વાક્ય બોલવુ તોછડાઇ વાપરવી નહિ તોછડાઈ વાપરનાર પોતાના ધનનુ ગુમાન આગળ કરે છે સામાને પણ એમ થઇ જાય છે કે અહીં આશા રાખવી નકામી છે ભાઇઓ ! જે કોઈ તમારી કને માગવા આવે છે, તે

તમને બોધ દેવા આવે છે, કે એક દિવસ અમે પણ તમારા જેવા જ હતા, તમારી જેમ ધનની મડાગાઠ વાળીને બેઠા હતા, અમે મોજશોખ, ગાનતાન, હરવા–ફરવા, ખાવા-પીવામા બધુ ગુમાવ્યુ પરિણામે માગવાની દશા આવી

તમારો દિવસ છે, તો જો આ સમયમા કઈ પણ તમારા ધનનો સદ્દઉપયોગ નહિ કરો, તો જેવી અમારી હાલત થઈ તેવી જ તમારી હાલત થશે જે માણસ ઉદાર છે, તે પૈસાને તણુખલા સમાન માને છે આતો વીરડો છે, જેમ ઉલેચશો તેમ ભરાતો જશે. વીરડો નાનો દેખાય પણ કેટલા બૈરા પાણી ભરી જાય છે! જેમ વીરડો ઉલેચાય તેમ પાણી ભરાતુ જાય તો પછી તમે પરિગ્રહની મમતા રાખીને શુ બેઠા છો! આજે મળ્યુ તેનુ સુખ પણ અનુભવી શકતા નથી અને નવી નવી તૃષ્ણાઓ ઊભી કર્યે જ જાઓ છો બીજાનુ કેમ પડાવી લઉ એવી જ ભાવના વર્તે છે

મહર્ષિઓ કહે છે કે, જેના હૈયામા ધર્મ છે, ત્યા કરુણા-ભાવ હોય તે માનવી હાથેથી અપાય ત્યા સુધી આપ્યા જ કરે, આગળના શ્રાવકના દ્વાર અભગ રહેતા, ઉઘાડા રહેતા હતા. કપડા, અન્ન, છાશ આદિ જે જોઈએ તે મળે. આજે, તો છાશના પણ પૈસા લે તમારી ઉદારતાની શી વાત કરવી ?

પ્રાચીન કાળમા શ્રાવકોના હૃદય વિશાળ હતા તેમના સકુચિત માનસ નહોતા

**ઉદારતાનો ઉચ્ચ નમૂનો, જેની જોડીએ હજુયે નથી એ,**
**સ્વદેશ રક્ષણ ધર્મની ખાતર, દ્રવ્યની રેલો જેણે રેલી હતીએ,**
**એક દિન જૈનો ભારત વર્ષનુ, ભૂષણ થઇને શોભ્યા હતા એ,**

આગળના શ્રાવકોમાં ઉદારતાનો એવો પ્રબળ ગુણ હતો, કે જેનો જોગ જગતમાં મળવો મુશ્કેલ છે તેની કથાઓ વાંચીએ તો ખબર પડે તેના આંગણે આવેલો હતાશ થઈને ન જાય, પણ કંઈક ને કંઈક લઈને જ જાય ઉલટું આવેલ માણસે આશા રાખી હોય તેનાથી વધુ પામીને જાય. આગળના શ્રાવકો, 'કણે કણમાં ખાનારનું નામ છે' તેમ માનતા હતા જેના ભાગ્યનું હશે તે લઈ જશે, દાનમાં નહિ વાપર્યું તો એક વખત જવાનું તો છે જ, કાં મારી હયાતિમાં ધન ચાલ્યું જશે અને કાં ધનની હયાતિમાં હું ચાલ્યો જઈશ એમાંથી એક વાત તો બનવાની જ છે તો પછી મમત્વ શા માટે ! કે તિજોરી બંધ કરી સ્ટોપીના થવું ગમે છે ! પરિગ્રહ કારમો છે તેમાં ગૃદ્ધ થયેલાને કેવો ભવ કરાવે છે, તેની ખબર છે !

એક માણસે એક હજાર સોનામહોર દાટી હતી તેમાં મૂર્છિત થયેલો તે જીવ મરીને ઉંદર થયો. પછી જ્યાં સોનામહોર દાટી હતી ત્યાં બચ્યો અને રોજ રોજ સોનામહોર બહાર કાઢે તેના ઉપર નાચે કૂદે અને પછી એક એક કરીને પાછી તેજ જગ્યાએ જમીનમાં મૂકી દે કોઈ એક માણસે વૃક્ષના ઓઠે રહીને ઉંદરની આ પ્રવૃત્તિ જોઈ પરિક્ષા કરવા એક સોનામહોર લઈ લીધી. ઉંદરે જ્યારે સવ સોનામહોર દરમાં મૂકી દીધી ત્યારે તેમાંથી એક ઓછી થયેલી જણાઈ તિર્યંચને પણ પરિગ્રહ સંજ્ઞા તો જુઓ! માથાં પછાડી મરી ગયો. ત્યાંથી મરીને બીજી નરકે ઉત્પન્ન થઈ ગયો. પરિગ્રહમાં આસક્તિ રાખનારને પરિગ્રહ કેવા બનાવશે તેનો નમૂનો તો જુઓ ?

અત્યારે માનવ છો. તે મૂડીએ મૂડી આવતા ભવે રહેશે ખરી ? માંડ મનુષ્યભવ મળ્યો છે. બહુ પુણ્યના જોગે મળ્યો છે, તો આ ભવમા સાચી કમાણી કરવાની, કે થેલીઓ પંપાળવાની ? તમે નોટો ગણશો કે નવકાર ? આજે પૂછીએ કે કાંઈ ધર્મધ્યાન કરો છો ? તો જવાબ મળે કે સૂતી વખતે ત્રણ નવકાર ભણુ છુ, અને ઊઠતી વખતે ત્રણ નવકાર ભણુ છુ. બસ, પતી ગયુ ? બહુ મોટુ કામ કરી દીધુ ? કયાં ઊભા છો ! વિચાર કરો

નંદમણિયારે વાવમા મૂર્છા રાખી, તો મરીને નંદપુષ્કરણી વાવમા દેડકો થયો નંદમણિયારને મિથ્યાત્વીનો સંગ થવાથી પુણ્યને ધર્મ માનવા લાગી ગયો. પ્રથમ તો તે ભગવાન મહાવીરનો શ્રાવક હતો. તેણે ગામ બહાર ચાર બાજુ ચાર બગીચા બનાવ્યા એક દિશામા દાનશાળા બંધાવી બીજી દિશામા હજામતશાળા, ત્રીજી દિશામા નાટકશાળા અને ચોથી દિશામા ઔષધશાળા બનાવી. બધા વચ્ચે નંદપુષ્કરણી વાવ ગળાવી જેનુ પાણી ઈષ્ટ, મિષ્ટ, પથ્ય અને હિતકારી હતુ ઘણા લોકો ત્યા વિશ્રાંતિ લે વાહ, નંદમણિયાર વાહ ! એમ બધા વાહ વાહ કરવા લાગ્યા પણ વાહ વાહ તે હવામા ઊડી ગયુ એ ઘડી કાનને પ્રિય મનોહર લાગ્યુ, પણ જીવનના અંતકાળે, નંદમણિયારને સોળ રોગ ઉત્પન્ન થયા શરીરમા બળતરાનો પાર નહિ ન ઊઠી શકાય, કે ન બેસી શકાય રાજગૃહી નગરીમા ઢંઢેરો પીટાવ્યો કે જે કોઇ રીતે આ રોગ મટાડી જાણતા હોય તે આવો, હુ મોટામા મોટુ ઈનામ આપીશ સૌએ આવી અજમાયશ કરી, પણ કોઈ રોગને મટાડી શકયુ નહી વ્યાધિ વધતી ગઈ, પરિણામે

શાંતિથી શ્વાસ પણ લઈ શકશો નહિ દર્દ આવે ત્યારે તેને લેવા કોણ સમર્થ છે!

હીરાનો હાર પહેર્યે, હીરના ચીર પહેર્યે સંગીતના સૂર સૂણ્યે કંઈ દર્દ મટે! ના તો પરિગ્રહ કયે ઠેકાણે કામ લાગે છે તે તો બોલો? મરતી વખતે 'ધન શરણં પેઢી શરણં, પૂત શરણં, કહેશો, કે અરિહંતા શરણં, સિદ્ધા શરણં" કહેશો? ધર્મને ક્યાં રાખ્યો છે! ધર્મનાં ભાતાં વિના જશો તો ભવાટવીમાં રઝળી પડશો.

મધર એન્ડ ફાધર સઘળી, વેઇટ વીથ નોટ કશી
વાઇફ કુ માય માય ધોઝ હીયર કોઈ નથી
પીપલ ઓફ મોહ બધા ધોઝ હીયર કોઈ નથી

ફાની દુનિયામાં એકલો આવ્યો આવીને મનના મોહ બધા ધા-
ળ્યું પડશે એકલા તારે મૂકી મૂરખ નઝારા કોણ-
ભાઈ રે પછી જગમાં તારે કોણ કોણ વહાલાં?
માતા કે પિતા કોઈ ન તારા ભાઈ ને બેની દૂર રહેનારાં
ઘરની સ્ત્રી પણ પાસે ન આવે, ભૂલશે બાળક તારાં- કોણ-
ભાઈ રે પછી જગમાં તારે, કોણ કોણ વહાલાં?

આ જગતમાં માતા પિતા, સંપત્તિ, વારસો કોઈ પણ તારી સાથે નથી આવવાનાં ભૂલ સમાન બાંધવો કે ખમા કહેનારી બહેન કે અર્ધાંગના કહેવાતી સ્ત્રી પણ આંસુ પાડી બેસી રહેશે. આમાં કોણ તારું છે? માટે મમતાનો દોર છોડી આત્મા-પરમાત્માના વિચાર કરી જ્ઞાન દર્શન ચારિત્ર-તપમાં રમણતા કરો કરવા જેવું આ છે વળું પડ્યો એ તો ધિક્કાર છે

આવે અંધારા, ઓસરે અજવાળાં આ
કાળ સમીપ ત્યાં કોનાં રખવાળાં?

**જીવતનાં સ્વપ્નાં મનને મુંઝાવે એ**
**આત્માની સર્વ વાતો ભુલાવે.**

આખ ઉઘડે કે સ્વપ્નુ વિલય થઈ જાય છે, જ્યારે આ સ્વપ્નુ એવુ છે, કે આખ મિચાણી કે ઊડી જાય છે જગત સ્વપ્નવત્ છે માટે જ્ઞાનીઓ કહે છે, કોઈ તમારા નથી મોહ કરશો નહિ આરભપરિગ્રહમા શુ રચ્યાપચ્યા રહો છો ? આ છે, ને આ નથી સોનાના દાગીના છે અને હીરાના નથી આટલુ કર્યુ, હજી આટલુ બાકી છે ત્રણ દીકરા પરણાવ્યા, હજુ બે બાકી છે નાનાને ઘેર પારણુ બધાય, એટલે રમાડીને જાઉ આવી લાલ-પાલ કરતા તારા અમુલ્ય રાત્રિ દિવસો હરાઈ જાય છે જિદગી વ્યર્થ જાય છે કેમ પ્રમાદમા પડયા છો ! ઊઘ ઉડાડો

તમે ગોદડુ ઓઢી સૂતા છો, એટલે જ્ઞાનની લાઠી લઈ ગુરુજી ફરી વળે છે, પણ સારી લાગતી જ નથી મારુ કોણ ! હુ કોનો ! આટલો વિચાર તો કરો ! મન-વાણી, દેહ, પર પુદ્ગલ છે 'હુ' અજર, અમર, અખડ, અવિનાશી જાગતી જ્યોત છુ હુ મારુ સ્વરૂપ ભૂલ્યો છુ, તેથી જ રખડપટી છે **અજ્ઞાન એ અંધાપો છે.** આખે ઝાખ આવતી હોય તો ચશ્માવાળાની દુકાને પહોચોને ! ડોકટર આખ તપાસી કહે, કે ઝામર છે, ઓપરેશન કરાવવુ પડશે. સોય લઈ ડોળામા ઇન્જેકશન દઈ દે, તો પણ કહેશો, કબૂલ છે ડોકટર ગમે તે કરે, ત્યા દલીલ કરતા નથી તો પછી અહી શુ દલીલ કરવા માડો છો ! મોહના પડળ ઉતારી, જ્ઞાનનો પ્રકાશ મેળવવો હોય, તો જ્ઞાનીની વાણીમા શ્રદ્ધા લાવવી જોઇશે

શ્રાવક થઈને કંદમૂળ ખવાય જ નહિ. અને રાત્રીભોજન પણ કરાય નહિ છતા રાત્રીભોજનના ત્યાગમા પણ ગલ્લાતલ્લા કરે હંસ જેવા પંખીઓ સાચા મોતીનો ચારો ચરવો રાત્રે મૂકી દે છે ત્યારે માનવો દલીલ કરે છે, કે સાહેબ રાત્રે બજારમાથી મોડો આવું છુ માટે રાત્રીભોજન ત્યાગ નહિ થાય દેવાનુપ્રિયો ! તમને કઈ કોટિમા મૂકવા !

હિંદુ શાસ્ત્રમા કહે છે કે, રાત્રીએ ભોજન લેવું તે અન્ન, માસ બરાબર છે અને પાણી પીવું, તે લોહી બરાબર છે, કારણ કે કેટલાય ત્રસ જીવો એટલા સૂક્ષ્મ છે, કે દિવસના પણ નજરે માંડ માંડ દેખાય છે, તે રાત્રે તો કેમ કરી દેખાય ! રાત્રીભોજનમાં ત્રસ જીવોનો ઘાણ નીકળી જાય છે માટે તમારાથી રાત્રીભોજન કેમ થાય ? સાધુ ગૃહસ્થની શેહમાં દબાઈને કહે તબિયત અમે ન થાય તો કઈ નહિ, જવા દો. બીજી રીતે ધમ ધ્યાન કરો એમ અનુમોદના પણ સાધુથી ન દેવાય કારણ કે તેથી તો તેને વ્રતમાં ઢીલો પાડી દીધો

કોઈ એક રાજા પાસે ગુરુ–શિષ્ય આવ્યા શિષ્યે રાજાને ધર્મોપદેશ દેવા માંડયો જેવું છે તેવું બોલ્યો : જે માણસ કુશના બિંદુ જેટલુ માસાહાર કરે છે તે મરીને “ યાવતચંદ્ર દિવા કરો, ” ચંદ્ર–સૂર્ય રહે તેટલા સમય સુધી નરકમાં રહે છે આ સાભળી રાજાના રૂવાડાં ઊભાં થઈ ગયાં પગે લાગી ગુરુને પૂછે છે મહારાજ ? મારુ શું થશે ? મે તો માસાહાર કરવામા બાકી નથી રાખી. ગુરુ કહે : ભાઈ સમતા રાખો બાળકે એમ કીધુ છે કે તલ જેટલુ માંસ ખાય તો નરકમા જાય પણ તમે તો ઘણુ ખાધુ છે માટે તમે

તો ઠેકડો મારી નરક કુંડ માંથી બહાર નીકળી જશો આવા ગુરુ તારશે શુ ? પાપના પોષક કુગુરુઓ એ તો કાળોકેર વર્તાવ્યો છે. રાજા વૈરાગ્યની શ્રેણીએ આવી જવાની તૈયારીમા હતો, છતા લોભી ગુરુને એમ થયુ, કે જો હુ ભૂલ બતાવીશ તો મારો સેવક નહિ રહે. એટલે ગુરુએ પત્થરની નાવ ઉપર બેસાડી દીધો આવા લોભી, લાલચુ કુગુરુ શુ કરશે ?

રાત્રી ભોજન શ્રાવકને ન હોય, તો પછી સાધુને તો સર્વથા ત્યાગ હોય જ રાત્રે બામ પણ ન ચોપડાય. રાત્રીએ દવા પણ ન રખાય. જેમ પખી સવારે પાખ ખ ખેરી ઊડી જાય, તેમ સાધુ કોઇ પણ જાતના સગ્રહ વિનાના હોય, આવી દુષ્કર વાત માતા સમજાવે છે. હજુપણ શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



### વ્યાખ્યાન ૮૦મું

**સં. ૨૦૨૦ના આસો સુદિ ૬ ને રવિવાર, તા. ૧૧-૧૦-૬૪**

**સિ**દ્ધાત 'એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાત પ્રરૂપ્યા' ઉત્તરાધ્યયનસૂત્રના ઓગણીસમા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

> **चउविहेऽवि आहारे, राईभोयण वज्जणा ।**
> **सन्निही स'चओ चेव, वज्जेयव्वो सुदुक्कर ॥३०॥**

મૃગાપુત્ર આત્મસ્વભાવના લક્ષે સસાર ફગાવી દેવા તૈયાર થયા છે તે માતાપિતાને કહે છે 'આ સસાર

જ મ-જરા મરણથી વ્યાપ્ત થયેલો છે આધિ, વ્યાધિ, ઉપાધિથી સંસાર બળી-જળી પ્રજળી રહ્યો છે હવે મારે આ સંસારમા ક્ષણમાત્ર પણ રહેવું નથી. મારે મૂળભૂત દશા-જે સિદ્ધ દશા છે તેને પ્રાપ્ત કરવી છે હવે મારે ઘર અંતિમા રઝળવું નથી. એવી રીતે મૃગાપુત્ર સંયમપંથે પડવા તૈયાર થયા છે માતાપિતા પાસે રજા લઈ રહ્યા છે માતાપિતા સંયમ માર્ગની દુષ્કરતા સમજાવે છે પંચમહાવ્રત સમજાવ્યા.

હવે છઠ્ઠું મહાવ્રત, રાત્રી-ભોજન ત્યાગનું સમજાવતાં કહે છે ચાર પ્રકારના અન્ન છે અનાજ પાણી, મેવો અને મુખવાસ આ ચારેય આહારનું રાત્રી-ભોજન સાધુને વર્જ્ય હોય રાત્રીને વિષે, ઘી, તેલ, દૂધ આદિનો સંગ્રહ પણ કરાય નહિ જે ઉપાશ્રયના મકાનમા ઠંડા કે ગરમ પાણીના ઘડા રહેતા હોય ભગવાને કહ્યુ છે, કે હાથની હથેલી સુકાય ત્યાંસુધી પણ, રાત્રીએ સાધુએ તે સ્થાનમાં રહેવાય નહિ ગવેષણા કરતા બીજુ સ્થાન ન મળે તો એક રાત્રીથી વધુ વખત તે સ્થાને રોકાવાય જ નહિ અને રોકાય તો જેટલા દિવસ રોકાય તેટલા દિવસનું ચારિત્ર કપાય મુનિનો માર્ગ કેટલો કઠિન છે ? આટલુ કઠિન શા માટે કીધુ ? પાણી રાખ્યુ હોય તો રાત્રીને સમયે ખૂબ તરસ લાગી હોય તો પીવાનો સંકલ્પ થઈ જાય. તમારે પણ પાપધ કર્યો હોય તરસ લાગે ત્યારે ઠંડા પાણીના પોતા મૂકવાં પાપધમા કલ્પ નહિ. સાધુને રાત્રીને સમયે ઠંડો કે ગરમ લેપ લગા વા કલ્પે નહિ

સાધુને રાત્રી ભોજન સાથે આ પણ વર્જીત છે સાધુઓએ રાત્રીએ ગમે તેવા દર્દમા પણ ઈન્જેકશન લેવાય

નહિ. ઉપાશ્રયમા અ ધારુ હોય, ઘણા માણસો રાત્રીને વખતે પડી જતા હોય, હાથ-પગ ભાગે માટે ઝીણી લાઇટ હોય તો સારૂ, "બધા ઉપાશ્રયમા લાઇટ છે આહી કેમ નહિ !" આવો સ કલ્પ સાધુથી થાય નહિ જે ઉપાશ્રમમા દીવા બળતા હોય ત્યા મુનિએ રહેવુ કલ્પે નહિ રાત્રીએ વાચવાનુ કે ભણવાનુ સાધુથી થાય નહિ. જેટલુ આવડે તેટલુ મોઢેથી સ્વાધ્યાય થાય, ધ્યાન થાય, ચિ તવન થાય, અગર આખી રાત ધર્મજાગરિકા કરવાનીચે ના નથી સાધુ રાત્રીએ પહેલી પોરસીએ પ્રતિક્રમણ કરે, એ થઈ રહે એટલે સ્વાધ્યાય, બીજી પોરસીએ ધ્યાન ધરે અથવા સ્વાધ્યાય કર્યો હોય તેના અર્થની વિચારણા કરે ત્યાર પછી, સાડાબાર વાગ્યે નિદ્રા કરે અને ચોથે પહોરે પાછા સ્વાધ્યાયમા લાગી જાય આમ, સ્વાધ્યાય-ધ્યાનમા દીવાની જરૂર પડતી નથી.

આગળના માણસો સમજતા, કે પૂજના ઉપાશ્રયમા તો અ ધારુ જ હોય હવે સુધારકો જાગ્યા, એટલે લાઇટ મૂકવા લાગ્યા લાઇટથી ઉપાશ્રયનો દેખાવ ઠીક લાગે. બસ દેખાવમા જ રહી ગયા, પણ આ કયુ સ્થળ છે ! ધર્મ કરવાનુ કે ધાડ ઉઠાડવાનુ ? આ ધર્મનુ સ્થળ છે લાઇટ તો શુ, પણ મનોહર ચિત્તઆકર્ષક ચિત્રો કે ધૂપ-સુગ ધવાળુ વાતાવરણ કે તોરણ-પડદા, સુખડના કોરણીવાળા કમાડ, જે જોવાનુ વારવાર મન થાય અને સ્વાધ્યાય રોકાઈ જાય, ત્યા તે સ્થળને મુનિએ, મનથી પણ ન ઇચ્છવુ પણ જ્યા સ્ત્રી-પશુ, પ ડગ રહિત સ્થાન હોય, કે જ્યા જીવોની ઉત્પત્તિ થતી ન હોય, તેવા સ્થાનમા સાધુથી રહેવાય. 'ઉપાશ્રય સુધારવા જેવો છે, નળિયા ચળાવ્યા નથી અને મોટા ઉપાડે ચોમાસાની

વિનવી કરી છે,' આવું મુનિ, મનથી પણ ન ઇચ્છે, મુનિનો માગ તદ્દન નિરાળો છે આ માર્ગમાં એક પણ જીવની હિંસા પાલવતી નથી તો મુનિથી રાત્રીભોજન તો કેમ જ થાય? દેહને દુઃખ-ભૂખ ટાઢ લાગે, તેની સાધુ દરકાર કરતા નથી. કારણ કે બીજી ગતિમાં ઘણાં દુઃખો પરવશપણે, ભોગવી આવ્યા છીએ તો સ્વાધીનતાથી સહન કરીશ તો તેમાં તારું શ્રેય છે.

એક ખેડૂત ખેતરમાં કામ કરી રહ્યો છે ત્યાં થઈને મુનિ નીકળ્યા ખેડૂત મુનિને જોઈને પગમાં પડ્યો વંદન નમસ્કાર કર્યા અહો, મને સંતના દર્શન ક્યાંથી! સાધુ-પુરુષોના અંગે અંગમાં દિવ્ય જ્યોત બળી રહી છે

> સાધુજીના અંગે અંગમાં દીવડા બળે રે
> વૈરાગી સાધુ ગુણના ભંડાર
>
> પ્રથમ દીવો સાધુ લલાટે રે દિસે,
> એ...રી એમાં બ્રહ્મચર્યનું તેજ ભાસે રે
> વૈરાગી સાધુ ગુણના ભંડાર
>
> બીજો દીવડો રે સાધુ નયને મુકાયો,
> એ રી એને દયાના દિવેલે જલાવ્યો રે
> વૈરાગી સાધુ ગુણના ભંડાર
>
> ત્રીજો દીવડો મુખે સત્યનો પ્રકાશી
> એ...રી એની તુલના કરી નવ થાયે રે
> વૈરાગી સાધુ ગુણના ભંડાર.

પ્રથમ દીપક લલાટમાં ભાલ-પ્રદેશમાં બ્રહ્મચર્યના તેજ બળી રહ્યા છે બીજો દીપક નયનમાં કરુણાના ઝરા વહે છે आत्मवत् सर्व भूतेषु यः पश्यति स पश्यति ॥ મને જેમ સુખ પ્રિય છે તેમ, બધા આત્માને સુખ પ્રિય છે દુઃખ કોઈને પણ ગમતું નથી ત્રીજો દીપક મુખમાં સત્યનો

ઝળકે છે સત્ય બોલવુ, પ્રિય બોલવુ, અસત્ય કે અપ્રિય વચન ન બોલવા. સુભાષિત શબ્દો બોલવા, કે જે વાણી સામાના હૃદયમા આરપાર નીકળી જાય. હૃદય વૈરાગ્યથી રગાઈ જાય ચોથો દીવડો હૃદયમા ઝળકે છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની આરાધના કરનારા, રાગદ્વેષને જરા પણ સ્થાન ન આપનાર, ગુરુ–સત પુરુષોના હૃદયમા આત્મિક સુખની જ્વલત જ્યોત ઝળહળે છે

સતના દર્શન કયાથી? વળી સતની છાયા અને વાણી કયાથી? સત પીડાયેલા બળતા–જળતા આત્માઓને શાત કરવા સરોવર સમાન છે. જેમ તાપથી પીડાયેલા માણસને સરોવર કને જતા, દૂરથી ઠડા પવનની લહેરથી, અડધો તાપ સમાઈ જાય છે, તેમ સતને આવતા ભાળે ત્યા હૃદયમા શાતિ, શાતિ થઈ જાય. શાતિ પમાડે તેનુ નામ સત સત એટલે ભગવાનનો દેવાશી દૂત ભગવાનની વાણીનો પયગબર છે આવા સતના દર્શન કરવાથી, ખેડૂતને બહુ આનદ થયો. સત પાસે વિનમ્ર ભાવે કહે છે, આપના દર્શનથી હુ પવિત્ર થયો છુ, હવે કઈક કહો

સત પાસે હોય તે આપે ત્યાગી પાસે ભોગની સામગ્રી ન મળે 'વહુને ખોળો નથી ભરાતો, મહારાજ માદળિયુ કરી દો' એમ ન હોય, તરત જ સત પુરુષ કહેશે 'ભાઈ દુકાન ભૂલ્યો, ઝવેરીની દુકાને બકાલુ માગી રહ્યો છે? બ્રહ્મચર્યના પાળનારા પાસે આવી માગણી મૂકવી, કેવી શરમની વાત છે? ત્યાગીની દુકાને ત્યાગની જ વાત હોય આજે તો કહેશે, દોરા–ધાગા કરી દો, તેજીમદીના

ભાવ કાઢી દો, કંઈક એવો રસ્તો દેખાડી દો કે અમે ન્યાલ થઈ જાઈએ પછી અમે તમારા ભગત જ છીએ. પણ વિચારતો નથી કે આ સંત પુરુષ છે ભગવાને કહ્યું છે, કે તું સંસારીની લપછપમાં પડીશ નહિ. ગૃહસ્થો કેવા છે, તે આચારાંગસૂત્રમાં બતાવતા પ્રભુએ કહ્યું છે ગૃહસ્થનો સંગ એ પાસલો છે આ પાસલો ભયકર છે આ મારો ભગત દુઃખિયારો છે, મારો સેવક છે, તો એને કંઈક કરી દેવું, એમ ખોટી દયા ખાનારાઓ, સંયમમાં લાય મૂકી રહ્યા છે થવું ન થવું, તે તો ભાગ્યને આધિન છે તારી પાસે આવે તેને એક જ માર્ગ બતાવવાનો હોય

> સુખમાં સમરો, દુખમાં સમરો સમરો દિન ને રાત
> જીવતા સમરો, મરતા સમરો સમરો સૌ સંગાથ
> સમરો મંત્ર ભલો નવકાર એ છે ચૌદ પૂર્વનો સાર
> એના મહિમા તણો નહિ પાર એનો અર્થ અનંત અપાર.

ખેડૂતને મુનિ કહે છે ભાઈ, તારે તારું શ્રેય કરવું હોય તો આ નવકારમંત્રનું આરાધન કરજે આ મંત્ર એવો છે જેમાં વ્યક્તિગત કોઈનું નામ નથી. નમો અરિહંતાણં જેણે કર્મરૂપી શત્રુનો નાશ કરી, મોક્ષને યોગ્ય થયા, તેવાને નમસ્કાર ચાર ઘનઘાતી કર્મોને તોડયા તેવાને નમસ્કાર હવે તમે બોલો છો કે પાર્શ્વનાથની માળા ફેરવો એટલે શું મહાવીર નીચા એમ ? શાંતિનાથ શાતા કરો ! પણ તે તો મોક્ષે પહોંચી ગયા છે ચોવીસ તીર્થંકરોમાં નાના મોટા કહેવા, એ લોકોત્તર મિથ્યાત્વ છે નવકારમંત્રમાં અરિહંત પદે જે જે જીવો હોય તેને અને બીજા પદમાં અનંતા સિદ્ધોને નમસ્કાર છે ૩૬ ગુણ સહિત આચાર્યને નમસ્કાર છે ૨૫ ગુણ સહિત

ઉપાધ્યાયને નમસ્કાર છે અને પ ચમહાવ્રત ધારી, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના પાલન કરનારા મુનિવરોને નમસ્કાર છે ફલાણા સ ઘાડાના સાધુને નમસ્કાર એમ ભેદભાવ નથી

પ્રભુનુ નામસ્મરણ કરવાથી ભવની રાશો તૂટી જાય છે સૂર્યનુ એક બાલકિરણ પ્રકાશતા રાત્રીનુ અ ધારુ ચાલ્યુ જાય છે, તેવી રીતે ભવની પર પરામા બ ધાયેલા કર્મો પ્રભુના નામ સ્મરણથી, ક્ષણવારમા નષ્ટ થઇ જાય છે તમે પ્રાર્થના કે જાપ કરો છો ? કે હૈયામા અજ પો છે ? જે જાપ અજ'પો ન મટાડે, તે જાપ નથી જાપથી શાંતિ વળે, તે જ સાચો જાપ છે માળાના મણુકા ફેરવે અને મન બીજે કયાય રઝળતુ હોય અને કહે મે પાચ માળા ફેરવી, પણ તેનુ જેવુ જોઇએ તેવુ ફળ મળે નહી 'મનકા મણુકા ફેરલે, કરકા મણુકા છોડ.'

**ચ'દન ને બ'ધન સર્પનાં, છૂટી જાયે મયુર ટહૂકાર,**
**ઉરમાં આવોને પારસ પાતળિયા,**
**એમ આત્મ ચ'દનને, કર્મનાં છૂટે બ'ધન તુમ આધાર,**
**ઉરમાં આવોને પારસ પાતળિયા.**

ચ દનવૃક્ષ દરેક વનમા હોતુ નથી જ્યા હોય છે, ત્યા એની સુવાસ એટલી બધી હોય છે કે, સર્પો તે વૃક્ષને વી ટળાઇને રહે છે જ્યારે એ વનમા મોર આવીને ટહૂકારા કરે છે, ત્યા તેનો ટહૂકાર સાભળતા જ સર્પો જે ગાઢ ભરડાના બ ધનથી વિ ટળાયેલા હોય તે એકદમ ઢીલા પડીને ભાગવા માડે છે મયુરના ટહૂકાર સામે સર્પો ટકી શકતા નથી, તેવી રીતે ભગવાનનુ ભજન–નામ-સ્મરણ કરવાથી ઘણા ભવોના બ ધાયેલા નિબિડ કર્મો શિથિલ થઇ જાય છે નામ-સ્મરણ કરવાની ઝ'ખના કેવી છે? જે પુત્ર પરદેશમા બેઠો

ખૂબ કમાતો હોય તેને યાદ કરે ત્યાં ઉમળકો આવે. ભગવાને આપણા ઉપર કેટલા ઉપકાર કર્યા છે? એ પ્રભુને યાદ કરતા ઉમળકો આવે છે?

મુનિ ખેડૂતને કહે છે, ભાઈ આ જગતમા જીવ એકલો જ આવ્યો છે અને એકલોજ જશે. ખેતર વાડી, ગામ, ગરાસ, બધું મૂકીને એકલા જ જવાનું છે જગતના સ બધા સ્વાર્થી છે, સ્વાર્થ નહિ સરે તો કોઇ કોઇનું આ જગતમાં નથી. માટે ધર્મધ્યાન કર, ધર્મમય જીવન ગાળ. કોઈની ગ જીમા આગ ન લગાડવી જૂઠુ બોલવું નહિ પર સ્ત્રી ઉપર ખરાબ દૃષ્ટિ ન કરવી પરિગ્રહ ઉપર મમત્વ ન રાખવું, તે ઉપરાંત રાત્રી ભોજનનો ત્યાગ કર રાત્રી ભોજનના ત્યાગથી ઘણા ફાયદા થાય છે રાત્રીના સમયે એક વખત કોઈ જાન જતી હતી સ્ટેશન ઉપર ચા મ ગાવ્યો કીટલવાળે કિટલીમાથી ચા ભરી આપ્યો કીટલીના વચ્ચેના નાળચામાં એક ગરોળી સલવાઈ ગયેલ હતી ચાથી જાનેયા બધાને ઝેર ચડયુ કન્યાને રાત્રી ભોજનની બાધા હતી તેથી તે બચી ગઈ રાત્રે તો ઘણા જીવોના કચ્ચરઘાણ નીકળી જાય છે

ખેડૂતે રાત્રી ભોજન ન કરવાની બાધા લીધી મુનિના મોઢામાથી વેણ નીકળ્યુ કોરા ઘડા છે ગમે તેવી કસોટી આવે છતા વ્રતને આંચ ન આવે તેની કાળજી રાખજે, એમ મુનિએ કહ્યુ ખેડૂત કહે ભલે સાહેબ. મુનિ તો નિયમ આપીને રસ્તે પડ્યા ખેડૂતે મુનિના મોઢેથી, જે શાકાહ કૂલડાં ખર્યાં તે વીણી લીધા તમારે તો વ્યાખ્યાન આજ નહિ તો કાલ સાંભળાશે એમ જ ને? આ તો વીરક્ષેત્ર

ગણાય, એટલે રોજ વ્યાખ્યાન હોય, તેથી જ તો રીઢા થઇ ગયા છો રોજનું સિંચન કેવા બનાવે! તેને બદલે "તુમ કહેતા ભલા, હમ સુનતા ભલા કરવાનું બધું કાચું," એનો અર્થ કંઈ નથી.

ખેડૂત સાંજે ઘેર ગયો, ઘેર જઇને માતા–પિતાને કહે છે મારે રાત્રે ખાવાની પ્રતિજ્ઞા છે, માટે જે હોય તે આપી દો અરે આપણે લોકવરણને બાધા હોય! માતા બોલી, આપણે આરતી થયા પછી જ ખવાય, આમ તને વહેલા જમી લેવા કોણે ભરમાવ્યો? આપણે ખેતીનો ધંધો, આવા ધંધામાં આવી બાધા ચાલતી હશે? રાત્રીએ ચૂરમું બનાવ્યું છે, ચાલ ખાવા બેસીજા ખેડૂત કહે છે 'દેહ જાય તો કુરબાન છે, પણ રાત્રે હું ખાવાનો નથી' "જો તું નહિ ખાય તો અમે પણ ખાવાના નથી" માતા બોલી ખેડૂત કહે તો તેટલો વધારે લાભ, હું તો એ જ મતનો છું આમ ઘરના કોઈએ ચૂરમું ખાધું નહિ હવે ચૂરમું ખાડેલું, તે ચાળણું બિલાડીને નાખ્યું બિલાડી ખાઇ ગઇ અને ત્યાં જ ઢળી પડી. સવારે જ્યાં જુએ છે, ત્યાં તો બિલાડી ચતીપાટ લીલીકાચ થઇને પડી છે રાત્રીએ ચૂરમું નાખેલ, તેનું ઝેર ચડી ગયું, લાગે છે નક્કી ચૂરમામાં કાંઇક પડી ગયું હોવું જોઇએ જ્યાં લાડવા ભાંગીને જૂએ, ત્યાં કણાના કટકા નીકળ્યા જે ખાડણિયામાં ચૂરમું ખાંડેલ તે પૂંજ્યા વિના ખાડતા અંદર પેસેલ કણાના કટકા ચૂરમામાં ભળી ગયેલ હતા મહારાજનો એક જ ઉપદેશ સૂણતા કેટલા જીવ બચી ગયા! માટે રાત્રી ભોજન ન કરવું, તે ખેડૂતના આખા કુટુમ્બને સમજાઇ ગયું. આજે બહેનો રાત્રીના પુરી–થેપલા કરે છે, પણ કેટલા જીવોનો

કમ્મવશમાણુ નીજળે છે, તેની ખબર છે ?

> રાત્રે રાધે ને દિવસે ખાય તે અશુદ્ધ
> રાત્રે રાધે ને રાત્રે ખાય તે પણ અશુદ્ધ
> દિવસે રાધે ને રાત્રે ખાય તે પણ અશુદ્ધ
> દિવસે રાધે ને દિવસે ખાય તે શુદ્ધ

ચાર ભાગામા છેલ્લો ભાગો જ શુદ્ધ છે રાત્રીએ રાંધતા જતના શુ રહેશે! રાત્રે જમતાં કીડી પેટમા જાય તો બુદ્ધિનો નાશ થાય છે કરોળિયો પેટમા જાય તો શરીરમા કરોળિયાનો રોગ થાય છે જૂ પેટમા જાય તો જલોદર રોગ થાય છે, માટે રાત્રીભોજન કરવા જેવું નથી. બાળકોમા પણ એવા સસ્કાર પાડો કે, રાત્રીભોજન કરાય જ નહિ. તમારા ઘેર રાત્રીના દશ વાગે મહેમાન આવે તે પણ રાત્રીએ ખાવી કે ભોજન પામે નહિ, એવું ભોડ રાખો આજે તો મહા રાજનાં દર્શન કરવા બહારગામ જાય અને રાત્રીએ મોડા પહોંચે, ત્યારે ભોજન કરે શુ આ વ્યાજબી છે? દર્શન કરવા આવ્યા છો એટલે રસોડુ શુ રાત્રીના દશ વાગ્યા સુધી ચાલુ રાખવું? વળી દર્શને આવતા પગરણુ, મુહપત્તિ, ગુચ્છો આદિ ઉપકરણો સાથે ખરાં કે નહિ?

પરણવા જાવ છો ત્યારે ઉપરણી નજર જાવ છો ખરા! આ તો સતની-સભામાં દર્શન કરવા જઈ એ સામાયિકનાં ઉપકરણો સાથે લીધા વિના જવાય જ નહિ! પણ તમારે તો માગીને મળતાં હોય ત્યાં સુધી, ઘરનાં વાપરવાની બાધા હોય તેમ લાગે છે! એ રૂપિયાનો ગુચ્છો હો તો તે તમે વાપરી શકો અને ઘરનાં પણ વાપરી શકે જ્ઞાનનું પુસ્તક જેની કિંમત બે રૂપિયા હોય, પણ વેચાતુ લેતાં ટાઢ વછુટે જ્યારે ચાટલા સુ લા પફ-પાવડર, લાલી

લગાડવામાં કેટલુ ખર્ચ કરી નાખે છે! એક સિનેમા જોવા જાય, ત્યા પાચ–દશ રૂપિયાની ઉઠાડે, નાસ્તામાં બે પાંચ રૂપિયા ઊડી જતા હશે.

આર્દ્રકુમારને અનાર્ય દેશમા, જ્યાં સાધુપુરુષનો જેગ નથી એવા દેશમા અભયકુમારે પુજણી અને મુહપત્તિ વગેરે ઉપકરણો ભેટ મોકલ્યા હતાં આર્દ્રકુમાર આ ભેટ આવેલી ચીજો જોઇ રાજી થયો અરીસા સામે ઊભો રહી મુહપત્તિ મોઢે ફેરવવા લાગ્યો બરાબર ગોઠવતા મોઢા ઉપર ચડી ગઇ, જ્યા અરીસામા જોયુ તરત જ જાતિસ્મરણ જ્ઞાન થયું, કે પૂર્વે મે કયાય આવુ રૂપ જોયુ છે! મુદ્દો કહેવાનો એ છે, કે એક માણસ ઘરમા ધર્મ કરે, તો બીજા પણ તેના રગે અવશ્ય રગાય એક જણ કુટુમ્બમા કદમૂળ ન ખાતો હોય, તો તેની અસર આખા કુટુમ્બમા પડે છે. જૈન થઇને હોટલમા જવાય જ નહિ હિન્દુ હોટલ એટલે "હિન્દુ હો તો ટળ" તારા માટે અહીં સ્થાન ન હોય, છતા પણ, આજે હોટલમા જઈ પુરી–બટેટા ખાઇને ધર્મની ધાડ ઉઠાડે છે સમજજો, તમારા બાળકોને નાનપણથી જ સારા સસ્કાર પાડજો પ્રથમ શાળા તમારુ ઘર છે જીવનનુ ઘડતર માવતરથી જ થાય છે તમારા સસ્કારમા કચાશ હશે, તો જ તમારા સતાનો સસ્કાર વગરના થશે.

મૃગાપુત્રને માતા કહે છે આ છઠ્ઠું વ્રત, તે અહિસા વ્રતને, પુષ્ટ કરનારુ છે આ વ્રત, જાવજીવ સુધી પાળવું બહુ દુષ્કર છે માતા પુત્રને હજી પણ શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૮૧ મું

સં ૨૦૨૦ ના આસો સુદિ ૭ સોમવાર, તા. ૧૯-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ નાથે સિદ્ધાંત પ્રરૂપ્યાં. ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

મૃગાપુત્ર યુવરાજ પદના ધણી, બત્રીસ રમણીઓના સ્વામી છે દોગુન્દક દેવતા જેવું સુખ ભોગવી રહ્યા છે તેમાં એક સાધુના દર્શન થતા જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું એ જ્ઞાનમાં પૂર્વ ભવો નારકી, તિર્યંચ, દશાના ભવો જોયા દેવ લોક જોયો અને ત્યાંથી ચ્યવીને પોતે અહીં માનવ ભવમા આવ્યા છે તે પણ જોયું હવે જે કામ અધૂરું છે તે પૂરું કરી લેવું છે જાગ્યા પછી વાર શું ? ભાવ નિદ્રા ઊડી ગઈ છે જ્ઞાનનો પ્રકાશ વર્તી રહ્યા છે એવા મૃગાપુત્ર, માતા પાસે સંયમ-માર્ગે જવાની રજા માગે છે માતાને કહે છે, કે હવે હું કિંપાક ફળને ખાવા ઇચ્છતો નથી. બળતા-જળતા આ સંસારમા સાર વસ્તુ આત્મા છે, બાકી બધી વસ્તુ અસાર છે અજ્ઞાની લોકો અસાર વસ્તુનો મોહ કરે છે, સારભૂત સમ્યક્જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ છે ઇન્દ્રિયોના વિષયો કે સ્વજનસ્નેહી કોઈ સાર-ભૂત નથી.

" सारं दसणं नाणं, सारं तव नियम संजमसियलं वरं ।
सारं जिणवर धम्मं सारं संलेहणा पंडिम मरणं ॥

દર્શન અને જ્ઞાન સારભૂત છે આત્માના ખજાનામા

અનતાગુણો છે તેમા જ્ઞાનગુણ નિરાકાર છે, પોતામા શુ પડયુ છે, તે જ્ઞાન બતાવે છે ધર્માસ્તિકાયનુ ચલણ લક્ષણ, અધર્માસ્તિકાયનુ સ્થિર લક્ષણ, આકાશાસ્તિકાયનુ અવગાહના લક્ષણ, કાળનુ પરાવર્તન લક્ષણ, જીવનુ લક્ષણ ઉપયોગ, અને વર્ણ, સ્પર્શ, રસ, ગધ એ પુદ્ગલોના લક્ષણ, આ બધુ જણાવનાર જ્ઞાન છે. પ્રમેયત્વ નામનો ગુણ દરેક દ્રવ્યમા છે જાણવુ તે દોષ નથી વિષયભાવ કરવા, મનોજ્ઞ અને અમોજ્ઞભાવ કરવા તે જ બંધનુ કારણ છે. જો જાણવા માત્રથી, બધ પડતો હોત, તો કેવળીને મોટો બધ પડે, કારણ કે કેવળી લોકાલોક બન્નેને જાણી રહ્યા છે, માટે જાણવુ તે બધનુ કારણ નથી. પોતાનો ગુણ પોતાનો નાશક ન થાય પર વસ્તુ નાશક છે

રાગ-દ્વેષ એ વિકારી ભાવ છે, તે જ આત્માનો નાશ કરનાર છે અરીસામા અગ્નિનુ પ્રતિબિબ પડે છે, તે અરીસામા દેખાય છે, પણ તેથી અરીસો સળગી જતો નથી બરફની શિલા પડી હોય, તો અરીસામા બરફની શિલાનુ પ્રતિબિબ દેખાય છે, પણ તેથી અરીસો ઠરી જતો નથી. અરીસો જુદો છે, અને અગ્નિ કે બરફની શિલા જુદા છે અગ્નિ અરીસો ન થાય, કે અરીસો અગ્નિ ન થાય એમ જડનુ જડમા અને મારુ મારામા, એમ મજિયારો વહેચતા આવડે છે કે નહિ ? પરચીજ મારી થઇ શકે જ નહિ, તે જડ છે, હુ ચેતન્ય છુ. જડનુ પરિણમન ચૈતન્ય કરી શકે નહિ અને ચેતનનુ પરિણમન જડ કરી શકે નહિ, માટે સ્વભાવમા ઠરી જાઓ પરમા જાઓમા, કષાયની અગ્નિમા સળગો નહિ શાપની સામે આશીર્વાદ આપવો, આનુ નામ

ક્ષમા ભૂરું કરનારનું મનથી પણ અહિત ન ઇચ્છવું

જ્ઞાની કહે છે, કે જે ક્રોધ કરે છે, તેને જ નુકશાન થાય છે તારા જ્ઞાનની સ્વચ્છતા થઇ ત્યારે ખબર પડી, કે ક્રોધ નુકશાનકર્તા છે હવે જે ક્રોધ કરે તે માણસ અજ્ઞાન હોય તો જ ક્રોધ કરે

હુ ક્રોધ ન કરું તો ન થાય આ જ પુરુષાર્થ કરવાનો છે, બાકી કાંઇ બીજા ખોટાકામમા પુરુષાર્થ નથી કરવાનો તને ક્રોધના નિમિત્તો મળે, છતાં પણ તારે તારા સ્વભાવમા ઠરવું અજ્ઞાની આત્માઓને થોડામાં ઘણું માઠું લાગી જાય છે જ્યારે સમજણવાળાને ડિગ્રીમાં કંઇ અસર માત્ર પણ લાગતુ નથી. સમજણવાળાને ૧૦૫ ડિગ્રી તાવ હોય, છતાં પૂછે તો કહેશે, ઠીક છે હુ મારુ કામ કરું, એ એનું કામ કરે જ્યારે અણસમજૂને ૯૯ તાવ હોય ત્યા ધમધમાટ કરી મૂકે કારણ કે સહનશીલતાનો અભાવ છે જ્ઞાનમાં જેવું હોય તેવું ઝળકે છે તેમા જ્ઞાનનો દોષ નથી જાણવું તે દોષ નથી રાગ-દ્વેષ કરવો તે દોષ છે એટલુ શીખી જાઓ તો પછી વીતરાગ થતાં વાર નહિ લાગે.

હવે માતા મૃગાપુત્રને સયમ કેવી રીતે પાળવો જોઇએ, તે બતાવે છે. સાધુ થવામા આખી જિંદગીની અર્પણતા કરવાની છે બૌદ્ધ લોકોમાં ફુગી (સાધુ) થાય છે તે અમુક વર્ષો ફુગી તરીકે રહે, પછી ન પળાય તો પાછા સસારમા ચાલ્યા આવે. તેવો આ જૈનનો માર્ગ નથી જૈનમાર્ગ એ સવથી અનુત્તર પ્રધાન માર્ગ છે જૈનક્રિયાની તોલે કોઇ ન આવી શકે

જૈનધર્મમા એક એક દ્રષ્ટાત જુઓ. ગજસુકુમારને સોમીલે સળગાવી નાખ્યો, છતા ગજસુકુમારે ક્ષમાના પાઠ શીખવ્યા સ્કધકના શરીરની ખાલ ઉતારી નાખી, છતા સમતા ધારણ કરી. કામદેવ શ્રાવકને, દેવે પિશાચ, હાથી અને સર્પનુ રૂપ ધરી પરિસહ આપ્યા, છતાં સહનશીલતા રાખી. આવા તો શ્રાવકો હોય, ત્યા સાધુની તો શી વાત કરવી! દુઃખ ખમી લેવુ, પણ દુ ખ દેવું નહિ, તે મત્ર જૈનદર્શનમા ભણાવવામા આવે છે ભગવાને અભયદાન દેતા શીખડાવ્યુ છે તમારે પોતાને અભય થવુ હોય, તો અભય દાનના દાતાર બનો, તો જ તમને અભય મળશે સુખ દેવાથી સુખ મળે છે દગા—બાજી કરી, છેતરપીંડી કરી, કોઇના ભાવ—પ્રાણને લૂટવાથી સુખ મળે નહિ મહાન પુરુષોએ કીધુ છે, કે સમતા રાખતા શીખો

ક્રોધ આવે છે, ત્યારે આખથી ખબર પડી જાય છે, તેમ જ બોલવામા પણ ખબર પડી જાય છે ક્રોધનો અને તાવનો સમન્વય કર્યો છે તાવમા આખ લાલ થાય છે, માથુ ભારે થાય છે, ક્રોધમા પણ તે જ દશા થાય છે તાવવાળો બકે છે, કાતો કૂટે છે અને કાતો ગાણા ગાય છે, તેમ ક્રોધીને ક્રોધના આવેશમા બોલવાનુ ભાન રહેતુ નથી. જ્યારે ક્રોધીને ક્રોધનો આવેશ આવે છે, ત્યારે સામા માણસે મૌન જાળવવુ જોઇએ બોલશે તે થાકશે જે માણસ સમતા રાખે છે, તેને જોર પડતુ નથી

क्षमा खड्ग करे यस्य, दुर्जन किं करिष्यति?।
अतृणे पतितो वह्नि, स्वयमेवोप शाम्यति।।

જેની પાસે ક્ષમાનું ખડગ છે તેને દુર્જનો શું કરી શકવાના હતા ? જ્યાં તણખલાં, કચરા કે બળતણનો ખોરાક મળતો નથી તે અગ્નિને આપોઆપ ઠરી જવાનું રહે છે માટે ક્રોધીની સામે થવું નહિ પણ તેની દયા ખાવી. 'બિચારો પ્રકૃતિને વશ પડયો તે કમજોર છે' કેટલાક અજ્ઞાનીઓને બાલતા ઠેસ વાગે તો ધમપછાડા કરશે. બારણું લાગી જાય તો બારણાને પછાડશે. શું કરે છે તેનું તેને ભાન નથી રહેતું આગનું જાણીને ગાંઠે બંધાય નહિ આવા નિમિત્તો મળ્યા તે તમે પૂર્વે પાપ કર્યો તેનું ફળ છે હવે સમતા રાખી ભોગવો, નહિતર પાછાં ભવિષ્યમા ભેટશે. ખૂબ ખૂબ બોલતા હોય, ત્યારે સામો માણસ કહેશે, હવે સહનશીલતાની હદ હોય આતો રામ કહાણી રાખે છે અરે ભાઈ ? ક્યાં રામના ચૌદ વરસનું દુઃખ તે માહેલો તારો એક દિવસ ખરો ! દુઃખના ગાડવાં શું ભર્યાં છે, તે તો બતાવો ! જાણીને ગાંઠે ક્યાં સુધી બાંધી રાખશો ! ગજસુકુમારના દુઃખની બે ઘડી પણ ખરી !

માથું તો સર્વ મૂંડાવે જરા મન મૂંડતા શીખેક
આવી ફેરો અનેરો લાવ નાવે ફરી ફરીને.
આવી ફેરો મનુષ્ય દેહ નાવે ફરી ફરીને.

વરઘોડે ચઢાવી, મૂંઠ મૂંડાવી, પાટે બેસાડી દીધા, એટલે શું પતી ગયું ? મન મૂંડાવું જોઈએ, નહિતર તો સાધુ જેવા સાધુ ચંડકૌશી નાગ થઈ ગયા ક્યારે આયુષ્યનો બંધ પડશે, એની શી ખબર છે ? આયુષ્યનો બંધ પડતી વખતે જો ક્રોધ યુક્ત પરિણામ રહેશે, તો ગતિ બગડી જશે. મને કોણ કહી શકે ? અરે ભાઈ તું કોણ ! પ્રભુ વીરે પણ કેટલા પરિષહ સહન કર્યા છે તે માહેલો એક પણ પરિષહ

આપણને છે! એક રાતના વીસ પરિસહ–હાથી, સર્પ, વજ્રમુખી કીડીઓ, પરિસહ દે, છતા ભગવાન એ બધુ સમભાવમા ઝીલે છે જ્ઞાતા, દ્રષ્ટાપણે સ્વભાવમા ટકી રહેવાની આવડતવાળા છે, તેથી દુઃખ દુઃખરૂપ નથી પરિણમતુ આજની આપણી દશા કેવી છે? આપણને તો કોઈ બે ચાર કડવા શબ્દો કહે, ત્યા તો લાલપીળા થઈ જઇએ છીએ બળવાન હોય તો મારવા દોડવાના, મારી ન શકીએ તો ગાળાગાળી કરવાના, ઉઘાડે છોગે ગાળો ન બોલી શકાય તો મનમા બડબડાટ–ગણગણાટ કરી હજારો ગાળો ભાંડી નાખવાના ઠાણાગસૂત્રમા દશ પ્રકારના મૂડ કહ્યા છે પાચ ઇન્દ્રિયોના વિષયના, ચાર કષાયના અને છેલ્લે શિરમૂડ કહ્યુ છે વેશ માત્ર પહેરી લીધો પણ સાધુતાનુ જે તેજ પડવુ જોઈએ તે નથી પડતુ, માટે લાઇન ચેઇન્જ કરવાની જરૂર છે જેના જીવન બાગમા સ્નેહના ઝરણા વહે, ત્યા વેરઝેરના બાવળ ન ઊગે "હુ કઇક છુ, મને કેમ કોઈ કહે!" અરે તુ શુ છો! મૂળામા હતો ત્યારે મફતમા વેચાણો પગવડે કચરાણો ડાળાનુ અથાણુ કરે અને પાદડાને ફેંકી દે છે, એમા આપણે હતા કે નહિ! શાક લેવા જાઓ છો, ત્યા ઉપરથી થોડુ લો છો, એમ મફતમા વહેચાણો! ત્યા તમારુ કયુ વજન રહ્યુ હતુ, કે આહી 'હુ, હુ' થઈ પડયા છો! જેનામા સહનશીલતા છે, તે જ પરિસહને જીતી શકે છે

ઉરમેં ન માન હોવે, દિલ એકતાન હોવે,
પ્રભુ ચરણ ધ્યાન હોવે, જબ પ્રાણ તનસે નિકલે,
ઐસી દશા હો ભગવન્! જબ પ્રાણ તનસે નિકલે

જ્યારે દેહમાથી પ્રાણ છૂટતા હોય, સામે કપરા સયોગો હોય, "મરતો નથી ને માચો મૂકતો નથી" આવા

વેણુ સાંભળતો હોય, છતાં મનમાં આકુળ વ્યાકુળ ન થાય તે વખતે ધ્યાન ધર કે પ્રભુ ! હું કેવળ તારી ભક્તિમાં લીન થઈ જાઉં, નવકારમંત્ર બોલતાં બોલતાં દેહ છૂટી જાય, તે સ્થિતિ માગું છું પણ આ માટે તો અગાઉથી તાલીમ લીધી હોય તે કેળવી શકે, પણ જેને એક વખતમાં વાંધા પડતા હોય તે સંલેખણા કેમ કરશે ? જે માણસ એકાસણું કરી ન શકતો હોય તેને માસખમણના પચ્ચકખાણ કેમ દેવાય ! જેનામાં સહનશીલતા નથી તે સંથારો કરવાને લાયક નથી. સારાં તપ, એકાસણાં આયંબિલ, ઉપવાસ, છઠ, અઠમ કરીને પ્રેકટીસ પાડવી જોઈએ. અંદરથી દમન કરશો તો જ આગળ વધી શકાશે.

દીક્ષા લીધા પછી વિહારમાં પેટમાં બિલાડા બોલતા હોય, સામે ગામ દેખાતું ન હોય તરસનો પરિસહ એટલો બધો કે મોઢે હોઠ ઉઠતો હોય, આંખે અંધારા આવતા હોય, આવી મુશ્કેલીમાં મુકાઈ જાય, છતાં સાધુ પૈય ધારણ કરે છે મોત તો બોળીકે રાખીને સાધુ ફરતા હોય છે, બીક રજ માત્ર નથી, પણ તૈયારીમાં હોય છે કોઈ કહે, ચાલો ભાઈ ક્યાં નાંખે જવું છે ને, બોલ્યા ! તૈયાર થઈ રહેજો ટાઈમ થશે ત્યારે હું તમને સાદ પાડીશ. પેલો તૈયાર થઈને નીકળે. ગાડીમાં બેસી ગયા હવે જે સ્ટેશન આવે ત્યાં ઉતરી જવાનું છે એટલે સરસામાનનો દાગીનો એક પણ પડ્યો ન રહે, તેની કાળજી રાખે એક અસ્થિર લોકો માટે આટલી કાળજી અને આત્માજ-ધર્મમાં જ બેદરકારી સેવી રહ્યા છો ! ધર્મ કેમ રુચતો નથી ?

કોઇ કોઈ કહે છે કે હું ધર્મને માનતો નથી. એ

તુ ધર્મને માનતો નથી, તો તેં મહાવીરને પણ ન માન્યા, તો પછી આહીં આવો છો શા માટે? તમે ધર્મને માનો છો તેથી તો તમારે ને અમારે મેળ છે બાકી તો તમે જેને ઇચ્છો છો, તેને અમે છોડીયે છીએ પરિગ્રહ અમારે જોઇતો નથી. કોઈ સસારી સગાવહાલાની ઘડિયાળની દુકાન હોય, તે કહે કે, સાહેબ! આ એક ઘડિયાળ રાખો તો સાધુ કહી દે, કે અમારે તે ન જોઇએ પચોતેર રૂપિયાની ફાઉન્ટન પેન રાખો તો તે પણ સાધુને ન કલ્પે 'ત્યાગે એને આગે અને માગે ત્યાથી ભાગે' અમે પરિગ્રહનો તિરસ્કાર કરીએ છીએ ત્યારે તમને પરિગ્રહ ચોટયો છે! તત્રીએ સારૂ કામ કર્યું છે માટે થેલી આપો તત્રી કહેશે ખરો કે, મારે આ પરિગ્રહનો સાથ જોતો નથી કે પોતાની જાતને શ્રેષ્ઠ માને? ડોકમા હાર પહેરાવે ત્યારે આ કાળો નાગ કા પહેરાવો એમ કહો ખરા! નારી તમારી ડોકમા હાથ નાખે તો નાગણી માનો! સમજજો, મોહ ઝેરીલો છે

સાપની બીક તેટલી પાપની બીક લાગે છે? સાપનુ ઝેર તો વળી મત્ર દ્વારા કે ઇન્જેકશનથી ઉતરી જાય, પણ પાપના ડખ તો ભવોભવ પીડશે જે સાધુ થયા પછી દેહને કેળવે નહિ, તેને સુરકેલીનો પાર નથી રહેતો ભૂખનુ દુખ સહન કરવાનુ ન રાધે, ન રધાવે, પાકી કેરી છેદે નહિ, છેદાવે નહિ, આવો જૈન સાધુનો માર્ગ છે ક્ષુધા પરિસહ સેવવો ક્ષુધાથી ગમે તેવી વ્યથા થાય, પરતુ મોઢા ઉપરની લાલી ઉતરે નહિ ખુમારી હોય, નરકમા અનંતિ ભૂખ અને તરસ સહન કરી છે, પરવશપણે સહન કરી જ્યારે આ તો તપ થાય છે વહોરવા જાય ત્યા અતપ્રાન્ત, લૂખ-તુચ્છ

આહાર મળે, તો પણ ચહેરામાં લવલેશ ફેર ન પડે શરીરને તો દુશ્મનનો દીકરો માને કર્મને લઈને જ શરીર મળ્યું છે અને કર્મ તે આત્માનો શત્રુ છે નોકર્મ રૂપે ફળ આપે છે, તે દુશ્મનનો દીકરો, તેને વળી સારૂ માઠુ રાખી શું ફેરવવાનું હોય ! આ શરીર પાસેથી કામ લેવાય તેટલુ લઈ લો. વિજય ચોરને ધના શેઠે જેમ ખોરાકનો અધો ભાગ આપ્યો હતો, તેમ આ શરીરને ખોરાક આપવો પડે છે

ધના શેઠના પુત્રને મારી નાખનાર વિજય ચોર અને પોતે રાજના દંડના કારણે એક જ હેડમાં પુરાય છે પહેલે દિવસે શેઠ માટે રસોઇ આવી. શેઠ જમવા બેઠા વિજયચોર કહે, શેઠ મને કંઇક આપો, હું ઘણા દિવસનો ભૂખ્યો છુ શેઠ કહે છે કે શું હું દુશ્મનને આપુ ? વિજયચોરને આપ્યુ નહિ. શેઠે એકલાએ ભોજન કર્યું ખાધુ એટલે નિહાર કરવા જવું પડે છે શેઠ કહે છે ઉભો થા. સામે ચાલીને દુશ્મનને બોલાવવો પડયો મે ખાધુ છે તેથી નિહાર કરવા જવું છે ને તું ઉભો નહિ થા, તો હેડ ચાલશે શી રીતે ! માટે ઉભો થા વિજયચોર કહેવા લાગ્યો, શેઠ ! પ્રથમ મને અધો ભાગ ખોરાકનો દેવાનું કબૂલ કરો તો જ હું સાથે ચાલુ શેઠ બિચારો શું કરે ! કબૂલ થયો પછી તો રોજનો કાયકમ થઇ ગયો ભાત દેવા આવનાર માણસે આ બધી વાત શેઠાણીને કરી, કે શેઠ તો પોતાના ખોરાકમાથી વિજય ચોરને ખવડાવે છે

શેઠાણી બહુ ગુસ્સે થાય છે પછી તો ખોરાક મોક-લવામા કંજુસાઈ કરે છે અમુક વખત પછી શેઠ નિર્દોષ છૂટી

ઘેર આવે છે સગા-વહાલાં-સ્વજનો હાર-તોરાથી સ્વાગત કરે છે. શેઠ નિર્દોષ છૂટી આવ્યા, તેનો આનંદ વર્તાય છે. પણ શેઠાણીનુ મોઢુ ગમગીન દેખે છે શેઠે જાણ્યુ, કે શેઠાણીને કાંઇક માઠુ લાગ્યુ છે **આંખ એ અરીસો છે.** વિકારી, અવિકારી, ક્રૂર, કપટી, લુચ્ચો એ બધાં, આખ જોવાથી ઓળખાય. આગળ ધનવંતરી વૈદ્ય આખ જોતા અને રોગનુ નિદાન કરી લેતા હાલની જેમ નળીઓ મૂકવાની કે પેટમા ટકોરા મારવાની જરૂર રહેતી નહિ

શેઠે શેઠાણીને કારણ પૂછ્યુ ત્યારે શેઠાણીએ કહ્યુ, 'તમે આપણા પુત્ર દેવદત્તને મારનારને પોષતા હતા !' આ વાત તો હુ મરીશ તો પણ નહિ ભૂલુ શેઠે કહ્યુ 'તમારી વાત બરોબર છે પણ જ્યારે મારી હકીકત સાભળશો ત્યારે તમને બરાબર ખબર પડશે' શેઠે અથથી ઇતિ સુધી હકીકત સમજાવી અને શા માટે ખોરાકમાથી અર્ધો ભાગ દેવો પડતો હતો, તે પણ કહ્યુ શેઠાણીને વાત સમજાણી ભૂલ થઈ તે બદલ માફી માગી

ભગવાને આ દૃષ્ટાત મુનિઓ માટે કહ્યુ છે વિજ્ય ચોરને શેઠ આપતો હતો તે ચોરને રૂષ્ટપુષ્ટ કરવા માટે નહોતો આપતો, પણ આવશ્યક કામ કઢાવવું હતુ તેથી આપતો હતો તેવી રીતે હે મુનિઓ ? ઇન્દ્રિયોને પોષવા આહાર લેશો નહિ, કે દેહની કાતિ વધારવા ખાશો નહિ, પરતુ સયમના નિર્વાહ માટે ધ્યાન-સ્વાધ્યાયમા ટકવા માટે, આ શરીર પાસેથી કામ કઢાવવુ છે, માટે આહાર પાણી લેવા પડે છે, એમ સમજી વિચારી આહારપાણી લેવાના છે જેમ સાધુને

તેમ તમને પણ આ દૃષ્ટાંત લાગુ પડે છે રાયતાં અથાણાં, ચટણી, પાપડ, એક ભાણામાં કેટલાં દ્રવ્ય રાખો છો ? તમારે પણ સમજવાનું છે, આત્માને સવળે રસ્તે ચઢાવી ઉદ્ધાર કરવો હોય તો હે પુત્ર ! સંયમના માર્ગે વિચરતાં, પ્રથમ તો ક્ષુધા પરિસહ સહન કરવો પડશે. મૃગાપુત્ર માતાને શું જવાબ આપશે તે અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૮૨ મુ

સંવત ૨૦૨૦ આસો સુદિ ૮ મંગળવાર, તા. ૧૩-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેને સિદ્ધાંત કહ્યાં તેમાં ઉત્તરાધ્યયનસૂત્રના ઓગણીસમા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે ભગવાન મહાવીર પતિત પાવન-સૌખ્યકારી વાણી વડે સાધુ જીવનનું આબેહૂબ વર્ણન કરે છે

માતાપિતા મૃગાપુત્રને સંયમ કેટલો કપરો છે, તે કહી રહ્યાં છે સાધુના જીવનમાં બાવીસ પરિસહ છે. પરિ એટલે ચારે બાજુથી, સહ એટલે સહન કરવું ચારે બાજુથી સહન કરવાનું શાને માટે ? માર્ગાચ્યવન નિર્જરાર્થં પરિષોઢવ્યા પરિષહા । નિર્જરા અર્થે સહન કરવાનું હોય છે જે કાંઇ દુઃખ પડે તેનો સામનો સમભાવમાં રહીને કર વાનો છે તેમા અગ્યાર પરિસહ વેદનીય કર્મના ઉદયથી, સાત પરિસહ ચારિત્ર મોહના છે એક દર્શન મોહનીય

કર્મના ઉદયથી, બે જ્ઞાનાવરણીયના ઉદયથી અને એક પરિસહ અતરાયના ઉદયથી આવે છે પરિસહનો સામનો આર્ત કે રૌદ્ર ધ્યાનથી થઈ શકે નહિ, પણ સમતાભાવથી સહન કરવાના હોય છે તેમા પ્રથમ ક્ષુધા પરિસહનો સામનો કરવાનો હોય છે આહાર સજ્ઞા, અનાદિ કાળથી જીવને લાગી પડી છે જ્યા જે ગતિમા ગયો ત્યા આહાર મેળવવા પ્રયત્ન કરવામા ખામી રાખી નથી હવે ઉપવાસ કરવો, તે આહાર સંજ્ઞાને રોકવાનો પ્રયત્ન કહેવાય ઉપવાસ નથી અને સાધુ વહોરવા જાય ને મળે નહિ, ગામમા પચાસ ઘર ફરે છતાં બટકુ રોટલાનોય જોગ ન મળે, તો પણ સાધુ સમભાવને છોડે નહિ

'કોઈ દાતાર નથી કે કોઈનામા રામ નથી વસ્યા શુ ?' એમ મનમા કલ્પના પણ કરે નહિ બધી જોગવાઈ હોય છતા ગૃહસ્થ ના પાડી દે, છતા લેશ માત્ર પણ મનમાં ખેદ ન કરે કેટલાએકતો એમ પણ બોલે કે આ મૂડિયા તો હાલી જ મળ્યા છે જેવા તેવા શબ્દો બોલી નાખે ગાળો દે કે માર મારવા માડે, છતા પણ મનમા સામા પ્રત્યે દ્વેષ કરે નહિ ક્ષમા એ સાધુનો પહેલો ધર્મ છે ક્ષમા રાખવાથી સાધુ પરિસહને જીતી શકે છે ક્ષુધાનો પરિસહ સમતાભાવથી સહન કરે

બીજો પરિસહ તૃષાનો છે કયાય પાણીનો જોગ ન મળે નદી ચાલી જતી હોય છતા એ સચેત પાણીને અડકે પણ નહિ શીતનો પરિસહ ઓઢવા પછેડી સિવાય કાઈ ન હોય અને ઠડી ખૂબ પડતી હોય, તે પરિસહ સમભાવથી

સહન કરે આચારાગ સૂત્રના ૮ અધ્યયનનાં ૩ જા ઉદ્દેશામા ભગવાન કહે છે

'तं भिक्खु सीयफास परिवेय माणगायं' उवसंकमित्ता गाहावई बूया आउसंतो! समणा ? नो खलु ते गामधम्मा उव्वाहंति ? ।'

મુનિને ઠંડીથી ધ્રૂજતો જોઈ કોઈ ગૃહસ્થ એમ કહે કે હે આયુષ્યમાન શ્રમણ! તમને ઇન્દ્રિયો પીડે છે તે ધ્રૂજો છો? તો સાધુ કહેશે, મને કોઇ ઇન્દ્રિયોના ધર્મ પીડતા નથી, પણ ઠંડીના પરમાણુને આ દેહ સહન કરી શકતો નથી, તેથી શરીર કંપે છે તો એ ગૃહસ્થ કહે, કે તાપણું કરું તો ના કહી દે, કારણ કે અગ્નિ કાયનો આરંભ સાધુને કલ્પતો નથી. તેમજ કોઈની સગડી સળગાવેલી પડી હોય, તેનો તાપ લેવો પણ કલ્પે નહિ. સાધુ સયમ લીધે છે, તે સમજે છે કે સયમમા મુશ્કેલીનો સામનો કરવો પડશે. અગ્નિ જેવો પ્રખર તાપ પડતો હોય ડામરની સડક ઉપર પગ મૂકે ત્યાં પગ ખૂબ બળતો હોય તો પણ મુનિ એ ઉષ્ણતાની આતાપના લે પણ પગમા બૂટ ચપલ પહેરે નહિ. કારણ કે દેહને પંપાળવો નથી, શાતા શિળિયા રહેવું નથી, પણ આ શરીર પાસે કામ કઢાવવું છે પછી ભલેને શરીર કાળું ભઠ્ઠ પડી જાય, સાધુને વળી કોને રૂપ બતાવવાં છે! મને તાપ લાગે છે એવી જરા પણ અસર મન ઉપર ન લે

જડ ને ચૈતન્ય બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન
સુપ્રતીત પણે બન્ને સમજાય છે

જડ તે હું નહિ અને હું તે જડ નહિ. દેખાય છે

આ શરીર, તે તો પુદ્દગલનો પિ ડ છે દ્રશ્યમાન પદાર્થો આખે ચડે છે તે પુદ્દગલના પિ ડ છે તે મારુ જ્ઞેય છે, હુ તેનો જ્ઞાતા છુ, જીવ પુદ્દગલોનો કર્તા થઈ શકે નહિ દરેક પરમાણુના વર્ણ, ગ ધ, રસ અને સ્પર્શ સ્વત ત્ર છે સ્ક ધમા ભળ્યો એટલે પરાધીન થયો અને દરેક પરમાણુ છૂટો ફરે ત્યાં સુધી અવિકારી, શુદ્ધ–વ્ય જન પર્યાયવાન કહેવાય છે, દેહને તાપ લાગે છે, ઉષ્ણ–શીત તે પુદ્દગલની પર્યાય છે તેથી હુ ઉનો કે ટાઢો ન થાઉ મારામાં શબ્દ, રૂપ, ગ ધ કે રસ નથી, હુ અરૂપી છુ

ખૂબ ઠ ડી પડતી હોય, વસ્ત્રો ઓછાં હોય, છતા મુનિ ધ્યાનમા અડગ હોય પ્રભુ મહાવીરના દર્શને નીકળેલા ચેલણા મહારાણીએ પ્રભુના કેટલાયેક સાધુઓને ઠ ડીમા ધ્યાનમા ઊભેલા જોયા જોઇને ચેલણા મહારાણી વિચાર કરે છે, ધન્ય છે આવા પવિત્ર મુનિઓને ! ઘરની બધી સાહ્યબી છોડી, સુકોમળ કાયાથી આવા પરિસહો સહન કરે છે, તેમને ધન્ય છે ચેલણા રાણી રાત્રીને વખતે સૂતા છે, તે વખતે પલ ગ બહાર જરા હાથ રહી ગયો, તેથી હાથને ઠ ડી લાગી જતા વિચાર આવ્યો ને બોલાઇ જવાયુ, કે 'શુ કરતા હશે એ !' રાજા શ્રેણીકે આ શબ્દો સાભળ્યા રાજાને શ કા પડી કે રાણીના દિલમા કોઈ યાર પુરુષ વસે છે, રાણી વ્યભિચારિણી લાગે છે શ કા એ ધીમુ ઝેર છે રાણી ઉપરની પ્રિત તૂટી જાય છે 'ચેલણા ન જોઇએ' એવો મનમા કોપ ઉત્પન્ન થયો બહાર નીકળ્યા ત્યા અભયકુમાર સામા મળ્યા ચહેરા ઉપરથી પારખી ગયા કે પિતાજી વિહ્‌વળ દશામા છે 'કેમ પિતાજી ! વિહ્‌વળતાનુ શુ કારણ છે ?'–અભયકુમારે રાજાને પૂછ્યુ, રાજાએ

કંઈ હકીકત ન જણાવતાં હુકમ કરી દીધો, કે ચેલણાના મહેલને સળગાવી દયો રાજાનો હુકમ તે હુકમ. સામુ પૂછાય નહિ. અભયકુમારે હુકમ માન્ય કર્યો. રાજા શ્રેણીક ભગવાન મહાવીર પ્રભુના દર્શને જઈ રહ્યા છે અભયકુમાર પિતાની આજ્ઞાને લોપતા નથી અગાસીમા પોઠો કચરો હતા તેમા અગ્નિ પેટાવ્યો

આ તરફ રાજા શ્રેણીક મહાવીર ભગવાન પાસે જઈ પૂછી રહ્યા છે, કે પ્રભુ ચેલણાના ચારિત્ર વિશે શુ ? ભગવાન કહે છે, કે ચેડા રાજાની સાતેય પુત્રીઓ સતીઓ છે સુશીલ છે, રાત્રીમાં રાણીએ કહ્યુ, કે શુ કરતા હશે એ ! એ વાતની શંકા થઇ છે, પણ તેના હૃદયમા તો એ વખતે મુનિઓ જ રમી રહ્યા હતા. ઠંડીમાં હાથ બહાર રહી જવા દુખ થયુ, તો મુનિ કેવી રીતે આ ઠંડી સહન કરતા હશે ! એ વિચાર આવતાં રાણીથી રાત્રીને વખતે બોલાઈ ગયુ હતુ રાજાને પસ્તાવો થયો જલદી પાછા વળે છે ત્યાં અભયકુમાર સામા મળે છે જ્યાં મહેલ સામે જુવે, ત્યાં ધુમાડાના ગોટે ગોટા નીકળે છે રાજા બોલી ઉઠ્યા અરે અભય ! જા જલદી જા. અભયકુમાર કહે છે કે ચેલણા માતા સુરક્ષિત છે હવે મને આપની રજા મળી ગઈ રાજાએ વચન આપેલ હતુ કે જે દિવસ હુ જાકારો દઉં તે દિવસ તુ દીક્ષા લેજે આજે રાજાથી જાકારો અપાઇ ગયો કહેવાનો મુદ્દો એ છે કે મુનિઓ ઠંડીનો પરિસહ સહન કરે છે તે આત્માનો મેલ કાપી નાખવા સમતાભાવે સહે છે સાધુનો આત્મા બળવાન હોય છે, તેથી પરિસહ સહન કરી શકે છે

સયમમાર્ગ એ તો ખાડાની ધાર છે ડાસ અને મચ્છર કરડતા હોય, છતા ધ્યાનમાથી વિચલિત ન થાય ભગવાન કહે છે, કે સગ્રામને મોરચે તો શૂરવીર અને ધીર હોય, તે જ ઊભો રહે છે બાણોનો વરસાદ વરસતો હોય, છતા પાછો હટે નહિ તેમ સાધુને ગમે તેટલા મચ્છરો કરડે, પણ તે તો એમજ સમજે કે મચ્છરો દેહ ઉપર દશ દે છે આ દેહનુ લોહી માસ ખાય છે, પણ કાઇ મારા આત્માના ગુણને ખાતા નથી માસ ને શોણિતનો આહાર કરનારા મચ્છરોને શરીર ઉપરથી ઉડાડે પણ નહિ, તેમ મનથી પણ દ્વેષ કરે નહિ આવો મુનિનો માર્ગ છે

દેહ તે હુ નહિ આતો પાડોશીના ઘરમા નુકશાન થાય છે, તેમા મારે શુ ? આજે તો જૈનોના બચ્ચાઓ મચ્છર દેખે ત્યા ડી ડી ટી છાટવા તૈયાર થઈ જાય છે ખૂબ પાણીનો વપરાશ હોય અને જતના ન હોય તો ખાળ–મોરીમા મચ્છર ઉત્પન્ન થાય છે તને ઊઘ ન આવે એટલે શુ મચ્છરોને મારી નાખવા ? દરેક જીવને જીવતર પ્રિય છે ગમે તે જીવ હોય, પણ શ્રાવકથી કોઈપણ જીવને ત્રાસ અપાય જ નહિ, એવુ હોવુ જોઇએ પથારીમાથી માકડનુ ખોળુ નીકળે તો સવારે ઊઠીને પ્રાયશ્ચિત લેવુ જોઇએ

સાધુને કોઈ આક્રોષ વચનો કહે, ગાળોની ઝડી વરસાવે તો પણ ચલાયમાન થાય નહિ પણ આ બાલ છે, અજ્ઞાન છે એમ સમજી સમભાવમા ટકી રહે જ્ઞાની હોય, તે એવા વેણ કાઢે નહિ અને અજ્ઞાની વેણ કાઢે તેનો ધોખો હોય નહિ આટલુ સમજો તો કેટલુ સમાધાન થઈ જાય !

દુઃખ કેટલું હળવું થઈ જાય ! માટે સહનશીલતા રાખતા શીખો. જેટલી સહનશીલતા ઊંચી, તેટલું વહેલું કલ્યાણ થવાનું છે. ક્ષમાના પાઠ કાચા છે તેથી જ આજે હિન્દની સ્ત્રીઓ, સન્નારીઓ અગ્નિથી સળગી મરે છે, કૂવામાં પડે છે, ઝેર ખાય છે. આમ અકાળ મરણે મરનારા જીવો અનંતા જન્મ મરણ વધારી રહ્યા છે. સંજોગો મળ્યા છે, તે તમારા પૂર્વે કરેલા પાપના ઉદયે મળ્યા છે.

જે નિમિત્તો મળે છે, તે પૂર્વ કર્મના ઉદયે ખડા થાય છે. પછી તમે ત્યાં જાઓ, ભડકો સળગાવી બળી મરો, પણ કર્મ છૂટવાનાં નથી. કર્મ તો જીવની સાથે જ જાય છે. બીજી ગતિમાં પણ કર્મો સાથે આવશે અને તમે આથી પણ વધુ કફોડી સ્થિતિમાં મુકાઈ જશો, માટે સહનશીલ બનો. કાંટા જેવા વેણ કહે છતાં મૌન પાળો. સહન કરશો તે ઊગી નીકળશે. ધરતી કેટલું સહન કરે છે ત્યારે મોતી જેવા દાણા પાકે છે ! દુઃખ પાછળ સુખ ચાલ્યું આવે છે, માટે સમજીને સહન કરતાં શીખો.

કોઈ તમારા અવગુણ અવર્ણવાદ કરે તો તે તમારા અવગુણ તરફ દૃષ્ટિ કરે છે. હવે તે અવગુણ તમારામાં હોય તો તેને કાઢવા પ્રયત્ન કરો. અને જો તે અવગુણ તમારામાં ન હોય તો પાછળથી તો તીર્થંકર જેવાના પણ અવર્ણવાદ બોલનારા બોલે છે. પછી હું તે વળી કોણ ! એમ વિચારી સહનશીલતા કેળવો. સામે થાઓ તો તેને પાછા પાડો, પણ માન રહો તો સામો થાકી જવાનો છે. સામેથી હજારો વેણ બોલે અને તમે એક પણ શબ્દ ન બોલો તો વિજય તમારો થવાનો

છે સામા બોલનારની અસર તમારા ઉપર થશે નહિ, તો સામો બોલનારો હારી જવાનો છે કોઈ અપશબ્દ બોલે ત્યારે વિચારવુ કે એ બોલે છે પણ મારતો તો નથીને ? અને કદાચ માર મારવા મડે, તો જાન લેતો નથીને એમ સમજી સહન કરવુ અને કોઇ તલવાર લઇ સામો ચડી આવે તો દેહના કટકા કરશે, પણ મારા આત્માને મારવા તો તે સમર્થ નથી જ, એમ સમજી સહનશીલતા રાખવી, પણ ક્રોધથી સામનો કરવો નહિ **વેરથી વેર બૂઝાય નહિ,** હિંસાથી હિંસા હણાય નહિ, વેરથી વેરનુ શમન થતું નથી

**જાણુ પાસે અજાણુ થઇ, તત્વ લયો તાણી,**
**સામો થાય અગ્નિ, તો તમે થાવ પાણી.**

આગ લાગે ત્યારે બબાવાળાઓને બોલાવાય છે તેમ આ સદગુરુ બબાવાળાઓ આવી ગયા છે પ્રભુની વાણીના સ દેશવાહકો, વાતાવરણ શાત કરનારા, કષાયની અગ્નિમા બળી રહેલા જીવોને ભગવાનની વાણીરૂપ પાણીનો વરસાદ કરનારા સાધુઓને દર ચોમાસે તમે બોલાવો છો ને ? શા માટે ? કષાયની હોળી ચારેકોર લાગી પડી છે, તેમાથી શાતા અનુભવવા માટેજ ને ! આત્માની શાતિ જોઇતી હોય તો ભગવાન કહે છે, કે ક્ષમાનુ હથિયાર હાથમા લ્યો વધનો પરિસહ પડે છતા પણ મુનિ સમભાવ કેળવે તો મુનિનો વિજય છે ત્યાર પછી દુ ખસેજ્યા-એ પરિસહ એટલે ઉતારો કેવો મળે, ઊચીનીચી ભૂમિકા હોય, સર્પ વગેરેનાં દર પડયા હોય અને જ્યા ઊભુ રહેવાનુ મન ન થાય એવી દુ ખ સેજ્યા, હેપુત્ર ! કેમ સહેવાશે ?

ત્યાં નથી માડી ને માત સગુરિયા રે
ત્યાં નથી કેમ સીંકેળા ખાટ કુ વરજી
કેમ કરી સહેશો તેમને રે!

હે પુત્ર ! સયમ માર્ગમા તો ભૂમિ જ શય્યા હોય. આવા સુખમાં તું ઉછર્યો છે અને હવે આવા આકરા પરિસહો તું શી રીતે સહન કરી શકીશ? બાળક પ્રત્યે માતાને મોહની લાગણી વર્તે છે, તેથી માતા દુ ખ સેવ્યાનું વર્ણન કરે છે વળી પણ શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ૮૩ મું

સવત ૨૦૨૦ના આસો સુદિ ૯ ને બુધવાર, તા ૧૪-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થએલ વસ્તુ એવી નામે સિદ્ધાત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયનસૂત્રનાં ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

> छुहा तण्हा य सीउण्हं दंस मसग वेयणा ।
> अक्कोसा दुक्ख सेज्जा य तण फासा जल्लमेवय ॥३१॥

મહાન પુરુષોએ સંપૂર્ણ જ્ઞાન અને દર્શન પ્રાપ્ત થયા પછી વાણી પ્રકાશી છે સયમમાર્ગ માં કેટલી મુશ્કેલીઓ છે તે માતાપિતા મૃગાપુત્રને સમજાવે છે મરણાંત ઉપસર્ગ આવે તો પણ મુનિ સમભાવે સહન કરે પણ આ સયમ ક્યાંથી લીધો? એમ ન થવું જોઇએ કષાયના હુમલાથી બચવા માટે મુનિ આ બળ ક્ષમાનું અમોઘ શસ્ત્ર હોય છે ક્ષમાગુણ આવવાથી સયમ માર્ગે ગમે તેવું દુ ખ આવે તો

પણ તે હળવુ થઈ જાય છે ગમે તેવી શય્યા, આસનો મળે, તૃણની પથારી, દાભની પથારી મળે, અદરથી સળિઓ ખૂચતી હોય, છતા તે તો અપ્રમત્ત દશામા વધારો કરનારી છે, એમ કલ્પે

મુનિ પહેલી પોરસીએ સ્વાધ્યાય કરે, બીજી પોરસીએ ધ્યાન, ત્રીજી પોરસીએ ગોચરી કરવા નીકળે વળી ચોથી પોરસીએ સ્વાધ્યાય કરે અને તે જ પ્રમાણે રાત્રીના સમયે પહેલી પોરસીએ સ્વાધ્યાય. બીજીએ ધ્યાન, ત્રીજીએ નિદ્રા લે અને ચોથે પ્રહરે સ્વાધ્યાય, એમ કાર્યક્રમ પ્રમાણે રમણતા કર્યે જાય છે વહોરવા જાય ત્યારે પણ ઇર્યાસમિતિપૂર્વક આગળ ધોસરા પ્રમાણે જમીન જોતા ચાલે છે, જોયા વિના એક પગ પણ મૂકતા જ નથી સયમમા સાવધાનપણુ છે. પ્રાણી, બીજ, લીલોતરી, કથવા, કીડી આદિ કોઈ જીવને કિલામના ન ઉપજે, કર્મ ન બધાય, તેવી રીતે જતનાપૂર્વક વર્તે, તે જ સાધુ છે

ભિક્ષાચરી બહુ દુષ્કર છે એક પાણીનુ બિદુ પણ યાચના સિવાય ન લે કોઈ સ્થાનકે આવીને આપી જાય તે લે નહિ શ્રમણનુ જીવન એવી રીતે શ્રમમય છે વહોરવા જાય ત્યા પણ પૂછે, કે કોના માટે નિપજાવ્યુ છે? ક્યાય પણ દોષ ન લાગે તેની સાવધાની રાખે છે યાચવા જાય છે, છતા કગાળ નથી શુદ્ધ, નિર્દોષ, આહાર-પાણી મળે તો જ લ્યે છે ઘરડા માટે, માદા માટે, કે સુવાવડી સ્રી માટે કર્યું હોય, તો તેના વાપર્યા પહેલા ન લે જેમ ભારડ પક્ષી અપ્રમત્તપણે વિચરે છે, તે પ્રમાણે સાધુના દરેક કાર્યમા સાવધાની હોય છે.

ચાલતા, બેસતા, ખાતા, પીતાં, સૂતા જાગૃતિ વર્તી રહી છે, એવા મુનિઓને પાપકર્મ બંધાતા નથી અથવા જાય ત્યાં લાભ ન મળે તો એમ માને, કે મારા અંતરાય કર્મનો ઉદય થયો છે, પણ દ્વેષ કરવો કલ્પતો નથી કોઈને હડસેલો દે ત્યારે દીક્ષા લેવાય ઉે સંયમ એટલે માગી ખાવાનો રસ્તો નથી. ભિખારી આંગણે ઊભો હોય, કલાક સુધી કરગરતો હોય, છતાં પણ તેના તરફ લક્ષ ન કરે અને મુનિ આવે ત્યાં પધારો મહારાજ,' એમ કેમ થાય છે? મુનિ ચૂપચાપ આવે છે બહારથી શાડો પાડે નહિ, કે સૂજતા છને! ડોક જઈ નજર નાખે, કે અસૂજતી કોઈ ચીજ તો નથીને! પછી દાતારના ભાવ જુએ. બે જણા જમવા બેઠા હોય, એમાં એક વહોરવા માટે આમંત્રણ કરે અને બીજો ન કરે તો મુનિએ લેવું કલ્પે નહિ પણ બન્ને જ્યારે કહે, ત્યારે જ લેવાય વળી દાડમ ચારોળી આદિ સચેત કે મિશ્ર આહાર–પાણી લેવાં કલ્પતા નથી

સાધુ સચેતના ત્યાગી અને અચેતના ભોગી હોય સંયમમાં દોષ ન લાગે તે જુએ છે લાભ મળે તો મદ ન કરે અને લાભ ન મળે તો દ્વેષ ન કરે. ઘણું મળ્યું હોય તેનો સંગ્રહ રાખી શકાય નહિ. ઠારી કે પ્રવાહી કોઈ ચીજ રાતવાસી રાખી શકાય નહિ. કારણ કે મુનિ પરિગ્રહમાં રાચતા નથી. મળે તો સંયમની વૃદ્ધિ અને ન મળે તો તપની વૃદ્ધિ છે વહોરાવતા આશિર્વાદ પણ ન આપે, કે ના પાડે તેને શ્રાપ પણ ન આપે. અજ્ઞાત કુટુમ્બમાં વહોરવા જાય જેને જૈન ધર્મનું જ્ઞાન નથી તેવા કુટુંબમાં પરિસહ પવાનો સંભવ રહે, દેખતા જ કહે કે ચાલ્યા જાવ, અથવા તો આકરા

શબ્દો સભળાવે શબ્દના પ્રહાર કરે, તાડન કરે, લાબા હાથ કરી, ગાલમા આંગળા ભરાવી, શબ્દો સભળાવે, છતા મુનિ તેના પ્રત્યે દ્વેષ ન કરે, એ તો એમ જ સમજે કે અજ્ઞાની જીવો તો આવા જ હોય હુ સમજણો છુ, મને સત્ય રસ્તો સમજાઇ ગયો છે, ક્ષમાથી આત્માનુ કલ્યાણ થાય છે, તેમા શ્રેય છે, એ મુનિ સારી રીતે સમજે છે

કોઈ માણુસની પેઢી બેસી જતા, લાખોની ખોટ આવે, તો કેટલુ આર્તધ્યાન થાય? પણ આતો સહેજે અપરિગ્રહી થવાણુ એમ ધ્યાન કરે તો કેવુ! જેઓ પ્રભુના પથે પડયા છે, તેઓએ રત્નોના આવાસો, હેમ, હીંડોળા અને રાજરમણીઓ છોડી છે, તે મરજીથી છોડી છે સયમને માર્ગે, આત્મ કલ્યાણ માટે, વિચરનારા પરિસહ આવે ત્યારે જરા પણ આકુળવ્યાકુળ થતા નથી ગમે તેવા ઉપસર્ગ આવે, છતાં પણ લેવાઇ જતા નથી દીક્ષા પ્રત્યે અણગમો લાગતો નથી.

"દેવલોક સમી દીક્ષા, લાગે મીઠી મહર્ષિને,
સંયમ શક્તિહિણાને, મહા નરક સદૃશ."

કેટલાક કહે છે, કે અશકિતમાન થાય ત્યારે સાધુ થઈ જાય છે પણ જૈનનો સાધુ અશકિતમાન થઇ શકતો નથી કાયર છે, તે પૂર્વના સસ્મરણોને યાદ કરે છે જેને સયમનો રસ નથી, તેને પરિસહ આવતા 'મારુ શુ થશે' એમ થઈ જાય છે પણ જે સયમમા સ્થિર છે તે તો જાણે છે, કે આ માર્ગ જ કર્મ ખપાવવાનો છે જઘન્ય બે હજાર ક્રોડ સાધુ, ઉત્કૃષ્ટા નવ હજાર ક્રોડ સાધુ સાધ્વી, આજ માર્ગે

વિચર્યા છે, વિચરી રહેલ છે હું શું નવો માગ પાડું છું! તેઓ કેટલું સહન કરી ગયા તો હું સહન કેમ ન કરી શકું ? સંસારમાં જીવ, ધનાઢ્ય શેઠની નોકરી કરતાં કેટલું સહન કરે છે!

પૈસા માટે મા બાપ, કુટુમ્બ અને પરણેલી સ્ત્રીને છોડીને દરિયાપાર જવા તૈયાર થાય છે ટાઢ હોય, તડકો હોય પણ નોકરીનો સમય થાય એટલે જવું જ પડે છુટકો જ નહિ. અરે ભૂખનું દુઃખ પણ સહન કરે છે પૈસો તો પુણ્ય હોય તો જ મળવાનો કે ટકવાનો છે, છતાં આટલું સહન કરે છે તો મુનિઓ શાશ્વતી મોક્ષરૂપી લક્ષ્મી પ્રાપ્ત કરવા કેમ સહન ન કરે!

મહારાષ્ટ્રમાં સંત તુકારામ નામે ભક્ત પુરુષ થઈ ગયા છે તેઓ એક વખત શેરડીનો ભારો લઈને આવતા આવે છે રસ્તામાં છોકરાઓ મળે છે એક એક સાંઠો આપતા આવે છે ઘેર આવે છે ત્યારે ફક્ત એક જ સાંઠો હાથમાં રહે છે તેની સ્ત્રી બારીમાંથી આ બધું જોઈ રહી છે જેવા ઘેર આવ્યા કે સ્ત્રીએ ન કહેવાના શબ્દો કીધા આ તમે શું કરી રહ્યા છો અક્કલ છે કે નહિ ? તુકારામ કહે છે 'જેના ભાગ્યનું જે હોય તે લઈ જાય' ન માગે તોય આપવું જોઇએ ત્યારે મે તો માગ્યું ત્યારે આપ્યું છે' 'આ એક સાંઠો લાવ્યો છું સ્ત્રીના હાથમાં સાંઠો આપ્યો સ્ત્રીને એકદમ ગુસ્સો થ યો. શેરડીનો સાંઠો તુકારામના બરડા ઉપર લગાવી દીધો. ક્રોધનો પારો એટલો બધો ચઢી ગયો હતો, કે બરડામાં મારતા સાંઠાના બે કટકા થઈ ગયા છતા તુકા

રામે આખ લાલ ન કરી, પણ બોલવા લાગ્યા, કે મને ખબર જ હતી તમે પતિવ્રતા સ્ત્રી છો, એટલે મને મૂકીને ખાઓ જ નહિ એટલે તમે આ શેરડીના સાઠાના બે ભાગ કર્યા આવા સત પુરુષ તુકારામ હતા.

તે જ ગામમા શિવાભાઈ કરીને કંસારા આ સત પુરુષના પ્રતિપક્ષી હતા તુકારામ પ્રત્યે ગમે તેવુ બોલે છે, છતા તુકારામ કયારેય પણ તેમના પ્રત્યે દ્વેષ કરતા નથી એક વખત કોઇ બ્રાહ્મણ પોતાની પુત્રીના લગ્ન કરવા માટે, કરિયાવરમા કઇ આપવું પડે, તે માટે સંત તુકારામ પાસે આવ્યો ફાળામા કઇક આપવા તુકારામને વિનતી કરી તુકારામ કહે. 'ભાઈ! પ્રથમ શિવાભાઈ કસારા પાસે જા પ્રથમ તેની પાસેથી ફાળામા નોધાવી આવો, પછી અમે ફાળો પૂરો કરી દઇશુ. સત તુકારામના માણસો સાથે પેલો બ્રાહ્મણ શિવાભાઇ કસારાને ત્યા ગયો પ્રતિપક્ષીના માણસોને જોતા વેત જ શિવાભાઈ કસારાનો ગુસ્સો આસમાને ચડયો. જેમતેમ બોલવા લાગ્યો તુકારામના માણસો કહેવા લાગ્યા 'ભાઈ, અત્યારે બહુ ટાઈમ નથી, જે નોધાવવુ હોય તે ટીપમા નોધાવી દો, અમે લઇને જ જવાના છીએ, નહિ આપો ત્યાં સુધી અહી બેસીશુ કસારાએ જાણ્યુ, કે આ લોકો લીધા વગર છોડે તેમ નથી એટલે એક તાબાનો ઢબુ આપ્યો

બ્રાહ્મણ તો વિચાર કરવા લાગ્યો આ ઢબુથી શરૂઆત થઇ, તો મારી પુત્રીના લગ્ન કેમ ઉકેલી શકાશે! એ તો ઢબુ લઇને સત તુકારામ પાસે આવ્યો તુકારામે જાણ્યુ,

કાંઈ હરકત નહિ, બ્રાહ્મણ પાસેથી કણુ લઈ સગડીમાં નાખ્યો, બહાર કાઢયો, ત્યાં સુવર્ણનો સિક્કો થઈ ગયો બ્રાહ્મણને વિશ્વાસ બેઠો કે હવે કામ પતી જશે બ્રાહ્મણ તો તુકારામને પગે લાગી ચાલતો થયો. આ વાત, શિવાભાઈ કસારાને કર્ણોપકર્ણ પહોંચી, કે તાંબાનો કણુ તુકારામે સોનાનો કરી દીધો નક્કી તેમની પાસે પારસમણિ હોવો જોઈએ તેને ગાળો ભાડનાર હવે તેમનો ભક્ત બની ગયો અર્થની આશા માણસને કેવા નમ્ર બનાવે છે! એ તો તુકારામના પગમા પડયો. દુશ્મન મટી સેવા કરવા તૈયાર થઈ ગયો. તુકારામના ઘરમાં ચારેકોર નજર કરે છે પણ ક્યાંય પારસમણિ હાથ લાગતો નથી.

એક દિવસ તુકારામને પૂછે છે "આપની પાસે પારસમણિ છે?" મે આપેલા કણુનુ સોનુ બનાવી, આપે બ્રાહ્મણને આપ્યુ હતુ, તો એવા પારસમણિના દર્શન તો કરાવો? તુકારામ કહેવા લાગ્યા 'ભાઈ! પારસ તો આત્મા છે આત્મામા જેટલો અકષાયી ભાવ કેળવાય, તેટલા પ્રમાણમા લબ્ધિઓ ચરણમા નમે છે માટે ઈશ્વરનુ ભજન કરો. માયલાને મારો આ દરની પ્રકૃતિને ટાળો સમભાવ કેળવતાં શીખો, તો આ લબ્ધિ હાથવેતમાં જ છે

મુનિઓના મોઢાના થૂંકમા, પરસેવામા પણ લબ્ધિ હોય છે તે ચાલ્યા જતા હોય અને હવા સ્પર્શે ત્યા મરકી આદિ રોગો મટી જાય. મુદ્દો કહેવાનો એ છે, કે જે અ દરના શત્રુનો વિજેતા બને છે તે જ ખરો વિજેતા છે શિવાભાઈનો હૃદય પલટો થઈ ગયો તે શત્રુ મટી મિત્ર બની ગયો

તુકારામની સ્ત્રીને પણ આટલી હદે ક્ષમા જોઇ, પશ્ચાતાપ થયો. જેના જીવનમા સહનશીલતા છે, તે ગમે તેવા ક્રોધના નિમિત્તો મળતા, પણ લેવાઇ જતા નથી ક્ષમા ગુણ ધારણ કરવાથી બીજા બધા ગુણો એની મેળે ચાલ્યા આવશે હૃદયમા કોમળતા લાવો કોઇની સામે ઝઘડવુ નથી, એવો સકલ્પ તો કરો !

ભાઇ ભાઈ વચ્ચે મજિયારા વહેચવામા, 'તારે જોઇએ, એ મારે ન જોઇએ,' એમ સમભાવમાં વર્તે, તો મજિયારો વહેચવા કોર્ટે ન ચડવુ પડે આજે તો, જગતમા મજિયારા વહેચવા માટે કેવા વિનાશ સર્જાય છે ! તે મુબઈમા બનેલા એક ખરા પ્રસગ ઉપરથી સમજાશે, કે કઇ કોટિએ દ્વેષનાં પરિણામો પરિણમે છે !

એક પિતાના, એક માતાના, એક વડની બે વડવાઇ,
એક કોઠામા આળોટેલા, એક લોહીની સગાઇ,
ખૂંદેલા એકજ ખોળે, સૂતેલા એક હીંચોળે,
સગી એક મા ના જણ્યા બે ભાઈ. ૧

માતા માને બે આંખનાં રતન, બાપ માને બે હાથ,
લોક માને કે રામ-લક્ષ્મણની, જોડલી સાથોસાથ,
એક પખીની બે પાંખો, લોકોની ઠારતી આંખો,
બધુઓ એક બીજાની બાંય. ૨

એકજ જાતનાં કપડાં પહેરે, ને એક થાળીમાં ખાય,
એકની ચોપડી બીજો વાચે, બેય એક નિશાળે જાય,
રમવા બે ભેગા જાતા, નાનેથી મોટા થાતા,
નહોતી ભાઇ ભાઈ વચ્ચે જુદાઈ. ૩

સંપને સુખમાં કાળ જતાં, ત્યાં ઘરમાં આવી બે બાઇ,
નાનીને મોટી વહુઓ કહેવાતી, એણે માંડી ચતુરાઇ,
દેરાણી દેર નચાવે, જેઠાણી જેઠ રીઝાવે,
સ્વામીને વેલની જેમ વીંટાળે ૪

ધીમે ધીમે બે ભાઈઓ વચ્ચે શરૂ થઈ હરીફાઈ
ઘર કામે ને ઘર બાહરે જીવણી કરે સરસાઈ
વાણીનો વિનય મૂકી, છલેથી ભાખૂત મૂકી
નાની વાતમાં જાય ખીજાઈ ૫

એ પ્રેમદાઓએ પોત પ્રકાશ્યું ને પાડ્યું ચોક નવાઈ
રોજ ઊઠીને લડવા માટે એક મિષ એક લાઈ
કડવી અને તીખી વાણી કાઢે લાળા લાંબા તાણી
પાડોશી જોવા જાય ભરાઈ ૬

એક અભાગી દિવસ ઊગ્યો, ને લાડુ પડ્યું નહિ કોઈ
લાકડી ઊઠીને માથાં ફૂટ્યાં નીકળ્યાં રાતાં લોહી
માડીના ગુણ ભૂલ્યા એ ખોળાના ખૂંદનારાએ,
ખોળાની યાદ આખર ખોઈ ૭

આપ્તના કટકા હાથમાં લીધા દીન બનીને દાસ,
સાંજની ભિક્ષા પિતાજી માગે બન્ને પુત્રની પાસ
તોય ન માને કપૂતો માથે લેતા કાળના ફૂતો,
પિતાએ નાખ્યા ઊના નિશ્વાસ. ૮

જેમ સંસારે થતું આવતું તેમ આ સંસારે થાય
બન્ને ભાઈઓ જુદા થવાની હદમાં લાગી લાય
વહેંચાયાં રાચરચિલાં, ઠીકરાંને ભાગ ફૂટેલા
હવે ભાઈ ભાઈમાં અંતર જણાય. ૯

બાપે કુટુંબ મેલીને વહોર્યો એકલ જીવન તાપ
બાપ ભાઈથી જુદા પડતાં મનથી આપે શાપ
કરવા આ ઘરનાં પાપ કરતા બહુ વલોપાત
બળાપ્યાં દેશમાં માને બાપ ૧૦

તન જુદાં ને મન જુદા એના મન પણ જુદાં થાય
કોઈ કોઈનું મીઠું નહિ જોતા આતડાં જીવન જાય
ન કાપની છાયા સામે જોવા બે ભાઈની વાંછ
માનવો હાંસી કરતા જાય ૧૧

જુદા થતા એક ભાઇના ભાગ્યે, કીધું ઝાઝું જોર,
લક્ષ્મી વરી ને બુધ્ધિ ફરી, ત્યાં પૈસાનો આવ્યો તોર,
ભૂલ્યો એ ભાઇ વિસામો, ભૂલ્યો માબાપનાં નામો,
એતો એની નારીમાં ઘેલો થાય ૧૨

ગરીબ ભાઈને ઘેર દારિદ્ર, આવ્યું અપરંપાર,
સાત દિવસથી અન્નનાં સાંસાં, ભૂખ પાડે પોકાર,
ધનિકો મદમા રાતા, નથી કાંઇ ખબર લેતાં,
હવે કેમ દિવસો કાઢયા જાય? ૧૩

બાકી હતું તે આવી બીમારી, ને તાવે પડયો બેભાન,
ડોકટર બોલ્યા બાઇ તમોને, આજે ભારે નુકશાન,
છાંટો જો દૂધનો આજે, નહિ એના પેટમાં જાશે,
તમારા સ્વામીનાં જાશે પ્રાણ. ૧૪

માન સ્વમાન ભૂલી દેરાણી, જેઠને ઘેર જાય,
જેઠાણી પાસે દૂધની માગણી કરવા તૈયાર થાય,
આવી ભીખ માગવા આટો, દેજો જરા દૂધનો છાંટો,
તમારા દિયરની સ્થિતિ ઘવાઈ. ૧૫

વેંત નમે એને હાથ નમનારી, એવી હિંદની સ્ત્રી હરકોઈ,
એક વખતની બાજનારી, હવે ગળે બાઝીને રોઈ,
ભલે બહેન ભલે આવી, ઘરમાથી તાંબડી લાવી
લોટો દૂધ દીધું નીચુ જોઇ ૧૬

પણ જીવતા-મૂવા ભાઇની, જેને નો'તી. કાંઇ જરૂર,
દૂધનો લોટો નજરે ચડતાં, ભાઇ બન્યો નિષ્ઠુર,
કાઢી ધિક્કારની વાણી, મળે નહિ દૂધ કે પાણી,
રહેજો મારી ક્રૂર દ્રષ્ટિથી દૂર ૧૭

અપશુકનથી આંખો ફરકીને, મારી લોટાને લાત,
ભાઈ ભાઇનુ દૂધ ઢોળે, ત્યાં કોણ કરે પંચાત,
લાગી એતો લાત પુણ્યને, એનુ ચિત્ત થયુ શુન્ય ને,
કર્મનો ઉદય આકરો થાય ૧૮

ઘાયલ દેહે ફૂટેલ કર્મે, ફુટેલ જીવન સાથ
દેરાણી જેઠાણી બન્ને પહોંચી, શ્વસુર તણે નિવાસ,
એક થઈને પાયે લાગી, ક્ષમા ને સેવા માગી,
નહોતો ચૂડી ચાંદલો કોઇની પાસ, ૨૬

આવી રીતે જો ભાઈને બહેનો, કુસંપમાં પડી જાય,
ધન, આબરૂ ને દેહ ગુમાવી, થઈ જાયે બેહાલ,
સદ્‌ગુરુ સાચું ભાંખે, કર્મ કોઈનું ન રાખે,
રહો સહુ સંપ સંપી સુખદાઈ ૨૭

[સને ૧૯૪૪ ની ૧૪મી એપ્રિલ શુક્રવારે બપોર પછી ૪–૧૦ મુંબઈની ગોદીમાં દારૂગોળાથી ભરેલી સ્ટીમરમા અચાનક આગ લાગતાં જે હોનારત સર્જાએલી હતી તેમા બનેલી આ સત્ય ઘટના છે કુટુમ્બ-કલેશ કયા સુધીનુ દુ ખદ પરિણામ લાવે છે, તેનુ આબેહૂબ ચિત્ર આ કાવ્યમા આલેખાયુ છે ]

કુસંપના કેવા પરિણામ આવે છે, તે આ ઉપરથી સમજાશે જે ભાઈને મિત્ર કરી શકતો નથી તે દુનિયાને મિત્ર કેવી રીતે કરશે! **'मित्तीमे सव्व भूएसु'** બોલવા માત્રથી કાઇ વળતુ નથી, સાધુને સહનશીલતા કેળવવાની હોય છે પરિસહ આવે તે સમભાવે સહન કરે છે, પણ કષાયથી સામનો કરતા નથી વળી પણ શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે

## વ્યાખ્યાન ૮૪ મું

સં. ૨૦૨૦ આસો સુદિ ૧૦ ગુરુવાર, તા. ૧૫-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રમુખે સિદ્ધાંત પ્રરૂપ્યા. ઉત્તરાધ્યયનસૂત્રનાં ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે.

> तालणा तज्जणा चेव वह बंध परीसहा ।
> दुक्खं भिक्खायरिया जायणा य अलाभया ॥३२॥

માતા પિતા મૃગાપુત્રને સંયમ માર્ગની મુશ્કેલીઓ સમજાવી રહ્યા છે. એ મુશ્કેલીઓને વટાવવી સહેલી નથી. જેમ કબૂતર ચણ ચણીને ઊડી જાય છે, પાંખમાં કાંઈ ભરાવી રાખતું નથી, તેવી રીતે મુનિ કાંઈ પણ સંગ્રહવૃત્તિથી પાસે રાખી શકે નહિ. મમત્વી હોય તે જ અથવા તો મળશે કે નહિ મળે એવો જેને વિશ્વાસ નથી તે સંગ્રહ કરે. મુનિ લેશ માત્ર પણ સંગ્રહ ન કરે. કેટલાક અમદાવાદી જીવો માને કે મળશે નહિ તેથી તેલ, ગોળ, ઘી, સાકર આદિ રાખે છે પણ જ્ઞાતપુત્રના વચનમાં જે ટકી રહ્યા છે તે કદી પણ સંગ્રહને ઇચ્છતા નથી. સંગ્રહવૃત્તિ એ ગૃહસ્થવૃત્તિ છે જે સંગ્રહ રાખે છે તે સાધુ નથી—પરિમજિત નથી.

સંયમ લીધો છે તેને તો આ દેહ ઉપર પણ મમત્વબુદ્ધિ હોય નહિ. પરિગ્રહ એ મૂર્છા છે. દેહ ખાન પાન, વસ્ત્ર કંબલ પાયપુંછણ, પાત્રા રજોહરણ કે ઉપાશ્રયસ્થાન કોઈપણ વસ્તુ ઉપર મુનિ મૂર્છિત બને નહી

જેણે આખો સસાર સ્વેચ્છાએ છોડયો છે, પછી આ મામુલી ચીજ ઉપર મૂચ્છૉ શાને? જે સગ્રહ કરે છે, તે સસારમા ઊડો ઊતરતો જાય છે સચય એ મુનિઓ માટે સર્વથા ત્યાગવા યોગ્ય હોય છે તે રાખે નહિ કે રખાવે પણ નહિ કોઈ ગૃહસ્થ પાસે બે હજાર જમા રખાવ્યા હોય તો ભણવા કામ લાગશે, એવુ મુનિ કલ્પે નહિ સાધુના નામના બેકમા કદી ખાતા હોતા હશે? તો પછી સસારીમા ને સાધુમા ફેર ક્યા પડયો?

મુનિ કોઈ પણ વસ્તુ મૂલ્ય આપીને લેતો નથી ભગવાને સાધુને સ્વતત્ર બનાવ્યા છે મૂડ મૂડાવવા માટે બે દોકડા હજામને દેવા પડે તેટલા પૂરતો પણ સાધુ કોઇનો ઓશિયાળો નથી કારણ કે હાથેથી લોચ કરવાનો હોય છે કેશનો લોચ બહુ જ દારુણ, એવો લોચ હાથેથી કરવાનો હોય છે 'પળશે ત્યા સુધી પાળીશુ, પછી આ આલ્યા સસારમા' એવો આ માર્ગ નથી સાધુને બોજો ઉપાડવા મજૂરની પણ જરૂર રહેતી નથી કારણ કે સાધુથી ઉપડે તેટલુ જ રાખવાની આજ્ઞા છે ત્રણ જોડ કપડાથી વધુ રખાય નહી પાત્ર પણ અમુક જ વસ્ત્ર, પાત્ર, કબલાદિ જરૂર પૂરતુ જ રખાય છે અને તે જાતે ઉપાડે છે

વિહાર કરવામા પણ કોઈનો આશ્રય સાધુ સ્વીકારે નહિ 'આવશો તો જોગ મળશે, ગામડામા કોણ આવો છો!' એમ અગાઉથી ગૃહસ્થને તૈયાર કરે તે સાધુ શિથિલાચારી છે, પણ જે સમર્થ છે, તેવા સાધુ ગૃહસ્થનો પરિચય કે આશા રાખતા નથી સાધુ તો ટાઢા ટુકડા ખાય અને આકાશે

ભિખ્યા જાય આનંદ આનંદ વતતો હોય છે આવા મુનિ સંગ્રહવૃત્તિને ઇચ્છતા નથી. તમે શ્રમણોપાસક કહેવાઓને ? તો પછી તમને સંગ્રહ રાખવો કલ્પે ? **પરિગ્રહ એ મહા પાપનું કારણ છે** મહાઇચ્છા એ મહાપરિગ્રહ છે શ્રાવકોને ભગવાને અલ્પારંભી અને અલ્પપરિગ્રહી કહ્યા છે

કોઇ એક ગામમાં આભડ નામનો વણિક પુત્ર રહે છે કંસારાની દુકાનમાં નોકરી કરી માંડ પેટ ભરે છે પણ એની મુખમુદ્રા જોતા એમ થાય કે, આવો ભાગ્યશાળી પુરુષ અને એનું નસીબ આવું ? કોઇક જ્યોતિષી પણ કહેતા કે આભડ ભાઇ તમે બહુ ભાગ્યશાળી છો પણ નસીબ આડું પાંદડું છે તે ખસી જાય તો તમારે ત્યાં લક્ષ્મીની રેલમછેલ થઈ જાય એ વખતે આ વણિક બોલતો કે ભાઈ ! શા માટે મારી મશ્કરી કરો છો ?

એક વખત આભડ શ્રાવક મુનિનો બોધ સાંભળી રહ્યા છે વ્યાખ્યાનમાં પરિગ્રહની વાત આવે છે પરિગ્રહ એ પાપનું મૂળ છે એણે તો આત્માને પરેશાન કરી નાખ્યો છે આ બધું આભડ શ્રાવક સાંભળે છે આભડની સ્થિતિ સાધારણ છે મજૂરી કરીને પેટ ભરે છે તેને વિચાર થયો કે મારી પાસે મિલકત તો છે નહિ, શા માટે ખોટી આશામાં લટકવું ? એમ વિચારી તે પ્રતિજ્ઞા કરવા ઊભો થયો પણ ગુરુ જ્યોતિષશાસ્ત્રના જાણકાર હતા. એની હસ્ત રેખા જોઈ લીધી છે એટલે પૂછે છે કે ભાઈ ! કેટલી છૂટ રાખવી છે ?

ગુરુમહારાજ ! પરિગ્રહ પરિમાણ વ્રતમાં પાંચ સોના મહોરથી વધારે ધન ન રાખવું એવા નિયમ આપો સભાએ

આશ્ચર્ય સહિત હાસ્ય વેર્યું ! જેને ખાવાના ફાંફાં છે, ફૂટી બદામની મૂડી મળે તેમ નથી, એનેય પાચ સોનામહોરનો મોહ ! એક મશ્કરો બોલ્યો "ભાઈ ! આટલાથી તારે નહિ ચાલે" ગુરુદેવ શાન્ત સ્વરે બોલ્યા પુરુષના નસીબ આડુ પાદડુ હોય છે ક્યારે ભાગ્ય ખુલ્લી જાય તેની શુ ખબર પડે ? માટે વિચારીને વ્રત લેવુ કે જેથી ભ ગ કરવાનો પ્રસ ગ ઉપસ્થિત ન થાય આભડ વધવા લાગ્યો દશ, વીશ, પચાસ, સો, હજાર, લાખ ગુરુ બોલ્યા, ભાઈ ! એટલાથી પણ તારે નહિ ચાલે, કારણ કે ગુરુએ રેખા જોઈ હતી, માટે તેઓ પ્રતિજ્ઞા દેતા અચકાતા હતા છેવટે આભડે પ્રતિજ્ઞા લીધી કે પ્રભુ ! ત્રણ લાખથી વધુ મારે ન કલ્પે વધુ થશે તો હુ ધર્માદાના કાર્યમા વાપરી નાખીશ બધા મશ્કરી કરવા લાગ્યા આવુ વ્રત તો સારૂ

નિયમ વસ્તુ બહુ સારી છે આજે સાઠ વર્ષ થઈ ગયા હોય, છતા બાધા લેતા શરમ અનુભવે છે પણ શરમ રાખવી ન જોઇએ પ્રતિજ્ઞા લેવાથી પાપના બોજાનુ નિયત્રણ થાય છે જેને પ્રતિજ્ઞા નથી, પછી ભલે તે કામ કરતો ન હોય, છતા પાપ ચાલ્યુ આવે છે, કારણ કે, આશ્રવના દ્વાર ખુલ્લા છે ઓછામા ઓછી પ્રતિજ્ઞા, એક શ્વાસોશ્વાસ સુધીની અને વધુમા વધુ પ્રતિજ્ઞા, જાવજ્જીવ સુધીની લઇ શકાય છે જેવી પોતાની શકિત હોય, તે પ્રમાણેની પ્રતિજ્ઞા લઈ શકાય છે

આભડ ત્યાથી ચાલ્યો જાય છે કેટલાક વખત પછી એક વખત ભરવાડ બકરીના ટોળા સહિત સામો મળે છે

તેમા એક બકરીની ડોકે મણિ બાંધેલો જુએ છે ભરવાડને આ મણિની કિંમત નથી. આભડને જાણ થઇ કે, આ બકરીને ડોકે બાંધેલ મણિ ઘણી કિંમતનો છે ભરવાડ પાસેથી યોગ્ય દામ આપી બકરી ખરીદી લીધી તેની ડોકેથી મણિ છોડી સરાણે ચડાવી તેજસ્વી બનાવ્યો તે વખતે પાટણમા રાજા સિદ્ધરાજના રાજમુગુટમાં જડવા માટે મણિની જરૂર પડી. તેવો મણિ આભડ પાસે હતો આભડ ત્યા પહોચી ગયો અને તેનો મણિ રાજાએ એક લાખ સોનામહોરમા ખરીદી લીધો ક્યારે ભાગ્ય ખુલ્લી જાય છે તેની ખબર પડતી નથી. જ્યારે ભાગ્યરવિ તેજ કરે છે ત્યારે ભિખારી પણ શ્રીમંત બની જાય છ

**આજનો શેઠીઓ કાલનો વેઠીઓ નોકર તે શેઠ થઈ જાય છે**
**ઉલટ સુલટ એમ આ જગનીમા કાળે કરીને સૌ થાય છે,**
**હો માનવી ! જીવનના રંગો પલટાય છે**

આભડ શ્રાવક મજૂરમાથી લખપતિ બની ગયો પછી તો વેપાર કરવા લાગ્યો એટલે લાખમાથી ત્રણ લાખ સુધી પહોંચી ગયો તે ઉપરની કમાણી થવા માંડી તેનો ધરમાદો શરૂ કરી દીધો વાપરવા છતાં મનને જરાપણ અભિમાન નથી માન મળ્યા પછી અહંકાર ન થવો અને ધન મળ્યા પછી મદ ન થવો એ વાત સહેલી નથી. અભિમાનમાં અટવાય નહિ, તેને જ માન મળે અને પચે આભડ શ્રાવકે ગરીબાઈ જોઇ છે તે તો પૈસાને હાથનો મેલ સમજે છે અપાય તેટલુ આપી દયે છે 'તન છૂટે ધન કોન કામ કો!" આવ્યા ત્યારે સાથે કઈ ન હતુ જશો ત્યારે કઈ લઈ જવ ના નથી તો પછી કૃપણ શા માટે કહેવરાવો છો ?

આભડ શ્રાવક ધર્મના કાર્યમાં ખૂબ ધન વાપરે છે અને નગર શ્રેષ્ઠીનુ પદ પામે છે કહેવાનો મુદ્દો એ છે, કે પરિગ્રહ ક્યારે વધશે તેની ખબર નથી, માટે અગાઉથી મર્યાદા બાધવી જોઇએ જે મર્યાદા બાધે છે તેનામા સતોષ-ગુણ પ્રગટે છે અને જે અમર્યાદિત છે તેને તો જેમ લાભ મળે તેમ લોભ વધે છે, તૃષ્ણા વધે છે નમિરાજર્ષિ કહે છે, કે દરેક ગામ, ગરાસ, પૂર, પાટણ, પૃથ્વીમા જેટલા ચોવીસ પ્રકારના ધાન્ય સોનુ, રૂપુ, હીરા માણેક, આદિ રત્નો અને પશુવર્ગ–ગાય, ભેસ, ઘોડા, હાથી–આખુ લોક ભરીને એક માણસને આપવામા આવે, છતા તેનો તૃષ્ણાનો ખાડો પૂરાતો નથી એવુ જાણી, હે મુનિઓ તપને આચરો

એક મુનિ મહારાજ બહુ સારા વ્યાખ્યાતા હતા. વ્યાખ્યાન કરતા પચમહાવ્રતોમા પ્રથમ વ્રત અહિસા ઉપર બહુ સારૂ બોલતા હતા સત્ય ઉપર પણ સરસ વ્યાખ્યાન આપ્યુ. તેમ જ અદત્ત અને બ્રહ્મચર્ય ઉપર પણ સચોટ વ્યાખ્યાન આપ્યુ અને જ્યા પરિગ્રહની વાત આવી, ત્યા વ્યાખ્યાન કરવામા સહેજ સકોચ અનુભવવા લાગ્યા એક ચતુર સાભળનાર પારખી ગયો કે મુનિશ્રી પરિગ્રહ ઉપર વ્યાખ્યાન બહુ સચોટપણે કરી શકતા નથી, કાઇક અચકાય છે

મહારાજની શૈલી વેધક છે સામાના દિલને હચ-મચાવી નાખે એવી વાણી છે, પણ પરિગ્રહની વાત આવતા મોળા કેમ પડી જાય છે? એક વખત મહારાજ ઠડીલ જવા બહાર જાય છે શ્રાવક ઉપાશ્રયમા જઇ મહારાજની ઝોળી જોઈ, અદર કપડામા વીટાળેલી એક સોનામહોર ભાળી ચતુર

શ્રાવક સમજી ગયો કે, જ્યા સુધી આ સોનામહોર છે, ત્યા સુધી મુનિથી પરિગ્રહનું ધ્યાન જેવું થવું જોઈએ તેવું કરી શકાશે નહિ, કારણ કે આચરણમાં હોય તે જે ઉપદેશમાં આવે તોજ તેનો પ્રભાવ કોઈ ઓર પડે છે

મહારાજને આ સોનામહોર નડતરરૂપ છે શ્રાવકે તે સોનામહોર લઇ લીધી અને પોતાના ગજવામાં મૂકી દીધી. મુનિ બહારથી આવ્યા પડિલેહણ કરવા મ ડયા ઝોળી તપા સતાં માલુમ પડ્યુ કે સોનામહોર નથી ઠીક થયુ, કોઇકે મને મોત યો છે મને નડતરરૂપ હતી તે સ્હેજે છૂટી ગઇ સાધુથી તો કહેવાય નહિ કે કોણે મારી સોનામહોર લીધી છે ? જો કહે તો શ્રાવકો કાન પકડેને ? સાધુ પાસે વળી નોટોના થોકડા ભાળો તો શુ કહો ?

ટિકિટ, કવર, પતાં આદિ સાધુથી કાંઇ પણ ન રખાય કારણ કે એ પણ ચલણી નાણુ છે કચન અને કામિનીના ત્યાગીને વળી આ ડખલ શી ? કેટલાક માત્ર ભૂલેલાઓને સાજ પડે ત્યાં ટપાલનો મેલો ભરાય વ્યવસ્થા માટે માણસ રાખવો પડે આવી ભાંજગડમા પડવાની સાધુને શી જરૂર છે ? એને કયા પેઢી ચલાવવી છે ? દર્શન કરવા આવજો ’ એવો કાગળ પણ સાધુથી લખાય નહિ એ તો સ્વ સ્વરૂપમાં મહાલતો હોય કા હવ સાસુ વહુને બને છે ને ? અરે પણ તારે જાણ વાની શી જરૂર છે ? સ સાર તો કારમો છે જ, તુ માં ડ કરીને છૂટ્યો છો તા પાછા વળીને કમા જોઈ રહ્યો છે ?

નય કાચળી ઉતારે છે પછી તે કેવી સુ વાળી કાંચળી છ ત જોવા ઊભાતા નથી તે તો સ સ ા આલતો જ થાય છ તમ આ સ માર છ નાર સાધુને “ મારી મા દુ:ખી થાય

છે, એના ભરણપોષણ માટે ટીપ કરી દયો, કંઈક મદદ કરો"
એમ સાધુથી કહેવાય જ નહિ.

અમારુ ચોમાસુ કરવા તો લઇ જશો, પણ ફંડ ફાળો કેટલો થશે! મારી મુરાદ તો એક લાખ રૂપિયાની છે લાયબ્રેરી, પાઠશાળા અથવા તો નામ રહી જાય તેવી તિથિ બાધવામા લાભ મળવો જોઈએ, એમ કહેનારા સાધુમા ને ભટજીમા શુ ફેર પડયો! ભટજી રામાયણ કે મહાભારત વાચતા પહેલા રકમ નક્કી કરે છે, તેવા જો જૈન સાધુના લક્ષણ હોય તો તેને કેવો કહેવો?

બીજે દિવસે સમય થતા મુનિ પાટ ઉપર આવ્યા પરિગ્રહ એ કારમુ વ્રત છે. એના ઉપર સચોટ રીતે વ્યાખ્યાન કરી શકયા, કારણ કે જે ખટક હતી તે નીકળી ગઈ વ્યાખ્યાન સરસ રીતે થયુ સાભળી પેલા ચતુર શ્રાવકનુ હૈયુ નાચી ઊઠયુ પરિગ્રહ એ કલેશનુ કારણ છે

**પૈસા, પૈસા, પૈસા તારી વાત લાગે પ્યારી રે.**
**રાતદિવસ પૈસાને માટે ભટકે નરને નારી રે**
**પૈસા, પૈસા, પૈસા, તારી વાત લાગે પ્યારી રે,**
**ભણવું મણવું પૈસા માટે, પૈસા મોટી યારી રે,**
**પૈસાથી બાલુડાં છાના, પૈસાથી ઘેબર-ધારી રે,**
**પૈસા પૈસા, પૈસા, તારી વાત લાગે પ્યારી રે**

અર્થનો-ધનનો લોભી જીવ રાતદિવસ રાજામહારાજા, શેઠિયાઓની નોકરી સ્વીકારે છે ડિગ્રીઓ મેળવે છે તે એટલા માટે કે, વધુ પગાર મળે પૈસાની વાત જીવને બહુ પ્યારી લાગે છે પૈસો આવતા છાતી કાઢીને ચાલવા લાગે છે દોલત-દોલાત મારે છે, આવે છે ત્યારે કેડમા લાત મારે છે, તેથી છાતી

કાઢીને ચાલે છે અને જાય છે ત્યારે છાતીમા લાત મારે છ તેથી વાકો વળી જાય છે તેમ આવતા અને જતાં 'દોલત' બે લાત મારે છે નાનો બાળક પણ પૈસો દેતા છાનો રહી જાય છે પગાવાળાથી માંડી પ્રધાન સુધી લાચિયા ખાતામા પૈસા અર્થે કેવા કેવા અનર્થો સેવાય છે? આજે તો નીતિ-પ્રામાણિકતા બહુ જ ઓછી રહી છે

આ કાળના અમલદારો પરગણામાં જતા ત્યા પોતાના ખર્ચે દ્રુધ પીતા કોઈ પગે લાગી ઘી દ્રુધ મૂકી જાય અને અમલદાર જો જૈન ધર્મનો જાણનાર હોય તો કહેશે માફ કરજો, આ મને ખપે નહિ, આ તો ગાયની માટી બરાબર ગણાય કોઈ વકીલ પાસે ખૂનના તહોમતવાળો આરોપી આવી કહે છે કે મને તમારા ઉપર શ્રદ્ધા છે, આલ્યો આ પડિકુ મારો કેઈસ હાથમાં લ્યો ત્યારે ધર્મમાં માનનાર વકીલ એમ જ કહેશે 'ભાઈ તું ખરેખર ખૂની છો તુ મને એક લાખ આપવા તૈયાર થયો છે એટલે શુ હું મારૂ સત્ય છોડુ? મને ધર્મ વહાલો છે પસ્તીના કાગળો લઈજા.' ત્યારે પેલો કહેશે અરે સાહેબ, વિચાર કરો, એક લાખ દેનારો મારા જેવો નહિ મળે.' વકીલ જવાબ આપે છે 'ભાઈ નોધી લેજે કે એક લાખની ના પાડનાર પણ મારા જેવા કોઇ તને મળશે નહિ. મુદ્દો કહેવાનો એ છે કે પરિગ્રહની મૂર્ચ્છા છોડવી જોઇએ જે માણસ લાંચ અનીતિ અને પ્રપચથી ધન મેળ છે તે તેની પાછલી અવસ્થામા બહુ દુ ખી થાય છ એવી કફોડી સ્થિતિમા મુકાઇ જાય છે કે કા પક્ષઘાત થાય કે કાતો છીવડા પડે એમ ફૂતરાને

મોતે મરે છે મુદ્દો એ છે કે તમે સસારમા છો તો પણ ન્યાય-નીતિ વિરુદ્ધ ડગલુ ભરવુ ન જોઈએ

> કોઈ બૂરા કહો યા અચ્છા, લક્ષ્મી આવે યા જાવે,
> લાખો વર્ષો તક જીવુ યા મૃત્યુ આજ હી આજાવે;
> અથવા કોઇ કૈસા હી. ભય યા લાલચ દેને આવે;
> તો ભી ન્યાય માર્ગસે. મેરા કભી ન પગ ડીગને પાવે

ગમે તેવું કષ્ટ પડે, અથવા મૃત્યુ નજીક આવી જાય, કોઈ ભય અથવા લાલચ દેવા આવે, તો પણ ન્યાયના માર્ગેથી પગ ડગવો ન જોઇએ મુનિ પાસે શ્રાવકે ખુલાસો કર્યો, કે મે ચોર બુદ્ધિથી તમારી સોનામહોર લીધી નથી, પરતુ આપ પરિગ્રહ વ્રત ઉપર સુદર પ્રકાશ વ્યાખ્યાનમા પાડી શકયા નહિ, તેથી મને થયુ કે કઇક નડતર લાગે છે જ્યા તમારી ઝોળી જોઈ તો આ સોનામહોર નીકળી આપને હવે આ રાખવી છે ?

મહારાજ શુ બોલે ? મહારાજ બોલ્યા કે તમે જ મારા ગુરુ થયા મારામા દોષ હતો તે તમે કાઢયો પ્રિય કહેનાર પાચસો હોય, પણ હિતકર તો કોઇક જ હોય છે માટે તુ મારો ઉપકારી છે અહી આ સ્થાનકે તો અનેક આવે અને અનેક જાય તેમાથી કોઇની ગીની પડી ગઈ હશે મે તે ભાળી, એટલે સહેજે 'રાખી લઉ' એવી વૃત્તિ થઈ આવી મે મારા વ્રતને દૂષણ લગાડયુ છે, મારે સોનામહોર તો જોઇતી નથી. પણ અત્યાર સુધી રાખવા બદલનુ પ્રાયશ્ચિત લઉ છુ

શ્રાવક કહે છે 'મારે પણ જોઇતી નથી' અન્ય ગરીબને આપી દીધી કહેવાનો મુદ્દો એ છે કે, દૂષણ કાઢનાર

મળે તો તેના ઉપર ગુસ્સો ન કરવો, પણ તેને ઉપકારી માનવો જેનું અંતર સ્વચ્છ, એ સદાય સ્વચ્છ છે મુનિની વૃત્તિ કબૂતર જેવી હોય, કઇ પણ સંગ્રહ રખાય નહિ કેશનો લોચ પણ દારુણ છે માથું ઓળતા એક વાળ ખેંચાય ત્યાં એોય વોય થાય ત્યારે આખા માથાના વાળ ખેંચીને કાઢવા, એ તો બહુ જ કપરું કામ છે માતા કહે છે, કે લાલજી આ ત્યાં રુવાંટા ઊભાં થઈ જાય છે તારી આવી સુકોમળ કાયા છે, તું લોચ કેવી રીતે કરી શકશે'

ઝળકતા શ્યામવરણના કેશને રે ચૂંટવા ભાજી બકાલાની જેમ
કુંવરજી કેમ કરી શકશો તેમ ને રે

હે પુત્ર! જૈનની દીક્ષામાં માથાનો લોચ હાથે કરવાનો હોય છે ખેતરમાં ઊગતા ભાજી-પાલાને જેમ ચૂંટે છે તેવી રીતે વાળને ખેંચી કાઢવા એ કપરું કામ છે માટે હે પુત્ર' બેર સહી થાય તેટલું કરી લ્યો.' વળી પણ માતા શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૮૫ મું

સંવત ૨૦૨૦ના આસો સુદિ ૧૧ શુક્રવાર, તા ૧૬-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ અહીં નાથે સિદ્ધાંત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ભગવાન ફરમાવે છે सर्वस्य लोचनं शास्त्रम् શાસ્ત્ર છે એ આપ્ત પુરુષની વાણી છે, તે સર્વને લોચન એટલે આંખ સમાન છે

માતાપિતા, મૃગાપુત્રને સમજાવી રહ્યા છે 'હે પુત્ર ! કેશનો લોચ કરવો બહુજ દારુણ છે વળી જિંદગી પર્યંત "दुक्‍ख बंभव्वय घोर धारेउं य महाप्पणो" ઘોરમા ઘોર એવુ બ્રહ્મચર્ય વ્રત પણ પાળવુ પડે છે નવયૌવનાને કાષ્ટની પૂતળી સમાન ગણે તે જ ભગવાન છે બ્રહ્મચર્ય વ્રત એ તો ખાડાની ધાર છે વચનમા પણ ગલીચ કે ઠઠ્ઠામશ્કરી કરવા, જેવા તેવા શબ્દો વિષયના ઉચ્ચારાય નહિ, કે કલ્પના પણ મનમા કરાય નહિ આવુ બ્રહ્મચર્યવ્રત પાળવુ દુષ્કર છે ગમે તેવા વિષમ પ્રસગે પણ અતરને આચકો ન જ ખાવા દેવાય મોહ પર વિજય મેળવે તે જ ખરો વિજેતા છે, એ જ જગન્નાથ બની શકે છે

જોબનનો કાળ એ તો સળગેલુ આભલુ.
પગલાંને કેમ હુ ચલાઉ હો આતમા,
સિદ્ધની વાટે વાટે જાવું,
મોહ ભરેલું મારું લોચનનુ જોડલું,
સમતાની સેર કયાથી લાવું,
હો આતમા સિદ્ધની વાટે વાટે જાવું

યુવાની દીવાની છે યુવાનીમા ઉછળતુ લોહી, પૌષ્ટિક ખોરાક, પોશાક પણ તેવા જ હોય, એમાં સગદોષ લાગે તેમા મનને વશમા રાખવુ બહુ આકરૂ છે જેણે યુવાનીને નથી જાળવી, તેને તેના કપરા પરિણામ ભોગવવાના રહે છે કાળા માથાનો માનવી યુવાનીમા સવળો પડે તો તરી જાય છે અને જો અવળો પડે તો દુર્ગતિને નોતરે છે વિષનુ પાન તો એક જ વખત મારશે, પણ વિષય વિષનુ પાન વારે વારે મારશે ને લખ ચોરાશીમા ઘુમાવશે

કોઇ એક સ્ત્રી, જેને ઘર સમૃદ્ધિનો પાર નથી અઢળક સંપત્તિ છે પણ વરસ દિવસમા ધણીનું સુખ આવ્યુ ગયુ અને બાઇ વિધવા થઇ પછી મહેલ વૈભવ, દાસી નાસ્મો આ બાઇને અંદરથી આગ ઉત્પન્ન કરનારા નીવડ્યા બધુ સુખ છતાં એક ધણીનું સુખ ચાલ્યુ જતા બધુ સુખ નષ્ટ થઇ ગયુ એમ લાગતુ હતુ ઉપવાસ આયંબિલ વ્રત પચ્ચક્ખાણ કે સત્સંગ હોય તો મન કાબૂમાં રહે, પણ એ થાય નહિ એટલે આખો દિવસ વિષયના સંકલ્પ-વિકલ્પ કર્યા કરે કે એવો કયો પુરુષ ધારુ તો મારુ જીવન સુખેથી પસાર થાય!

વિચાર કરતાં તે નગરનો રાજા તેને યોગ્ય લાગ્યો રાજા મને ગ્રહણ કરે તો મારી જિંદગી સુધરી જાય! બાઈ રાજાને પત્ર લખે છે, કે હુ બહુ જ દુખી છુ આ સરનામે મને મળવા આવજો રાજા બહુ ડાહ્યો અને વિચક્ષણ પુરુષ છે તેના હૈયામા અનુકંપાભાવ છે તેણે વિચાર્યુ કે, નક્કી આ બાઇને ખાવા અનાજ નહિ હોય. કોણ જાણે શી પરિસ્થિતિમા મુકાઈ ગઈ હશે માટે મારે જાતે તપાસ કરવા જવું આવો મનસૂબો કરી જવા તૈયાર થયો રાજા પોતાના આંગણે આવ્યા જાણી બાઇએ સત્કાર કર્યો

રાજા સાથે બે પહેરેગીરો છે બાઈ કહે- મારે આપની એકની સાથે જ વાત કરવી છે જો આ પહેરેગીરો હશે તો હું હૃદય ખોલી નહિ શકુ રાજાએ પહેરેગીરોને બહાર જવા હુકમ કર્યો, પછી બાઈ પ્રત્યે બોલ્યો ગુ કામ છે અને શુ વાત કરવી છે? બાઈ કહે છે મારી સ્થિતિ આપ જુઓ

છોને ? ધણીનુ સુખ નષ્ટ થઈ ગયુ છે, બાકી મારે કોઈ વાતની ખામી નથી. મારી એક પ્રાર્થના સ્વીકારો મારી સાથે એક વખત શીલભંગ કરો, મને પુત્ર થાય એટલે તમે છૂટા' રાજા આશ્ચર્ય પામ્યો અરે ! આ તુ શુ માગણી કરે છે ?

**वनेऽपिसिंहा गजमांस भक्षिणो, बुभुक्षिता नैव तृण चरन्ति ।**
**एवं कुलीना व्यसनाभिभूता, न नीच कर्माणि समाचरन्ति ॥**

વનમા વસનારો સિંહ–હાથી, હરણાંદિના માસનુ ભક્ષણ કરનાર ને સો–સો લાઘણો થાય પણ સિંહ ખડ ખાતો નથી તેમ કુલીન પુરુષો ગમે તેવા કષ્ટમા મૂકાય, તો પણ નીચ કર્મ–વ્યભિચારને આચરતા નથી

'તારે પુત્ર જ જોતો હોય, તો 'હુ' જ તારો પુત્ર બની જાઉં હુ મારી માતા પેઠે તારુ સ્વમાન જાળવીશ આજથી તુ મારી માતા છે અને હુ તારો પુત્ર છુ માટે આજથી કોઈ પરપુરુષ સામે જોવાની ઇચ્છા પણ કરીશ નહિ

'**शील परं भूषणम्**' હે માતા ! શીલ એજ ખરુ ભૂષણ છે મારા જેવો પુત્ર મળે તેની માતા દુરાચારિણી કેમ હોય

બાઈ ઉપર રાજાના સચ્ચારિત્રની સુંદર છાપ પડી આખા માનસનો પલટો થઈ ગયો બાઈ રાજાના ચરણમાં પડીને માફી માગવા લાગી ઊંધે માર્ગે હતી તે સવળે માર્ગે આવી ગઇ કપડા પર થીગડા હશે તોય ચાલશે, આબરૂ પર તો એકાદ ડાઘ પણ નહિ ચાલે મુદ્દો એ છે, કે યૌવનકાળ એ તો ચાર દિવસનુ ચાદરડુ છે **विवेक भ्रष्टाना भवति विनिपात शतमुख** અર્થાત વિવેકથી ભ્રષ્ટ થનારનો સો રીતે વિનિપાત

થાય છે તે મઝામાં મનને વિકારી ભાવમા જવા ન દેવું અમાર હોય કે અમરણાંધી, પણ જે વાસનાના ગુલામ ન હોય, તેજ સાચા શૂરવીર છે મન પ્રવાહી છે તે જ્ઞાન રૂપી ઘડામા જ સ્થિરતાથી રહી શકે મન વશ કરવું દુસાધ્ય ખરૂ, પણ અસાધ્ય નથી. કારણકે અનતા સિદ્ધો થઈ ગયા છે, તેમણે મનને વશમા રાખ્યુ ત્યારે જ સિદ્ધ દશાને તેઓ પ્રાપ્ત કરી શક્યા છે

> મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ એહ વાત નહિ ખોટી
> એમ કહે સાધ્યુ તે નવિ માનુ એ કહી વાત છે મોટી
> હો કુંથુજિન ! મનડુ કિમહી ન બાઝે
>
> મનડુ દુરારાધ્ય તે વશ આણ્યુ આગમથી મતિ આણુ
> આનંદઘન પ્રભુ માહરૂ આણો તો સાચુ કરી જાણુ
> હો કુંથુજિન! મનડુ કિમહી ન બાઝે

મન એક દિવસમાં વશ ન થાય એક જ વાળી કૂવો ખોદાય નહિ અધ્યાત્મયોગ કેળવવો પડે તે અધ્યાત્મયોગ અભ્યાસ વડે અ દરથી પ્રગટાવવાનો છે પોતાના ઉપર પોતાનો કાબૂ ઉન્નતિ આપે પારકાનો કાબૂ અવનતિ આપે એકાંતમા બેસી રોજ મનને સમજાવવું કે સ કલ્પ–વિકલ્પથી ફાયદો શુ છે ? સાપ કરડે છે ત્યારે સાપના પેટમા કઈ પહોચતુ નથી, પણ જેને કરડે છે તેનો તો જીવ જાય છે તેમ મનમા સ કલ્પ–વિકલ્પ આવે છે તેથી આત્મામા કર્મના બ ધ પડે છે મન એ કમના થોક બાંધવાનુ એક ય ત્ર છે મન જીત્યુ તેણે જગ જીત્યું એમ કહેવતમા પણ છે પણ એમ કહેવા માત્રથી કાંઇ સ તોષ વળતો નથી. લાડવો કાગળમાં લખ્યો હોય ત્યા જીભ ફેરવવાથી લાડવાનો સ્વાદ આવતો નથી શાસ્ત્ર એ

લખેલો લાડવો છે અનુભવગમ્ય થાય તે જ સાચો લાડવો છે દ્રવ્યશ્રુત એ ભાવશ્રુતને પ્રગટ કરવા માટે હોય તો જ દ્રવ્યશ્રુત કાર્યકારી બને છે

આગમમા ચાવીઓ બતાવી હોય, પણ ચાવીઓ કબાટથી દૂરજ રહી ગઇ હોય તો કેમ ખોલી શકાય? ચાવી લાગુ કરવી જોઇએ. લાયબ્રેરીમા આખી બત્રીસી હોય, હાથના લખેલા, અને સસ્કૃત, ગુજરાતી, હિન્દી ટીકાવાળા શાસ્ત્રો હોય, પુસ્તકોનો કોઈ પાર નથી, પણ ગણવા માત્રથી કાઈ જ્ઞાન થઈ જતુ નથી જીવનમા ઉતારો તો જ્ઞાન પરિણમ્યુ કહેવાય

કોઈ એક માદો માણસ વૈદ પાસે દવા લેવા જાય છે વૈદે રોગનુ નિદાન કરી તેને ત્રણ પડિકા ખાવા આપ્યા પેલો માદો માણસ તો ઘેર જઇ અદરની દવા ફેકી દીધી ને પડિકા ચાવી ગયો કારણ કે પડિકા લેવાના સમજ્યો હતો આઠેક દિવસ થયા, છતા દર્દમા કઈ ફેર પડયો નહિ, એટલે ફરી વૈદ પાસે આવ્યો વૈદને કહે છે, મને આપના પડિકાથી કાઈ આરામ નથી જણાતો વૈદને આશ્ચર્ય થાય છે અરે, ત્રણ પડિકાથી તો બસ રોગ ચાલ્યો જવો જોઈએ વૈદ પૂછે છે 'ભાઈ! તમે દવા શી રીતે લીધી છે?' ત્યારે પેલો કહે છે તમારી આજ્ઞા મુજબ, દવા કાઢી નાખીને પડિકા બરાબર લીધા છે ' વૈદ કહે છે 'ભાઈ! જે રીતે જે વસ્તુ મહત્ત્વની લેવાની હતી, તે તે લીધી નથી ' પછી રોગ કયાથી હટે!' તેમ ઘેર સૂત્રોની થપ્પીથી કબાટ ભર્યા હોય, પણ જીવનમા ન ઉતારો ત્યા લગી, પડિકા પીધા બરાબર છે

આગમમાં ત્રણ અક્ષરો છે આ-ગ-મ આ એટલે આપ્ત પુરુષના હૈયામા ઉત્પન્ન થયેલી વાણી, ગ-એટલે ગણધરોથી ગ્રથિત થયેલી અને મ-એટલે મુનિવરોએ માન્ય કરેલી એવી આ આગમની વાણી છે પાચમા આરામા શ્રાવકોને સાધુનો આધાર છે અને સાધુને સૂત્રસિદ્ધાતનો આધાર છે સૂત્રસિદ્ધાંત પ્રમાણે ક્રિયા કરે તો તેનું ચારિત્ર શુદ્ધ કહેવાય છે

આગમ પ્રમાણે ચાલનાર સાધુ ઉચ્ચ કક્ષાનું જીવન જીવી શકે છે અને તો જ તે જીવ મોક્ષનો અધિકારી બને છે પતગ, જે આકાશમા અદ્ધર ચડે છે તે દોરના આધારે ચડે છે દોર ભલે નાની ફિરકીમાં દેખાતો ન હોય, છતા તે પતગને ઉંચએ લઈ જવામા આધારભૂત છે દોર ન હોય તો પતગની શી દશા ! કોઈ એમ કહે, કે મારે દોર (સૂત્ર) (સૂત્ર એ દોર છે) ની જરૂર નથી હુ મારી મેળે મારા જ્ઞાનનો પ્રકાશ કરી લઈશ. મારે સદ્ગુરુના યોગની કે પુસ્તકની જરૂર નથી. મારુ ઉપાદાન પાકશે ત્યારે હુ અવશ્ય મોક્ષમા જઈશ. આમ ઉપાદાન લઈ નિમિત્તને અવગણનારો, દોર વગરના પતગની જે દશા થાય છે તેવી દશાને પામે છે પતગ ઊંચે ચડે છે તેમા આધારભૂત દોર છે ફિરકીમાંથી દોર નીકળે જ જાય છે તેમ એક સૂત્રની ગાથા લ્યો તમા આખુય આયુષ્ય પસાર થઈ જાય છતા તેના ભાવ, અનતા હેતુ, રહસ્ય પૂરે નહીં આ પતગના પાકા સૂત્રને તોડવાની બીજા કોઈ પાખડી દોરમા તાકાત નથી. વેદાંત ચાર્વાક, સાખ્ય કે અન્ય કોઈ મત આ સ્યાદ્વાદસૂત્રને તોડવા સમર્થ નથી એવા અફર આ સિદ્ધાત છે

આગમ એ અરીસો છે. પોતે કેવો છે, કયા હાલ છે, પ્રગતિ કયા રુધાઈ છે તે આગમમા જુએ તો ખબર પડે તેમ છે. આગમ બધુ બતાવી દેશે જો ગુરુદેવનો જોગ ન હોય તો હાથેથી વાચન કરી અર્થ બેસાડવા, એમા ન સમજાય ત્યા નોધ કરી જ્યા સતોનો જોગ હોય તેને પૂછી નિર્ણય કરવો

**આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર,**
**પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગ નહિ, ત્યાં આધાર સુપાત્ર**

ગુરુગમથી વાચણી સ્વીકારવાથી વધારે ફળદાયી બને છે હાથે હાથે અર્થ કરી પોતાના અભિપ્રાયે સમજી લેવાથી સિદ્ધાતો કેવા ભાવથી કહ્યા છે, તે સમજાશે નહિ અને જો ઊધું લઈ બેસશો તો મહાન અનર્થ કરી બેસશો ઉત્સૂત્ર પ્રરૂપણા જેવુ મોટુ પાપ બીજુ કોઈ નથી માટે વાચણી ગુરુગમથી લેવી આગમમા એક ઠેકાણે એમ કહ્યુ છે કે– હે મુનિ ! સ્રીને તારે પગના અગુઠાથી માથા સુધી બરાબર નીરખવી અને એક ઠેકાણે એમ કહ્યુ છે, કે જેમ સૂર્ય સામે નજર પડતા આખ વીચાય જાય છે, તેમ સ્રી સામે દૃષ્ટિ પડતા આખ મીંચી દેજે, પણ મીટ માડીને જોતો નહી. આ બેય કથન આગમમા છે પણ પ્રસગો જુદા છે તે જો ગુરુગમ હોય તો સમજાય પગથી માથા સુધી જોઈ લેવાની આજ્ઞા એટલા માટે કરી છે, કે વહોરવા જાય ત્યારે મુનિએ જોઈ લેવુ, કે ફૂલની વેણી માથામા નથીને ? હાથ ભીના છે કે કોરા ? સચેતનો સગટો નથી ને ? તે દૃષ્ટિએ જોવાનુ કહ્યુ છે વિકારી ભાવથી મીટ પણ માડીશ નહિ અને જો નજર પડી જાય તો આખ મીચી દેજે

ઉત્તરાધ્યયનસૂત્રના ચોથા અધ્યયનમાં ભગવાને કહ્યુ છે કે કરેલા કર્મો ભોગવ્યા વિના છુટકો નથી. હવે જો એમ જ હોય તો પછી વ્રત, પચ્ચક્ખાણ, તપ, ત્યાગનો અર્થ શું રહ્યો! બીજી જગ્યાએ એમ કહ્યુ છે, કે વ્રત, તપ, પચ્ચક્ખાણ આદિથી કર્મની નિર્જરા થાય છે ભગવતી સૂત્રમાં કહ્યુ છે, કે જીવ કર્મ કેટલા વેદે છે ? ત્યારે ભગવાન સ્યાદ્વાદથી સમજાવે છે કે, કેટલાંક વેદાય અને કેટલાક ન વેદાય જે કર્મો ઉદયમાન થયાં છે તે ભોગવ્યા સિવાય છુટકો જ નથી. પણ જે કર્મો સત્તામા પડયાં છે, તે ઉદયમા આવે, તે પહેલા વ્રત, તપ, ત્યાગ, પચ્ચક્ખાણ આદિથી ઉડાડી શકાય છે

કર્મ બે પ્રકારનાં છે શિથિલ અને નિકાચીત હવે શિથિલ કોને કહેવાં અને નિકાચીત કોને કહેવા તેને માટે દૃષ્ટાંત છે સોયના ભારાને વાળાથી બાધી લેવામાં આવે અને તે ભારાને અગ્નિમા નાખવામા આવે, લાલચોળ થઈ જાય છતા હજુ સોયોને જુદી પાડવી હોય તો પાડી શકાય છે કારણ કે હજુ સોયો જુદી છે પણ જ્યારે માથે ઘણનો ઘા પડે ત્યારે એકમેક થઈ જાય છે પછી સોય છુટી પડતી નથી, કારણ કે પિંડ થઇ ગયો જ્યા સુધી. ટીપી નથી ત્યાં સુધી ભલે ગરમ કરી છતાં સોયને જુદી પાડવી હોય તો પડી શકે છે પણ ઉપરથી ઘણનો ઘા પડે, એટલે પિંડ થઇ જાય પછી સોય છુટી પડી શકે નહી તેમ કર્મ પહેલા નિધત્ત કહેવાય પણ જેમ ટીપાય એટલે પિંડ થઈ જાય તેમ તેવા કર્મને નિકાચીત કહેવાય છે નિકાચીત કર્મ બાંધ્યુ તે ભોગવ્યા સિવાય છુટકો નથી. શિથિલ કર્મ વ્રત તપ, ત્યાગ

આદિથી, સાધુપણું લેવાથી કે સથારો કરવાથી નિર્જરી જાય છે, પણ હીરની ગાઠને ઉપર તેલનુ ટીપુ પડી ગયુ, પછી તે ગાંઠ તૂટે પણ છૂટે નહી, તેવા નિકાચીત કર્મોને ભોગવ્યા સિવાય છૂટકોજ નથી

આ પાચમા આરાના જીવોને અત્યારે અરિહત, ગણધરો, જઘાચારી, વિદ્યાચારી, આહારક શરીરી કે વૈક્રિય શરીરી કોઇનો જોગ નથી ફક્ત જિનેશ્વર દેવે પ્રરૂપેલી વાણીનો આધાર છે આ ન્યાયયુક્ત માર્ગે ચાલશો તો કલ્યાણ થશે આગમમા એક જગ્યાએ સાધુને ગુણવાળા કહ્યા છે અને બીજે ઠેકાણે સાધુને ગુણ વગરના કહ્યા છે હવે કયા ગુણ રહિત અને કયા ગુણ સહિત સાધુ હોય તે ગુરુગમથી ખબર પડે ૨૭ ગુણો સહિત અને પાચ પ્રકારના કામ-ગુણ રહિત તે સાધુ છે

મૃગાપુત્રને માતા કહે છે "હે પુત્ર ! આગમમા ઠેર ઠેર કહ્યું છે, કે સયમ પાળવો દુષ્કર છે હે પુત્ર ! તુ સુખમા ઉછર્યો છે, દુખ ભાળ્યુ નથી, વળી તુ સુકુમાર છે, માખણના પિંડા જેવી તારી કાયા છે, તુ સયમને લેવા સમર્થ નથી સયમ લેનારાનુ શરીર કસાયેલુ હોવુ જોઇએ જે ભૂખ, તરસ, ટાઢ, તાપાદિ સહન કરી શકતો હોય, તેજ સયમ લઇ શકે સાધુતા પાળવાના કષ્ટ સહન કરવા જેવુ તારુ શરીર નથી, માટે સયમ લેવાની વાત મૂકી દે " સયમની દુષ્કરતા સમજાવતા માતા વળી પણ શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૮૬ મુ

સ ૨૦૨૦ના આસો સુદિ ૧૧ને શનિવાર, તા ૧૭-૧૦-૧૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયનસૂત્રનાં ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલે છે

> जावज्जीवमविस्सामो गुणाणं तु महब्भरो ।
> गुरुओ लोहभारव्व जो पुत्ता होइ दुव्वहो ॥३६॥

મોહની લાગણીને વશ થઈને માતાપિતા મૃગાપુત્રને સયમની દુષ્કરતા સમજાવી રહ્યાં છે પચમહાવ્રતો જાવજીવ સુધી પાળવાં પડે છે અહિંસા સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પચમહાવ્રતો એક બે દિવસ કે એકાદ બે વરસ પાળવાનાં નથી, પણ જાવજીવ સુધી પાળવાનાં હોય છે

> પંચ મહાવ્રત છે મેરુ તુલ્ય એ
> જાણજે ખાંડાં કેરી ધાર
> કુમારજી! કેમ કરી સહેશો એમને ?

જિનકલ્પીપણ ત પચમહાવ્રત પાળવાં તે તો ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું છે સયમ પાળવો બહુ જ દુષ્કર છે આ સયમ લીધા પછી જેને પશ્ચાતાપ થાય છે કે ક્યાંથી દીક્ષા લીધી? તેનો સયમ ફળીભૂત થતો નથી. માટે હે પુત્ર! ભારવાહકના ખભે લોઢાનો ભાર મૂકયો હોય તેને જેમ વહન કરવો દુ ખરૂપ છે તેવીરીતે સયમના બોજને વહન કરવો બહુ જ દુષ્કર છે ઉઘાડી તલવાર ઉપર પગ મૂકી ચાલવા જેવું છે

સંયમ દુષ્કર ઘણો જાયા, સુકોમળ છે તારી કાયા,
પરિસહ આકરા સહવા, સુંવાળા સુખને તજવા,
મૃગાવતી રાણી, આંખોમાં આસુ આણી,
કહે પુત્રને તે વાર, સંયમે મત જાવ, માનોને મારી વાત,
પૂર્વના ભવ દેખી, ભવોના દુ ખ પેખી,
જાગ્યોછે આતમરામ, જાવુ છે શાશ્વત ધામ
થોભાવુ ના જરી.

માતા આખમા આસુ આણી પુત્રને કહે છે 'હે પુત્ર! તારી કાયા સુકોમળ છે, તે કાઈપણ કામ કર્યું નથી દીક્ષા લીધા પછી ઘેર ઘેર ભીક્ષા લેવા જવી, વળી ત્યા સુજતા આહાર-પાણી મળે કે નહિ તેની ગવેષણા કરવી, પાય-વિહાર કરવો, વચનના, મારના, તાડન, તર્જનના પરિસહ સહન કરવાના રહે છે

સાધુને બાવીસ પરિસહ સહન કરવાના હોય છે એ પરિસહ સમભાવે સહન કરતા મુનિ ઘણાં કર્મની નિર્જરા કરી નાખે છે. નિવૃત્તિ બાદર નામના નવમા ગુણસ્થાને બાવીસ પરિસહ હોય છે, દશમે, અગ્યારમે અને બારમે ગુણસ્થાને ચૌદ પરિસહ હોય છે આઠ મોહનીયના ઉદયના કાઢી નાખ્યા, તેરમે ગુણસ્થાને અગ્યાર પરિસહ હોય છે, 'એકાદશજિને' એટલે કેવલીને અગ્યાર પરિસહ હોય અને તે બધા વેદનીય કર્મનાજ હોય આવા પરિસહોને સહન કરવાના હોય છે, આવુ કઠોર વ્રત લેવુ બહુ મુશ્કેલ છે બીજા દર્શનોમા સાધુ વાહન વાપરી શકે, બોજ ઉઠાવવા મજૂર રાખી શકે, તેમ જ પૈસા પણ રાખી શકે છે સ્વામીનારાયણ સપ્રદાયમા સન્યાસની દીક્ષા લેનારો કડિયો હોય, તો મદિર અર્થે કડિયા કામ કરી શકે, માળી હોય તો બગીચા વગેરેમા કામ કરે, પણ સંસારથી

પરદશા-જાણે નવું જીવન જીવવાનું એવું જૈનના સાધુનું સાધુપણું છે જૈનના સાધુને જરા પણ હિંસા કરવી પાલવે નહિ. આવો જૈનના સાધુનો માગ દુષ્કર છે

જેને વિચાર થયો કે આત્માને ઓળખવો છે, સંયમ માર્ગે વિચરવું છે, તે પછી સંસારમાં રોકાતો નથી. જ્ઞાની કહે છે, કે

જેને છે મૃત્યુથી મૈત્રી, જે જાણે મરવું નથી
મૃત્યુથી જે છૂટી જાએ, તે સુવે સુખથી ભલે

જેણે કાળને જીત્યો હોય, કાળ સાથે મિત્રતા હોય અને મૃત્યુથી પલાયન થઈ જવાની શક્તિ હોય તે જ સુખે સૂઈ શકે છે કાળ નથી જ આવવાનો તે અને તેવી વાત નથી. અહીંથી ઘર ભેગા થશો કે કેમ તેની શું ખબર છે? શ્વાસ નીચો લીધો તે ઊંચો થશે કે કેમ, તેની શું ખબર છે? છતાં પ્રમાદની પથારીમાં આળસનું ઓશિકું લઈ કેમ સૂતા છો? કાલ કરીશ વરસ બે વરસ પછી ધર્મધ્યાન કરીશ એવા વાયદાના વેપાર અહીં ન હોય

દર્ભની અણી ઉપર ઝાકળનું બિંદુ ક્યાં સુધી ટકી રહે? તેવું આ મનુષ્ય જીવન છે ક્યાં દેવતાનો સાગરોપમ ને પલ્યોપમ સુધીના આયુષ્ય ક્યાં આ માનવીનું આયુષ્ય તેની તુલનામાં તમારું સો વર્ષનું આયુષ્ય તો બિંદુ સમાન છે તો પછી ગભરાવા શું ગયા છો? કા સાવચેતીને કાં દોરી લાગી! ધર્મ કરવામાં વાયદો શો? જેના પગનું હાડકું ભાગ્યું હોય તે એમ વિચારે? કે હમણાં દિવાળીટાણું છે એટલે જરા ખમી જાઉં પછી નવરાશે હાડવૈદને બતાવીશ અને હાડકું ચડાવી લઈશ. પણ એમ ન હોય તે તો હાડકું

ભાગે કે તરત જ હાડવૈદને ત્યાં દોડી જશે તેમ તમે ઘરડા થયા છો, છતા હજુ કાલ-કાલ કયા સુધી રાખશો ? જેના દિલમાથી નવુ શીખવાની ધગશ મટી જાય એનુ નામ ઘરડો.

તમારા જીવનનો હેતુ શુ છે ? ખાવુ, પીવું ને સૂઇ રહેવુ, શુ એ જ તમારા જીવનનો હેતુ છે ! શુ એજ તમારુ જીવન ધ્યેય છે ? તમે મિત્રને સબોધન કરી પત્ર લખો, પણ પૂરુ સરનામુ ન કરો, તો તે પત્ર ગેરવલ્લે જાય ને ? તેમ, તમે તમારુ જીવન પણ ધ્યેય વગરનુ જીવશો તો નિષ્ફળ જશે.

મૃગાવતી રાણી પુત્રને કહે છે, કે સયમ બહુ દુષ્કર છે તારુ શરીર સુકોમળ છે હાથે કરીને દુખને વહોરી લેવુ તને પાલવે નહિ, માટે સયમની વાત મૂકી દે તુ સયમની વાત કરે છે, ત્યા અમારા રુવાડા ઊભા થઈ જાય છે. રાગ એટલુ દુખ છે માતાને રાગ છે, જ્યારે પુત્રને વૈરાગ્ય છે બન્નેની સયમમાર્ગ જોવાની આખ જુદી છે જેને સાચો વૈરાગ્ય ઉપજ્યો છે તે મોહના રાગમા રગાતો નથી મૃગાપુત્રનો આત્મા જાગી ચૂકયો છે, હવે તેને પ્રમાદમા રહેવુ પાલવે તેમ નથી

થોડા વખતમા ઘણુ કામ કરી લેવાનુ છે કમાણીનો અવસર હોય ત્યારે માલના થોકે થોક કાઢે, ત્યારે ઊઘવુ પોસાય કેમ ? **आलस्य हि मनुष्याणा शरीरस्यो महारिपु** આળસ-પ્રમાદ તે આત્માનો મહાન દુશ્મન છે, **ઉદ્યમ સમાન બધુ નથી**

અન્ય દર્શનીના સાધુ ગમે તેટલા ભેગા કરો, જ્ઞાની હોય, છતા પણ ભગવાનના એક શ્રાવકના તુલ્યે પણ ન

આવે જૈનના સાધુની સાધુતામા આશ્રમના નિરાશાપૂર્ણ ક્ની તપશ્ચર્યા છે શ્રાવકોના પણ એજ મનોરથ હોય 'ક્યારે આ બધુ છોડી સયમ માગે જાઉં?' જે મોક્ષે ગયા છે તે આજ માગે ગયા છે ભાવમા સાધુપણુ આવ્યા સિવાય મોક્ષે જવા નથી. સયમ પથ લેવો તેમના માટે સહેલો છે

કોઈ એક માણસ અન્ય દર્શનીમાં તાપસની દીક્ષા લ્યે છે આશ્રમમા રહી વાચન-ધર્મધ્યાન કરવાનુ હોય છે. ભિક્ષાચરી કરવી પડે છે આ ભાઈ જ્યારે સસારી હતા, ત્યારે ઘેરથી દુકાન અને દુકાનેથી ઘેર જવાનો જ મહાવરો હતો. એટલે ભિક્ષાચરી માટે ઘેર ઘેર ભટકવું આકરુ લાગે છે એટલે પોતાને જ ઘેર જાય છે તાજી દીક્ષા લીધી છે એટલે ઘરના સૌ બહુ સત્કારે છે ને કહેવા લાગી 'તમે અહીંથી ભિક્ષા લઈ જશો અને ત્યા આશ્રમમા જશો ત્યાં રસોઈ કરી જશે માટે અહીં જ ઊની રસોઈ જમી લ્યો. તમારે રોજ રોજ જમવા આવતા જવું તમારે માટે બધુ તૈયાર રહેશે.'

આ તાપસ રોજ કાયક્રમ પ્રમાણે ઘેર જમવા આવવા મડ્યો ઘરના પણ સારી સારી વસ્તુ તૈયાર બનાવીને રાખે છે રોજના સારા ખોરાકથી શરીરનો દેખાવ ફરી ગયો, કારણ કે હવે કઈ કામનો બોજો તો હતો નહિ અને માલ મલીદા ખાવા મળવા લાગ્યા આનુ નામ શુ ઘર છોડ્યુ કહેવાય! જાત જાતના ભોજન જમતાં સાધના કરવાનું ચૂકી ગયો

એક વખત મોટો પુત્ર માલ ખરીદવાના કામે બહાર

ગામ ગયો છે વહુ પિયર ગઈ છે ઘરમાં કોઈ નથી. જમ-
વાના સમયે આવે છે વસ્તુ તૈયાર છે જમવા બેઠા જમી-
પરીવારી બેઠા પછી, સ્ત્રીએ બારણુ વાસી દીધુ. સ્ત્રીનો
મનોવિકાર હાથ ઝાલ્યો રહ્યો નહી તાપસનુ બાવડુ ઝાલી
પલગે બેસાડી દીધો. પરિણામે વ્રત ભગ થયુ અહીં સમય
ઘણો પસાર થઈ ગયો. તાપસો રાહ જોઈ રહ્યા છે જે ગુન્હેગાર
હોય છે, તેનુ હૈયુ ફફડતુ હોય છે

પાપ અને સાપ લપાતા—છૂપાતા આવે છે તાપસમા
પાપ પ્રવેશી ચૂકયું, હવે તેને કયાય ચેન પડતુ નથી તેને
થયુ કે મારાથી અઘટિત થઇ ગયુ ઘરનો ઉબરો ચડયો,
માલમલીદા ખાધા, સગદોષથી આ દશા થઈ હવે અસગ
રહેવુ છે, હવે મારે વસ્તીમા રહેવુ જ નથી પોતાથી વડીલ
તાપસોની આજ્ઞા માગે છે, કે મારે એકાતમા સાધના કરવી
છે, માટે રજા આપો

તાપસ તો એકાત જગલમા ઝૂપડી બાધી રહેવા
લાગ્યો ઝૂપડીમા ઊદરનો ઉપદ્રવ થવા લાગ્યો તાપસની
કોપીન—કફનીમા ઊદર ટોચો મારી જાય છે ધ્યાન ધરીને
બેસે તો શરીર ઉપર ચડી જાય છે એટલે તે પરિસહથી
બચવા એક બિલાડી રાખી

આથી ઊંદરનો ઉપદ્રવ તો મટયો પણ એક બે દિવસમા
તો બિલાડી ભૂખથી લોથપોથ થઈ ગઈ તાપસને ઉપાધિ
થઇ કે, આ બિલાડી જો મરી જશે તો મને પાપ લાગશે
ત્યા આગળથી ભરવાડો દૃધ વેચવા જતા હોય છે, ત્યા
વાસણ લઇને ઊભો રહે છે બિલાડીને પાવા માટે દૃધ લઈ આવે

છે ભરવાડોને અનુકંપા થઇ કે મહારાજ દયાળુ છે વળી રોજ દૂધ લેવા અહી ઊભા રહેવું પડે છે, તે કરતા એકાદ ગાય આપી દીધી હોય તો આપણને પુણ્ય થાય અને આ મહાત્માને તકલીફ ઓછી પડે ભરવાડ એક ગાયનું દાન કરી નાખ્યુ મહાત્માને ગાય આપી.

મહાત્મા કહે છે, ભાઇ ગાય તો આપી પણ તેને રોજ ખવડાવવા પાણી પાવા માણસ જોઇશે તેનું શુ! ભરવાડ કહેવા લાગ્યો. મહારાજ મારો ભાઇ છે તે ખુશીથી તમારી સેવામાં રહેશે. ભરવાડે પોતાના ભાઇને ગાયની માવજત કરવામાં રાખી દીધો, ભરવાડ ગાયની માવજત કરે, પછી બાકી શુ રહે ? દૂધ બિલાડી પીએ છતાં પણ વધવા લાગ્યુ ભરવાડ પણ દૂધનો ઉપયોગ કરવા લાગ્યો મહારાજે ભરવાડને કહ્યુ, કે આ જમીન વણખેડી પડી છે તો તેમા કાઇંક દાણા વાવવામા આવે તો પછી તારે કયાય જવું ન પડે અને આપણુ કામ થઇ જાય મહારાજે ભરવાડની સહાયતાથી ખેતર ખેડાવ્યુ

સારા વરસાદ પાણીથી સારો પાક થયો અનાજ પણ ઊગી નીકળ્યુ રાજ્યના ઘોડેસ્વાર નીકળ્યા અને પૂછવા લાગ્યા આ કોનુ ખેતર! તો કહે જોગી મહારાજનું! જુવો, અસંગ દશા કેળવવા આશ્રમમાંથી છૂટી અહી જંગલમા આવ્યો છે છતાં અંદરથી સંગ છૂટયો નથી, ત્યાં સુધી બહારના સંગ છોડવે કઇ વળતુ નથી. સાધુથી ગૃહસ્થનો સંગ ન થાય કેમ શાતા છે ને ? એમ પણ સાધુ ગૃહસ્થને પૂછે નહિ ગૃહસ્થને સુખસાતા પૂછવી એ અણાચાર છે

એક વખત વરસાદ ન આવવાથી, દુષ્કાળ પડે છે જોગી મહારાજને મહેસૂલ ન ભરી શકવાને કારણે સખત દંડ થાય છે. સખત તડકામા વાંકા ઊભા રાખવામા આવ્યા પીઠ ઉપર મોટો પથરો મૂકવામા આવ્યો, પોતે હલવા જતા પથરો પડયો એટલે ઉપરથી ચાબુકનો માર સહન કરવો પડયો. ખેતરની ઉપજ તો પોતે ખાધી ન હતી પણ પાપ વોર્યું તેનુ ફળ કેવુ ભોગવવુ પડયું ! ચાબુક ફટૉક્ટ બરડા ઉપર પડવા માંડયા એટલે પોતે ખૂબ જોરથી હસવા લાગ્યો. લોકોને આશ્ચર્ય થયુ, કે આ મહારાજ હસે છે કેમ ? મહારાજ કહેવા લાગ્યા કે આ કફનીએ કેર વાળ્યો છે તેને સાચવવા ઊંદર, બિલાડી, ગાય, ખેતર, આ રીતે પરિગ્રહ ઊભા કર્યા અને કઇ સ્થિતિએ પહોચી ગયો !

જ્યા સુધી અદરથી મમત્વભાવ ન ટળે ત્યા સુધી ગમે ત્યા જાય પણ કઇ છૂટી શકાતુ નથી ઘેર હોય તો બૈરા છોકરા, કુટુમ્બ, પરિવાર અને અહી આવે ત્યા ચેલા-ચેલી સસારમા હોય તો ઘરેણાં–ગાઠા, રાચરચીલુ અને અહી સૂત્રસિદ્ધાતના પરિગ્રહ વધાર્યા ! આમા છોડયુ શુ ? નાનામાથી નીકળી મોટા સરકલમા આવી ગયો સસારમા હોય ને માદો પડે, તો એના કુટુમ્બને ચિતા અને અહી આવ્યા પછી તો આખા સઘને ચિતા ગામોગામના સઘને ચિતા થાય. આ અમારા શ્રાવક–એની આમ વ્યવસ્થા કરો, જાણે મઠનો મહત જોઇ લ્યો સાધના તો કયાય કે કાઈ ગઈ, ને ઊઘે રવાડે ચડી ગયો

જાવા નીકળ્યા'તા અમે ઉગમણી દિશાએ,
આથમણે છેડે અ'તે આવીને ચડયા,

અમે ભવના મુસાફિર ભૂલા રે પડયા.
ક્યાં રે જવું તું ને ક્યાં જઈ રે ચડયા
અમે ભવના મુસાફિર ભૂલા રે પડયા

જ્યાં સુધી અંદરથી સંસાર ઊભો છે ત્યાં સુધી બહારનો સંસાર છોડે તે બહુ હિતકારી થતો નથી. ભગવાન કહે છે, કે અભ્યંતર સંસાર છૂટે તો જ તારું હિત થાય. સંયમ એ એક બે વરસની વાત નથી. જાવજીવ લગી વિસામો લેવાનો નથી. એટલા બધા કાર્યો સંયમ માર્ગમાં પડયા છે. ગુણરૂપી મોટો ભાર લઈને ચાલવાનું છે. લંગોટીયા સાધુ જેવી આ દીક્ષા નથી. રત્નચિંતામણિ હૈ ફિ, કાચના ટુકડામાં રાખવાનું હોય નહીં. ધર્મ સમજ્યા પછી, ધર્મ કરવામાં ઢીલ ન કરવી. પહેલાં સમજો, પછી આચરણમાં ઉતારો. ધર્મમાં દૃઢધર્મી અને પ્રિયધર્મી બનો. ધર્મનું કવચ પહેરશો, તો અંતરંગ શત્રુ તમને ભેદી શકશે નહિ.

માતા સંયમની દુષ્કરતા, ઉપમાઓ આપીને પુત્રને સમજાવી રહ્યા છે. હજુ પણ શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન ૮૭ મું

સં. ૨૦૨૦ના આસો સુદિ ૧૩ ને રવિવાર, તા. ૧૮-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. પ્રભુએ સિદ્ધાંત પ્રરૂપ્યાં. ઉત્તરાધ્યયનસૂત્રનાં ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલે છે.

"आगासे गंगसोउ व्व, पडिसोउ व्व दुत्तरो ।
बाहाहि सागरो चेव, तरियव्वो गुणोदही ॥३६॥

માતા પિતા મૃગાપુત્રને સંયમની દુષ્કરતા સમજાવતા કહે છે, કે ચુલહિમવંત પર્વત ઉપરથી પાણીનો ધોધ પડે છે, તેને આકાશગંગા કહે છે તેનો પ્રવાહ ઝાલી ઉપર જવું. સામે પૂર તરવું દુષ્કર છે; જ્યાં મચ્છ–કચ્છ, નક્ર–ચક્ર દરિયાના રાક્ષસો હોય, મોજાં ઉછળતાં હોય, એવા સમુદ્રને બે ભુજાવડે તરવો મુશ્કેલ છે તેમ સંયમ માર્ગમાં ગુણરૂપી દરિયાને તરવો ઘણો મુશ્કેલ છે. સંયમ માર્ગ એટલે કે ગુણોની વૃદ્ધિ કરવી. એક પણ અવગુણ આત્મામાં ન ઘૂસી જાય તેની તકેદારી રાખવી પડે છે. કામ, ક્રોધ, લોભ, પરિગ્રહ, મોહ, એ કોઈ આત્મિક ધનને લૂંટી ન જાય તેની સંયમ માર્ગમાં ચોકી રાખવી પડે છે. કર્મ કાપવાની કળા શીખવા સાધુ માર્ગ એ એક વિદ્યાલય છે. કર્મ કાપવાની ધર્મ કળા અહીં શીખવાય છે. બધી કળા કરતાં ધર્મ કળા શ્રેષ્ઠ છે. ગુણો પ્રગટાવ્યા સિવાય અવગુણ ટળે તેમ નથી.

પ્રથમ તો આ ધર્મ પામવો એ જ મહામુશ્કેલ છે. સુખના રસિયા જીવો ઘણા છે, ત્યારે પુણ્યના રસિયા જીવો થોડા છે અને ધર્મના રસિયા એથી પણ થોડા છે. સુખના રસિયા દીન લાગે છે, પુણ્યના રસિયા ખિન્ન લાગે છે અને ધર્મના રસિયા (અમીર છે) સાત્ત્વિક હોય છે. ભૌતિક સુખની વાંછના કરવી તે શરમ ભરેલી વાત છે. પોતાના આત્મામાં અનંત ગુણનો ખજાનો છે. સ્વ તરફ દૃષ્ટિ કરો, તો તે અનંત ગુણનો ખજાનો મળે તેમ છે. આજે તો કહીએ કે ધર્મ-ધ્યાન કરો છો? તો કહેશે સમય નથી 'No time' આમ

કહેતા શરમ આવવી જોઇએ જે જીવને હજી સંસારમા પરિભ્રમણ કરવું ગમે છે તેને ધમ રુચવો કઠિન છે

> शैले शैले न माणिक्य मौक्तिक न गजे गजे।
> साधवो नहि सर्वत्र चंदन न वने वने॥

ભૂખ દુ ખ, ટાઢ-તડકો વિગેરે પરિસહ સહન કરીને સાધુ પુરુષો ધર્મનો ફેલાવો, શાસન-પ્રભાવના કરી રહ્યા છે મોક્ષનો પથ કેમ સરળ પડે જગતના જીવો આત્માએ કલ્યાણ કેમ સાધી શકે, આત્મા પોતે અનંત ગુણોનો સ્વામી કેમ બને, તે માટે સાધુપુરુષો આ માર્ગ સમજાવી રહ્યા છે સત્સંગની દરેક ઠેકાણે જરૂર છે લડાઇમા ઉતરનાર યોદ્ધાને શસ્ત્રાસ્ત્રની અથવા બખ્તરની જરૂર પડે છે તેવી રીતે સંસારી જીવોને કર્મ મોહરાજાના બાણ સામે ટકી રહેવા ધમનું બખ્તર જરૂરી છે ધર્મનું બખ્તર ધારણ કરનારનો આત્મા મોહરાજાના બાણથી ભેદાતો નથી મોહરાજાએ જીવને ફસાવવા જાળ પાથરી છે કુટુમ્બ સ્ત્રી, પરિવાર વૈભવ સત્તા, સંપતિ, આ બધી મોહરાજાની જાળ છે તેમા ધર્મી આત્મા ફસાતો નથી. આ જાળમા ન ફસાવા સંત પુરુષો ચેતવણી આપે છે

સંત પુરુષો પોતાના જીવનમાં ધર્મને ઉતારીને પછી જ વાત કરે છે આત્માના ગુણો કેળવવા રાત અને દિવસ મહેનત કર્યા કરે છે અને આત્મ પ્રદેશમાં અવગુણ પેસી ન જાય તેની સતત ચોકી કરે છે જે તિજોરીમાં રત્નો હોય તે તિજોરીને તાળુ હોય છે વળી તે ઓરડાને પણ તાળુ લગાવી બારણા બંધ કરી, ખાટલો ઢાળી સતત ચોકી કરવામાં આવે છે કારણ કે તિજોરીમા પડેલી વસ્તુ કિંમતી છે તે વાત

સમજાણી છે. તેવી રીતે આ શરીર કિંમતી છે કે આત્મા ? ભવિષ્યમા આ શરીરની તો રાખ થવાની છે, શરીર તુચ્છ પદાર્થ છે, તો પછી તેની આટલી માવજત શાને ? જીવ દેહનો એટલો ખધો મમત્વી થઈ ગયો છે, કે દેહ ટકે તો 'હુ ટકુ'-શરીર છે તો હુ છુ ? શુ માની બેઠા છો ? જડની અવસ્થા અને ચૈતન્યની અવસ્થા જુદી જુદી છે

જડની પરિણતિમા તુ શુ કરી શકવાનો હતો ? જો તારી મરજી ચાલતી હોય તો તુ ઘડપણને આવવા દે ખરો ? બચપણ, યુવાની અને ઘડપણ ક્રમે ક્રમે ચાલ્યુ જ આવે છે શરીર એવા જ સ્વભાવવાળુ છે, ત્યા આપણી મરજી કાંઈ કામ લાગતી નથી શરીરની સાચવણી કરવા છતા પણ પ્રમાણથી સિદ્ધ થાય છે કે 'દેહ તે હુ નથી' છતા જડ એવા દેહ પાછળ શુ લાગ્યા પડયા છો ? આત્મા માટે બે ઘડી પણ કાઢવા તૈયાર નથી સામાયિક કરવાનુ કહીએ તો કહેશે કે દુકાન ખોટી થાય છે, કા મહેમાન આવ્યા છે, એમ કઈક બહાના કાઢે છે જ્ઞાની કહે છે કે આ તો તારા હિતનુ કહીએ છીએ, ૬૦ ઘડીમાથી બે ઘડી તો આત્માર્થે કાઢ! તોય તારુ કલ્યાણ થઈ જશે ભવિષ્યમા હેરાન ન થવુ પડે દુ ખનો વાયરો વાય નહિ, તે માટે સદ્ગુરૂ ધર્મનુ કવચ પહેરવા કહે છે સ ત પુરુષો ચેતવણી આપે છે કે ભાઈ! કાઈક જીવન સુધારણામા લાગી જા જીવનમા ભરેલા કર્મરૂપ દુષ્ટ તત્વોને જો દૂર કરવા હોય, તો આરાધનાનો દિવ્ય સ દેશ આપનાર પ્રભુનુ વચન સ્વીકારી લે

કેટલાક કહેશે, અમારે આખો દિવસ ધર્મધ્યાનમા કેમ

જીવવું ? વચ્ચે પૂછડું લાગ્યું છે, તેમ કહેનારને જ્ઞાનીઓ કહે છે 'ભાઈ! બે ઘડી તો કાઢ! દુકાને તમારા વતી કોઈ બેસનાર હોય તો તમને એમ થાય છે, કે હું વખાણ સાંભળવા જઉં ! નહીતર નહીંને ? પણ હું કોણ ? ક્યાંથી આવ્યો? મારું સ્વરૂપ શું ? આ બંધન વગણા શેને લઈને છે, પુદ્ગલિક જ જાળમાં ક્યાં ફસાઈ પડયો છું, તે વિચારવા બે ઘડી તો કાઢ ! આ દેહ અશાશ્વત છે ક્ષણ ક્ષણમાં વિણસી જાય તેવા સ્વભાવવાળો છે બે ઘડી ન મળે તો ૨૪ મિનિટ, અરે ચોવીસ મિનિટ ન મળે તો બાર મિનિટ, અરે બાર મિનિટ નહિ તો છેવટ છ મિનિટ, પણ સત્સંગ કર ક્ષણમાત્રના સત્સંગથી પાર જેવાના પણ જીવનપલટા થઈ ગયા છે ત્યારે તમે કાંઈ પાર જેવા તો નથી જ તમારે પલટો લાવવો તેમાં કેટલીવાર ! જે સમજે છે, કે પરલોકમા જવું પડશે, ત્યાં ધન, પુત્ર, પરિવાર, કોઈ સહાયભૂત થનાર નથી તો ફોગટનો મોહ શાને કરો છો !

અનંત જ્ઞાન, દર્શન સુખ, વીર્ય ભોગ ઉપભોગ, લબ્ધિ ક્ષમા ત્યાગ, માર્દવતા, સત્ય સંયમ બ્રહ્મચર્ય, તપ આદિ અનંતા ગુણો આત્મામાં ભર્યા છે જો ભવનો અંત લાવવો હોય તો આ ખજાનાને સાચવવાની જરૂર છે જરાક નિમિત્ત મળ્યું કે ક્રોધને જતો ન કરે. જે હેય છે તેને ઉપાદેય કરે ત્યાંસુધી દૃષ્ટિ દોષ નહિ જાય. અને જ્યાં સુધી દૃષ્ટિદોષ નહિ ટળે ત્યાં સુધી સમ્યગ્દર્શન પ્રાપ્ત ક્યાંથી થાય ! તમે જાતે જ તમારા ચોકિયાત બનો જ્યારે કાયાથી કંઈ કાર્ય થાય તે બીજા જોઈ શકે છે પણ અધ્યવસાયમાં જે કાર્ય થઈ રહ્યું છે તે પોતે અગર તો જ્ઞાની જ જાણી શકે છે

કોઈ મોટી બેંકના રક્ષણ માટે પાંચ ચોકિયાતોની

ટુકડી રાખવામા આવી ચોકિયાતો રાત દિવસ હથિયાર સહિત બેંકનુ રક્ષણ કરવા ચોકી કરી રહ્યા છે ચોકિયાતો બેંકના આગળના દ્વારને અને તાળાને સાચવીને ચોકી કરી રહ્યા છે લૂટારાઓએ જાણી લીધુ કે ચોકિયાતો ફક્ત આગળનો દરવાજો સાચવીને બેઠા છે ફરતી ચોકી કરતા નથી આથી લૂટારાઓ પાછળની પછીતના ભાગેથી બાકોરુ પાડી, અંદર પ્રવેશી ગયા અને માલના કોથળા ભરી લીધા બહાર ચોકિયાતો હોકારા પડકારા કરે છે ચોર લોકો તો ખજાનો લઈ પલાયન થઈ ગયા સવારમા બેંકના માણસો આવ્યા જોયુ તો બેંક લૂટાઈ ગઈ છે ચોકિયાતોને પૂછ્યુ ' 'તમે ચોકી કેવી રીતે કરો છો ?' 'સાહેબ ! અમે તો તાળુ તપાસતા રહીએ છીએ જુવો આ તાળુ અકબંધ છે

'અમને શુ ખબર કે પછીતેથી ચોર લોકો પ્રવેશી, આવી ચોરી કરશે !' તેવી રીતે બહારના વેશ રાખ્યેથી મુહપત્તિ, ગોચ્છો, માળા રાખવાથી, ઉપરના તાળા સાચવ્યાથી કાઈ વળવાનુ નથી અંદરથી લૂટારા બાકોરા પાડી લઈ ગયા તેનુ કાઈ ખરુ ? તમે કઈ રીતની ચોકી કરી રહ્યા છો ? ચારે બાજુથી સાવધાની રાખો કે ચોર પ્રવેશતા તો નથીને ? અંદરના વિકારો, કષાયો, 'મારુ તારુ છે, એ નહિ નીકળે' ત્યા સુધી ઉપરના તાળા લગાવ્યે કઇ વળવાનુ નથી મહાપુરુષો કહે છે 'ભાઈ, તુ તારી અંદરમા દૃષ્ટિ નાખ બહારની ટાપટીપમા શુ પડી ગયો છો ? શોધ અંદર ચલાવ ' સોયમા દોરો પરોવવો હોય ત્યારે દોરાને પાતળો કરી, સોય નજીક લઈ જવો પડે છે, વળી ધ્યાન પણ સૂક્ષ્મ કરવુ પડે છે, આખો કયાય ફરતી હશે તો દોરો પરોવાશે નહિ

તેવી રીતે આત્મારૂપી સોયમાં સમકિતરૂપી દોરો પરોવવા એકાકાર થવું પડશે.

આ તરદષ્ટિ પ્રથમ થવી જોઈશે, પછી સમ્યગ્દશા ન પ્રાપ્ત થશે પછી જ દેશવિરતિ કે સર્વ વિરતિ થઈ શકાશે અને ત્યારપછી શ્રેણીએ ચડી મોક્ષ સધાશે. પણ જેનું મન ચારે બાજુ ફફડે છે સ્વ ઘરમા રહેવુ ગોઠતુ નથી, તે શુ કરશે? તે શુભારૂપી દરિયાને કેમ તરી શકશે? માતાપિતા મુગ્ધ પુત્રને એમ કહે છે કે દીક્ષા એ કાંઈ પારકો માલ ઝાપટવા માટે નથી. દીક્ષા લઈને અથાગ પરિશ્રમ કરવાનો હોય છે દીક્ષા એટલે તો મીણનાં ચણ દળવા જેવું કઠિન છે સ્વાધ્યાય, ધ્યાન તપમા દત્તચિત્ત બની કર્મ કાપવા પ્રયત્ન કરવાનો ચાલુ જ હોય છે કોઈ આત્મિક ધન લૂટી ન જાય તેની તકેદારી રાખવાની હોય છે

વીસ હજારનો થેલો ભરી ટ્રેનના મુસાફરી કરનાર કેવી સાચવણી રાખતો હોય છે! તેવી સાચવણી સત્યની કરો છો! કેટલાક કહે છે કે

પૈસો મારો પરમેશ્વર બાયડી મારો ગુરુ
છોકરા મારા સાલીગ્રામ કોની સેવા કરુ

બધુ ઘરમાં આવી ગયુ સેવા ક્યા કરવા જાવી? આવી પરિસ્થિતિમા વિચાર તો કરો કે શુ કરી રહ્યા છો! પૈસો વધશે તેમ શત્રુઓ વધશે. પેટ અને પટારો ભરાય ત્યારે દુશ્મનો જ ઊભા થાય છે પેટ બધુ ભરાઈ જાય ત્યારે અજીર્ણ થાય છે અને તની પાછળ પાછળ અનેક દદ આવે છે પટી ભરાય ત્યારે ચોર લોકો સરકારની નજર

અને ભાયાતોની નજર પડે છે. માટે જ્ઞાની પુરુષો કહે છે, બન્નેને ઓછા કરી નાખો, તો તબિયત પણ સારી થઈ જશે અને દુશ્મનો પણ મિત્રમા ફેરવાઇ જશે

કોઈ એક મુસાફર સત્તર હજારનો થેલો લઈ ગાડીમા જઈ રહ્યો છે થેલાને જરા પણ રેઢો મૂકતો નથી એમા ખૂબ તરસ લાગી એટલે થેલો લઈને ઉતર્યો નળ પાસે થેલો મૂકી પાણી પીવા લાગ્યો. તેટલી વારમા સીટી વાગતા એકદમ ટ્રેનમા ચડી બેઠો. ઉતાવળમા સત્તર હજારનો થેલો લેવો ભૂલાઈ ગયો ટ્રેઇનમા ચડી બેઠા પછી મુસાફરને પેલો થેલો સાભર્યો પણ હવે શુ થાય ? ગાડી ઊભી રહે ત્યારે ઉતરાય ને ? પછીના સ્ટેશને ઉતર્યો ઘેર ગયો પણ ક્યાય ચેન પડતુ નથી. ભાઇને તો તાવ ચડી ગયો એટલે બીજી (વળતી) ટ્રેઇન પકડી શકયો નહી અહી સ્ટેશનના નળ પાસે ગામડિયો કોઇ ખેડૂત નીકળતા તેની દૃષ્ટિમા આ થેલો આવ્યો જ્યા જુએ તો સત્તર હજાર રૂપિયા ખેડૂતના દિલમા આનદ ન આવ્યો, પણ કરુણા ઉપજી કોઈક બિચારો ભૂલી ગયો લાગે છે, જો આનો ધણી મળે તો સોપી દઉ, એમ ચિતવતો તપાસ કરે છે, પણ કોઈ મળતુ નથી

બીજો દિવસ વીત્યો સવારમા ખેતરે જાય છે, અતરાત્મા અને બહિરાત્માનુ અદર યુદ્ધ ચાલે છે બહિરાત્મા એમ કહે છે 'ક્યા તુ ચોરી કરવા ગયો હતો ? સહેજે મળ્યુ છે, તો શા માટે મોજ માણી ન લેવી ?' અદરથી અતરાત્મા કહે છે 'ફટ છે તને, આવા હરામના પૈસા તારે ન જોઇએ' ગાડીનો સમય થતા સ્ટેશને જઈ ઊભો રહે છે,

કોઈ ઘરાક મળતુ નથી આમ ત્રણ ત્રણ દિવસ વીતી ગયા ખેડૂત ખેતરનું કામ ખોટી કરીને ટ્રેઇનને સમયે હાજર થાય છે પૂછેછે, પણ કોઈ માલિક મળતો નથી ચોથા દિવસે જ્યારે ખેડૂત સ્ટેશન ઉપર આવે છે ત્યાં એક માણસને બાંકડા ઉપર લમણે હાથ દઈને મ્લાન વદને બેઠેલો જોયો

ખેડૂત એ માણસને જોઈ પૂછે છે કેમ ભાઈ, તબિયત બરાબર નથી! શુ થયુ છે!'

પેલો કહે છે 'ભાઈ, મારી જિંદગીભરની કમાણીની થેલી આજથી ચાર દિવસ પહેલા આ જગ્યાએથી ઉપડી ગઈ છે તેની વિમાસણમા હુ બહુ દુખી દુખી થઈ ગયો છુ ખેડૂત પૂછે છે 'સત્તર હજાર હતા કે કાંઈ ઓછા હતા! થેલી કેવા રંગની હતી?' એમ ખાત્રી કરવા માટે બધી હકીકત જાણી લીધી. ખેડૂતને ખાતરી થઈ કે જેની થેલી ખોવાણી છે તે આ જ માણસ છે એટલે પછેડી ખોલી પેલી થેલી આપવા કહ્યુ ભાઈ આ થેલી લઈ લ્યો તમારી જ છે બરાબર ગણી લેજો હવે એ માણસને કેવો આનંદ આવે! ખેડૂત કહે છે 'ભાઈ હુ ચાર દિવસ થયાં એના માલિકની શોધ ચલાવુ છુ વાત બહાર પાડુ તો કોઈ ઠગો કરીને લઈ જાય, તેથી સામેથી ફરિયાદ સાંભળુ, તો ખાત્રી કરી, આપવી તેવા ઉદ્દેશથી આજ ચાર દિવસ થયાં સ્ટેશનના ધક્કા ખાઉ છુ આજે તમે ખાત્રી લાયક મળ્યા એટલે થેલી તમને સોંપી હુ હળવો બનુ છુ

પેલો પગે લાગી કહે છે તમે ખરેખર દેવ જેવા છો આટલુ ધન છતા તમારુ મન લલચાયુ નહી પેલો

ભાઇ હજારનુ બ ડલ આપે છે ખેડૂત કહે છે 'ભાઇ! મારે લેવા જ હતા તો મને પૂછનાર કોણ હતુ?' પેલો કહે છે 'મને આ થેલી પાછી મળી તેનો આન દ ઉછળે છે' એટલે ભેટ તરીકે આપને સ્વીકારવુ પડશે આ કહે છે 'મારે એક પાઈ પણ ન ખપે' પેલો નામ સરનામુ પૂછવા આગ્રહ રાખે છે કોઇ વખતે પ્રસ ગ આવ્યેથી હુ કઇક આપી કૃતાર્થ થાઉ, એ માટે નામ તથા સરનામુ પૂછે છે, તો ખેડૂત તે પણ આપતો નથી આ એક બનેલી સત્ય ઘટના છે

આજે ભારતભરના નીતિમત્તાનુ ધોરણ તદ્દન નીચુ ગયુ છે, છતાય કયાક કયાંક હીરાઓ ઝળકી રહ્યા છે ખેડૂત બહુ ભણેલો ગણેલો હતો નહિ છતા સ સ્કાર રેડાયા હતા, કે હરામનુ કઈ લેવાય નહિ આજે તો સેવાનુ નામ લઈ ફરનારાઓ બેય પક્ષોની લાચો ખાઈ ઘર ભેગુ કરનારાઓની વાત કીધી જાય તેમ નથી જેનામા આવા ગુણો નથી તે આધ્યાત્મિક વિકાસ શુ કરી શકશે!

મોક્ષ પુરુષાર્થના અર્થે છે અને આ સ સાર પ્રારબ્ધે પડયો છે, આત્માર્થે પુરુષાર્થની ધારા વધતી જાય, તેમ આત્માના ગુણોની ખીલવટ વધતી જાય છે ધર્મમા સ વેગ એટલે એક પ્રકારનો વેગ સમ્યક્પ્રકારનો વેગ તેનુ નામ સ વેગ. તે પ્રગટાવવો જોઇશે

માતા મૃગાપુત્રને સમજાવે છે 'હે પુત્ર,!

**वालुया कवलो चेव, निरस्सा प उ स जमे।**
**असिधारा गमण चेव, दुक्कर चरिउ तवो ॥ ३७॥**

સ યમ લેવો એતો વેળુના કોળિયા ભરવા બરાબર છે વેળુના કોળિયા નિરસ છે તેમ સાયમસા પાચ ઇન્દ્રિયના

વિષયના રસથી નિરસ બનવાનું છે અહી ઝાકઝમાળ કે ઠીમ ઠીમ ખરુ ? અહી રેશમી ગાલીચા ઉપર બેસવાનું ખરુ ? વાજા, તબલાં સારંગી કઇ નથી. પોષાક પણ સાવ સાદો કીનારી, ઝીક સતારા કે આભલા ભર્યો નથી આવે કહેવે, પ્રતિક્રમણમા અમને રસ પડતો નથી. ગવૈયા ગાતા હોય ત્યાં તાન ચઢે છે ઉપવાસ નિરસ લાગે છે આયંબિલ કરુ ત્યા તો ઉછાળા આવે છે આયંબિલના ભોજનમાં ગંધ આવે છે નિરસ લાગે છે બધુ બાજુ હોય તો સરસ લાગે છે પણ લીલો ચાસટિયો ખાનાર ઓકડાના ગળે છરી ફરે છે, તેમ ઇન્દ્રિયના ગુલામ બનનારને દુર્ગતિ મળે છે

ધન્ના અણગારે દીક્ષા લીધા પછી જાવજીવ સુધી આયંબિલ કરી હતી છઠ્ઠના પારણે છઠ્ઠની ઉગ્ર તપસ્યા અને પારણે આયંબિલ કરતા ધન્ના અણગારે દીક્ષા લીધી તેજ દિવસથી પ્રતિજ્ઞા કરી કે જાવજીવ સુધી મારે છઠ્ઠ છઠ્ઠના પારણા કરવા અને પારણામાં પણ નાખી દેવા જેવો જેને કોઈ અતિથિ કૃપણ, ભિખારી ન ઇચ્છે, એવો આયંબિલનો આહાર અપે. પ્રભુએ આજ્ઞા આપી અને એમણે એ તપ શરૂ કર્યું

> છઠે છઠે પારણા રી, જાવજીવ લગી જાણ,
> અંતરૂ તો પાડયુ નહી રી આંબિલસુ જોણો આહાર
> નવમહિના સંયમ પાળિયોજી કરી મયા એકો માર રે
> સુખો જ્નવરજી સિવપુર લીધો રે આસાન હને.

નવમાસ સુધી આકરી તપસ્યા કરી. માખણના પિંડા જેવી કાયા હાડપિંજર સમાન કરી દીધી આ તો અઢી હજાર વર્ષ પહેલાની વાત છે

ચૌદ હજાર સાધુમા ધન્ના અણગારની તપસ્યાને ધન્ય

વાને વખાણી કે મહાન દુષ્કર કરણી અને મહાન નિર્જરાના કરનાર તે છે કર્મને ખપાવવા કેટલી જહેમત ઉઠાવી ! ધન્ના અણગારે નવમાસના સયમમા આઠ માસ સુધી છઠ્ઠના પારણે છઠ્ઠ અને છેલ્લા માસે પાદોગમન સથારો કર્યો સાડાચાર મિનિટ અને અગ્યાર સેકડ જો વધુ આયુષ્ય હોત, તો સીધા મોક્ષે જાત અત્યારે સર્વાર્થસિદ્ધ વિમાનમાં તેત્રીસ સાગરોપમનુ આયુષ્ય ભોગવતા બિરાજે છે, ત્યાથી મનુષ્યપણે અવતરી મોક્ષમા જશે ધન્ના અણગાર મહારથી હતા તેની સ્ત્રીઓ કરિયાવરમાં બત્રીસ ક્રોડ સોનૈયા લઇ આવી હતી, ત્યારે તેની સપત્તિ કેટલી હશે તે તો વિચારો

આવા સમર્થ પુરુષોએ દીક્ષા લીધી છે, આ શુ નવરાનો ધર્મ છે ? દિવાળી ટાણુ છે એટલે મરવાનીય નવરાશ નથી એમ કહે ? વિચાર તો કરો, અત્યારે આયબિલની ઓળી ચાલી રહી છે તેમા એક આયબિલનુ પણ મન થાય છે ! તમને કેવા ગણવા !

મૃગાપુત્રને માતા શિખામણ આપે છે. વેળુના કોળિયા જેમ નિરસ, તેમ આ સયમ નિરસ લાગે તેવો છે વિષય જીવને અનાદિથી વહાલા છે આજે જીવ ઠાઠ–ઠઠારામા બહુ લલચાય છે આ ધર્મમા એવુ કાઈ પણ નથી તલવારની ધાર ઉપર ચાલવુ જેમ દુષ્કર છે, તેમ સયમમાર્ગે ચારિત્ર–તપ પાળવા ઘણા દુષ્કર છે વળી પણ સયમની દુષ્કરતા સબધમા માતા શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે

## વ્યાખ્યાન ૮૮ મુ

સંવત ૨૦૨૦ આસો સુદિ ૧૪ સોમવાર, તા ૧૯-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણ કાલે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯ મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે ભગવાનની વાણીમા અનત અમૃત ભર્યું છે જ્યા આત્માને શૂર વીર, ધીર પરાક્રમી બનાવી કર્મોને હઠાવવા છે, ત્યા કાયરતા ન જ પાલવે. એના માટે આ અધ્યયનમા અપૂર્વ ભાવો ભર્યા છે

अही वेगन्त दिट्ठीए, चरित्ते पुत्त दुक्कर ।
जवा लोहमया चेव चावेयव्वा सुदुक्कर ॥३८॥

સર્પ જેવી રીતે આડુ અવળુ ન જોતાં, સીધો ચાલતો હોય છે તેવી રીતે સાધુ પણ ઈર્યાસમિતિપૂર્વક મકાન, દુકાન કે ખાડ ન જોતા એકાત દષ્ટિથી ચાલે છે જતા આવતાં જતુ બીજ કે લીલોતરી ન કચરાય, તેમ કાચુ પાણી કરોળિયાની જાળ, લીલફૂગ કે કાચી માટી, એકેન્દ્રિયથી માડી પચેન્દ્રિય સુધીના જીવની હિંસા મના ન થાય પગવતી કચરાઇ કે હકાઇ ન જાય મસળાઈ કે ચોળાઇ ન જાય દુ ખ ન થાય ત્રાસ ન થાય તેને માટે સાધુ બહુ જ સાવચેત રહે છે જ્ઞાન, દર્શન અને ચારિત્રનું પાલન કરવા ઈર્યાસમિતિ છે ઈર્યાસમિતિનુ પાલન કરનાર સાધુને ખબર છે કે જેવા મારો આત્મા તેવો જ દરેક જીવાનો આત્મા છે

મારા દેહથી કોઇને પણ દુ:ખ, ત્રાસ કે કીલામના ન ઉપજે વાણીથી પણ કોઇની વિરાધના ન થાય મનથી પણ કોઇનુ બૂરુ ન ઇચ્છવુ, એમ મન વચન કાયાથી, ત્રણ ભાગે પાચ સ્થાવર અને ચાર ત્રસ, એમ નવ પ્રકારે. નવ કોટિએ હણવા નહિ, હણાવવા નહિ કે હણનારને અનુમોદવુ નહિ, એવી રીતે ૮૧ ભાગા થયા એ જાતની પ્રતિજ્ઞા લેનાર સાધુ ઈર્યાસમિતિથી ચાલે છે રસ્તામા વાતચીત કરવા પણ સાધુ રોકાય નહિ, વળી રાત્રે પૂજ્યા વગર પગ ન ઉપાડે રજોહરણ, જીવદયા પાળવા માટે છે કેટલીક બહેનો ગોચ્છાને રૂમાલે વીંટી થેલીમા રાખી મૂકે છે અને જ્યા આવે ત્યા એમને એમ બેસી જાય છે "**अप्पमज्जिय मारुहइ पावसमणेत्ति वुच्चइ**" સાધુ માટે તો આમ કરનારને પાપ-શ્રમણ કહ્યા છે યતના એ ધર્મ છે, જેટલી જીવદયા પળાશે તેટલો લાભ છે

આચારાગસૂત્રમા કહ્યુ છે "જેને તું હણવાનો ઇરાદો કરે છે, ત્યા તુ પોતેજ હણાઈ ચૂકયો છે બીજા જીવોને કબજે કરવાના અને મારી નાખવાના ભાવ થયા, ત્યા તું પોતેજ હણાય છે ભૂતોને–વનસ્પતિને ઉપઘાત કરવાથી જીવની વિરાધના થાય છે, તેમા આત્મવિરાધના છે ખાતા, બેસતા, પીતા, સૂતા, ચાલતા, ઉપયોગ રાખવાનો છે **ઉપયોગ ત્યાં ધર્મ છે.** જતના વગર સાધુ ફક્ત દશ ડગલા જ ચાલ્યો હોય, તો તેને ભગવાને પ્રાયશ્ચિતનો અધિકારી કહ્યો છે ચાલવુ તો ક્ષેત્રથી ધૂસરા પ્રમાણ જોઈ જોઇને ચાલવાનુ કહ્યુ છે કેટલાક ચાલતા વાતચીત કરતા હોય છે, અગર તો પુસ્તક વાચત હોય છે કે સજ્ઝાય કરતા

ચાલતા હોય છે 'આ બધી ક્રિયા સયમ-માર્ગની વિરાધક છે ચાલતી વખતે એકાંત દષ્ટિથી ચાલવું યતના બહુ ભારપૂર્વક પાળવાની છે જેનો પાયો પાકો તેનું સવ પાકું ચોવન એટલે જીવન-મહેલનો પાયો સયમ સિમેન્ટથી તેને મજબૂત બનાવીએ રજોહરણ, મુહપત્તિ એ બધા સયમનાં, દયાનાં ઉપકરણો છે

આજે માણસો દયાધર્મથી વંચિત થઈ ગયા છે. દિવાળી આવી રહી છે ત્યારે બાવા ઝાવા પાડી, કેટલાય કથવા વગેરે અનેક જીવજતુઓ જે ચોમાસામા ઉત્પન્ન થયા હોય તેનો કચ્ચરઘાણ વાળી નાખે છે અરેરાઈ ન ઉઠે તો શુ વાધો આવી જાય છે? આપણુ આત્મનું આંગણુ સાફ નથી તેનું શુ? વાસણનો કાટ કાઢનારા આપણે વાસ નાનો કાટ કાઢવાનું કદી વિચારીએ છીએ? આગળ તો શ્રાવિકાઓ સુડલામા છાણા પૂજીને રાખતાં એક કામ પણ જોયા વિના કે પૂજ્યા વિના કરતાં નહી શ્રાવકોને જતના કેટલી હોવી જોઈએ! આજે તો મિલમા દાણા દળાવે ત્યા ઘણાના ગાળા રહી જતા હોય જેમા સોયા, ઝાટકયા વિનાનું કોઈ ધનેડા-ઇયળ હોય તેના કચ્ચરઘાણ નીકળતા હોય છે કોઈને જોવુ છે કયા? કેવો પ્રમાદ સેવાઇ રહ્યો છે?

ડી.ડી.ટી છાંટો છો ત્યારે તો ત્રસ જીવની હિંસા નજરોનજર ભાળો છો. કેટલાય માખી મચ્છર, ઊંદરો નાશ પામે છે શ્રાવકથી ત્રસ જીવની હિંસા થાય નહિ અને તેના સામનો પણ રખાય નહિ. આવી માકડ મારવાની હિંસક દવાઓનો વપાર પણ થાય નહી આગળ કામકાજ હાથથી

થતા, છતાએ ધર્મધ્યાન કરવાનો સમય કાઢતા આજે પાણી, ઠામ, વાસણ માટે જુદી જુદી કામવાળી અને રસોઇ કરવામા બે તપેલી ઉતારવી પડે, છતાએ ધર્મ–ધ્યાનનો સમય નથી મળતો, એ કેટલો પ્રમાદ ગણવો ? પરદેશમા રહીને તેઓનુ અનુકરણ કરીને, દેહની વિભૂષામા પડી ગયા છો આગળના શ્રાવકોને ૫૬૨ દિવસે ધોણ નીકળતી, આજે રોજ રોજ નળ ચાલ્યા જ જતા હોય શુ આ પાપ નથી લાગતુ ?

આગળ તો પાશેર પાણી વાપરવાનુ હોય ત્યા નવટાક વાપરતા સમજતા કે પાણીમા જીવ છે સ કોચથી કામ લેતા. આજે માનસ કયા ઘડતરથી ઘડાઇ રહ્યુ છે, કે દયાના અકૂરો નાશ પામી ગયા છે શાક સુધારી ઘર વચ્ચે ફેકી દયે. રસોડા જુઓ તો ઉકરડા જેવા, પગ મૂકવાની જગ્યા ન મળે આગળના લોકો દાળ કરતા, તો કહેતા કે ચણાની કે અડદની દાળનુ શાક કર્યુ છે આજના જેવા ફદ ન હતા આજે જીભના સ્વાદ એવા લાગી ગયા છે કે, સાજે તળેલુ જ ખાવા જોઈએ પચે કે ન પચે, દવા લેશુ, પણ ફરસાણ તો જોશે

આગળના લોકોને ચાલતા ચાલતા કાઇ પણ ખાતા શરમ આવતી આજે બાપ અને બેટો બજાર વચ્ચે ચીનાઈ સીગ ખાતા હોય છે સારા ઘરની બાઇઓ હૉટેલમા આઈસ્ક્રીમ ખાઇ આવે છે, આ બધુ શુ ચાલ્યુ છે ! સ્રીઓ સિનેમા ઉપર હોય ! કેટલુ ખરાબ કહેવાય ! ઘર કયુ, ખાનદાની કોની ? શ્રાવકની સ્રીઓ એ ઠેકાણે હોય ? આજે તો કઇ સ્થિતિ થઈ રહી છે ? આગળ તો છાના છપના જતા,

ઠર રહેતો આજે તો સસરો જઈને આગળથી ટિકિટ લઈ આવે, પણ લોકોને કરવું છે શું ? ધર્મ સમજવા જેવો છે સત્સંગ- ગુરુનો સંગ કરવા જેવો છે ત્યાં જશો તો ત્યાગ-વૈરાગ્યમાં આત્માની ઉન્નતિ કેળવી શકશો નીતિ, ન્યાય પ્રામાણિકતા જીવનમાં આવશે.

પરસ્ત્રી સામે દષ્ટિ ન કરવી, એવા ભાવ હોવા જોઈએ મનમાંથી વાસના જાય ઇન્દ્રિયમાંથી લાલસા જાય, દેહમાંથી આળસ જાય ને વાણીમાંથી નિંદારસ જાય અને સત્સંગમાં રહે તો જીવન જીતી જવાય રોહિણિયો ચોર પોતાના પુત્રને એક ભલામણ કરે છે, કે દીકરા, પ્રતિજ્ઞા લે કે મહાવીર પાસે જવું નહિ કે તેની વાત સાંભળવી પણ નહિ, તેમ જ દર્શન કરવા નહી જે રસ્તેથી તું નીકળતો હો ત્યાં મહાવીર સ્વામી વાણી સંભળાવતા હોય તો તેવે સ્થળેથી કાનમાં આંગળી નાખી પસાર થજે આટલી ભલામણ કરે છે રોહિણિયાના બાપને પ્રતીતિ હતી કે ભગવાન મહાવીર કીમિયાગર છે પામરને પરમાત્મા બનાવી દેનાર છે લોઢાને સોનું બનાવનાર છે ગમે તેવો ચોર, પછી ચોર ન રહે, પણ સાધુ જ બની જાય હવે પોતાનો પુત્ર જો એવો થાય તો પરંપરા ચાલ્યો આવતો ચોરીનો ધંધો ભાંગી જાય

આજે સારા ઘરના જૈનો પોતાના પુત્રને એજ શિખામણ આપે છે કે સાધુ પાસે અગિયારથી જવું નહીં બીક લાગે છ રખેને સાધુ થઈ જશે, વૈરાગી થઈ જશે ! અમે દીક્ષાના વિરોધી નથી. એમ મોઢેથી મીઠું બોલે પણ હૃદયમાં એમ છ કે છોકરો સાધુ પાસે ન બેસે તો સારું આગળ

ચોરનો બાપ તેમના પુત્રોને આવી ભલામણ કરતો, અત્યારે તમને ચોરના દીકરા કહેવા કે શુ કહેવા ? તેમાય જો છોકરાને વૈરાગ્ય લાગી જાય, તો મહારાજ પાસે પહોચી જાય અને કહે 'મહારાજ ? તમે શું ભૂરકી છાટી છે!' એનનાથી થાય તેટલુ કરે પણ આ માર્ગ ખોટો છે, તે સાબિત કરી દયો છે તમારામા ત્રેવડ ?

ત્યાગમાર્ગ સારો છે કે ભોગમાર્ગ ? જો ત્યાગમાર્ગ હૈયામાં સારો લાગતો હોય તો તમારા છોકરાને ઉપાશ્રયે લાવવાનુ કેમ વિચારતા નથી ? શુ ડર લાગે છે ? સતના સમાગમમા લાવવા કોશિષ કરતા નથી અને જ્યા કુસસ્કાર ભુંસાય છે, મોહના કારમા ખાણુ છે, એવી કોલેજોમા લાગ-વગ લગાડીને, પૈસા ભરીને પણ દાખલ કરો છો ભાડૂતી શિક્ષકો શું જ્ઞાન આપશે ? સાધુ જેવા નિસ્પૃહી કોણુ છે ? બતાવો તો ખરા ! દુર્ગતિમા ન ઘસડાય જાય તેવો માર્ગ બતાવનાર સાધુ-સતો છે સતની શિખામણ રૂપ શિક્ષાને માથે ચડાવે એ જગતનો મુગટ મણિ બને હૈયામા થવુ જોઈએ કે, કોલેજમા ગયા વિના ચાલશે, પણ સતનાં દર્શન કર્યા વગર નહિ ચાલે સાધુને ચરણે શાતિ પામે, કષાયથી બળેલો જીવ ઠડો થાય છે પોતાના દોષો ધ્યાનથી સાભળવા એ શ્રવણભકિત

**એ ચરણે પ્રાણી શાતા રે પાવે, પામે તે લીલ વિલાસરે પ્રાણી,**
**જન્મ જરાને મરણમીટાવે, ન આવે ફરી ગર્ભાવાસ રે પ્રાણી,**
**સાધુજીને વંદના નિત નિત કીજે.**

તમે તમારા પુત્રને ભણાવો, ગણાવો, વારસો આપો, તેથી શુ કૃતકૃત્ય થયા માનો છો કે ધર્મનો કઈ વારસો સોપો

છો ! તમને જીવ-અજીવનું જાણપણું ખરું ! એક રૂપિયાના એકસો પૈસા ' એ બધાયને આવડે, પણ જીવના ભેદ કેટલા ? "૫૬૩" એ તો કોઈને જ આવડે શાસ્ત્રમા તુગીયા નગરીના શ્રાવકોનો અધિકાર સાંભળો, ત્યાંના શ્રાવકો નવે તત્ત્વના યથાર્થ જાણકાર હતા આજે કેટલા ઠીકવાળા ! અમારે બહોળી પ્રખદા, અમારે ફલાણા મહારાજ ચોમાસાં માટે જોઈએ છીએ. અહી અહી હજાર ઘર માટે સારા વક્તા દર ચોમાસે જોઈએ. પણ અમારેય સારા શ્રોતાઓ જોઈએ છીએ તમે જેવા તેવા વક્તાને ન ચલાવી લ્યો તો પછી અમારે જેવા તેવા શ્રોતા વડે કેમ ચલાવાય ? તમને અસર કેમ થતી નથી ?

વાણિયાના દીકરાને નામું ન આવડે તો પેઢી ઉપર કેમ બેસાડાય ? અમારે તમને પેઢી સોંપવી છે, પણ જાણપણું ક્યાં ? શાસ્ત્રોદ્ધાર સમિતિના મેમ્બરો કહેવાય, છતાં બત્રીસ સૂત્રોના નામ બોલાવો તો કેટલાને આવડે ? બહુ સારા કાગળ છપાઈ સારી, એટલું જોવાથી શું ઉદ્ધાર થઈ જશે ! શ્રાવકોમા ૨૧ ગુણ હોય પણ જ્યા ગુણની જ ખબર ન હોય ત્યાં લાવવા કોશિષ કેમ કરી શકે ? આગળના શ્રાવકો સિદ્ધાંતના જાણકાર કે જ્ઞાતા હતા અત્યારના શ્રાવકો છાપાં વાંચનારા ! ઉપમા શું આપવી ?

જીવનનું ઘડતર ઘડનારા સાધુ-સંત છે તેઓ જે માર્ગે ચાલે છે તે માર્ગ બતાવી રહ્યા છે તેની પાસે જ્ઞાન દર્શન, ચારિત્ર અને તપની જ વાત હોય શું વેપાર કેટલા દીકરા દીકરી, કોણ વેવાઈવેલા એમ પૂછવાની વાત નહોય.

સસારમા માથુ મારે નહિ એને તો એના આત્માનું કરવુ છે એકાત અધ્યાત્મ દૃષ્ટિથી ચાલે છે આજે તો "સાધુએ લાઉડસ્પિકરમા બોલવુ જોઇએ, તો જ ધર્મનો ઉદ્ધાર થાય, પાપ થોડુ ને ધર્મ ઘણો થાય, ગળાને તકલીફ ઓછી પડે, જમાના પ્રમાણે વર્તવુ જોઈએ" આવુ બોલનારા સાધુના ચારિત્રના ચૂરેચૂરા કરી રહ્યા છે ભગવાનને તેના જ્ઞાનમા શુ જમાનો નહિ દેખાયો હોય, તેમ માનો છો ! આટલા બધા ધર્મ કરવા આવશે કે ધાડ ઉઠાડવા તે નહિ જોયુ હોય?

આજે ગળુ બેસી ન જાય તેની તકલીફ ટાળવા તૈયાર થશો, આવતી કાલે કહેશો, આવતા જતા બે ચાર મહિના નીકળી જાય છે, માટે ટ્રેનમા ડબો રખાવીએ ટ્રેન તમારે માટે કયા દોડે છે? 'આમા શુ, આમા શુ!' એમ કરતા કરતા જીવ કેટલો પતનને પથે જાય તેનો કાઈ વિચાર કરો છો ખરા?

ભગવાન કહે છે 'હે જીવ! તુ સ્વ સમયને બરાબર સમજી લે, પછી પર સમય તરફ જુદા જુદા દર્શનો શી રીતે બોલે છે, તે તરફ દૃષ્ટિ કરજે પ્રથમ તો ઘરમા જે નિધાન પડ્યુ છે, તે જોઇ લેજે સિદ્ધાત વાણીને ગુરુગમથી સમજી જીવનમા ઉતારો જૈનોનો સ્યાદ્વાદ ઊચા નબરનો છે

કોઇ એક મુનિ ચાલ્યા જાય છે, ત્યા રસ્તામા અન્ય દર્શની મળ્યો, પગે લાગી પૂછે છે 'મહારાજ! જૈનનો સ્યાદ્વાદ સમજાવો મુનિ કહે છે 'ભાઈ! સાધુથી ચાલતા ચાલતા બોલાય નહિ પેલો કહે 'સ્થાન ઉપર આવવાની મને ફૂરસદ નથી, માટે અહીં જ સમજાવો ત્યારે મુનિ ટૂકમા

છે ? તમને જીવ–અજીવનું જાણપણું ખરુ ? 'એક રૂપિયાના એકસો પૈસા ' એ બધામને આવડે, પણ જીવના ભેદ કેટલા ! '૫૬૩ ' એ તો કોઈને જ આવડે શાસ્ત્રમા તુગીયા નગરીના શ્રાવકોનો અધિકાર સાભળો, ત્યાંના શ્રાવકો નવે તત્ત્વના યથાર્થ જાણકાર હતા આજે કેટલા ઠીકવાર્યા ! અમારે બહોળી પ્રખદા, અમારે ફલાણા મહારાજ ચોમાસાં માટે લેઇએ છીએ. અહી અઢી હજાર ઘરા માટે સારા વકતા દર ચોમાસે જોઈએ. પણ અમારેય સારા શ્રોતાઓ જોઈએ છીએ. તમે જેવા તેવા વકતાને ન ચલાવી લ્યો, તો પછી અમારે જેવા તેવા શ્રોતા વડે કેમ ચલાવાય ? તમને અસર કેમ થતી નથી ?

વાણિયાના દીકરાને નામુ ન આવડે તો પેઢી ઉપર કેમ બેસાડાય ? અમારે તમને પેઢી સોપવી છે, પણ જાણપણું કર્યા ? શાસ્ત્રોદ્ધાર સમિતિના મેમ્બરો કહેવાય, છતાં બત્રીસ સૂત્રોનાં નામ બોલાવો તો કેટલાને આવડે ? બહુ સારા કાગળ, છપાઈ સારી એટલુ લેવાથી શું ઉદ્ધાર થઇ ગયો ? શ્રાવકોમાં ૨૧ ગુણ હોય પણ જ્યાં ગુણની જ ખબર ન હોય ત્યાં લાવવા કોશિષ કેમ કરી શકે ? આગળના શ્રાવકો સિદ્ધાતના જાણકાર કે જ્ઞાતા હતા અત્યારના શ્રાવકો છાપાં વાંચનારા ! ઉપમા શું આપવી ?

જીવનનું ઘડતર ઘડનારા સાધુ–સત છે તેઓ જે માર્ગે ચાલે છે તે માર્ગ બતાવી રહ્યા છે તેની પાસે જ્ઞાન દર્શન ચારિત્ર અને તપની જ વાત હોય શું વેપાર કેટલા દીકરા, દીકરી, કોણ વેવાઇવેલાં એમ પૂછવાની વાત નહોય

સસારમા માથુ મારે નહિ એને તો એના આત્માનુ કરવુ છે એકાત અધ્યાત્મ દૃષ્ટિથી ચાલે છે આજે તો "સાધુએ લાઉડસ્પિકરમા બોલવુ જોઈએ, તો જ ધર્મનો ઉદ્ધાર થાય, પાપ થોડુ ને ધર્મ ઘણો થાય, ગળાને તકલીફ ઓછી પડે, જમાના પ્રમાણે વર્તવુ જોઈએ" આવુ બોલનારા સાધુના ચારિત્રના ચૂરેચૂરા કરી રહ્યા છે ભગવાનને તેના જ્ઞાનમા શુ જમાનો નહિ દેખાયો હોય, તેમ માનો છો! આટલા બધા ધર્મ કરવા આવશે કે ધાડ ઉઠાડવા તે નહિ જોયુ હોય?

આજે ગળુ બેસી ન જાય તેની તકલીફ ટાળવા તૈયાર થશો, આવતી કાલે કહેશો, આવતા જતા બે ચાર મહિના નીકળી જાય છે, માટે ટ્રેનમા ડબો રખાવીએ ટ્રેન તમારે માટે કયા દોડે છે? 'આમા શુ, આમાં શુ!' એમ કરતા કરતા જીવ કેટલો પતનને પથે જાય તેનો કાઈ વિચાર કરો છો ખરા?

ભગવાન કહે છે 'હે જીવ! તુ સ્વ સમયને બરાબર સમજી લે, પછી પર સમય તરફ જુદા જુદા દર્શનો શી રીતે બોલે છે, તે તરફ દૃષ્ટિ કરજે પ્રથમ તો ઘરમા જે નિધાન પડ્યુ છે, તે જોઇ લેજે સિદ્ધાત વાણીને ગુરુગમથી સમજી જીવનમા ઉતારો જૈનોનો સ્યાદ્વાદ ઊચા નબરનો છે

કોઇ એક મુનિ ચાલ્યા જાય છે, ત્યા રસ્તામા અન્ય દર્શની મળ્યો પગે લાગી પૂછે છે 'મહારાજ! જૈનનો સ્યાદ્વાદ સમજાવો મુનિ કહે છે 'ભાઈ! સાધુથી ચાલતા ચાલતા બોલાય નહિ પેલો કહે 'સ્થાન ઉપર આવવાની મને ફૂરસદ નથી, માટે અહીં જ સમજાવો ત્યારે મુનિ ટૂકમા

કહે છે ત્રે આ ત્રણ આંગળી ઊંચી કરુ છુ તેમાં આ આંગળી કનિષ્ટ છે તે અનામિકાની અપેક્ષાએ નાની છે વળી અનામિકા, જ્યેષ્ઠ આંગળીની અપેક્ષાએ નાની છે કનિષ્ટની અપેક્ષાએ અનામિકા મોટી અને મધ્યમાની અપેક્ષાએ અનામિકા નાની છે આ અમારો એનેકાંત વાદ છે આત્મા નિત્ય પણ છે અને અનિત્ય પણ છે દ્રવ્યની અપેક્ષાએ નિત્ય અને પર્યાયની અપેક્ષાએ આત્મા અનિત્ય છે પોતાના દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવથી આત્માની અસ્તિ છે અને પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાળ અને પરભાવથી આત્માની નાસ્તિ છે સ્યાદ્ અવ્યક્ત એટલે એક સમયમાં બોલી શકાતો નથી. આત્મામા અનતા ગુણ છે તેમા એક ગુણનુ યથાર્થ કથન થઈ શકતુ નથી. આત્માને ઓળખવા માટે અપેક્ષા લેવી પડે છે એકાંતે માનવા જાય તો જૈન દર્શન રહી ન શકે

> છે તે એમ એકાંતે કહુ તો, નથી ને લાગે લકવો
> નથી તે નથી એમ કહુ તો, કહો પછી કોને જપવો
> અલખને કઇ રીતે ઓળખવો
> પ્રેમ પક્ષો ૩ રે પ્રભુ ઉપર કઇ રીતે પારખવો,
> અલખને કઈ રીતે ઓળખવો

આત્મા નિત્ય, ધ્રુવ શાશ્વત વસ્તુ છે એમ અસ્તિથી વાત એકાંતે ઉપાડીએ તો પક્ષપાત થાય છે નથી તે પણ અપેક્ષાએ બતાવવું જોઈએ આત્માના જ્ઞાન દર્શન ચારિત્ર છે પણ વર્ણ રૂપ ગધ અને રસ નથી આત્મા પોતે જ સ્વદ્રવ્ય છે અસખ્યાતા પ્રદેશ એ સ્વક્ષેત્ર છે સમય સમયની થતી અગુરુ લઘુની પરિણતી એ આત્માનો સ્વ-કાળ છે અનતુ સુખ, વીર્ય દર્શન, એ આત્માનો સ્વભાવછે પોતાના દ્રવ્ય ક્ષેત્ર,

કાળ અને ભાવથી આત્મા અસ્તિ ધરાવે છે પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાળ, અને પરભાવથી આત્મા નાસ્તિ ધરાવે છે છે એમ પણ માનવુ, અને નથી તે પણ માનવુ

આત્માના અનતા ધર્મો છે, તેની વ્યાખ્યા નય, પ્રમાણથી થઈ શકે નય એટલે ન્યાય વસ્તુનુ સ્વરૂપ સમજી, વાણી છોડવી ભાષામા તો ક્રમબદ્ધ આવે છે, જેમ રવૈયો છાશની ગોળીમા ફરતો હોય ત્યારે એક નેતરુ ઢીલુ મૂકવુ પડે અને બીજાને ખેચે, ત્યારે છાશ અને માખણ જુદા પડી શકે–તત્ત્વ તારવી શકાય છે, પણ બનેને પકડી રાખવાથી માખણ ન ઉતરે તેમ જ્યારે વ્યવહાર નયની મુખ્યતા, ત્યારે નિશ્ચય નયની ગૌણતા હોય છે પણ જે નિશ્ચય નયનો લોપ કરે છે, તે લક્ષ ચૂકે છે અને વ્યહવાર નયનો લોપ કરનાર તીર્થંકર માર્ગને ઊડાડી નાખે છે માર્ગ કાપવો તે વ્યહવારનય છે ઉપાશ્રયે જવુ છે, લક્ષ થયો તે નિશ્ચયનય અને ત્યા પહોચવા, તે દિશામા પગલા ભર્યા તે વ્યહવાર-નય થયો તેમ મોક્ષ એ નિશ્ચયનય છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ એ બધો વહેવાર માર્ગ છે. બન્ને નયો પરસ્પર સાપેક્ષ છે અને જો અપેક્ષા છોડી દે તો કુનય કહેવાય

> **નિશ્ચય વાણી સાંભળી, સાધન તજવા નોય,**
> **નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવા સોય.**

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ એ મોક્ષ માર્ગ છે ૨૮મુ અધ્યયન વાચો તો ખબર પડે કે, ચાર કારણ યુકત મોક્ષ માર્ગ છે એકલા જ્ઞાનથી કે એકલા દર્શન કે એકલા ચારિત્ર કે તપથી મોક્ષ થતો નથી' કોઇ તો કહે, સિદ્ધને

સામાયિક, ઉપવાસ, વ્રત-પચ્ચક્ખાણાદિ ન હોય તો મારે પણ તે કરવાની જરૂર નથી, પણ તું કયા ઉભો છે? સિદ્ધ દશા પ્રગટાવવા માટે બધું કરવાની જરૂર રહે છે સાધન વિના સાધ્ય સાંપડે નહીં જૈનદર્શન એ સાપેક્ષવાદ-અનેકાંતવાદ છે

સપ્તભંગી, ત્રિપદી, ચાર નિક્ષેપાનું અને પ્રમાણનું જ્ઞાન કરવું જોઈએ જ્ઞાનની બહુ જરૂર છે આજે બહેનો અભ્યાસ કરી રહી છે, પણ શું ભાઈઓને જ્ઞાન મેળવવાની જરૂર નથી લાગતી? મહાવીરના શ્રાવકો નવ તત્ત્વના જાણકાર હોય અમારે શું આમજ ચલાવી લેવું? જાણકાર વિના પેઢી પર કેવી રીતે બેસાડવા? તમે સમજણપૂર્વક ધર્મને નહીં આચરો તો તમારી પેઢી કેવી ચાલશે? ઉપાશ્રય જોઈએ કે કેમ?

મૃગાપુત્ર દીક્ષા લેવાની તૈયારીમાં છે માબાપને જૈન ધર્મનું સારું જ્ઞાન છે એટલે તો સંયમ માર્ગની દુષ્કરતા સમજાવી પુત્રની કસોટી કરી રહ્યાં છે પુત્રને કહે છે 'ચારિત્ર પાળવું બહુ દુષ્કર છે માટે સંયમની વાત છોડી દે' હજુ પણ માતા શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.



### વ્યાખ્યાન ૮૯ મું

સં ૨૦૨૦ આસો સુદિ ૧૫ મંગળવાર, તા. ૨૦-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાલ સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

મૃગાપુત્રને માતાપિતા કહે છે

"जहा अग्गि सिहा दित्ता पाउं होइ सुदुक्करा
तहा दुक्करं करेउं जे, तारुण्णे समणत्तण ॥३९॥

મૃગાપુત્ર શુદ્ધ સ્વભાવને પામેલા છે આત્માના સ્વભાવ તરફ લક્ષ્ય રહેલુ છે આત્માનુ અનત સુખ–જ્ઞાન, દર્શન, અને વીર્ય પ્રગટાવવા તાલાવેલી જાગી છે ભૌતિક પદાર્થ ક્ષણિક અને વિનશ્વર છે, જેના સયોગ પાછળ વિયોગનુ દુ:ખ ઊભુ જ છે જેમા સુખનો અશ માત્ર પણ નથી, એવુ જેણે જાણ્યુ છે, પછી ભૌતિક પદાર્થોમા તે લેપાય જ નહિ જ્યા નામ માત્રનુ સુખ અને અનતુ દુ ખ છે, તેવામા અજ્ઞાનીઓ ફદાફૂદ કરે છે સસારના સુખો મૃગજળ સમાન છે મૃગજળ એ ભ્રાતિ છે સસારનુ સુખ મૃગજળ જેવુ છે, તેની પછવાડે દોટ મૂકવાથી સુખ પ્રાપ્ત થતુ નથી એટલુ જ નહી પણ ઉલ-ટાની તૃષા વધે છે ફધપાક ખાઓ પણ અપચાનો ભય છે ભોગમા રોગનો ભય છે ધન મેળવવામા ચોરનો, અગ્નિનો, રાજાનો ભાયાતો, વગેરેનો ભય રહે છે ધન મેળવતા પણ દુ ખ છે અને સાચવતા પણ દુ ખ છે અજ્ઞાનીઓ ધન મેળવવા પાછળ પ્રબળ પુરુષાર્થ કરી રહ્યા છે પણ તેમા સાર–નિષ્કર્ષ શુ કાઢયો ? અતે કાઈ નહી

મૃગજળ પીવા દોડી મર્યો હુ', વ્યર્થ ઇન્દ્રજાળમાં હુ' મોહયો,
મૈ બહુ રીતે તપાસતાં, સાર આ સ'સારમા ન જોયો,
સાર આ સ'સારમા ન જોયો, મે' બહુ રીતે તપાસતા,
સાર આ સ'સારમાં ન જોયો.
ધામ ધગ, સુત, તાતની પ્રીતે મોઘા અવસરને મૈ' ખોયો, રે બહુ

દુનિયામા કયાય પણ સુખ નથી, છતા અજ્ઞાનીઓ

તેની પાછળ દોડે છે અજ્ઞાની આત્માઓ કહે છે, કે અમે જે સુખ ભોગવીએ છીએ, તે સુખ, સાધુ–સાધ્વીઓ દેખી શકતા નથી, તેથી અમારા રંગમાં ભંગ પાડે છે પણ જ્ઞાનીઓ કહે છે કે સંસારમાં સુખ છે જ નહિ જો સંસારમા સુખ હોત તો ચક્રવતી રાજા જેવા સુખ છોડીને કેમ ચાલી નીકળ્યા! બળખાની માફક છોડી દીધુ બળખો મળામાં આવ્યા પછી તે ગમે પાછો ઉતારવા ખરો? ત્યારે તમે શુ કરી રહ્યા છો! સંસાર ભેડવા જેવો લાગે છે? તેના પરથી તમને મોહ ઉતરે છે?

આગળના લોકો ધાન્ય નીપજતુ તે ઓછે ઓછે દેતા પશુ–પંખી ખાઈ જાય તે તેના ભાગ્યનું ખાઈ જશે એમ માનતા હતા આજે બે ઠૂંઠા પશુ મોઢામાં નાખે ત્યાં ચટ કરી દયો, એજ વાત થઈ પડી છે વાંદરા રોજડાં, અને હરણાનો સંહાર કરી નાખે છે 'બસ અમારે જ ખાવું છે–અમારા સુખને માટે આવે જ કેમ? પણ ભાઈ જે મળવાનું છે તે તો ચોક્કસ છે દશ હજારનો ચેક લઈને બેંકમા જશો તેમા વધુ કે ઓછા નહિ મળે, પૂરેપૂરા દશ હજાર જ મળશે. દિલગીર શાનો છો શા માટે? તમે તમારા ભાગ્યમાં લઈ ને આવ્યા છો તે મળશેજ, દરેક જીવ છ બોલ લઈને જ આવે છે અસ્તિ, જાતિ, સ્થિતિ, અવગાહના, અનુભાગ અને પ્રદેશ એ છ બોલ આયુષ્ય સાથે લઈને દરેક જીવ આવે છે તો પછી ખોટી તૃષ્ણા ઊભી કરી, ધમાધમ શાને કરો છો!

તમારુ સુખ શુ વાસ્તવિક સુખ છે? જો હોત, તો ચક્રવતિ રાજાઓ જેવા દીક્ષા કેમ લેત? માટે વિકારી સુખ

સંસારનુ છે, તેને તજવું પડશે તમારે બેય જોઈએ છે, તે કેમ બનશે ? વિભાવ ત્યા સ્વભાવ નહિ અને સ્વભાવ ત્યા વિભાવ નહિ સહજ સુખ તારા આત્મામા છે, માટે જ્ઞાનીઓ કહે છે, કે સુખ મેળવવા બહાર રખડપટી કરશો જ નહિ જે છે તે તારામા છે, તારામાથી મળશે. માતા, પુત્ર, કુટુમ્બ, સ્ત્રી, પરિવાર અને ધન માટે મોઘો અવસર ખોઈશમા સયમ માર્ગે પગલા માડો. સયમ માર્ગમા નામનુ જ દુ:ખ અને અનતુ સુખ છે

આહાર મળે, પાણી ન મળે, સુવાના સાધનો—ક્ષેત્ર ન મળે, ભૂખ—દુખના પરિસહ સયમ માર્ગમા પડે છે એ બધા પરિસહો તમે સાભળ્યાને ? એ બધા પરિસહોનુ દુખ નામ માત્રનુ છે એને સમભાવે જે સહન કરે છે, તેને ભવિષ્યમા મોક્ષનુ અનત સુખ પ્રાપ્ત થાય છે. થોડીક તકલીફ સયમ માર્ગે વેઠવી પડે છે, પણ ભવિષ્યમા સસારનુ પરિભ્રમણ ટળી જાય એવુ અનતુ સુખ પ્રાપ્ત થાય છે

"નામ સુખ અનંત દુખ પ્રેમ ત્યાં વિચિત્રતા,<br>
નામ દુખ અનંત સુખ ત્યાં રહી ન મિત્રતા.<br>
નેત્ર થકી ન્યાયને, નિહાળ રે નિહાળ તું,<br>
નિવૃત્તિ શીઘ્રમેવ કરી, તે પ્રવૃતિ બાળ તું"

કદોઈ છોકરાને પેડા આપી રત્ન લઈ લ્યે છે બાળક પેડાના સ્વાદમા લલચાઇ રત્ન આપી દયે છે એક રત્નમાં કેટલા પેડા ભર્યા છે, તેનુ ભાન બાળકને નથી તેમ અજ્ઞાની લોકો ક્ષણિક ભૌતિક સુખને માટે આત્માના શાશ્વત સુખને જતુ કરે છે, પુણ્યના રસિયાઓ ઘણા છે, પણ ધર્મના રસિયા બહુ વિરલ હોય છે નિગોદમા સમયે સમયે અનતા જીવ

ઉપજે છે, જ્યારે સિદ્ધમાં,એક સમયે ઉત્કૃષ્ટ ૧૦૮ની સંખ્યામાં, વધુમા વધુ જાય છે હલકાં કામો કરનારા જીવો ઘણા છે, ધર્મ માર્ગે પ્રયાણ કરનારા જીવ બહુ અલ્પ છે ધર્મ બધાને રુચતો નથી કોઇક ભાગ્યશાળીને જ રુચે છે તેમાં તમારો નબર લાગી જાય તો બેડો પાર થઇ જાય ! જ્ઞાનીઓ કહે છે કે અસયમથી નિવૃત્તિ અને સયમ માર્ગે પ્રવૃત્તિ કરો, એ જ મોક્ષનો ઉત્કૃષ્ટ માર્ગ છે અનતા જીવો આ માર્ગે ચાલ્યા છે, વર્તમાનમાં ચાલે છે અને ભવિષ્યમાં ચાલશે. "

पस धम्मे धुवे नियए, सासए जिणदेसिए ।
सिज्झा सिज्झ ति चाणेण सिज्झिस्सति तहावरे ॥

મૃગાપુત્ર આ માર્ગે ચાલવા તૈયાર થયા છે માતાપિતા લાગણીવશ થઇને કહે છે હે પુત્ર ! જેવી રીતે અગ્નિની શિખા પીવી દુષ્કર છે તેમ તરુણ વયમા સયમ લેવો દુષ્કર છે જેની ઇન્દ્રિયો થાકી ગઈ હોય ઘડપણ આવ્યુ હોય તે જ ઉપાશ્રયે આવે ને ! ઘરડુ ઢોર પાજરાપોળે હોય તેમ ઘરડાઓ ઉપાશ્રયે શોભેને ! યુવાનોને શુ ધર્મ કરવા જેવો લાગતો નથી ? મૃગાપુત્ર તરુણ વયમા, આવા રાજભોગ છોડીને નીકળવા તૈયાર થઈ ગયા છે મળેલા ભોગોને લાત મારી. સયમ માર્ગે વિચરવા તાલાવેલી લાગી છે

'जहा दुक्खं भरेउं जे होइ वायस्स कोत्थलो ।
तहा दुक्खं करेउं जे कीवेण समणत्तणं ॥४०॥

જેવી રીતે શણના કોથળાને પવનથી ભરવો દુષ્કર છે તેમ કાયર માણસોને સયમ પાળવો દુષ્કર છે જાણે કે મારા શરીરને ગાઢ કે તાપ લાગી જશે ! ચલાતુ નથી ત્યાં

વિહાર કેમ થઇ શકે ! ઊઘ આવે તો પછી સજ્ઝાય કેમ થઈ શકે ? ભૂખ લાગે ત્યા આય બિલ–ઉપવાસ કેમ કરી શકાય ? આમ કાયર માણસો શુ કરી શકશે !

*જનની જણ્ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર,*
*નહિતર રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.*

સયમમાર્ગ શૂરવીર અને ધીરનો છે કાયરોને વેશ પહેરાવી દીધો એટલે શુ વદનીય–પૂજનીય બની ગયા ? તેને લાગશે કે તપસ્યાની જરૂર નથી ધીમે ધીમે ઢીલો પડી ગયો પછી ભલે આઠમ, પાખી હોય તો પણ ઉપવાસ ન કરે એ વખતના પ્રતિક્રમણનો કર પ્રભુએ મૂકયો છે એટલે સાધુઓને તે કર્યા સિવાય છૂટકો નહિ કર્મની કઠણાઇ તો જુઓ, આવા કાયરો સાધના શુ કરશે !

વળી પણ માતા મૃગાપુત્રને કહે છે, કે મેરૂ પર્વતને ત્રાજવે તોળવો જેમ દુષ્કર છે, તેમ આ સયમમાર્ગ તરુણ વયમા વહન કરવો દુષ્કર છે. મેરૂ પર્વત એક લાખ જોજનનો છે એક હજાર જોજન ધરતીમા છે અને નવાણુ હજાર જોજન ઉપર છે તેમા ભદ્રશાલ, સોમનસવન, નદનવન, અને પડકવન એમ ચાર વન છે તેમા જાત જાતની ઔષધિઓ છે જેને સૂર્ય અને ચદ્ર પ્રદક્ષિણા ફરે છે બે ચદ્ર ને બે સૂર્ય જબુદ્વીપમા, ચાર ચદ્ર અને ચાર સૂર્ય લવણસમુદ્રમા, ૧૨ સૂર્ય અને ૧૨ ચદ્ર ધાતકીખડમા, ૪૨ ચદ્ર અને ૪૨ સૂર્ય કાલોદધિ સમુદ્રમા, ૭૨ ચદ્ર ને ૭૨ સૂર્ય, અર્ધ પુષ્કર-દ્વીપમા છે **તત્કૃતકાલવિભાગ** તેને લીધે કાળના વિભાગ પડે છે અને સમયની ગણતરી થાય છે તે સમય ઉપરથી નારકી, તિર્યચ, મનુષ્ય અને દેવના આયુષ્યની ગણતરી થાય છે.

એક ચદ્ર અને એક સૂય ને ૮૮ ગ્રહ, ૨૮ નક્ષત્ર અને ૬૬,
૯૭૫ ક્રોડાક્રોડ તારાનો પરિવાર છે કુલ મળીને અઢી દ્વીપમા
૧૩૨ ચદ્ર અને ૧૩૨ સૂય છે અને અઢી દ્વીપ બહાર અસ
ખ્યાતા ચદ્ર અને અસખ્યાતા સૂય છે તે અવસ્થિત છે
એટલે કે પરિભ્રમણ કરતા નથી

આજે વિજ્ઞાન કહે છે, કે પૃથ્વી ફરે છે અને ચદ્ર-
સૂય સ્થિર છે પણ જૈન દર્શનમા પૃથ્વી સ્થિર છે અને ચદ્ર
સૂય ફરે છે એમ ભગવાને કેવળજ્ઞાનમાં જોઈને ફરમાવ્યુ છે,
તેમાં જરા પણ ફેર નથી. આકાશના આધારે વાયુ છે વાયુના
આધારે પાણી, પાણીના આધારે પૃથ્વી, અને પૃથ્વીના આધારે
ત્રસ અને સ્થાવર જીવો રહ્યા છે કેટલાક કહે છે, કે પૃથ્વી
શેષનાગ ઉપર સ્થિર છે શેષનાગ પૃથ્વીનો ભાર ઝીલે છે એ
જરા આડા અવળા થાય ત્યારે ધરતીકંપ વગેરે થાય છે, એમ
અન્ય દર્શનો કહે છે તો એમ માનવામાં આવે તો પછી
શેષનાગ કોના આધારે રહ્યા હશે ! મુદ્દો કહેવાનો એ છે કે
આ જગત અનાદિ કાળથી ચાલ્યુ આવે છે અને અનત
કાળ સુધી રહેવાનુ છે

રાહા મુનિએ ભગવાનને પ્રશ્નો પૂછ્યા છે પ્રભુ લોક
પહેલો કે અલોક પહેલો ? ત્યારે ભગવાને જવાબ આપ્યો
છે બન્ને શાશ્વત છે લોક અને અલોક બન્ને અનાદિના છે
જીવ-અજીવ પણ અનાદિના છે ભગવાનનુ કથન એ આપ્ત
પુરુષની વાણી છે અનતુ જ્ઞાન પ્રગટાવ્યા પછી વાણી નીકળી
છે એટલે એજ સત્ય અને નિ શક છે વિજ્ઞાન પૃથ્વીને ગોળ
દડા જેવી માનવાને બદલે હવે થાળી જેવી માનવા લાગ્યા

છે ભગવાને તો કહ્યુ છે, કે જબુદ્વીપ ચદ્રાકારે અને તેને ફરતા સમુદ્રો. દ્વિપો ચૂડી આકારે છે મેરૂપર્વત મધ્યમાં નાભી સમાન છે દશ હજાર જોજન મૂળમા પહોળો અને ૯૯ હજાર જોજન ઊચો છે મેરૂ પર્વતના નદનવનમા દેવલોકના દેવતાઓ ક્રીડા કરવા માટે જાય છે

આખા જગતમા સૌથી મોટો ગણાતો પર્વત મેરૂ પર્વત છે તેવા મેરૂપર્વતને ત્રાજવામા તોળવો દુષ્કર છે, તેમ નિશ્ચયપણે દીક્ષા લીધા પછી ચલાયમાન ન થવુ, શ્રદ્ધામા મજબૂત રહીને સમ્યક્પણે દર્શન ચારિત્રમા ઝીલતાં રહેવું, એ બહુજ દુષ્કર છે

સયમમાર્ગમા મન મારીને જીવવુ સહેલુ નથી મિથ્યાભાવ ન પેસી જાય તેની સાવધાની પળે પળે રાખવી તેબહુ મુશ્કેલ છે કોઈ મત-દર્શન ખડન મડનની વાતો કરતા હોય, કુતર્ક વડે બોલતા હોય, છતા જૈન શાસનમા અશ્રદ્ધા ન ઉપજે, તેમ વર્તવુ બહુ કઠિન છે આજે તર્કવિતર્ક ઘણા વધી ગયા છે પણ અનુભવીઓ જે કહે છે તેજ વાત સાચી છે

એક તર્કવાદી રસ્તા વચ્ચે ચાલ્યો જાય છે, રસ્તા વચ્ચેથી એક મદોન્મત હાથી ચાલ્યો આવે છે મહાવત હાથી ઉપર બેઠો છે, પણ હાથી તેના વશમા રહ્યો નથી આથી મહાવત પડકાર કરે છે, કે દૂર હટજો, ભાગજો, વચ્ચે આવશો તો મરી જશો લોકો નાસભાગ કરે છે તર્કવાદી સામો ચાલ્યો આવે છે મહાવત કહે છે, છતા તે માનતો નથી તે તર્ક કરે છે કે, હાથી મને સ્પર્શીને મારશે કે સ્પર્શ્યા વિના ! જો સ્પર્શીને મારશે તો મહાવત પણ સ્પર્શીને બેઠો છે તે પણ

મરવો જોઇએ પણ તેને મારતો નથી તો મને કેવી રીતે મારી શકે ? આમ તર્કમાંને તર્કમાં રસ્તા વચ્ચે ઊભો રહ્યો. હાથી આવ્યો. પેલાને સૂંઢમાં ઉપાડયો, ફેંકીને મારી નાખ્યો. સુરી કહેવાનો એ છે કે આવા કુતર્કવાદીઓ, ધર્મમાં તર્ક ઊભા કરી, ધર્મને છિન્નભિન્ન કરી નાખે છે.

મહાન પુરુષના અનુભવનાં વચનો એ તો શિલાલેખ છે અને અશ્રદ્ધાળુના વચનો પાણી ઉપર ચિતરામણ જેવા છે અર્થ અનુભવીમહાન પુરુષોના થોડા શબ્દો પણ શિલાલેખ જેવા છે, જ્યારે અજ્ઞાની અશ્રદ્ધાળુના હજારો શબ્દો પણ ફોગટ છે માટે સિદ્ધ અનુભવીઓ જે વાત પ્રકાશમાં લાવે છે તેને સમજો ભગવાન દશાનુ સ્વરૂપ સમજાવતાં આચારાંગસૂત્રમાં પાંચમા અધ્યયનના છઠ્ઠા ઉદ્દેશામાં ફરમાવે છે

सव्वेसरा नियट्टंति तक्का तत्थ न विज्जइ
मइ तत्थ न गाहिया ओए अप्पइठाणस्स ॥

જ્યાં સર્વ સ્વરો નિવૃત્તિ પામે છે, જ્યાં તર્કો પણ વિદ્યમાન રહી શકતા નથી અને બુદ્ધિ અવગાહન કરી શકતી નથી તેવું સિદ્ધનુ સ્વરૂપ છે એ પદને પહોંચવા પુરુષાર્થ કરે તે જ પહોંચી શકે સિદ્ધ પદ પમાય ખરું પણ વચનમાં-વાણીમા ન આવી શકે

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમા
કહી શક્યા નહિ તે પણ શ્રી ભગવાનજો,
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શુ કહે
અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાનજો અપૂર્વઅવસર

સંપૂર્ણ જ્ઞાન, દર્શનના ધારક પરમાત્માએ જ્ઞાનમાં સિદ્ધનું સુખ દીઠું છે પણ તે વાણીમાં કહી શક્યા નથી.

મૂગાના મોઢામાં સાકરનો ટુકડો આપીએ અને પછી કહીએ કે બોલ, સાકરનો સ્વાદ કેવો ! તો શુ તે કહી શકશે ? તેમ આ અનુભવથી જ સમજાય, એ વાણીમા વર્ણવાય તેમ નથી

"મોહ ક્ષયાદનુભવન્નપિ નાથ મર્ત્યો,
નૂનં ગુણાન્ ગણયિતું ન તવ ક્ષમેત ।
કલ્પાંતવાંત પયસ : પ્રકટોઽપિ યસ્માન,
મીયેત કેન જલધેર્નનુ રત્નરાશિ ॥
(૪) કલ્યાણ મંદિર

જેનો મોહ નાશ પામી ગયો છે, એવા પવિત્ર આત્મા જેને સપૂર્ણજ્ઞાન, દર્શન પ્રાપ્ત કર્યું છે, તેવા ભગવાનો પણ તમારા ગુણોને જાણે અને જુવે ખરા, પણ ગુણોનુ ધ્યાન કરવા સમર્થ નથી. જેમ દરિયામા લ્હેર આવે, પ્રલયકાળે પાણી એક બાજુ ખસી જાય અને રત્નના ઢગલા ખુલ્લા થઇ જાય, તેને કોણ માપી શકે ? સાગર તો રત્નાકર છે, તેવી રીતે તમારા ગુણોનુ માપ કાઢવા કોઇ સમર્થ નથી

એહ પરમપદ પ્રાપ્તિનુ ધર્યું ધ્યાન મેં,
ગજા વગરને હાલ મનોરથ રૂપ જો,
તો પણ નિશ્ચય રાચચંદ્ર મનમાં રહ્યો,
પ્રભુ આજ્ઞાયે થાશું એ જ સ્વરૂપજો અપૂર્વ અવસર

આ પદ પ્રાપ્ત કરવાનુ પાચમા આરામા કોઇનુ ગજુ નથી કેવળ મનોરથ જેવુ છે જો મનમા ઉતારીશુ, તો એ પદને અવશ્ય પામીશુ ભગવાનની આજ્ઞાએ વર્તનારને ભવ કરવાના હોય નહિ માતા મૃગાપુત્રને કહે છે હે પુત્ર ! બે ભુજાથી સ્વયંભૂ રમણ સમુદ્ર જે અર્ધા રાજમા ફેલાયેલ છે તે તરવો દુષ્કર છે, તેમ જેના કષાય મર્યા નથી, ઉપશમ ભાવને પામ્યા નથી, તેને સયમ-સાગર તરી જવો બહુ જ

મુશ્કેલ છે માતા કસોટી કરે છે વળી પણ શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે

---

વ્યાખ્યાન ૯૦ મું
સંવત ૨૦૨૦ના આસો વદિ ૧ ને બુધવાર, તા ૨૧-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલ વસ્તુ અહીં નાથે સિદ્ધાંત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયનસૂત્રનાં ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

મૃગાપુત્રના માતાપિતા મૃગાપુત્રને સંયમમાર્ગની દુષ્કરતા ઉપમાઓ આપી, બતાવી રહ્યા છે હે પુત્ર! શબ્દ, રસ, રૂપ, ગંધ અને સ્પર્શના કામભોગોને ભોગવી લે અને અમે કાળધર્મ પામીએ ત્યારપછી તુ ધર્મ વિષે વિચારજે દીક્ષા લેવી ઉત્તમ છે તે હકીકત છે, તે વિના મોક્ષ નથી, પણ ભુક્તભોગી થઈને હે પુત્ર! પછી દીક્ષા લેજે જેને સંસાર સુખ વહાલા લાગ્યાં હોય તે ભોગનું આમંત્રણ કરે.

> મોટા મંદિર માળિયાં રે શાન સમોવડ થાય
> તુજ વિના સૌ ભળભાભખાક કેમ ભળે દિન રાત રે,
> ભયા, તુજ વિના ઘડી રે છમાસ!

'હે પુત્ર' આવડા મોટા મંદિર આવાસ, રાજમહેલ તારા વિના અમને ખાવા ધાશે. મનુષ્ય જન્મ મળ્યો છે, તો લહાવા લઈ લે સંયમમાર્ગે ચાલ્યો જઈશ તો અમારી પરિસ્થિતિ કેવી થશે?'

આ મનુષ્ય ભવને જ્ઞાની અને અજ્ઞાની જીવ બન્ને

દુર્લભ ગણે છે પણ બન્નેની દૃષ્ટિમા તફાવત છે અજ્ઞાનીઓ કહે છે, કે આ ભવમાં ખવાય તેટલુ ખાઇ લેવું, પીવાય તેટલુ પી લેવુ, આનદ, ભોગ ભોગવી લેવા, પછી આવો મનુષ્યભવ મળવો બહુ દુર્લભ છે. જ્યારે જ્ઞાની કહે છે, આ મનુષ્યભવમા આત્મા જે આનદ-ઘન-ચૈતન-પ્રકાશમય જ્ઞાન પુજ છે તેનો પ્રકાશ કરો

જન્મ-જરા-મરણના અનતા ફેરા ટાળી અજન્મા બનવા માટે આત્મ સ્વભાવમા રમણતા કરી લ્યો, નારકી અને દેવતાને બહુ બહુ તો સમકિત સ્પર્શી શકે, પણ તેથી આગળ વધી શકતા નથી તિર્યચો બહુ બહુ તો દેશવિરતિ થઈ શકે, પણ એક મનુષ્ય ભવમાજ મોક્ષે જવાનો પરવાનો મળે છે આ ભવમા શ્રેણીએ ચડતા કેવળજ્ઞાન પ્રગટાવી સપૂર્ણ મોક્ષ પમાય છે માટેજ મનુષ્યભવની દુર્લભતા જ્ઞાનીઓએ કહી છે

ભોગના સુખો આ જીવે અનતીવાર ભોગવ્યા છે પુત્ર, મિત્ર, કુટુમ્બ, ધન, નારી ને પદવી આ બધુ અનેકવાર મળ્યુ છે પરતુ એક ધર્મ મળ્યો નથી એ ધર્મને મેળવવા આ મનુષ્યભવ પ્રાપ્ત થયો છે પામરમાથી પરમાત્મા, નરમાથી નારાયણ અને જનમાથી જનાર્દન આ ભવમાથી જ બનાય છે પરમાત્મા થવાની ભાવના બર આવતી હોય તો આ ભવમા જ આવે છે આવુ જેના હૈયામા વસ્યુ છે, એવા મૃગાપુત્ર ભોગની લાલચમા લપટાતા નથી સસાર એને કારમો લાગેછે. જન્મ પાછળ મૃત્યુ નથી એવો એકાદ ભવ તો બતાવો ? મોત તો જન્મ પાછળ નિશ્ચિતપણે આવવાનુ જ છે

શરીર રૂપી મકાનમાં માલિક જુદો છે ખાલી કરવાની નોટિસ આવે છે, માથાના ધોળાવાળ થવા, એ આ શરીર ખાલી કરી જવાની નોટિસ રૂપ છે છતાં લોલુપતા મૂકતા નથી. આત્મભાન થતુ નથી. શુ કહેવું ?

કેદીઓ જેલથી છૂટે બળદનું ધોસરુ છૂટે
સાધુ ભાન થતા બંધન નથી ગમતા નથી ગમતાં.
આત્મનુ ભાન થતા લોભો નથી ગમતા નથી ગમતા.

કેદખાનામા પડેલો કેદી છૂટવા માટે દિવસ ગણતો હોય છે કે કયારે આમાથી છૂટુ, તેની ચિંતા સેવતો હોય. કારણ કે એણે કેદખાનાને બંધન માન્યુ છે પણ તમે તો જેલને મહેલ માની બેઠા છો કે શુ ! તમને છૂટવાના ભાવ છે કે જેલની મુદત વધારવાના ? 'ચિરંજીવી થાઓ' તેમ કહે તો રાજી થાઓ છો અને કોઈ મર' કહે તો ? શરીર વિના જીવવું ગમે છે કે આયુષ્ય કર્મ વડે જીવવું ગમે છે ? અહીંયા તો આયુષ્ય હોય તેટલુ જ જીવાય છે આયુષ્ય ક્ષણિક છે ક્ષણે ક્ષણે કપાય છે આત્મામાં જીવન શક્તિ ભાવપ્રાણને ધારણ કરે છે તે પ્રાણી છે આપણે દ્રવ્ય પ્રાણથી જીવીએ છીએ

"આનું તારુ ધન રે જોબન ધૂળ થાશે
કંચન જેવી કાયા તે રાખમાં રોળાશે"

ધન, જોબન એ બધુ ધૂળ થવાનું છે અરે ! આ કંચન જેવી કાયા પણ રાખમા રોળાશે. તેમ છતાં મહત્વ કેટલુ છે ? શરીરને ઇજા ન પહોંચે તે માટે સંભાળ કેટલી રાખો છો ? ઓછાડ, પથરણુ જુદુ કોઇ પથરણા ઉપર પગ મૂકે તો દિમાગ ખસી જાય છે દીવાનખાનામાં પણ No admission

ના પાટિયા મારો છો પણ કાળરાજાની ફોજ શુ રજા માગીને અદર આવશે? માટે મમત્વ એ મારીનાખનાર છે મમત્વ બુદ્ધિને છોડ, તો મોક્ષ નજીકમા જ છે

એક હોસ્પિટલની બાજુમા પાગલશાળા છે એક વખત પાગલશાળામા આગ લાગી દર્દીઓ જે ઊઠવા-બેસવાની તાકાત વગરના છે તે "કોઇ બચાવો, કોઇ બચાવો" એવી રાડ પાડવા લાગ્યા. અમુક જેને ભાગવાની શકિત હતી તેટલા ભાગવા માડયા. બીજાને દયાળુ લોકોએ હાથ ખેચી ખેચીને બહાર કાઢયા પણ જે પાગલો હતા તે તો અગ્નિ જોઇને નાચવા કૂદવા લાગ્યા, હાથ ઝાલીને બહાર કાઢે, છતા પાછા પરાણે અદર જવા લાગ્યા અને કહેવા લાગ્યા કે અરે અમને આ હજી જોવા દ્યો એવી રીતે સતપુરુષો હાથ ઝાલી બહાર કાઢે ત્યારે અજ્ઞાનીઓ, જ્ઞાનીનો હાથ છટકાવી બળતા સસારમા પડવા મથે છે

'અમે સસારી—અમારે તો હાણલુ માણવુ છે' વર આવે, પગ દાબે, એવુ મારે સુખ જોઇએ છીએ. પણ તને વહુ આખી દાબી દેશે એનુ શુ ? કાઇક ધર્મમા ઉજમાળ બનો. કેટલાક તો ઉપાશ્રયથી આઘા ભાગે છે, જાણે જઈશુ તો બાધા ચોટાડશે પણ બાધા લેવી એ તારા હિતની વાત છે ડોકટર દવા આપે છે, તેની સાથે ચરી પાળવાનુ પણ કહે છે

> પ્રભુનુ નામ રસાયન સેવે પણ જો પથ્ય પળાય નહીં,
> તો તેનુ ફળ લેશ ન પામે, ભવરોગો કદી જાય નહીં,
> પહેલુ પથ્ય અસત્ય ન વદવુ, નિંદા કોઈની કરાય નહીં,
> નિજ વખાણ કરવા નહીં સુણવાં, વ્યસન કશુ
> સેવાય નહીં

સદ્ગુરુ રસાયન આપી રહ્યા છે પહેલું પથ્ય અસત્ય ન બોલવું તે છે કમાણીને ધક્કો લાગે તો ભલે પણ સત્યને ધક્કો ન પહોંચાડશો. બીજું પથ્ય, નિંદા કરવી નહિ કરવી તો આત્મનિંદા કરવી બીજાની નિંદા કરી વગર પૈસાના પાપી શા માટે થાઓ છો? કોઈની પણ નિંદા કરવી નહિ, તે માટેનું નિંદા નિષેધકમંડળ અમેરિકામાં સ્થપાયું છે તેના સભ્ય થાય તે રૂપાનું તાળું સોનાની કૂંચીએથી ત્રણ વાર ખોલે એટલે એ રીતની પ્રતિજ્ઞા લેવાય કે, મન–વચન–કાયાથી હું કોઈની નિંદા કરીશ નહિ, કરાવીશ નહિ કે કરનારને અનુમોદીશ નહિ નિંદા ન કરવી તે દરેકથી બને તેવું છે, એમાં ક્યાં ભૂખ્યું–તરસ્યું રહેવાનું છે? જાવજ્જીવ સુધી નિંદા ન કરવી એવું વ્રત લેનાર કેટલા? આમાં ગાંઠેથી કાંઈ પાંચ પચીસ છોડવા પડતા નથી, છતાં આ વ્રત લેતા આકરું કેટલું લાગે છે?

ગાંધીજી પોતા પાસે ત્રણ પૂતળાં રાખતા હતા. એક પૂતળાને મોઢે હાથ બીજાને આંખે હાથ અને ત્રીજા પૂતળાને કાન આડા હાથ હતા એટલે કે નિંદકને જોવો નહિ નિંદા કરવી નહિ અને સાંભળવી પણ નહિ આજે તો એવી જાતે કેવી ટેવ પડી ગઈ છે કે સામાયિકમાં પોષામાં પણ નિંદા કરવા લાગી જાય છે પારકી નિંદા આડે જીવ ક્રિયામાં નથી આવતો

કેટલાંક પાપ કરી ભાખી જીવનમાં ભાખી જીવનમાં
કેટલોક કાળ ગયો, પરની પંચાતમાં પરની પંચાતમાં
સામાના બંધન ક્યારે હવે મારી કાયાથી છૂટી જાશે,
આરે અવતારમાં ક્યારે અને શ્રી મહાવીરનાં દર્શન થાશે!
ઘડી ઘડી અંતરમાં આવે ઉમળકા, આવીને પાછા જાશે આરે

કાળ અનતો ગયો, પારકી નિંદા આડે જીવને સ્વનિંદા, આત્મ નિંદાનો સમય મળતોજ નથી દેશકથા; સ્ત્રી-કથા, ભત્તકથા, રાજકથા આદિ ૪ કથાઓમા જીવ રોકાણો છે જ્ઞાનીઓ કહે છે, પરકથા મૂકી, હવે સ્વકથામા આવ

સમયસારની ત્રીજી ગાથામા કહ્યુ છે, કે કામભોગની અને બ ધની કથા જીવને અનતીવાર પરિચયમા આવી ગઈ છે, તેથી તે જીવને સુલભ છે પોતાની આત્મકથા સાભળવામા નથી આવી, પરિચયમા નથી આવી, અનુભવમા પણ નથી આવી, માટે દુર્લભ છે સત્પુરૂષો મળે તો પણ સમજવા તૈયાર થયો નથી એ આત્મકથાજ દુર્લભ છે માયાના બ ધનમા પડી સ્વરૂપને ભૂલ્યો છે

કોઈ છોડાવવા ધારે છતા પણ છૂટવા તૈયાર નથી તમને આ સ સાર દાવાનળ નથી સમજાણો ? માદા કહેવા કે ગાડા કહેવા ! કઈ કોટિમા ગણવા ! ડાહ્યો હોય તો ઊભો કેમ રહે ! ભગવાને સ સારને દાવાનળ કહ્યો છે સર્વજ્ઞ કહે છે, કે આ લોક જન્મ-જરા-મરણથી બળી–બળી રહ્યો છે, તેમા ક્ષણવાર પણ થોભવા જેવુ નથી માતા–પિતા મૃગાપુત્રને કહે છે, કે પ્રથમ ભોગ ભોગવી લે અને પછી સ યમ પ થે વળજે

પલ ગ તળાઇએ પોઢતોજી કરવા ભૂમિ સ થાર,
કનક કચોળા છાડવાજી રે કાચલીયે વહેવાર રે,
જાયા, તુજ વિના ઘડી રે છ માસ.

બત્રીસ બત્રીસ રમણીઓ, બત્રીસ બ ધ નાટકના ધમકાર-વાજિંત્રો પાછળ, દિવસ કયા ઊગે છે ને આથમે છે તેની ખબર નથી દેવલોક જેવુ સુખ છોડી હે પુત્ર ! ભોય પથારીએ સૂવુ પડશે તમે પોપો એક દિવસ કરો ને ભોય પથારીએ

સૂતા ત્રણ દિવસ તો કેડ દુખે, જ્યારે મુનિને તો જાવજીવ સુધી લાકડાનું પાટિયુ તે ઉપર શયન કરવાનું, હાથની પથારીએ સૂવું પડશે. વાસણો પણ ધાતુના કલ્પે નહિ એમ તેવો તાપ પડે પણ પગમાં પગરખુ ન પહેરાય એમ તેવી ટાઢ પડે છતાં તાપણી થાય નહિ વધુ કપડાં પણ ન રખાય 'બેટા' સયમમાર્ગે આવું દુખ છે તારે સાધુપણુ લેવું છે એ વાત સાંભળી અમારું ચિત્ત ચગડોળે ચડયુ છે પ્રથમ ભુકતભોગી થા પછી દીક્ષા લેજે તુ બત્રીસ નારીઓનો ભરથાર તારા વિના એ બત્રીસ રમણીઓનું શુ થશે! શુ તને તેની દયા નથી આવતી!

મોહવશ માતાપિતા પુત્રને સસારમા રોકવા કોશિષ કરી રહ્યાં છે પણ મૃગાપુત્રને તો અતરથી તાલાવેલી જાગી છે સ્વ સ્વરૂપની પિપાસા જાગી છે તેવા જીવો એમ તે થાય પણ સસારના બધનમા લેપાતા નથી.

સસાર એ બધનરૂપ છે તમને એ બધનરૂપ લાગે છે કે પ્રતિજ્ઞા બધન લાગે છે? હુ બાધા ન લઇ શકુ હાં ભાઇ કેમ? નોકરી કરે છે ત્યા શેઠનું બધન કુટુમ્બનું બધન સ્ત્રીનુ લફરૂ લગાવ્યુ છોકાછોકીનુ બધન, બધા બધનમાં પડવા તૈયાર પણ સવરે કહેલી પ્રતિજ્ઞા કરવા, એ બધન સ્વીકારવા જરા પણ તૈયાર નથી

કર્મની આવકો રોકવા માટે બાધાની જરૂર પડે છે જે બાધાનો નિષેધ કરે છે ત તત્ત્વજ્ઞાનને પૂર્ણ સમજ્યો જ નથી વ્રત-પચ્ચક્ખાણ એ શુ જડની ક્રિયા છે? જો જડની ક્રિયા હોય ત પછી ચેતનની ક્રિયા કઈ? ખાવું-પીવુ ત?

સમભાવમા બે ઘડી ટકવુ, આત્માનો અકષાયભાવ પ્રગટાવવો, તે સામાયિકને જડની ક્રિયા કહેવાય? ઉપવાસ ઉપ એટલે આત્માની, સમીપે વાસ કરવો તે ઉપવાસ મારા આત્માના અણુઆહારક સ્વભાવની વાનગી ચાખવા માટે ઉપવાસથી અખતરો કરૂ છુ આત્માના સ્વભાવમા ટકવુ તે શું જડની ક્રિયા? સામાયિક કે ઉપવાસને જડની ક્રિયા કહી ન કહેવાય.

ઉમાસ્વામી તત્ત્વાર્થસૂત્રના નવમાં અધ્યયનમાં કહે છે કે, "**तपसा निर्जराच**" તપથી નિર્જરા થાય છે તેનાથી કર્મના બધનો તડોતડ તૂટે છે, માટે આત્મદશામા રમણ કરનારાઓ ભોગની ઈચ્છા રાખતા નથી અજ્ઞાની, ખાવા–પીવામા ગૃદ્ધિ અને, સયમ ન પાળી શકે, સ્વભાવથી પડવાઇ થઈ જાય ત્યારે કહે કે મને અપૂર્વ જ્ઞાન વર્તે છે!

અજ્ઞાનીની દશા તો જુઓ! વ્રત, પચ્ચક્ખાણ ત્યાગ-સયમની કાઈ જરૂર નથી એકલો આત્માને ઓળખો એટલે બેડોપાર, એમ મોઢેથી બોલ્યે શુ બેડોપાર થઈ ગયો? દૃષ્ટિ સમ્યક્ ન થઇ તો નવ પૂર્વના જ્ઞાન વાળો નિગોદમા ગયો. જે જ્ઞાન પાછળ આચરણ નથી તે જ્ઞાન શુષ્ક છે પણ જે જ્ઞાન ક્રિયાત્મક–ચારિત્રાત્મક છે તે જ જ્ઞાન ફળદાયી છે અજ્ઞાની આત્માઓ પડવાઇ થઈ ગયા હોય, છતા જાણે નથી પડયા તેવુ પ્રદર્શન કરે છે

કોઈ એક શેઠ ઉપાશ્રયમા વ્યાખ્યાન સમયે બેઠા બેઠા ઊઘતા હતા એક વખત જરા શેઠની આખ ઢળી એટલે ચાલુ વ્યાખ્યાને મહારાજે પડકાર્યા, કા શેઠ! ઊઘો છો? શેઠ કહે 'સાહેબ, હુ ઊઘતો નથી, પણ નિદ્રા

દેવી ન આવે તે માટે આખના કમાડ બંધ કરીને બેઠો છું"
મહારાજ કહે ઠીક ભાઈ! વ્યાખ્યાન આગળ ચાલ્યું ફરી
શેઠને આ વખતે તો ઝોકું આવી જતાં ઝોકું નમી ગયું
મહારાજે પડકાર્યો ત્યારે શેઠે કહ્યું 'અરે સાહેબ, ! નિદ્રા
દેવીને હું ઝોકી હલાવી પડકાર કરું છું કે મારી સામે
આવી તો જો! ઠીક ફરી થોડા સમય પછી શેઠને એવું
સખત ઝોકું આવ્યું કે જમીન ઉપર ઢળી પડયા મહારાજ
કહેવા લાગ્યા 'કેમ શેઠ, શું ચાલે છે!' શેઠ કહે સાહેબ,
હું તો નિદ્રા દેવીની છાતી ઉપર ચઢી બેઠા હતો' છતાં
એમ કહેતો નથી કે ઊંઘ આવે છે આમ સાધારણ ઊંઘ જેવી
વાત પણ છુપાવે છે તો જેની વાહવાહ બોલાવી હોય
દિગ્વિજયી મનાતા હોય-તે કેમ કહી શકે કે હું પડી
ગયો! અપૂર્વ માર્ગના પ્રકાશક ભગવાનના લાઠીલા નંદન!
તો આવાજ હોયને! આ અભિનિવેશિક મિથ્યાત્વ છે પ્રભુ
કહે છે, એવા બાલ જીવોનો તું સંગ કરીશ નહિ' વળી
તેના સંગ કરનારાનો પણ તું સંગ કરીશ નહિ પડખાવા
પણ લઇશ નહિ લક્ષ્મી ચાલી ગઈ હશે તો તે ફરી સાંપડી
શકશે, પણ સમકિત-રત્ન જો ગયું તો ફરી લાધવું બહુ
દુર્લભ છે માટે તું ધર્મના માર્ગે પ્રયાણ કર ધર્મ સખાઈ
છે તે સિવાય ત્રણે કાલે જીવનો ઉદ્ધાર નથી.

માબાપ ભોગની વાતો કરી મૃગાપુત્રને સંસારમાં રાખ
વાની વાતો કરે છ કહે છે તું ભુક્ત ભોગી થા પછી દીક્ષા
લેજે ત્યારે મૃગાપુત્ર કહે છ

सो बितऽम्मापियरो एवमेयं जहा फुडं ।
इह लोए निप्पिवासस्स नत्थि किंचिवि दुक्करं ॥४४॥

'હે માતા પિતા! આપ જે વાત કરી રહ્યા છો, તે સત્ય છે. પણ જેને આ લોકની, વૈભવની કે સુખની પિપાસા નથી, તેને સયમ માર્ગ કિચિત માત્ર પણ દુષ્કર નથી મૃગાપુત્ર પૂર્વ ભવે સયમ પાળીને આવ્યા છે, અનુભવ ગમ્ય છે, એટલે માતા-પિતાની દલીલો તોડવા વાતો કરે છે. વળી પણ શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૯૧ મુ

**સ. ૨૦૨૦ આસો વદિ ૨ ગુરુવાર, તા ૨૨-૧૦-૬૪**

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ અહીં નાથે સિદ્ધાત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે.

માતાપિતાએ, સયમ માર્ગની જે દુષ્કરતા બતાવી તેના જવાબમા મૃગાપુત્ર કહે છે જેને આ લોકના લૌકિક સુખની અભિલાષા નથી, તેને માટે કઇ પણ દુષ્કર લાગતુ નથી. જેની ટૂકી દ્રષ્ટિ છે, આ ભવ પૂરતી જ દ્રષ્ટિ છે, તે જીવ પરાધીનતા ન સેવવી પડે એ માટે ધન એકઠુ કરે છે મકાન, વસ્ત્રાદિ પોતાની સગવડતા સચવાય, તે માટેની તૈયારી કરી રાખે છે, પણ જ્યારે રવાના થશે, બીજી ગતિમા જશે ત્યારે કાઇ સાથે આવશે? પારસલ રવાના કર્યા પહેલા સરનામુ તપાસવાની જરૂરત રહે છે તેમ તમારી જિદગીના પારસલ પર મૃત્યુની મહોર વાગે તે પહેલા તેનુ સરનામુ તપાસી લેજો, કે આ પારસલ પ્રભુના ચરણોમા પહોચશેને?

આવતો ભવ કેવો થશે તે કદી વિચાર્યું છે? આ ભવ પૂરતી તો ચિંતા કરી છે, કે જો મારી પાસે કાંઇ નહિ હોય તો છોકરા સગા નહિ થાય પણ પરભવ માટેનું કાંઈ ભાતુ બાંધી લીધુ છે ખરુ ?

જવું મજલ લાંબી સહી તૈયારી કાંઇ કીધી નહિ
ભાતુ ન હોયે સાથમાં ખાતા વિના કેમ ચાલશે!
તેજ થશે વિસ્તારનું માન્યા વિના કેમ ચાલશે!

લાંબી મજલે જવાનું છે, ત્યા શુ કરશો ? આ લોકની પિપાસાવાળાને સયમની દુષ્કરતા લાગે છે ભૂખ તરસ, ટાઢ ન સહેવાય વચનો ન સહેવાય પણ આવતા ભવની તૈયારી કેવી કરી છે ? અનતુ સાશ્વત સુખ મળે તેવી તૈયારી છે ? સગાં–વહાલા કુટુબ, સ્ત્રી પરિવાર માટે થઈને કાળાં ધોળાં કર્યુ છુ, પણ પાપના ગાસડા કોણ ભોગવશે ? પોતેજ આ લોક પૂરતી જેની નજર છે, તે દુઃખી થાય છે, પણ જેને આ લોકની પિપાસા નથી શાશ્વત, સુખ નજર સામે પડયુ છે દિવ્ય નયનો જેના ખુલી ગયાં છે તેવા જીવો ભૌતિક સુખમા લલચાતા નથી સાકર ઉપર બેઠેલી માખી ઈચ્છે ત્યારે ઉડી શકે છે બળખા ઉપર બેઠેલી માખી તેમાં ચોટી જાય છે તેમ સમ્યગ્દષ્ટિ આત્માઓ સાકરની માખી જેવા છે મિથ્યાદષ્ટિ આત્માઓ બળખાની માખી જેવા છ તેને મરણના અ ત સુધી ત્યાગમાગ સ્વીકારવાનું મન થતુ નથી. આગળના અનેક શ્રાવકો મરણ નજીક આવ્યુ નથી છલ્લા સાઝ પાચ વષ આત્માને પોષવા પૌષધશાળામાં વિચરતા હતા

મૃગાપુત્ર કહે છ હે માતા

सारीर माणसा चेव, वेयणाओ अनन्तसो ।
मए सोढाओ भीमाओ, असइं दुक्ख भयाणि य ॥४५॥

અત્યારે હું પર્યાયમા રાજકુમાર છુ, પણ મને ભૂતકાળ સાભળ્યો છે દુનિયામા બે પ્રકારના દુ ખ છે, શારીરિક અને માનસિક એકેન્દ્રિયથી માડીને અસજ્ઞી પચેન્દ્રિય જીવોને મન હોતુ નથી, તેથી તેમને એકલુ શારીરિક દુ ખ હોય છે સજ્ઞી પચેન્દ્રિય (નારકી, તિર્યંચ, દેવ, મનુષ્ય)ને બે જાતના દુ ખ હોય છે મૃગાપુત્રને જાતિસ્મરણ જ્ઞાન થવાના પ્રતાપે, પૂર્વના ભવ નજરે દેખાયા છે. આ વેદના પાસે સયમની કઠણાઈ કાઇ નથી સોળ પ્રકારના રોગથી પીડાતો હોય, એવી વેદના અનંતીવાર જીવે ભોગવી છે. વળી માનસિક વેદના એટલે એકનો એક પુત્ર ચાલ્યો ગયો, ગુમ થયો, તેની પાછળ વલોપાત કર્યો, જાહેરાત છપાવવી, વાવ-કૂવા તળાવ વગેરે ઠેકાણા તપાસી લેવા, 'શુ થયુ હશે' આવી અનેક જાતની માનસિક યાતનાઓ સહન કરવાની હોય છે

દીકરી ભણાવી-ગણાવી મોટી કરી, કોઇ ઉપાડીને ભાગી જયો આબરૂ ગઈ, અને ઘર, કુટુમ્બમા મોઢુ દેખાડી શકાતુ નથી, આ બધી માનસિક ચિતા છે કોઈની સાસુ, વહુને તીરની અણી ઉપર રાખતી હોય, દરેક કામમા ટક ટક કર્યા જ કરે, કામવાળી સિવાય તો મનાવા જાય તેટલી કિંમત પણ વહુની નહિ વળી કેટલીક સાસુઓ તો ઘાસલેટ રેડી વહુને સળગાવી મારે છે, પછી કહે, કે વહુ તો બળી ગઈ! પણ નરકમા પરમાધામીઓ તે સાસુને અનેકવાર બાળીને ભડથુ કરી નાખશે, પછી ત્યા ગમે તેટલી રાડો પાડે

પણ કોઈ છોડાવશે નહિ આ બધી માનસિક ચિંતા છે ચિંતા હૃદયને કોરી ખાય છે

ચિંતા બડી અભાગણી ત્રિણ જગતને ખાય,
જીવતાં બાળે આકરે મરતા નરકે લઈ જાય

ચિતા ઉપરથી મીંડુ ઉડી જતા ચિતા બની જાય છે ચિતામા મડદુ સળગે છે અને ચિતામા જીવતો માણસ સળગે છે

માબાપને ચિંતા રહે, કે દીકરાનું ક્યાંક ઘર બંધાય તો ઠીક ફલાણા ભાઈની દીકરી છે કોઈના કહેણ આવ્યા નથી કહેણ આવે સ્વીકારે બાઈ ઘરમા આવે, પછી લઈ લો તડાકો! મારે ઘરઘાટુ જોઈએ, મારે ઘ્રામવાળી જોઈએ! બહે ધણી ભીખ માગતો હોય પણ મારે તો બધુ જોઈએ. આવી સ્ત્રીઓ કુભાર્યા કહેવાય જ્યારે સદ્ગુણી સ્ત્રીઓ તો અર્ધાંગના થઈને ઉભી રહે છે દાગીનો તમારો જ છે, અલંકારોથી હું શોભીશ નહિ દેણા ઉતારી નાખો—તમે ઝેર ખાઈને જીવન ટૂંકું કરશો તો મારે કોના માટે જીવવાનુ હોય! એમ સદ્ગુણી સ્ત્રીઓ ગરીબાઇને સહર્ષપણે સ્વીકારે છે

મૃગાપુત્રને અચાનક જ્ઞાન વર્તે છે પૂર્વ ભવમા ચારિત્ર પાળ્યુ છે માતાને કહે છે આ સંસાર અનાદિની અટવી છે જેનો છેડો દેખાતો નથી મારો તમારો આત્મા અનાદિ કાળથી આ ભવરણમા રઝળે છે કર્મના સબંધે જન્મ-મરણ થયા જ કરે છે જન્મ-જરા મરણવાળી આ અટવી છે ક્યાય પણ સ્થિર રહીને ઠરવાનુ ઠામ નથી. કોઇ પૂછે, કે ભાઇ! ક્યાના રહેવાસી? તો તમે જલદી કહી દેશો કે રાજકોટના. ભલે રહેવાસી રાજકોટના કહેવાઓ પણ ખરી રીતે તો

પ્રવાસી જ છે રાજાને પ્રયાણ કરવુ છે, દાસી રસોઈ તૈયાર કરી રહી છે ચારણીમા જુવે ત્યા ડુગળી નથી રાણીએ પૂછયુ, કેમ બધુ તૈયાર થઈ ગયુ ? ત્યારે દાસી કહે છે 'ચલના હૈ, મગર રેના નહિ હૈ (રેના એટલે ડુગળી) બસ ! આ શબ્દ સાભળતા જ રાજાની મોહનિદ્રા ઊડી ગઈ જાગૃત થઈ ગયો રાજ રાજને ઠેકાણે રહ્યુ ને રાજા તો ચાલી નીકળ્યો. ઉપાદાનની જાગ્રતિ હોય તો નિમિત્ત ટકરાય કે તુરત જ જાગી જાય છે પછી કોઈ રોકવા પ્રયત્ન કરે તો પણ તે રોકાય નહિ મૃગાપુત્રે તો મુનિને દેખ્યા ત્યા વૈરાગ્યનો રગ લાગી ગયો તમે તો રોજ વ્યાખ્યાન સાભળો છો, શેષ કાળ પણ ખાલી ન જાય, છતા કયા ઊભા છો ? અનંતા પુણ્યના યોગ હોય ત્યારે સત્સગ પ્રાપ્ત થાય છે હવે ગલ્લાતલ્લા કયા સુધી કરવા છે ?

કાળનો ઝપાટો વાગી રહ્યો છે, માટે ચેતો, આવો અવસર ફરી નહિ મળે ચાર ગતિ રૂપ આ અટવી જબરજસ્ત છે, તેમા વળી જન્મ પાછળ મૃત્યુ લાગ્યુ પડયુ છે. દેવને પણ મોત જ્યા જ્ઞાનમાં દેખાય ત્યા હાજા ગગડી જાય દેવને ઓરતો થાય મનુષ્ય કે તિર્યંચ ગતિમા જઈશ, તે સ્થાનને જુએ ફૂલ ફૂલની સેજામા રહ્યા હોય તેને વીર્ય શુક્રનો ગદો આહાર કરવો કેમ ગમે ! સવા નવમાસ સુધી ગર્ભાવાસમા ઊંધે માથે, ઝાડ ઉપર કેરી લટકે તેમ, લટકવાનુ રસહરણી નાડ દ્વારા આહાર પહોંચે એવી અધારી કોટડીમા આ જીવ અનુભવ કરી આવ્યો છે

માતા બેસે ત્યારે ગર્ભને થાય કે મને પાતાળમા લઈ ગયા કે શુ ? અને માતા બેઠી હોયને ઊભી થાય તો

જાણે આકાશમા ઉછાળ્યો માતા ખાઉવા બેસે તો ગર્ભને જાણે મુદગરનો માર પડતો હોય તેવો અનુભવ થાય છે માતા રાધવા બેઠી હોય તો ગર્ભને બાફ લાગે છે ચત્તી સૂવે ત્યાં સીરોર મણની શિલા છાતી ઉપર જાણે રાખી હોય, એવો અનુભવ ગર્ભને થાય છે માતા આહાર કરે તેનો નિહાર નાકની દાડી ઉપરથી થઈને જાય છે જુઓ, ગર્ભમા દશા કેવી થાય છે ? આવા ગભ સ્થાનના ઘણાં દુઃખો, આ જીવે ઘણીવાર ભોગવ્યા છે ગર્ભાવાસમા સવાનવ માસ સુધી-પાર વગરની વેદના સહન કરવી પડે છે આખા શરીરમાં સાડાત્રણ કરોડ રુવાટા છે કોઈ કોપાયમાન દેવતા રુવાટે રુવાટે લોઢાની સોયો સોંઠી ધામઠે મટી, તઠકે સૂકવે ને જેવી વેદના થાય તેની વેદના ગર્ભાવસ્થાની છે જ મતાં કોડ ગણી વેદના, અને મરતા કોડાનકોડી ગણી વેદના, એમા જ મતી વખતે પુણ્યાઈ હોય તો સીધો અવતરે નહિતર આડો થાય પછી નર્સ-ડોકટરને બોલાવાય ડોકટર કહેશે કેઈસ ગભીર છે ! બે જીવ નહિ બચે, ત્યારે બાઈને બચાવવાના પ્રયત્ન થાય-ગર્ભનું તો શુ સગુ થાય ?

ડોકટર લોખડના સળિયા લઈગભનું તાળવું છેદે છે કટકા કરી કરીને કાઢે છે નારકીનાં દુખો તો નરકમા હોય, પણ-અહી તો ગભમા જ ખલાસ થઈ ગયો મનુષ્ય અવતાર મળ્યો- પણ શુ કરી શકયો ? તેની અપેક્ષાએ તમે કેવા ભાગ્યશાળી છો ? તમને કેવી તક મળી છે ?

સવાનવ માસ સુધી ત્રાહિ ત્રાહિ પોકારતો હતો. જ મ થયો ગભથી મુક્ત, ત્યા એ દુ ખ ભૂલી ગયો ને સસાર મીઠો નાકર જવા લાગ્યો મોટે થતા અજન-પાવડર છાટતા શીખી

ગયો. આ બધા નખરા કયાથી ! સવાનવ માસની કઈ દશા હતી તે સભાર તો ખરો ? હવે ફરી ગર્ભાવાસમા આવવુ ન પડે, તેવુ કાઇક તો કરી લે

તુ તો ભૂલી ગયો તેનુ ભાન, છેક હારી બેઠો નાદાન.
હવે જાગ જાગ હેવાન રે, જાગ જીવડા, પ્રભુને મળવાને જાવુ.

ગુરુ રાડો પાડી સમજાવે છે, છતા કાઇ કરવાનુ મન જ થતુ નથી એવો નાદાન બની ગયો છે ચોવિહારના પચ્ચકખાણ ન થાય, પ્રતિક્રમણ તો કયાથી જ થાય ? માળા ફેરવવાનુ કહીયે તો કહેશે યાદ ન રહે, તો પછી તારુ થશે શુ ? બજારમા ન જનારા કેટલા અને ઉપાશ્રયે ન જનારા કેટલા ? ગુરુ સમજાવે છે, કે આ માર્ગ સુરક્ષિત છે શ્રોતાઓએ વાત લક્ષમા લેવી જોઈએ, તોજ શ્રોતા વકતાનો મેળ રહે છે

બા બ્ર પારવતીબાઈ મહાસતીજીની આજે તિથિ છે પોતે શાત સ્વભાવી, જ્ઞાની, ગભીર, વિદ્વાન હતા ગામેગામ ફરી, ધર્મનો સદેશો પહોચાડયો હતો

કરો ટંકાર એવો, છૂટે પાખડી ટેવો,
વીરાનો રાહ એવો, કદમ બઢાતે જાઓ,
મહાવીરનુ શાસન, ચારેકોર ફેલાતે જાઓ
ઘર ઘર સદેશ વહાલા, વીરનો સૂણાતે જાઓ.
સમકિત વિનાની કીધી, કરણીએ આજસુધી
ટાળ્યો નહિ ભવનો ફેરો, સમકિતનો લઇને લાવો–મહાવીર.

પૂજ્યશ્રીની શૈલી બહુ જ સુદર હતી ગામડાથી શહેર સુધીનાઓને વ્રત-પચ્ચક્ખાણ દઈ કઈકને વૈરાગ્ય માર્ગે વાળ્યા હતા એવા પૂજ્ય મહાસતીજી ધર્મની આરાધના

કરી, ઘણા જીવોને સ માર્ગે વાળી આત્માનું કલ્યાણ કરી ગયા એ પ્રમાણે, જે ધર્મનાં શરણાં લેશે, તે સુખી થશે. મૃગાપુત્ર વળી પણ પોતાની માતાને, ધર્મનો પાઠ શી રીતે સમજાવશે. તેનો અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૯૨ મું

સ વત ૨૦૨૦ના આસો વદિ ૩ શુક્રવાર, તા ૨૩-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯માં અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે

'जहा इमं इह सीयं एत्तोऽणन्तगुणो तहिं ।
नरएसु वेयणा सीया अस्साया वेइया मए ॥४८ ॥

મૃગાપુત્ર માતપિતાને કહે છે 'હે માતાપિતા! આપે સંયમમાર્ગની દુષ્કરતા વર્ણવી છે તે વાત ખરી છે પણ મારી મુશ્કેલી તો જુઓ! મૃગાપુત્રે છેલ્લા સંજ્ઞી પંચેન્દ્રિયના જે જે ભવો કર્યા છે, તે જોઈ શકે છે નરકમાં કેવી વેદના છે તેનુ દિગ્દર્શન માતા પાસે કરે છે

નરક સાત છે ઘમા, વંશા શિલ્લા, અંજણા રિઠા મઘા માઘવઈ એ પ્રમાણે સાત નરક છે અને તેના સાત ગોત્ર છે રત્નપ્રભા શર્કરાપ્રભા વાલુપ્રભા પંકપ્રભા, ધૂમપ્રભા, તમપ્રભા અને તમતમાપ્રભા આ બધી નરક ઘનોદધિ ઘનવા, તનવા અને આકાશને આધારે છે પહેલી નરક એક લાખ એંસી હજાર જોજનમા છે એક હજાર જોજનનું પડ નીચે

મૂકીયે અને એક હજાર જોજનનુ પડ ઉપરનુ મૂકી દઈએ, તો વચ્ચે એક લાખ ઈઠોતેર હજાર જોજનની પોલાણુ રહે છે. એ પોલાણુમા તેર પાથડા અને બાર આતરા છે આ પાથડાની અદર નારકીના જીવો રહે છે આતરામા ભવનપતિ દેવતા રહે છે

ત્યા દેવો સુખ ભોગવે છે અને નારકી દુ ખ ભોગવે છે. રાજકોટમા ઘણા માણુસો રહે છે, તેમા કેટલાક સાહ્યબી ભોગવે છે, અને કેટલાયને ખાવાનાય સાસા છે તેમ નરકમા કુભીઓમા ઉત્પન્ન થતા નારકીના જીવો દુ ખ ભોગવે છે, ૧૬ હજાર જોજનનો ખરકાડ તે સોળ જાતના રત્નમય છે તે રત્ન શ્યામ વર્ણા, બળ્યા કોલસા સરીખા છે ૮૦ હજાર જોજનનો આઉબળ છે, ચોરાસી હજાર જોજનનુ પકબળ છે, એમ એક લાખ એસી હજાર જોજનનો પૃથ્વી પિડ છે તેમા ઉપરના હજાર જોજન, તેમા ૧૦૦ જોજન ઉપર મૂકીએ અને ૧૦૦ જોજન નીચે મૂકે, વચલા ૮૦૦ જોજનની પોલાણુમા વાણુ-વ્યતર દેવતા રહે છે ઉપરના એકસો જોજનમા દશ જોજન ઉપર ને દશ જોજન નીચે મૂકે, વચ્ચે ૮૦ જોજનમા જૃભકા નામના દેવતા રહે છે એકસો જોજન નીચે, અહી થી, વાણુવ્યતર દેવતા રહે છે અજ્ઞાની જીવો, બાલજીવો, દારુ પીનારા, માસા-હાર કરનારા, પચેન્દ્રિયના વધ કરનારા, આરભ–પરિગ્રહની સીમા નહિ રાખનારા જીવો નરકે જાય છે તેની અદર એકલુ પરવશપણુ છે

આચારાગસૂત્રમા કહ્યુ છે, કે ક્રૂર કર્મ કરનારા બાલ જીવો–જેના હૈયામા નિર્દયતા વસી છે તેવા જીવો નરકમા જાય છે ભાવ–નરક ખડી કર્યા વિના દ્રવ્ય નરકમા જવાતુ

નથી. નરકના આયુષ્ય અહી બધાય છે ભોગવવા ત્યા જવું પડે છે કારણ આપે તો કાય થાય છે चिट्ठ पूरेहिकम्मेहि चिट्ठ परिमचिठ्ठति अचिट्ठ करेहि कम्मेहिनो चिट्ठ परिचि ता જેવા ક્રૂર કર્મો જીવ કરે છે, તેવી ક્રૂર ગતિમા જવું પડે છે જે ક્રૂર કર્મો કરતા નથી તેના માટે દુર્ગતિનાં બારણાં બંધ કે બહારવટીઆઓ બહારવટુ ખેડે છે નાક, કાન કાપી લે છે વેર કોની સાથે હોય છે અને કેટલાયે નવાણીયા વચમાં કુટાઈ જાય છે ખેડૂત આદિ દેખાણો કે કાન નાક કાપ્યા જ છે! એક માણસ ખૂન કરે સરકાર ખૂનનો બદલો ફાસીથી આપશે પછી ભલે પાચસોના ખૂન કર્યા હોય પણ બધી સજાની ફાસી તો એકવાર જ હોય છે પણ કમ જેવો ન્યાયા ધીશ દુનિયામા કોઈ નથી.

ચમરબંધી અને ચમાર બન્નેને સરખો ન્યાય આપે છે ગમે તેવા હોય જેવા કમ કર્યા હશે, તેવી ગતિમા ઉત્પન્ન થવું પડશે. ત્યા ઓળખાણ કે લાચ રૂશ્વત કામ નથી આવતી અહી તો ગમે તેવા ગુન્હા કર્યા હોય છતા પૈસા વેરી દીએ તો છૂટી જવાય છે પણ ત્યાં તો અનેક વાર અગ્નિમાં બળવુ સેવાનુ છે નારકીનુ ઓછામા ઓછુ આયુષ્ય દશ હજાર વર્ષનું અને વધુમા વધુ તેત્રીસ સાગરાપમનું છે सक्किष्पा पुरो वीरीत पुक्का म माक बहुर्ष्या ત્રીજી નરક સુધી પરમાધામી દવતાઓ માર મારે છે પૂર્વે કરાયેલાં કમનુ સ્મરણ કરાવે છે માર અને મેણુ ભેળુ જ ભરાવારની પણ શાતા નથી. દુ ખનો પાર નથી. નરકમા પ્રકાશ નથી, અંધકાર જ સદૈવ છે કયાય પણ પ્રકાશનુ કિરણ નથી.

अ तावह बहिश्वठ र ता मोहघुरण्प म हाण म ठिया ।

નરકનો આકાર અંદરથી ગોળાકારે અને બહારનો આકાર ચોરસ છે જ્યારે દેવલોકનો આકાર બહારથી ગોળાકારે અંદર ચોરસાકારે છે

નરકની અંદર જમીન, સજાવેલા અસ્ત્રાની ધાર જેવી છે પગ મૂકે કે કપાઈ જાય દેવલોકની ભૂમિ જાણે ફૂલકમળમા પગ મૂકે તેવી છે દેવલોકમા દેવદેવીના અને રત્નોના અજવાળા, દાગીનાના શુભ પુદ્ગલોના અજવાળા, પ્રકાશના પુંજ પથરાયેલા છે, જ્યારે નરકમા નારકીના અશુભ પુદ્ગલોનો નિત્ય અંધકાર હોય છે નરકના જીવો જ્યારે તેમા દાખલ થાય છે, ત્યારે જેવુ ક્ષેત્ર તેવી વેદના, લાગુ પડે છે અનંતી ભૂખ છે, અનંતી તરસ છે આખા જગતનુ ધાન્ય, નારકીના જીવને ખવડાવવામા આવે, છતા નારકીના જીવને ભૂખની તૃપ્તિ ન થાય અહી પોતાના સ્વાદ માટે કંઈક જાનવરોનો સંહાર કરી નાખ્યો હોય, એવા ક્રૂર કર્મો કર્યા હોય તેને, ત્યા તેનું જ માસ કાપી ખવરાવે છે

અનંતી ભૂખ અને અનંતી તૃષા છે અનંતી ટાઢ અને અનંતો તાપ છે આવા દુઃખો હુ સહન કરી આવ્યો છુ પછી અહી વહોરવા જતા તડકો લાગશે, ડામરની સડકે કે વેળુ ઉપર કેમ ચાલી શકાશે ? ભૂખ્યુ રહેવુ પડશે વગેરે દુઃખો જે વર્ણવો છો, તે મને કાંઈ વિસાતમા નથી મારૂદેવી માતા, સંયમી પુત્ર ઋષભદેવને યાદ કરી કલ્પાંત કરતા કહે છે

લૂખુ પાખુ આરો રિખવો, લઇને કામ ચલાવે,
સુંદર ભોજન ભાણે જમતા, કેમ કરીને ભાવે રે,

માતના નયણલાને, પુત્રે વ્હાલા પુત્રે રડતા રાખ્યા રે
જગ વિહારનું બીકુ લઇપી રાજ્ય તજીને ચાલ્યા રે
માતના નયણલાને

લૂખુ ટાઢુ ને જૂના ધાન્યથી બનાવેલો આહાર શી રીતે ગળે ઉતારતો હશે? કેવું મગનુ હશે! અમે તો શાક અથાણુ, પાપડ, રાયતા, ચટણીના કેટલા ફંદ કરીએ છીએ ત્યારે મારો પુત્ર, મહાન સામગ્રી રાજભોગ ભોગવી નીકળ્યો છે લૂખુ કેમ ભાવતુ હશે? માતાના દિલમાં લાગણીવશ આવા વિચારો આવે છે, પણ હે માતા! નરકમા તો અનતી ભૂખ અને અનતી તરસ છે ત્યા સરબત કે આઈસ્ક્રીમ રાખ્યુ નથી કે મળે તરફડિયા મારી મારીને ભૂખ–તરસ વેઠીને, આખી જિંદગી કાઢી હતી અહીતો સ્વાધીનતાએ એક રાતના ચોવિહારના પચ્ચક્ખાણમાં નરકના પાચસો વરસના દેવા કપાય છે ચોવિહાર ચોક્ખા જોઇએ.

આજે તો ચોવિહારના પચ્ચક્ખાણ કરે તેમા લોટા પાણીની છૂટ રાખે પણ અહી છૂટની વાત ન ચાલે, નક્કર ચોવિહારના પચ્ચક્ખાણ કરવાની વાત છે અહી તાપ પડે તો એરકંડીશન રૂમમા બેઠા હોય સુગંધી ટટ્ટીઓ લગાવી દીએ શિતળ પીણા પીએ પરંતુ ઇલેક્ટ્રીક પખામા પંચેન્દ્રિય જીવોની કેટલી હિંસા થાય છે? પાંખમા ચકલુ ભરાણુ કે કપાઇ જાય છે જ્ઞાની કહે છે કે જેટલી સગવડ લીધી છે તેનો ત્યા બરાબર જવાબ દેવો પડશે. પંચેન્દ્રિયની હિંસા વાયરાના જીવની હિંસા કૂદા માખી, મચ્છરના કચ્ચરઘાણ નીકળી જાય છે તમારાથી પસીનો સહન નથી થાતો તેથી પખા ચાલુ કરો છો પણ સામાના પ્રાણ ચાલ્યા જાય છે તનો વિચાર જરાક તો કરો

વરસીતપનુ પારણુ હોય તે ય કહેશે, સામો પંખો મૂકો, પણ પંખો ન જોઈએ, એમ ખરુ ! શુ દુઃખ પડી ગયું છે ! સાધુ કેટલુ સહન કરે છે ! અહીં શાતા શીળિયો થાવા જાય છે, પણ મરીને કઇ ગતિમા સુકાઈ જવાશે તેની ખબર છે ? માટે સ્વાધીનતાએ સમજી જા. જે માણસ સ્વાધીનતાથી સમજી જાય છે તેને પછી દુર્ગતિના દ્વાર જોવા પડતા નથી અનતજ્ઞાનીઓએ જ્ઞાનથી જોયુ છે, જાણ્યુ છે, કેવળ જ્ઞાનમાં કઈ પણ અજાણ્યુ નથી. નારકીના દુ ખને જ્ઞાનીઓ જ્ઞાનમા જુએ છે પણ વેદતા નથી નારકી જાણે છે અને વેદે છે માટે જ્ઞાની પુરુષોના વચનમા રક્ત રહી, ક્રૂર કર્મોથી પાછા હટી જવાય, તો દુર્ગતિમા જવું ન પડે. જ્ઞાનીઓ કહે છે, કે જ્ઞાતા બનો પણ કર્તા ન બનો, મશીનો, જીનો, પેટરી, વગેરે ભઠ્ઠિયોનાં કારખાનાં કર્યા તેથી શુ પ્રગતિ કરી ?

પાપની પ્રગતિ થઈ રહી છે, કપાસિયા જીનમા લોઢાતા નથી પણ તારો આત્મા જ લોઢાય જવાનો છે, પુણ્ય પીલાઈ રહ્યુ છે, માટે સમજી જા. ભવિષ્યમા કેટલાગણુ દુ ખ, સામુ થઈને આવશે તેનો ખ્યાલ છે ખરો ? નરકમા અનતો તાપ છે તેની કલ્પના તો કરો મેરૂ પર્વત જેવડો લોઢાનો ગોળો નારકીમા ફેંકવામા આવે તો એકજ સેકન્ડમા તેનો રસ થઇ જાય, તેટલી ગરમી નરકમા છે. અગાર–છાર–કોલસાની અગ્નિ, ચકમકની અગ્નિ, એમ અઢી દ્વીપની અગ્નિ એકઠી કરીને તેનો ઢગલો કરો અને તેમા નારકીના જીવને સુવાડો તો તેને શાતારૂપ લાગે અને ઘસઘસાટ ઊઘી જાય તો પછી કલ્પના કરો કે અહી કરતા કેટલો તાપ, અનતગણી અગ્નિ નરકમા હશે ? ત્યા વૈક્રિય બનાવેલ અગ્નિ, છે, હે માતા ! એવી નરકની યાતના હુ અનંતીવાર ભોગવી આવ્યો છુ

સાતે નરકે હું મળીઆ અનતી અનતી રે વાર
છેદન ભેદન મે સહ્યાંછ તે કેતાં ન આવે પાર હો માવડી.
સમ હાએજી રે લવ

મૃગાપુત્રનો વૈરાગ્ય અદ્ભુત છે હે માતા! અનતીવાર છેદન ભેદન, તાડન, તજ નના દુ ખ આ જીવ ભોગવી આવ્યો છે હુ અગ્નિમા શેકાયો છુ બાઇઓ રાઇમેથીથી વઘાર કરે છે ત્યારે રાઇમેથી તડોતડ ફૂટે છે રાઇને દાણે દાણે જીવ છે રાઈ ન મૂકો તો વાધો શુ છે! વળી કાચુ સમારીને ઉપર મીઠુ-મરચુ ભભરાવવાની ફેશન થઇ પડી છે દહીવડાં ઉપર કોથમીર મરચા નાખે. કાચાં અને પાકા લીલોત્રી તથા કદમૂળ ઢોરની જેમ ખાવાજ મડયા છે શુ ઢોરનો અવતાર આવ્યો છે? ડુગળી લસણ, ગાજર-મૂળા ઈંડાના રસ, આમાં શુ વીટા મીન માનો છો! વીટામીન બ્રહ્મચર્ય મા છે બ્રહ્મચર્ય પાળો તો ઘણી શક્તિ પ્રગટ થશે.

એક બાઇ વિધવા છે સારી સ પત્તિ પાસે છે, સાથે ધર્મ પણ વહાલો લાગ્યો છે અપગ-નિરાધાર-કોઇ પણ તેને આંગણેથી નિરાશ થઇને જતુ નથી. બાઇ ધર્મ ધ્યાનમા રહે છે રોજ સામાયિક કરે છે તિથિના પૌષધ કરે છે સાધુસતની વાણી સુણે છે સુપાત્રે દાન દયે છે છોકરો એકનો એક છે અગ્યાર વર્ષ નો થયો કર્મ ના વિપાકે મૂઆરો ઉપડયો શરદી કફ થઈ આવ્યો છોકરાને શાતા વળતી નથી. વૈદોને બોલાવ્યા, ઉપચાર કરાવ્યા છતાં ફેર પડતો નથી.

ડોકટર કહે છે આ બાળકને ડબલ ન્યુમોનીઆ છે એક ઉપાય છ કે ગોળ મૂકો તેના ઉપર ચાર પાચ માખી આવીને બેસે તેનો ચૂરો કરી ખવરાવવામા આવે તો વમન

થાય અને એ વાટે કફ નીકળી જાય, તો આરામ થાય. બાઈ કહે, અરર! એ શું બોલ્યા! મારા છોકરાના પ્રાણ જેવો જ માખીઓનો પ્રાણ છે. માખી મારીને શું હું છોકરાને જીવાડુ! તો કહે, અમે કરી દઈએ? બાઈ કહે, એવુ મારી પાસે બોલશો નહિ. પાચમની છઠ કોઈ કરનાર નથી આયુષ્ય સૌ સૌનુ ભોગવે છે મારાથી ત્રસ જીવની હિંસા થાય જ નહિ. બાઈ કેટલી દ્રઢધર્મી છે! એક દીકરા ઉપર ધામધૂમ છે, છતા માન્યતા કેવી છે! આ જગતમાં મુસાફર ભેગા થયા છીએ, આયુષ્ય પૂર્ણ થયે, કયારે ઊઠીને કયા જવાના, તેની શી ખબર છે?

**"તળાવની પાળે માનવ પંખીડા, મળીને એકઠાં થાય છે,**
**હળી મળી સૌ આનંદ લૂંટી, પોતે પોતાને ઘેર જાય છે**
**હો માનવી,"**

સાજ પડી, ડાળે ડાળે સૌ ભેગા થયા છીએ. સંઘવી, શેઠ, સખીદા, વોરા, મહેતા, શાહ–આમ સબધરૂપી ડાળો ઉપર બેસી ગયા છો સવાર પડશે કે કયાના કયા ચાલ્યા જઈશુ તેની ખબર છે? આવ્યા ત્યારે કોઈનેય ઓળખતા ન હતા. મોટો થયો એટલે મા, ભાઈ, બ્હેન કહેવા લાગ્યા પછી તો માયાના બધન બધાણાં **'स्नेहपाशां भयंकरा'** લોખડની સાંકળ તોડવી સહેલી છે પણ સ્નેહના બધન તોડવા બહુ મુશ્કેલ છે ભલે પછી એ કાચા સૂતરને તાતણે બાધેલા હોય પરણવા જાય ત્યારે સપુટિયુ ફોડાવે છે ને? એ સપુટિયુ પણ તમને ઉપદેશ આપે છે, કે ભાઈ, હવે તારા ફૂટયા સમજી લે કેટલા સાથે લડાઈ, ટટો, કાળાબજાર કરી પેટ ભરો છો? કોના માટે ભેગુ કરો છો? કર્મ કોણ

ભોગવી દેવા આવશે ?

બાઈ કહે છે, મારા પુત્રને માટે એવી દવા ન હોય. ઘરમાં લીવરની દવા આવતી હોય તો તમે ના પાડી ન શકો ? છોકરો નબળો છે, માછલીનું તેલ આપીએ છીએ, આવી દવા શ્રાવકને ખપેજ નહિ. સંસ્કાર કેવા રેડો છો ? જ્યાં કંદમૂળ ન રંધાય ત્યાં માછલીનાં તેલ ઘરમાં રખાય જ કેમ ? વપરાય પણ ક્યાંથી ?

બાઈ કહે છે કે જે થવું હોય તે થાય, પણ આ ચમતો નહિ જ થાય નિરવદ્ય ઉપચાર કરો આનું નામ દ્રઢ ધર્મી કહેવાય આજે તો જોરશોરથી હિંસાયુક્ત દવા વાપરતો હોય, સાધુનો પણ તેવાં હોય ।

ઘડિયાળના પટા પર્સ વગેરે બનાવતા કેવી કેવી ક્રૂર રીતે ઢોરના કુમળા અંગોને મારવામા આવે છે કરનાર લેનાર અને ભોગવનાર ત્રણેય પાપી ઠરે છે તમે વાપરો છો તેથી જ તેઓ બનાવે છે માટે તમે પણ પાપના ભાગીદાર ઠરો છો

નિર્દોષ ઉપચારથી બાળક બચી ગયો. કહેવાનો મુદ્દો એ છે કે જીવવું કે મરવું એ તો આયુષ્ય ઉપર આધાર રાખે છે પણ કટોકટીના સમયે ધર્મમા દ્રઢ રહેવું એ મુખ્ય વાત છે પૂજ્ય ગુરુદેવ શ્રી કેશવલાલજી મહારાજ કહેતા, કે—

'આયુ તેહ રક્ષા કરે પ્રારબ્ધ કરે પોષણ
તેનું મિત્ર રક્ષા કરે ધર્મ ભજે નિરંજન નાથ

આયુષ્ય છે ત્યા સુધી કોઈ વાળ વાંકો કરનાર નથી. અને પ્રારબ્ધ નમે ત્યાથી લાવી આપી પોષણ કરવાનું જ છે

મૃગાપુત્ર માતા પિતાને કહે છે, મારા જીવે નરકમા અસહ્ય વેદના ભોગવી છે પછી સયમની મુશ્કેલી મને શી લાગે! નરકના દુખ પાસે સયમનુ દુખ કઈ વિસાતમા નથી માટે હે માતા ! મને રજા આપો હજુ પણ મૃગાપુત્ર શું કહેશે, તે સબધી અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૯૩ મું

**સંવત ૨૦૨૦ આસો વદિ ૪ શનિવાર, તા. ૨૪-૧૦-૬૪.**

સિદ્ધાત એટલે ત્રણે કાલે સિધ્ધ થયેલી વસ્તુ. પ્રભુએ સિદ્ધાત પ્રરૂપ્યા, ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે. મૃગાપુત્ર માતા પિતાને સમજાવે છે કે,

**कन्दन्तो कन्दुकुम्भीसु, उड्ढपाओ अहोसिरो ।**
**हुयासणे जलन्तम्मि, पक्कपुव्वो अणन्तसो ॥४९॥**

પૂર્વભવનો જેને સાક્ષાત્કાર વર્તે છે, તેવા મૃગાપુત્ર વૈરાગ્યથી તરબોળ છે નરકની દશ પ્રકારની ક્ષેત્ર-વેદના છે. અનતી ભૂખ, અનતી તરસ, અનતી ટાઢ, અનતી ગરમી, અનતો દાહ, અનતો જ્વર, અનતી ખરજ, અનતો ભય, અનતુ પરવશપણુ અને અનતો શોક વર્તે છે, ત્યા કોઇ કોઇને મદદ કરી શકે નહિ અનાથી મુનિને આખા શરીરમા દાહજ્વર પેદા થયો છે જેની વાત શ્રેણિક રાજાને કરી છે જાણે દેવતા કોપાયમાન થયા હોયને, શૂળ ભોકે, એવી

આખમાં વેદના ઉત્પન્ન થઈ આખા શરીરમાં બળતરાનો કોઈ પાર નહી

બહુ તે રાજવેદ બોલાવીઆ, કીધા તે કોડ ઉપાય,
બાવના ચંદન ચર્ચીયા, તોય તેને રે સમાધિ ન થાય
શ્રેણીકરાય હું રે અનાથિ નિગ્રંથ

અનાથી મુનિ પોતાના જીવનની આપવીતી શ્રેણીક રાજાને કહે છે આંખોની વેદના જાણે ડોળો નીકળી પડશે. વળી શરીરમા વિપુલ દાહ, અતુલ જેની તુલના આપી શકાય નહિ, ઇન્દ્રનું વજ્ર પડેને જેવી વેદના થાય તેવી વેદના આખા શરીરમાં થતી. ઘણા રાજવૈદ્યો બોલાવ્યા, તોપણ કોઇ મને મારા દુઃખમાથી મુક્ત કરી શકયુ નહિ. બાવના ચંદનમાં એવો ગુણ છે કે બાવન મણ તેલની ઉકળતી કડાઈમા ફક્ત એક જ ટીપુ નાખવામા આવે તો તે તેલ પોષ માસના પાણી જેવું શીતળ થઈ જાય, એવા ચંદનના લેપ મારા શરીર ઉપર લગાવ્યા છતાં શાતા વળી નહિ, અશાતા વેદનીય કર્મ ઉપાર્જન કરેલાં તે ભોગવ્યા વગર છુટકો નથી. પોતેજ કર્મ બાંધ્યા છે તો ભોગવવાં પણ પોતાને જ પડશે.

જે જીવોએ ઘણા પ્રાણી, ભૂત, જીવો અને સત્વોને ત્રાસ પમાડયા છે ક્રૂર રીતે હિંસા કરી છે, દુઃખ ઉપજાવી આનંદ અનુભવ્યો છે દેડકાના પગ કાપી પારસલ કરી દીધાં છે સામેથી કહેવરાવે છે કે દેડકાના પગ દાઢે લાગ્યા છે, માટે મોકલતા રહેજો. કેવા ક્રૂર પાપ ! કેટલા દેડકાં મારે, ત્યારે કેટલા પગ થાય ! એવી ક્રૂર કમાણી શા માટે કરો છો ? તો જવાબ આપે છે કે અમે પહેલા ડોકુ ઉઠાવી દઇએ છીએ

અને પછી પગ કાપીયે છીએ પણ તારુ ડોકુ કોઈ ઉડાવી દયે, તો કેટલી વેદના થાય ! પારકા જીવોને દુ ખ દેનારને ક પારી છૂટતી નથી, જાણે પોતાને માથે મોત જ નથી આવા ચીકણા કર્મ બાધનારો ૭૦ ક્રોડાનક્રોડી સાગરોપમ સુધી શાતિથી બેસી શકે નહિ એવુ દશાશ્રુતની ૯મી દશામા કહ્યુ છે નરકમા જીવો રુદન કરે છે, આક્રન્દ કરે છે, પણ શુ પરમાધામીઓને દયા આવે છે ? ઢોરને ભાડુ પડ્યુ હોય, કાગડા ઠોલતા હોય, તોય અનુક પા આવવી જોઈએ, તેના બદલે આજના માનવીઓ જીવોને ક્રૂર રીતે મારે છે મત્સ્ય ઉદ્યોગમા સવારમા ઊઠી લોચ લઈને મોટી મોટી જાળ પાથરી, અસ ખ્ય માછલાને મારતા હોય છે જ્યારે માછલાને પકડે છે, ત્યારે તે જીવોનો તરફડાટ કેવો હોય છે!

કોઈ પણ જીવને મોત ગમતુ નથી છતા ક્રૂર રીતે મારે છે કાટા ગળામા ખૂચાડે છે આવા મત્સ્યઉદ્યોગ શરૂ કરાવનારની સમિતિમા જેઓ અનુમોદન આપે, તેઓ સૌને આ કારમી હિ સાનુ પાપ લાગે છે હિ સા કરવી, કરાવવી અને અનુમોદવી, એ ત્રણેયમા પાપ લાગે છે તમે એવા માણસોને વોટ આપવા જાઓ, એટલે હિ સાને અનુમતિ આપી રહ્યા છો તમારો ધર્મ શુ બોલે છે ? કરવુ, કરાવવુ અને અનુમોદવુ એ પાપ છે તમારી બુદ્ધિ બૂઠી કેમ થઈ ગઈ છે ? એવાને મત દેવા કેમ જાઓ છો ! આગળના માણસો જો કોઈ ચમારને ધીરધાર કરતા ભાળે, તો ધૂળ કાઢી નાખતા ચામડાનો વેપાર વાણિયાનો દીકરો કરી જ ન શકતો આજે તો કોઈ કોઈ વેપારી માસના વેગનો ભરીને મોકલે અને અહી પહેલે નબરે બેસી જાય એવા ધર્મપ્રેમીનુ

લેબલ લગવાય છે તમે ધર્મપ્રેમી છો કે પૈસાપ્રેમી! આવી હિંસા પાછળ કંઈક વહાલા શેઠી, પરદેશમાં માલ મોકલતા હોય, પછી દેશમાં આવી સભા જમાડી લ્યે, એટલે શું પાપ ધોવાઈ ગયું એમ માનો છો?

કર્મને કોઈની શરમ આવતી નથી. માંધાતા ચક્રવર્તી રાજા-જેવાને જ્યારે કર્મનો ધક્કો લાગ્યો, ત્યારે બ્રહ્મદત્ત ચક્રવર્તિ જેવા સાતમી નરકે જઈ પડયા ત્યાં તેનું ધન, વૈભવ, ચૌદ રત્ન નવનિધાન, કોઈ બચાવી શકયું નહિ. તમારે કોના ખાતર ભેગું કરવું છે? છ ખંડના અધિપતિની ૬૪ હજાર રાણીઓ પણ, નરકમાં પડતાં તેનો હાથ ઝાલી શકી નહીં ઓળખાણ કાંઈ કામ આવતી નથી. તમે શું જોઈને રૂપ માટે રળવા માંડયું છે! કર્મ બાંધ્યા તે ભોગવ્યાં વિના છુટકો જ નથી, તમને કેટલું મળે તો સંતોષ થાય? ઉત્તરાધ્યયન સૂત્રમાં પ્રભુ પ્રરૂપે છે

> सव्व जग जइ तुह सव्व वावि धन भवे।
> सव्वऽपि ते अपज्जत्त नेव ताणाय तं तव॥

ઉ અ ૧૪ ગા ૩૯

સર્વ લોક ભરીને ધન એક જ માણસને આપી દયે છતાંય તેને સંતોષ થતો નથી. હે આત્મન્! તૃષ્ણા કોઈ રીતે પૂરી કરી શકાય તેમ નથી. તૃષ્ણા-તરસોને ઉખળે ચડતો જીવ જોરશોરથી પાપ કરે છે આરંભ-સમારંભને અનર્થનાં મૂળ કીધા છે તેને ખૂબ ખૂબ વિકસાવે છે કંઈકના કચ્ચરઘાણ વાળી નાખે છે આવું સુજ્ઞ પુરુષોને છાજે ખરું? એક મહાત્મા નદી કિનારે પર્યંકાસન બાંધી ધર્મધ્યાન કરી રહ્યા છે ત્યાં એક માણસ પરદેશથી ખૂબ કમાઈને આવેલો, તે તેની

પર્ણકુટિએ આવે છે. એરણની ચોરી કરી સોયના દાન દેવાં છે. તે દાન કરે છે, કે માન કમાય છે?

આજે તો નામની બળતરા બહુ હાલી છે, પણ તીર્થંકર જેવાનાં નામ ન રહ્યાં તો તારા શું રહેવાનાં છે? પાચમો આરો ઉતરશે ત્યારે ગગા, સિંધુ નદી, લવણની ખાડી, વૈતાઢય પર્વત, ઋષભકુટ એ પાંચ જ રહેશે. બાકી બધુ દટણ–પટણ થઈ જશે, પછી તારુ નામ કયા રહેશે? છતાં અજ્ઞાની જીવોને માન કમાવવુ છે અભિમાનમા અટવાય નહિ તેનેજ માન મળે અને પચે માન મળવુ તે પુણ્યોદયને આભારી છે માન મેળવવા પ્રયાસ કરવો તે પાપનો પ્રયાસ છે. ભગવાન કહે છે, કે માનને ટાળો. ભગવાનને જ્યારે સામે મળનાર પૂછતા કે કોણ છો? ત્યારે એમજ કહેતા કે, હુ ભિક્ષુ છું, સાધુ છુ, પણ જાતની ઓળખાણ નથી આપી કે, હુ ત્રિશલાનંદન, મારા જન્મ વખતે ૬૪ ઇન્દ્રે મારા જન્મ કલ્યાણ મેરૂ પર્વત ઉપર ઉજવ્યા હતા જવાબમા 'अह भिक्खु' 'હુ સાધુ છુ' એટલીજ ઓળખાણ આપી છે આજે તો ઓળખાણ માટે મરે છે માન કષાયને પોષે છે

પ્રભુ કેટલા નિરભિમાની હતા! આજે તો હાથમા મશાલ રાખી, પ્રકાશ વેરનાર મશાલચી અધારે અટવાઇ ઠોકર ખાય છે એ રીતે જ્ઞાનનો ઘમડી, પ્રભુ માર્ગે અટવાય છે ને ઠોકર ખાય છે માન મેળવવા માટે પરદેશથી કમાઇને આવેલો આખા ગામને ધુમાડાબધ જમાડે છે આખા ગામમા ઢોલ વગડાવ્યો વાહવાહ, જયજયકાર બોલી રહ્યો પેલા માણસને વિચાર થયો કે મે આખુ ગામ ધુમાડા બધ જમાડયુ, પણ

પેલા નદી કિનારે બેઠેલા સત હળુ નમી પધાર્યા લાવ, વિનતી કરૂ ત્યાં ઝૂપડીએ જાય છે વિનતી કરે છે મહારાજ મારે ઘેર પધારો, મારે સાત ઓરડા સુખડીના ભર્યો છે આપ પધારો બટકુ વહેરો તો મારૂ લેખે લાગે

સાધુ કહે છે ભાઈ! લોહીના લાડુ અને લોહીની સુખડી મારે ન ખપે એમા કેટલાયની હાય નિતરે છે વિચાર તો કર એવુ અનાજ પેટમાં જાય તો બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય તારૂ ધન કેવુ છે? જ્ઞાની કહે છે, કે વિચારો, તિજોરી, સગાં, વહાલા કુટુબ, એ બધુ અહી પડી રહેશે. કર્મ આત્મા સાથે જાય છે કર્મનો કાયદો તો એવો જ છે શુભ કે અશુભ કર્મ જે કર્યા હોય તે સાથે આવશે જ માટે જ્ઞાનીઓ કહે છે કે ક્ષણિક ભૌતિક સુખમા શુ રાચી રહ્યા છો? જિંદગી ચાર દિવસની ચાંદની છે

ખીલેલ ફૂલ જોતાં આનદ આવે છે પણ ડાળીએથી જુદુ પડેલ પગ વડે કચરાય છે ત્યારે ચીમળાઇ જાય છે તેમ આ કાયાની અવસ્થા પણ તેવી જ છે માટે જુવાનીમા કર્મને હઠાવવા તૈયાર થાઓ મોહના સૈન્યને જીતી લ્યો પાણી પહેલા પાળ બાધી લ્યો નહિતર મનની મનમા રહી જશે. કરવાનુ છે તે ઝટપટ કરવા ગાંઠો જિંદગી ઝપાટાબંધ ચાલી જાય છે ક્ષણે ક્ષણે આયુષ્ય કપાતુ જાય છે કમાણી કઇ કરવાની છે તે સમજો. મન, વાણી અને કાયાના દોષ લાગ્યા હોય કર્મ બધાણા હોય, તેનુ પ્રાયશ્ચિત લઈ લ્યો, નહિતર ચક્રવૃદ્ધિ વ્યાજની પેઠે એકનુ કેટલાગણુ સામુ આવીને ઊભુ રહેશે તેનો કાઇ હિસાબ નથી તમારા ખાતાં વપાસો જમા કે ઉધાર કયુ પાસુ વધતુ જાય છે

આ માનવભવમા એવી કરણી કરો કે કર્મના ભૂકા ઊડી જાય હું ધર્મી કહેવાઉ, હુ સઘસંચાલક, મને દુનિયા ધર્મી માને, પણ પોતાનુ હૃદય તો પોતે કરેલા પાપથી ડખતુ હોય. તમે ગુરૂ પાસે કહેવા જાઓ કે ઢાંકપીછોડો કરો! ડૉકટર પાસે જાવ ત્યારે રોગ બાબત જે હોય તે હકીકત કહેવી પડે છે ને! ત્યારે ગુરૂ પાસે પ્રાયશ્ચિત લેવામા શરમ શી છે?

તમને તમારા આત્માની અનુકપા આવે છે! મે અઘોર પાપ કર્યા છે, ભલે જગત મને ધર્મી કહેતુ હોય, પણ મારો આત્મા અને કેવળી ભગવાન તો ઘટ ઘટ અને સમય સમયની વાત જાણી જોઈ રહ્યા છે.

આ ભવમા કેવી હિંસા, ચોરી, અનિતિના પાપ કર્યા છે? પરભવના ન સાભરે પણ આ ભવનાં તો સાભરે છે ને? કે મૂઢમતિ છો? જો સાભરતા હોય તો એ પાપને પ્રકાશમા લાવો હુ હવે એવા પાપ કદી કરીશ નહિ, એ શરત પહેલા હોય, પછી પ્રાયશ્ચિત લેવાય પહેલા પાળ બાધવી જોઈએ પશ્ચાતાપ નહિ કરો, તો નારકીના દુ ખોની પીડા સાભળો છો ને! ભગવાને કિંપાક ફળ અમસ્તા કીધા હશે? તમને દેહ ગમે છે કે ધર્મ? દેહને સાચવવા કોઈ લાખ રૂપિયા દીએ તો પણ ઝેરી ફળ ખાઓ ખરા? તો વિષય કેવા છે! પ્રભુના વચન ઉપર શ્રદ્ધા ખરી?

લોભને વશ થઇ જનપદોનો વધ કરી નાખે બોબનો ધડાકો થાય ને લાખો માણસોના કચ્ચરઘાણુ વળી જાય ગઇ લડાઇમા કઇકને તોપને ગોળે બાધી, ભડાકા કર્યા શરીરના

ટુકડે ટુકડા ઉડે આવા પાપ કરીને અઢરથી પોંદસ થાય આવાં પાપ કરીને સત્તા મળી જાય તોય શું ! સત્તા કાયમ ટકવાની છે ? કાળ પાસે કોઈની કાંઈ ચાલવાની નથી.

આ માણુસ જ્યારે બહુ આગ્રહ કરે છે, ત્યારે સાધુ કહે છે કે, હું તો લોહીના લાડુ ખાવા નહિ આવું, પણ આ બહેનને અને તેના ચાર સંતાનોને લઈ જાઓ. પેલી બાઈને આમંત્રણ આપી લઈ આવ્યા માણસોને સલામણુ કરી દીધી. પીરસવા માંડ્યું, પણ અહીં તો માપજ નથી. જેમ ખાવા મંડી, તેમ બમણી ભૂખ ઉઘડતી ગઈ સાતેય ઓરડા તળિયા ઝાટક થઈ ગયા, છતાં પેલી બાઈની ભૂખ સંતોષાઈ નહિ. કાચું-પાકું જે હતું તે આપવા માંડ્યું, પણ બાઈ તો ખાંઉ ખાંઉ કરે છે ભૂખ સંતોષાતી નથી પેલો મૂંઝાયો, મહાત્મા પાસે ગયો, પગમાં પડ્યો મહારાજ ! બચાવો, હું બહુ હેરાન થઈ ગયો છું પેલી બાઈએ તો ગજબ કર્યો. મારા સાતેય ઓરડા ખાઈને ખલાસ કર્યા અને હજી માગે છે હવે કરવું શું ? મારી વાસે આવે છે બચાવો નહિતર મરી ગયો. મહાત્મા કહે છે ભાઈ ! તને તારા ધનનું ગુમાન છે એમ કહી કમંડલમાંથી પાણીની અંજલિ ભરી, બાઈ ઉપર છાંટવા જ ઓડકાર ખાધો હજારો મણુ સુખડી ખાવા છતાં સંતોષ ન થયો અને એક અંજલીમાં તૃપ્તિ થઈ ગઈ એ અંજલિમાં શું હશે ? લોભી જીવને તૃષ્ણા કેટલી ! કેટલું હોય તો પેટ ભરાય ! ભૂખ કેવી ઉઘડી છે ? તેના માટે આરંભ સમારંભ કેટલા થાય છે તે તો જુઓ !

નહિ પારખેલી નહિ રે કુંવારી પુત્ર જણાવણ ધારી
એ સઘળી દાસીના હાથ ન મેલ્યો પહેરણ ભાળકું નારી
ભણે ધુ, એસીરે જ્ઞાન વિચારી

**અઢી દ્વીપમાં ખાટ ખટુલી, ગગન ઓશિકું તળાઈ,**
**ધરતી આલાની કરી પછેડી, તોય ન સોડ સંધાણી,**
**અવધુ, એસોરે જ્ઞાન વિચારી.**

તૃષ્ણા જીવને રૂલાવનારી છે. તિર્યંચમા પણ એક કૂતરો પોતાની શેરીમા બીજા કૂતરાને ગરવા ન દયે કબૂતર માળામા બીજા કબૂતરને ન આવવા દયે ગાય ભેસ પાડા બકરી લડતા દેખાય છે માણુસ માણુસનો ઘાતકી બને છે, છતાં તૃષ્ણા હજુ બાળકુવારી છે જરા અવસ્થામાં શરીર સ કોચાઈ જાય, ચાલવાનો વેગ મ દ પડી જાય છે, દાતની શ્રેણી નાશ પામી મુખનો ગોખલો થઈ જાય છે, દ્રષ્ટિ પણ રૂપ જોઇ શક્તી નથી, હાથનુ છાજુ કરવુ પડે છે, કાને સંભળાતુ નથી, રૂપતો હાસી કરતુ કયાય પલાયન થઈ ગયુ અને મુખમાથી લાળો વહેવા માડે છે, સ્વજનો-બાધવોને તેનુ બોલ્યુ ગમતુ નથી, તેના વચનો કોઈ માન્ય રાખતા નથી, તેની પત્ની પણ બરાબર સેવા બજાવતી નથી, પુત્રો પણ અવજ્ઞા કરી રહ્યા છે, જરા ગ્રસિત પુરુષની દશા ખરેખર દયા પાત્ર છે એવાઓને આશા તૃષ્ણા તોડી વ્રત-પચ્ચક્ખાણ લેવાનુ મન નથી થતુ અને તૃષ્ણાના પૂર જોરમા તણાઈ રહ્યા છે

અઢી દ્વીપનો ખાટલો અને આકાશનુ ઓશિકુ કર્યું, ધરતીની પછેડી કરી તો પણ સોડ પૂરી થઇ નહિ મહાત્મા અમ્રત રસની અ જલિ ભરી સમજાવે છે, કે ભાઈ સ તોષના ઘરમા આવી જા સ તોષની એક અ જલિ છ ટાય ત્યા બેડોપાર થઇ જાય છે

આત્મ દેવને જ જાણુવો છે, સાધવો છે, એની જ

આરાધના કરવી છે તૃષ્ણાના તરંગમાં ઉછળવું નથી. એવો મક્કમ નિર્ણય કરી લ્યો આ દુનિયામાં જીવણ હિંસાનાં કાર્યો કરશો તો કઈ ગતિમાં જશો ? નરકમાં કેવો દાહ હોય છે ? નારકીના જીવો કેવાં દુઃખો અનુભવે છે, તેનું મૃગાપુત્ર ધ્યાન કરે છે વળી પણ શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૯૪ મું

સં. ૨૦૨૦ના આસો વદિ ૫ ને રવિવાર, તા. ૨૫-૧૦-૬૪
(જાહેર વ્યાખ્યાન સ્થળ શ્રી કાઠિયાવાડ નિરાશ્રિત બાલાશ્રમ)

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ નામે સિદ્ધાંત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯માં અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

कन्दन्तो कन्दुकुम्भीसु, उड्ढपाओ अहोसिरो ।
हुयासणे जलन्तम्मि पक्कपुव्वो अणन्तसो ॥४९॥

તીર્થંકર દેવની વાણી જેને મોક્ષની તાલાવેલી લાગી છે એવા ભવી જીવોને જ રુચે છે

સુખાયતે તીર્થંકરસ્ય વાણી ભવ્યસ્ય જીવસ્ય ન ચેતરસ્ય,
સુખાયતે સર્વ વનસ્ય મેઘ:, જવાસા કસ્યૈવ સુખાયતેન

સર્વજ્ઞ પરમાત્માની વાણી લાયક જીવોને રુચે છે. ચોમાસામાં જ્યારે બધી વનસ્પતિ લીલીછમ થઈ જાય છે ત્યારે જવાસો બળી જાય છે તેમ ભગવાનની વાણી અભવ્ય જીવોને રુચતી નથી, પરંતુ તે સાંભળી ભવ્ય જીવો ઉત્સુક

હોય તે સન્મુખ થાય છે અને મિથ્યાદર્શનનો ત્યાગ કરી સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી લ્યે છે કેટલાક દેશવિરતિ, તો કેટલાક સાધુપણુ અગીકાર કરી લીએ છે. પ્રભુની વાણીમા એટલુ સામર્થ્ય છે કે, જે અમલમા મૂકે તેનો બેડોપાર થાય છે ભગવાનની વાણી સાભળવા બાર જાતની પરિષદ ભરાય છે ભગવાનની વાણી યોજન ગામિની છે અર્ધ માગધી ભાષામાં દેશના આપે છે અને બધા પોત પોતાની ભાષામા સમજી શકે છે.

પ્રભુવાણી એક સરખી હોવા છતા સૌને પોત પોતાની લાયકાત પ્રમાણે સમજાય છે જેમ વરસાદ બધે સરખો પડે છે, પણ આબલીમા ખટાશ રૂપે, લીમડામાં કડવાશ રૂપે, એમ જેવું પાત્ર તેવુ પરિણમે છે, એમ પોતાની લાયકાત પ્રમાણે, જીવો ભગવાનની વાણી ગ્રહણ કરે છે સ્વાતિ નક્ષત્રમા વરસાદ વરસે છે ત્યારે છીપલા સામેથી ઉછળી સ્વાતિ નક્ષત્રનુ બિદુ ગ્રહણ કરે છે, જેમાથી લાખની કિમતના મોતી નીપજે છે એ જ સ્વાતિનક્ષત્રનુ બિદુ સર્પના મુખમા પડે છે ત્યા ગરલ રૂપે પરિણમે છે પાત્ર તેવુ પરિણમન થાય છે ભગવાનની વાણી એક સરખી પાણીના પ્રવાહ માફક વરસે છે, તેની અદર વૈરાગ્ય રસના ઝરણા વહે છે. જેવી જીવની તૈયારી તેવી વાણી પરિણમે છે

ચાર ગતિ, ચોવીસ દડક અને ચોરાસી લક્ષ જીવાયોનિમા આ જીવ રખડપાટ કરી આવ્યો છે, એમ રખડપટી કરતા અનતો કાળ વહી ગયો, અનતા પુદ્ગલ પરાવર્તન થઇ ગયા, છતા હજી પરિભ્રમણનો અત ન આવ્યો

અહી માનવપુરમાથી મોક્ષ નગરીમા જવાય છે કેવળજ્ઞાન અહીંથી જ ઉત્પન્ન કરી શકાય છે ચાર બોલ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની આરાધના અહી માનવભવમાં જ થઈ શકે છે દેવોને જ્ઞાન હોય છે પણ તપ કરી શકતા નથી. દેવો જ્યાં તીર્થંકર બિરાજતા હોય, ભવિતાત્મા અણગારો બિરાજતા હોય ત્યા પોતાનાં દેવલોકના નાટારંભો છોડી, સમ્યક્દષ્ટિ દેવો ત્યા પહોચી જાય છે દેવો તત્વની ચર્ચા કરે. સર્વાર્થ સિદ્ધના દેવોને તત્વની વિચારણા કરતાં તેત્રીસ સાગરોપમનું આયુષ્ય ક્યાં ચાલ્યુ જાય તેની ખબર પડતી નથી. તે દેવો દેવલોકના ભોગ સુખમા લિપ્ત થતા નથી. મિથ્યાદષ્ટિ આત્માને શકોરૂ ફૂટી જાય કે કોઈ લૂટવી લ્યે ત્યારે ગુસ્સાનો પાર ન રહે.

**મૂર્ચ્છા તેટલો પરિગ્રહ અને ઇચ્છા ત્યાં આરંભ** છે બહારનો પરિગ્રહ હોય કે ન હોય, પણ અભ્યંતર પરિગ્રહ ઇચ્છા, મૂર્ચ્છા જેટલી વધારે, તેટલો આરંભ વધારે. તેને તોડવા અને સ્વ સ્વભાવમાં ટકવા, મનુષ્ય ભવમા પુરૂષાર્થ ઉપાડવાનો છે દેખાવમા સુંદર હોવા છતા સુવાસ વિનાનાં પુષ્પની જેમ, સુંદર દેખાતો માનવદેહ, ચારિત્રની સુવાસ વિનાનો કશાય કામનો નથી.

માનવ માનવમા અંતર કોઈ હીરો તો કોઈ કંકર એક માનવ એવો હોય જે જિંદગીમાં જૂઠુ બોલ્યો ન હોય દષ્ટિ નિર્મળ હોય તેવો માણસ આધારભૂત છે કોઈ જૂઠુ બોલી દગા-પ્રપંચ આદરી માનવ-માનવને ઠગે છે હિંસક પશુઓ પણ સજાતિય હિંસક પશુનો ખોરાક લેતા નથી. જ્યારે

માનવી તો માનવીને ખાય તેવો ક્રૂર બન્યો છે પૈસા માટે થઈને કઈક જીવોના કચ્ચરઘાણ વાળી નાખે છે પછી મરીને પરમાધામીના પરોણા થાય છે ત્યા નરકની કુભીઓમા ઉત્પન્ન થાય છે પાચસો જોજન સુધી ઊ ચો ઉછળે તેટલી તીવ્ર વેદના હોય છે, ત્યારે ગીધ પક્ષી આદિ ચાચો મારી, નીચે પાડે છે અને વૈક્રિય કરેલા શિયાળો, શિકારીઓ નીચે પડે ત્યા ફાડી ખાય છે આમ આક્રદ કરતો વિલાપ કરતો માથુ હેઠે અને પગ ઉપર એ પ્રમાણે લોઢાની કુભીમા અગ્નિ પ્રજાળી બાળે કર્મ કરતી વખતે પાછુ વાળીને જોયુ નથી. કેટલાયના શિયળો લૂટયા છે હિસાને પરિણામે દુર્ગતિમા જવું પડે છે અહી તો દુ ખના માર્યા અગ્નિસ્નાન કરે, તો બળી રાખ થઈ જાય છે, પણ નરકમા જીવ મરતો નથી અને તીવ્ર વેદનાનો અનુભવ કરે છે નિકાચિત આયુષ્યવાળા હોય છે ઓછામા ઓછુ આયુષ્ય દશ હજાર વર્ષનુ અને ઉત્કૃષ્ટા તેત્રીસ સાગરોપમનુ આયુષ્ય છે મનુષ્ય ભવમા કઈકની આજીવિકા તોડી, કઈકને મારી નાખ્યા, આ બધા મનુષ્યોમા પણ અ તર છે ને ? કેટલાયે મોક્ષમા ગયા અને કેટલાયે સાતમી નરકે ગયા

વજ્રઋષભનારાચ સ ઘયણ વાળો મોક્ષે જઈ શકે અને તેવા સ ઘયણવાળો જ સાતમી નરકે જઈ શકે સાધના કરવા બળ જોઈએ, સ ઘયણ મજબૂત જોઈએ હવે લાઈન બદલાવવી તે પોતાના હાથની વાત છે સદ્ઉપયોગ કરવો કે દુરુપયોગ કરવો તે પોતાના હાથની વાત છે મનુષ્ય ક્ષેત્ર અઢી દ્વીપમા જ છે તે સિવાય કયાય નથી દેવતા, નારકી, અસખ્યાતા હોય અને તિર્યચો અનતા છે, મનુષ્યો ઓછામા

ઓછા છે, તેમા આપણો ન બર લાગી ગયો, તો હવે આ ભવમાં મોક્ષે જવાના કામ કરવાં કે નરકે જવાના? એનુ મળ્યુ છે તો પૂછી પુન્યની પાળો બાંધી શકે, ને પાપના ખ ધા પણ કરી શકે

બાળકોને જ મ આપી, જેના માબાપો ચાલી નીકળ્યા છે તેવા બાળકોને આ આશ્રમ સાચવે છે માનવ દયા કોઠામાં વસી છે એટલે અહી લાવી મોટાં કરે છે આ બાળકો પણ મનુષ્ય ભવને તો પામ્યા છે તેના માબાપ રસ્તા વચ્ચે છોડી ચાલી નીકળ્યાં હશે, તેઓ કેવા લાગણી હીન હશે? અને દયાના પાળનારા માણસો તેમને અહી આશ્રમમાં લાવી ઉછેર કરે છે તેમના દયાના પરિણામ કેવાં છે?

કોઈ એક હિ દુનુ બાળક અનાથ પડયુ છે એમ જાણી મુસલમાન બાઈએ તેને ઉછેર્યું જાણીને કહે છે 'હુ તે બાળકને હિંદુની રીતે ઉછેરીશ' બાળકને દારૂ કે પરમાટી આપતા નથી, પાલનપોષણ કરે છે જ્ઞાતિમા ખબર પડી ગઇ કે હિંદુના પુત્રને આ બાઇ ઉછેરી રહી છે ઘણા કહેવા લાગ્યા કે આ બાળકને ફે કી દયો, અગરતો મારી નાખો આ તો વિધર્મી કહેવાય એ ઉછેરશો તો નાત બહાર મૂકી દઇશુ આવી ધાકધમકી મળવા લાગી. બાઈ તો નિશ્ચયમા અડગ રહી. તે કહે હુ તો આ બાળકને ઉછેરીશ પણ ત્યાગીશ નહિ પ્રાણને ભોગે પણ આ બાળકનું હું રક્ષણ કરીશ

આમ આ બાળક મોટો થાય છે અને પોતાની કથની જ્યારે નાભળે ત્યારે હૈયામા કેવા ઉચ્ચ કોટિના ભાવો

જાગે ! મુદ્દો એ છે, કે જેનામા દયાના પરિણામ હોય છે, તેનુ હિત થાય છે, સુખ થાય છે, કલ્યાણ-ક્ષેમકુશળ થઈ જાય છે જે ત્રાસ આપે છે, નિસાસા લ્યે છે, તેને કઇ ગતિ મળશે ? જે જીવો વ્યભિચારાદિ ક્રૂર કર્મ કરે તે પહેલી ભૂલ, પછી ગર્ભ પાડવા દવા, ઇન્જેકશનો લીધા તે બીજી ભૂલ, છેવટ જન્મ આપવો પડયો. છતા મને કોઇ ઓળખી ન જાય, એવી રીતે બાળકને ત્યજીને ચાલી જાય તે ત્રીજી ભૂલ જન્મનાર બાળકને પણ અશુભ કર્મના છાટા પડયા હશે કે જન્મ વખતે આવા સંસ્કાર થાય છે મા બાપ મૂકીને ચાલ્યા જાય અહીં આશ્રમમા લાવી પચેન્દ્રિય જીવોને બચાવી લેનાર અને તેનામા ધાર્મિક, સસ્કાર રેડનારને તેની રક્ષા કરનારને, બચાવનારને, શરણુ આપનારને, મહાન લાભ થાય છે

ઇસુના ધર્મમા પણ નિરાધાર બાળકોને લઇ આવે છે મોટા કરી કામ ઊપર ચડાવે છે, તેઓ ધર્મ પ્રચાર માટે કેટલુ કામ કરે છે ? પોરબદરમા શ્રી નાનજીભાઈ કાલીદાસ તરફથી આર્ય સમાજની સસ્થામા લગભગ સાતસો વિદ્યાર્થીનિઓ ગુરુકુળમા અભ્યાસ કરે છે ગમે તે જ્ઞાતિના હોય, ત્યા જ્ઞાતિ પુછવામા આવતી નથી ગીતાના પાઠો, મત્રના પાઠો ભણાવી ધર્મના, બ્રહ્મચર્યના, સતીત્વના સસ્કારો રેડવામા આવે છે અને આ માટે શેઠ શ્રી નાનજીભાઈ જાતે જહેમત ઉઠાવી રહ્યા છે મોરબી પાસે ટકારામા દયાનદ સરસ્વતિ થઈ ગયા જેમણે આર્યસમાજની સ્થાપના કરી, મૂર્તિપૂજાનો સખત વિરોધ કર્યો તેને શાસ્ત્રસમત ન ગણી, ભગવાન નિરજન, નિરાકાર છે એવો ઘોષ કર્યો નાનપણથી જ

સંસ્થાઓ દ્વારા બાળકોને સંસ્કાર પાડી તેઓને કેમ આગળ લાવવા, તેવી પ્રવૃત્તિઓ ચાલુ છે

તમે જૈન છો, તમારામાં જૈનત્વના સંસ્કાર ભર્યા છે તમારા બાળકો વીર કરના જીવનને સમજે, ધર્મ–નીતિના પાયા સમજે, તેવા સંસ્કાર બચપણથી રેડવા માંડો ધર્મને પામો અને પમાડો

પૂજ્યશ્રી પુરુષોતમજી મહારાજ સાહેબ જ્ઞાતિએ કણબી હતા જૈનને ત્યાં નોકરી કરતા હતા વ્યાખ્યાન સાંભળવા બહેનો આવતા, ત્યાં છોકરાંને સાચવતા હતા વ્યાખ્યાનમાંથી એક બે વાક્ય કાને પડતાં અને તેમને નવીન વિચારો સ્ફુરતા હતા. એ અરસામાં કોઈ મહારાજશ્રી કાળ કરી ગયા, તેની પાલખી જોઈ, વિચાર્યું કે આ તો મરણમાં પણ ખાટી જાય છે વળી કોઈની દીક્ષા થઈ ભવ્ય મહોત્સવ, વરઘોડો બે હાથે પૈસા વેરતા દાબીના–ઠઠારો જોયો દીક્ષા પણ ભવ્ય અને મૃત્યુ પણ ભવ્ય રીતે થાય છે તેમ પોતાને લાગ્યું હવે સંસારમાં રહીને મુશ્કેલી તો વેઠવી પડે છે, છતાં નિર્જરા થતી નથી, ત્યારે અહીં મુશ્કેલી વેઠીએ તો નિર્જરા થાય છે એટલે આ મારગ રુચ્યો, નાગરદાસ શેઠ પૂછે છે: 'પુસા! મારગ રુચે છે! હા સાહેબ, સમય આપો તો ભણું,' એવો પૂ. પુરુષોતમજીએ જવાબ આપ્યો પછી તો ભણવા માંડ્યું અને તમે જોઇ શક્યા કે તે મહાપુરૂષે ગોંડલ સંપ્રદાયમાં નામ ઉજ્જવળ કર્યું કેટલું જ્ઞાન? આગમ પ્રત્યેની રુચિ કેટલી? જુઓ એ છે કે નાનપણમાં સંસ્કારો છે તે કોરા ઘડામાં જલ્દી ઝીલાય છે અહીં થોડી મુશ્કેલી વેઠવી પડે છે પણ શાશ્વતુ સુખ પ્રાપ્ત કરી લ્યે છે જે શરીરનો શાતાશીળિયો

છે, તે ભવ હારી જાય છે તરવુ કે ડૂબવુ એ બે વસ્તુ મનુ-ષ્યના હાથમા છે. વીર્યશક્તિ તો છે, હવે તે વીર્ય સવળુ કે અવળુ ફેરવવુ તે તેના હાથની વાત છે

ખેડૂત લોકો રોજ ઊઠી, હળ લઈ સાંઠીઓ સૂડી, ખેતર ખેડે છે, તેમ ક્ષેત્ર વિશુદ્ધિ કરવાની જરૂર છે મનુષ્ય ભવમા આવ્યા છો તો જ્ઞાનીઓ ક્ષેત્ર વિશુદ્ધિ કરવાનુ સમ-જાવતા કહે છે

**નિયમ ધરમના ધોરી જોડો, ખેડો અનુભવ હળને લઇ,**
**મોહ માયાનાં ઢેફાંરે ભાંગો, સમનુ ખાતર દઇ,**
**બેલીડા ઊઠો ઉતાવળા થઇ, વાવણીઓ જોડો ખેતરમાં જઇ**

અહિંસા, સત્ય, અદત્તાદાન, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ યમ છે અને વ્રત–પચ્ચક્ખાણ, ઉપવાસ આદિ નિયમ છે, અનુભવ રૂપી હળ છે યમ અને નિયમના બળદો છે, આત્મા રૂપી ક્ષેત્રમા, મોહ માયાના ઢેફા ભાગવાના છે આમ પ્રથમ ક્ષેત્ર વિશુદ્ધિ કરવાનુ જ્ઞાનીઓ કહે છે પછી સારો વરસાદ થતા, બી વાવવાનુ છે, કયુ બી વાવવાનુ છે !

**જ્ઞાન ધ્યાનતા કણ મોંઘેરા, લેજો તન મન નાણા દઇ,**
**મનુષ્ય-ક્ષેત્રમા વાવો વિવેકથી, ગુરુગમ ઓરણી લઈ,**
**બેલીડા ઊઠો ઉતાવળા થઇ, વાવણિયા કરો ખેતરમા જઇ.**

જ્ઞાન, ધ્યાન, સ્વાધ્યાય રૂપી મોઘેરા કણ, તનમનના નાણા દઇને લેવાના છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ,' એ જ મોક્ષ માર્ગ છે ગુરુગમની ઓરણી લઈ મનુષ્ય–ક્ષેત્રમા આવી સુદર વાવણી કરવાની છે સુદર વરસાદ, પ્રકાશ મળતા મોલ મોટા થાય ત્યારે વાડની જરૂર પડે છે

એક ખેડૂત, વાડ કરવા માટે ખોદતો હતો, ત્યા, કોશ

એક ચરુ સાથે અથડાણી, તે ચમકયો. જુએ છે તો રત્નોથી ભરેલો ચરુ છે પણ આ કણબી અજ્ઞાન છે, તેની દૃષ્ટિમાં તો તે પાંખિકા દેખે છે એ તો ગોફણમા નાખીને પખીઓને ઉડાડવાના ઉપયોગમાં લેવા મડયો. એક એક ક્ષણ કિમતી જાય છે, તમે કેટલા વરસ થયા આવી કિંમતી રત્ન સમાન ક્ષણો ગોફણમાં નાખીને ઉડાડી રહ્યા છો ! ક્ષણ ક્ષણની કિંમત કરો.

આ પળ પળ છે અણમોલી એને ગુમાવશો ના,
મોંઘેરુ આ માનવ જીવન. હાર જાશો ના
એ માનવતા હોડે, સૌભાગ્યવતી બહેનો,
તમે ભૂલી જાશો ના, મોંઘેરુ આ માનવ જીવન હારી જાશો ના

ખેડૂત તો રોજ છાપરી ઉપર ચઢી ગોફણથી આ રત્નોનો પખીને ઉડાડવાના કામમાં ઉપયોગ કરવા લાગ્યો. ખેતર પાસે પાણીનો ધરો છે તેમા બધા ધા પડવા લાગ્યા પટેલની સ્ત્રી ભાત લાવે છે પટેલ ભાત ખાવા બેસે છે બાકી વધેલો એક પાચિકો પટેલનો પુત્ર હાથમાં રમવા લ્યે છે બાઈ તો પોતાના પતિને ભાત જમાડી ગામ તરફ વળે છે પુત્રના હાથમા પાચિકો રહી ગયો છે ગામમાં પ્રવેશતાં ચપસુખલાલ ઝવેરીની દુકાન આગળથી નીકળતા ઝવેરીએ જેયુ તો છોકરાના હાથમા રત્ન છે પટલાણીને ઊભી રખાવી બાઈ લાજ કાઢી ઊભી રહી ઝવેરી કહે છે, બાઈ આ તારા છાકરાના હાથમા શુ છે ? બાઈ કહે, કે પાચિકો છે ઝવેરી કહે ક માર લેવો છ બાઈએ કહ્યુ આલ્યો એમાં શુ ! મારો છાકરો રમતા હતા તો હવે તમારો છોકરો રમશે.

ઝવેરી કહે બાઈ ! અમારે અણહકનુ ખપે નહિ

અમે ચુસ્ત શ્રાવક છીએ. પટેલને બોલાવી કિંમત કરાવો બાઈ તો જલદી જલદી ખેતરે જાય છે. પટેલને કહે છે કે ઝવેરીને પેલો પાચિકો લેવો છે અને તેની કિંમત કરવી છે, માટે તમને બોલાવ્યા છે પટેલ કહે એવા પાચિકાની શુ કિંમત હોય? એવા તો ઘણા પાચિકા મે ગોફણના ઘા કરી ઉડાડી નાખ્યા છે પણ પટલાણી કહેવા લાગી કે, ઝવેરી લપ લઈને બેઠો છે, કે મારે એમને એમ નથી લેવો, કિંમત કરાવવી છે પટેલ, ઝવેરી પાસે આવ્યો. ઝવેરીએ પટેલને કહ્યુ, ભાઈ! આ રત્ન છે, આની કિંમત મામૂલી નથી. આ રત્નના એક લાખ આવશે! એ સાભળતા પટેલથી 'હે' થઇ ગયુ. ઊભા રહો, હુમણા આવુ છુ ખેતર ભણી દોડી ગયો, ચારે બાજુ જોવા લાગ્યો. પણ ઊડા પાણીમા પડયા, શેના જડે! હતાશ હતાશ થઇ ગયો પટલાણી કહેવા લાગી, કે હવે મોઢુ કરોમા, આ એક રહ્યો તેની તો કિંમત કરો.

તમારા કેટલા વરસ ચાલ્યા ગયા? પચીસ, પચાસ, સાઠ વરસના થયા હશોને? આમ કેટલા વરસ ઉડી ગયા! આ માનવ ભવ પ્રાપ્ત થવો મુશ્કેલ છે કર્મના વિપાકો ટાળવા માટે હે ગૌતમ! આ અવતાર મળ્યો છે, માટે સમય માત્રનો પણ પ્રમાદ ન કર

રાજ્યનો કોઇ હાથી ઘરડો થવાથી એકલો વિચરે છે યુવાનીમા તેની સારસભાળ માટે પાચ દશ માણસો રોકવામા આવતા લડાઈમાં મોખરે રહેનાર હાથીને જ્યારે ઘડપણ આવ્યુ ત્યારે પાચ માણુસ પણ હાજરીમા નહિ સ્વાર્થી સબધ જુઓ છોને? તરસ લાગી છે પણ પાણી પાનાર કોઈ

નથી. એટલે હાથી પોતે પાસેના તળાવમાં પાણી પીવા જાય છે કાંઠો છોડી ગારામા આવ્યો પગ મૂક્યો, ત્યાં ખૂચવા લાગ્યો જ્યારે પગે ખૂચી ગયો. સામો કાઠો દેખાય છે ચીસ નાખે છે પણ કાદવમાંથી નીકળી શકતો નથી. ગામ લેગુ થયુ દોરડાં બાધ્યાં, પણ હાથી જેવા મહાકાય પ્રાણીને કોણ કાઢી શકે? સૌ વિચારમા પડયા કાઢવો કઈ રીતે? આતો રાજનો હાથી. રાજાને ખબર પડી પૂર્વ નો હાથીનો સ્નેહ યાદ આવ્યો અરે, આ હાથીએ તો ઘણી લડાઇઓ જીતાવી દીધી છે એની આ દશા! શુ આ હાથી નહિ નીકળે?

રાજા અન્ન-પાણીનો ત્યાગ કરી બેસી ગયા બહાર-ગામથી એક માણસ આવ્યો, તેણે હાથીને કાઢવાનુ બીડુ ઝડપ્યુ તેણે બધા લોકોને દૂર કર્યા લડાઈના પોષાક પહેરાવી સૈન્યને બોલાવ્યુ, રણશીગડુ ફૂકયુ રાજાને બોલાવી માથે ટોપ પહેરાવી ઊભા રાખી દીધા લડાઇનો દેખાવ તૈયાર કર્યો હાથી આ બધુ જોઈ વિચારવા લાગ્યો કે હુ કાંઈ પામર નથી મે ઘણા સગ્રામ ખેડયા છે કાદવમા શુ હુ મરું! જોર કર્યું તાનમાં આવી ગયો અને ધીમે ધીમે બહાર નીકળી ગયો

તમારી સામે વ્યાખ્યાનના રણશીગડા ફુકાય છે બહાર નીકળો અમે તમને તમારા ગુણો યાદ કરાવીએ છીએ તમે અનત-સુખ-બળ વીર્ય ના ધણી છો, ધારો તો એક સમયમા ચૌદ રાજ લોકને સ્પર્શી આવો એવી શક્તિ છે તમે મોહના પકમા કયા ખૂચી ગયા! શાશ્વત સુખ માટે થોડુ સહન કરવુ પડે તો કરી લ્યો

મૃગાપુત્રને સાચો વૈરાગ્ય લાગ્યો છે આ ભવમા રાજનુ સુખ પ્રાપ્ત થયુ છે, પણ ગયા ભવમા કેટલા દુખ સહન કર્યા છે, તે માતા-પિતાને કહી રહ્યા છે, હજુ પણ શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૯૫ સુ

**સવત ૨૦૨૦ના આસો વદિ ૬ ને સોમવાર, તા. ૨૬-૧૦-૬૪**

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ. નાથે સિદ્ધાત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે મૃગાપુત્ર માતાપિતાને પોતાના થયેલ પૂર્વભવોની વાત કરે છે, તાદ્દશ અનુભવેલી વાત કરી બતાવે છે

**"महादवग्गिसफासे, मरुम्मि वइरयालुए।**
**कलम्बवालुयाए य, दड्ढपुव्वो अणन्तसो ॥५०॥**

આત્માની બે જાતની પરિણતિ છે એક સ્વભાવ પરિણતિ અને બીજી વિભાવ પરિણતિ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપમા રમણતા કરવી, તે સ્વભાવ પરિણતિ અને રાગ, દ્વેષ, કષાય, કલુષિત ભાવમા રમણતા કરવી તે વિભાવ પરિણતિ કહેવાય કર્મના પુદ્ગલોની વર્ગણા તે દ્રવ્ય આશ્રવ આશ્રવ પછી બધ પડે અને તેનો ઉદય થાય ત્યારે ફળ બેઠુ કહેવાય ઝાડ વાવે કે તરત ફળ બેસતુ નથી અમુક મુદત વિત્યા પછી ફળ બેસે છે. તેમ કર્મ કર્યા તે જ સમયે ઉદય-

માન થતા નથી. કાળ પાકે ત્યારે ઉદયમા આવે છે ત્યારે ફળ કેવા હોય તે નરક ગતિનું વર્ણન ચાલી રહ્યુ છે

અતિતાપના પ્રતાપે મારવાડ દેશની રેતી બહુ ગરમ થઈ હોય એથી પણ અનંત ગણી ધગધગતી નરકમા રહેલી કદમ્બ વાલુકા નદીની રેતીમા પૂર્વે મને પરમાધામીઓએ અનંતીવાર બાળ્યો છે પ્રચંડ તાપ પડતો હોય તેમાં ઉઘાડે પગે ચાલવાનું હોય તો કેવું લાગે ! કર્મ બાંધતા મીઠા લાગે છે પણ ભોગવતા વસમાં લાગે છે

લક્ષ્મીચંદ શેઠને ચાર દીકરા છે શેઠ પૈસે ટકે સુખી ગૃહસ્થ છે વેપાર ખેડતાં કર્મયોગે અવળો ધંધો થતા મોટી ખોટ આવી ગઈ દીવાળું ફૂંકી નાખ્યુ તેના કુળગોર લાલજી મહારાજ શેઠ પાસે આવ્યા. કહેવા લાગ્યા શેઠ તમે ખરાબ કરી રહ્યા છો કેટલા બિચારા રોવે છે કેટલાક ગરીબની થાપણ ઓળવી તેથી બિચારાઓને હાય લાગી જતાં કંઈકને હાર્ટ ફેઈલ થઈ ગયા છે થોડુ ઘણુ પણ ચૂકવી દયો, તો પણ કંઈક સામાને રાહત થાય' શેઠ કહે 'મારી પાસે કાંઈ છે નહિ તમે બીજી વાત કરો, આ વાત જ ન કરવી'

સબંધે હું ગુરુ છુ એટલે કહેવું પડે છે" લાલજી મહારાજ બોલ્યા, કોઈના નિસાસા લેવા સારા નથી. એથી તો મહાન પાપ લાગે. 'અરે મહારાજ એવું ચૂકવવા બેસીએ તો ક્યાં પાર આવે!' શેઠ બોલ્યા 'મારા છોકરાઓ નમાલા જેવા છે એને શુ બાવા કરી નાખુ ?' શેઠ કેવું બોલે છે ! સ્વાર્થ સાધવા માટે બીજાનુ ગમે તે થતુ હોય મરી જતા હોય કુટાઈ જતા હોય તે જોવાની તેને જરૂર દેખાતી નથી.

લાલજી મહારાજ નિરાશ થઈ ચાલતા થયા બે-પાંચ દિવસ પછી પાછા શેઠની પાસે આવ્યા અને કહ્યું શેઠ! ખોટ જાય તેમા શરમ નહિ, એ તો વેપાર છે પણ આ તો નાક જાય તેનો સવાલ છે

**સંપત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વહાણ,**
**ગયા અવસર આવે નહિ, ગયાં ન આવે પ્રાણ.**

શેઠ તમારે તો લીધા તેને દેવાના છે, કાંઈ ઉપકાર કરવાનો નથી લેતી વખતે સારૂ લાગ્યુ, હવે દેતી વખતે કડવું કેમ લાગે છે! "બોલશો નહિ" શેઠ તાડુકયા, તમે તો જ્યારે ને ત્યારે આ જ વાત લઈને બેસો છો લાલજી મહારાજે પૂછયુ, 'શેઠ કેટલી ખોટ આવી ગઇ છે, વાત તો કરો' 'લાખેક રૂપિયાની ખોટ ગઈ છે" શેઠ બોલ્યા. "માલ કેટલો પડયો છે" લાલજી મહારાજે પૂછયુ મકાન, ફરનીચર વગેરે ગણીએ તો લાખ કે દોઢેક લાખ થાય "ત્યારે થોડુક તો આપો" લાલજી મહારાજે સૂચન કર્યું "વળી તમે એ વાત ઉચ્ચારી! મે કેટલીવારના પાડી છે કે તે વાત જ કરશો નહિ" શેઠ રીસે ભરાતા બોલ્યા

પણ શેઠ સૂતી–બેસતી વખતે રાડીરાડો નિસાસા નાખે છે તમારી પાસે દોઢ લાખ તો છે, કઇંક તો આપી દયો તો રાહત અનુભવે લાલજી મહારાજે દાણો દબાવી જોયો, પણ શેઠને તો દેવું અને મરવુ બન્ને બરાબર છે વીસેક દિવસ પણ ન થયા, ત્યા તો લક્ષ્મીચદ શેઠ માંદા પડયા શરીરમા વેદનાનો પાર નથી આખા શરીરે શૂળ નિકળવા માડયુ વૈદ દાકતરો કોઇ નિદાન કરી શકતા નથી સુખે સૂવાતુ નથી

લાલજી મહારાજ શેઠની તબિયતની ખબર કાઢવા આવ્યા, 'કાં શેઠ કેમ છો?' લીધા જેવી વાત નથી. મહારાજ આખા શરીરે બળતરા ઉપડી છે અ દરથી સોયા ભરાવતા હોય એવી વેદના ઉપડી છે દવાથી કાંઈ પણ ફેરફાર પડતો નથી. કહો, કાંઈ ઉપાય હોય તો બતાવો, શેઠ બોલ્યા શેઠજી, લાલજી મહારાજે વાત મૂકી "ગામની બહાર એક સત આવ્યા છે, શુ આકસીર દવા આપે છે! એક જ પડીકી લ્યો એટલે બીજીની જરૂર પડતી નથી. દવાથી ન મટે તો મત્ર તત્ર પણ જાણે છે આપની ઇચ્છા હોય તો તે સતને લઈ આવું."

"અરે મહારાજ! વાર લગાડો નહિ. ગેરેજમાં મોટર પડી છે લઈને તે મહાત્મા પુરુષને જલદી લઈ આવો વિલબ ન કરો શેઠે આતુરતા પૂર્વક કહ્યુ મોટર તૈયાર કરી લાલજી મહારાજ તો નિત્યાનદ સત પાસે આવ્યા. બધી વાતથી વાકેફ કર્યા. શેઠે આ રીતે ઘણાને કકળાવ્યા છે માટે તેના જીવનનો પલટો થાય તેમ કરવાનુ છે

લાલજી મહારાજ આ પ્રમાણે સન્યાસીને સમજાવી શેઠને બગલે આવ્યા દૂરથી દેખતાં જ પધારો, પધારો મહારાજ! કહી શેઠ પથારીમાં ઊભા થઈ ગયા'

મહારાજ હું મરી રહ્યો છુ શેઠ પોતાનું દુઃખ વ્યક્ત કરવા લાગ્યા મને શરીરમાં અસહ્ય વેદના થાય છે' હું જોઈ લઉં છુ કાંઈ કહેવાની જરૂર નથી. સાધુ બોલ્યા. સાધુએ તો શેઠના વાંસે, છાતીએ હાથ ફેરવી જોઈ લીધુ કહેવા લાગ્યા શેઠ, તમને વ્યાધિ ઘણી છે તમને અને

મોતને ચાર તસુનુ છેટુ રહ્યુ છે આ રોગ એવો છે, કે એમા દવા કાઈ કામ નહિ આપે'

'અરર ! તો તો હુ શુ મરી જઈશ ?' શેઠ રડી પડતા બોલ્યા. 'તો પછી કઇક ઉપચાર તત્ર-મત્ર....'

'હા મત્ર કામ કરશે' 'પણ આ કામ બહુ આકરૂ છે' સાધુએ જવાબ આપ્યો મહારાજ ખર્ચ ગમે તેટલુ થાય, અતલસના કટકા, અડદના પૂતળા, જે કરવુ હોય તે કરો, તે તમામ સગવડ કરી દઈશ પણ મને જલદી રોગ મટાડો'

'શેઠ ! ખરચ એક પાઇનુયે નથી' મહાત્મા બોલ્યા 'તમે જે સગડીનો શેક કરી રહ્યા છો, એ સગડી ઉપર તમારો પુત્ર હાથ બાળે ને તે બળેલો હાથ તમારા શરીરના દુખતા ભાગ ઉપર ફેરવે તો હમણા જ રોગ ચાલ્યો જાય તેમ છે.'

શેઠ તો વિચારમા પડી ગયા હાથ શેકવા કોણ દીકરો તૈયાર થાય ? શેઠ બોલ્યા 'પરમાણદ કયા ગયો !'

'જી પિતાજી, શુ હુકમ છે!'

'આ મહાત્મા કહે છે તે સાભળ'

મહાત્મા બોલ્યા, 'ભાઇ ! તારા પિતાએ આટલુ આટલુ રળી તમને ઉછેર્યા, ભણાવ્યા—ગણાવ્યા અને પરણાવ્યા છે હવે તમારા પિતાને માટે આટલુ હુ કહુ તેમ કરવાનુ છે 'હાથ શેકાઈ જાય, પછી તે બળેલો હાથ તુ ફેરવ' હુ મત્ર ભણતો જાઉ, તો શેઠનો રોગ ચાલ્યો જાય તેમ છે' પુત્રે કહ્યુ 'મહારાજ, એ વાત ખોટી, એ મારાથી ન બને'

અરે ભાઈ તારો હાથ બળશે તો હું ઉપચાર કરી શીતળ કરી દઈશ, પણ એક વાર હાથ મૂક તો ખરો! તારા બાપ માટે કરવું છે

પુત્ર કહેવા લાગ્યો મહારાજ! હું એક જ પુત્ર નથી, અમે ચાર ભાઈઓ છીએ. મહાત્માએ દરેક પુત્રને કહ્યું, છતા કોઈ તૈયાર થયા નહિ.' શેઠને મહાત્મા કહેવા લાગ્યા 'શેઠ જુવો તો ખરા છોકરાઓ માટે તમે કેટલી ધૂળ નાખી છે કાળાં બજાર કરી કેટલાનાં ગળાં ચૂસ્યાં છે! કેટલાંની થાપણ ઓળવી છે? છતા તેઓ પાંચ મિનિટ અગ્નિમા હાથ શેકવા તૈયાર નથી તો શેઠ તમારે તેના માટે કાળાં કર્મ કરી નરકમા ઓછામાં ઓછું દશ હજાર વરસ અને વધુમાં વધુ તેત્રીસ સાગરોપમ જેટલો સમય—અગ્નિમા શેકાવું પડશે તેની તમને ખબર છે? તમારા પુત્રો તમારા માટે થઇને કાઠા જેટલો હાથ પણ શેકવા તૈયાર નથી. ત્યારે તમે તેને માટે એક બે વાર નહિ, પણ અનતીવાર શેકાશો તો તેના માટે મઈ શા સારુ મરો છો?

મહારાજ! તમારી વાત સાચી છે પણ વિશ્વાસ કરશે શું! એનું શું થશે?' અરે એનુ શું થાશે કે તારું શું થાશે? મૂકી દે હપ પૈસા માટે થઇને અનતીવાર બળવા તૈયાર છો? ભાડભૂજા જેમ ધાણી ભૂજે તેમ પરમાધામીઓ વૈક્રિય અગ્નિ કરી, નારકીના જીવોને ભૂજે છે કર્યાં કર્મ ત્યાં ભોગવવા પડશે.

કર્મો ક્યાં જે આપણે, ભૂતકાળના જ મેં લઈ
તે કર્મનું ફળ ભોગવ્યા વિણ માર્ગ કોઈ છે નહીં
માતા, પિતા, મિત્ર સુપુત્ર પત્નિ, ન એ બધાં મૃત્યુ થકી નિવારે
વિપત્તિને મૃત્યુ તણા જ કાળે, સદ્ધર્મ પુણ્ય શરણું જ આપે.

માતા, પિતા, ભાર્યા, દાસ, દાસી શુ ત્રાણ રૂપ છે? દીવામાં દિવેલ હશે ત્યા સુધી બળશે તેમ સ્વાર્થનુ તેલ હશે ત્યા સુધી સૌ સેવા કરશે. "When Cow is old She is soon Sold" સ્વાર્થ નહિ સરે તેવી ગાયને માલિક ઊઠીને કસાઇ વાડે મૂકી આવશે. 'નાથ ઘાલીને પરાણે ઘી પાયા હતા તેવા બળદો ઉપરથી સ્વાર્થ સરી ગયો, જ્યારે સાવ વૃદ્ધ અને ચાલવાને અશકત થઈ ગયા, ત્યારે પાજરા-પોળમા મૂકી આવે, માટે આ બધો સ્વાર્થમય સસાર છે પુત્ર, માતા, પુરૂષ–પત્ની, બાપ–દીકરો શેઠ–નોકર એમ અરસ–પરસ સ્વાર્થનીજ રમત છે 'શેઠ તમારા પુત્રો આટલુ' કરવા તૈયાર નથી, તો તમે અનતીવાર શેકાવાનુ કેમ કરો છો?'

શેઠને બરાબર શિખામણ લાગી ગઇ ઉપદેશથી જે કામ ન સરે તે અનુભવથી બધુ સમજાઈ ગયુ. શેઠના જીવે પલટો ખાધો 'લાલજી મહારાજ! અત્યારે ને અત્યારે લેણ-દારોને બોલાવો મારે ચૂકતે ભરપાઇ કરી દેવું છે' હૃદય પલટો ખાતા શરીરનુ દર્દ પણ મોળુ પડી ગયુ–કલુષિત ભાવ આખો ઊડી ગયો અને બધાના પૈસા ચૂકવી પોતે કલ્યાણના માર્ગે પોતાના જીવનને ઝુકાવ્યુ નરકની વેદનાનો ભય લાગ્યો તો સવળે માર્ગે આવી ગયા અહી પણ મૃગા-પુત્ર પોતે અનુભવેલા નરકના દુખનુ વર્ણન કરતા કહે છે

रसन्तो कन्दुकुम्भीसु, उड्ढ बध्धो अबन्धवो।
करवत्त करकयाईहिं, छिन्नपुव्वो अणन्तसो ॥५१॥

હુ બૂમો પાડતો (અસહાયી) ઝાડની ડાળીયે ઊ ધે માથે બાધી, કુભીમા લટકતો રાખ્યો વળી કરવતે કરીને

મને અનતીવાર છેદ્યો ત્યાં મારૂ કોઈ દયા ખાનાર ન હતુ કર્મનો કર્તા પોતે જ બન્યો છે તો હવે ભોગવવાનું પોતાને જ છે પરિણામ પોતાનાં છે, તો ઉદય પણ પોતાનો જ છે

અહી તો દયા ખાનાર કોઈક પણ મળે. બકરાં-ઘેટા કસાઈખાને લઈ જવાતા હોય અને મહાજનને ખબર પડે, તો છોડાવી પાંજરાપોળમાં લઈ જાય, પણ ત્યાં નરકમાં દયા ખાનાર કોઈ ખરુ ? શુ પરમાધામીઓને દયા આવે કે હાસી કરે ! આજે તો ઘણા જીવોને દયા જેવા પરિણામો રહ્યાં નથી. મોટર માદી પડે તો વરસે હજાર બારસો ખર્ચી નાખવા તૈયાર, પણ દુકાનનો માણસ કે તેના કુટુબમા કોઇ માંદુ પડે, તો તરત ડીસમીસ કરી બીજો ગોતી લ્યે. પણ ભાઈ ઠીક થાય ત્યારે નોકરી ઉપર આવજે અને દવાનું બિલ પણ અહીથી લઈ જજે મુઝાતો નહિ એમ કહેનારા શેઠ કેટલા! આજે તો પરિસ્થિતિ એવી થઈ ગઈ છે, કે સૌ સૌની ગતમાં રમે છ મજૂરમ ડળ-વેપારીમ ડળ, જુદાં એક બીજાને એક બીજા ઉપર દ્વેષ વેર, ઇર્ષા, આ બધાંનું કારણ શુ ? માનવતા મરી ગઈ છે

રવિવારે સિનેમા જોવા જવુ કે હોસ્પિટલમા જવું ? કોણ દુ ખી કે નિરાધાર છે ? પૈસાનો સદ્વ્યય કરવાનો શુભ અવસર છે લક્ષ્મીનો નાશ તો થવાનો જ છે તો પછી દુખી આના દ દ દૂર કરવામા એ લક્ષ્મીનો સદુપયોગ થાય તો પછી નરકના બારણા જોવાના ન હોય

માટે વીતરાગને માર્ગે પડો મહાપુરુષો કહે છે અનતીવાર પરમાધામીઓએ કુભીઓમા નાખ્યો ત્યા કોઈ બચાવે,

સાથીદારો ભેગા ન આવ્યા જીવ આવ્યો એકલો અને જશે પણ એકલો જ છતા જિંદગીભર મનસૂબા કેટલા કર્યા?

સંસાર મૃગજળ સમાન છે, તેમા ક્યાય સુખ છેજ નહિ મનસૂબા કરો છો પણ મૃગજળથી તૃષા છીપાવાની નથી પાપ, દગા, પ્રપંચો વગેરે કરીને કઇકને મારી નાખ્યા છે પરિણામ ભોગવતી વખતે આકરૂ પડવાનુ છે માટે દુર્વાસના કાઢી, સદાચારી બનજો, અનુકંપા રાખજો

સમકિતના પાચ લક્ષણો કહ્યા છે તેમા જિનશાસનને દીપાવે સાધુની સેવા કરે, ધર્મથી ડગતાને સ્થિર રાખે, સાધુ-સાધર્મીની વૈયાવચ્ચ કરે અને ધર્મ વિષે ચતુરાઈ રાખે, બીજાનુ દુ ખ દેખી અનુકંપા ભાવ જાગે આવા આત્માઓને નરકમા દ્વાર જોવા પડતા નથી

નરકમા પરમાધામીઓ નારકીઓને કરવતથી વેરે છે, જીવતા ખાલ ઉતારી નાખે છે જેમ અહીં ડૉકટર બનતા, જીવતા દેડકાની ખાલ ઉતારે છે, કૂદી ન શકે એટલા માટે ચારેય પગે ખીલીઓથી પગ જકડી રાખે છે અને પછી સ્નાયુ, અવયવો વગેરે જોવા માટે દેડકાના શરીરની ખાલ ઉતારે છે એમ કેટલાય દેડકાના કચ્ચરઘાણ વાળી નાખે આવા કાળા વકર્મથી બાધેલા કર્મ તમને નહિ મૂકે તમારા પુત્રને ડૉકટર બનાવો છો તે કઇ રીતે થાય છે! બીજાને બચાવ -વાની વાત તો આગળ ઉપર રહી, પણ જેને જીવાડવાની શક્તિ તારામા નથી તો પછી તેને મારી નાખવાનો તને શુ અધિ- કાર છે? આજે ડૉકટરો જે ભણી રહ્યા છે; તે કૉલેજમા જાવ અને નિરીક્ષણ કરો તો ત્રાસ થઈ જાય આ કર્મ ભોગ- વવા આકરા થઈ પડવાના છે

મૃગાપુત્ર કહે છે માતા! નરકની દુઃખીઓમાં મે અનતીવાર દુઃખ ભોગવ્યાં છે સયમમા તો શુ દુઃખ છે? હજુ પણ નરકના દુઃખોનું ધ્યાન કરશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

### વ્યાખ્યાન ૯૬ મુ

સવત ૨૦૨૦ આસો વદિ ૮ મગળવાર, તા. ૨૭-૧૦-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તાથે સિદ્ધાંત પ્રરૂપ્યાં, ઉત્તરાધ્યયન સુત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે.

મૃગાપુત્રને જાતિસ્મરણ જ્ઞાન થતા પૂર્વે થયેલા સજ્ઞી પંચેન્દ્રિયના ભવો યાદ આવે છે નરક ગતિમા ઉત્પન્ન થયેલા અને ત્યા જે દુઃખો સહન કરવા પડેલાં તેનુ ધ્યાન માતા પિતાને આપી રહ્યા છે

વૃક્ષને સુતાર જેવી રીતે છેદે કાપે ટુકડે ટુકડા કરે, તેવી રીત નારકીઓને પરમાધામીઓ ફાડે છે છેદે છે, ટુકડા કરે છે શાલ્મલી વૃક્ષોના થડ સાથે બાંધી હઈ હાથમાં નેતરા લઈ તેને વૃક્ષ સાથે મસળે છે વૃક્ષના થડમાં તિક્ષ્ણ કાટા હોય છે તે નારકીના શરીરમા ભોકાતા અપાર વેદના થાય છે હે માતા! આવી વેદના મારા અને તમારા જીવે અનતી વાર ભોગવી છે પણ વર્તમાન મળેલા સુખમા આ બધાં દુઃખો ભૂલી જવાય છે નરકના દુઃખો વર્તમાન સુખ આડે દેખી શકાતા ન હોય પણ જ્ઞાનીઓના કહેવા પ્રમાણે શ્રદ્ધામાં તો

લાવો. ચાર્વાક મત પરભવને માનતોજ નથી ખવાય તેટલુ ખાઇ લ્યો, પીવાય તેટલુ પી લ્યો ચાર્વાક એ નાસ્તિકવાદ છે જૈનદર્શન કહે છે, કે ભૂતકાળ હતો, વર્તમાન છે અને ભવિષ્યકાળ પણ હશે આત્મા ત્રણે કાળમા ટકવાવાળો છે દેહની પર્યાય બદલાય છે. જૈન કુળમા જન્મ થયો ત્યારથી જ એ ગળથુથીમા પાચુ હોય, કે દેહ તે તુ નથી, અનત જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, બળ વિર્યનો તુ ધણી છો બીજા એવાં દર્શનોમા–મતમા જન્મ થયો હોત તો આ વાત હૈયામા બેસાડવી ભારે થઈ પડત મિમાસકો, આત્મા છે એમ કહે છે પણ મોક્ષમાર્ગને ઉવેખે છે આત્મા સ્વર્ગમા જાય છે, મોક્ષ જેવુ કાઇ છે જ નહિ તમે અહી જૈન કુળમા આવ્યા તે શુ ઓછુ ભાગ્ય સૂચવે છે?

અહાહા કેવુ ભાગ્ય જાગ્યુ, વીરના ચરણો મળ્યાં,
રોગ, શોક, દરિદ્ર સઘળાં, તેહથી દૂરે થયાં.
કામધેનુ કામકુંભ, ચિંતામણી સમ તું મલ્યો,
આજ મારે આંગણે, શ્રી વીર કલ્પતરૂ ફળ્યો

કવિઓ ભક્તિરસના કાવ્યપાન કરાવતા કહે છે, હે નાથ! હુ રખડતો ભવાટવીનો મુસાફર, સુદર ભાગ્યના યોગે જિનેશ્વર દેવના ચરણે આવ્યો કામધેનુ, કામકુભ, ચિતામણી રત્ન, અને કલ્પતરૂ, આ ચારેય મારા આગણામા પ્રાપ્ત થયા, તે હુ કેવો ભાગ્યશાળી? ભગવાનનુ શાસન મળ્યુ તેટલેથી ભાગ્યની ઈતિસમાપ્તિ ન સમજશો પણ પ્રભુએ જે રાહ બતાવ્યો છે તે આજ્ઞા પ્રમાણે અઢાર પાપસ્થાનનો ખ્યાલ રાખી તેને તજવા જ્ઞાન, દર્શન, ચારિત્રમા રમણતા કરવી, તે આજ્ઞા છે અનંતકાલ રખડતા ઢોરની જેમ રખડયા, દૂધાળા

ઢોરને માલિક ખીલે બાંધે છે અને દુધ વગરના—હરાયા ઢોરને, છુટા મૂકી દયે છે આપણે આજ્ઞાના ખીલે બંધાવું છે કે રખડતું રહેવું છે? આજ્ઞાના ખીલે બંધાયા પછી નાનકડું કર્તવ્ય પણ મેરૂ પર્વત સમાન બની જાય છે

શાલીભદ્રે પૂર્વ ભવમાં પવિત્ર મુનિ પ્રત્યે બહુમાન આવતા ખીરનું દાન આપતા, અણુ જેટલુ દાન શાલીભદ્રના ભવમા કેટલુ મેરૂતુલ્ય પરિણમ્યુ ! જ્યારે નાગેશ્રી બ્રાહ્મણીએ પવિત્ર ધર્મરૂપી અણુઆરને કડવા તુંબડાનુ શાક વહોરાવ્યુ, તેને પરિણામે અનંત કાળ સુધી રખડવું પડયુ માટે કર્તવ્ય કે અનુષ્ઠાનની કિંમત એની પાછળના ભાવની છે

સિદ્ધસેન દિવાકર ભગવાનની સ્તુતિ કરતા કહે છે હે નાથ! અનંતીવાર તારા દર્શન કર્યા પણ હૃદયમાં પ્રેમ વડે ધારણ કર્યો નહિ કાયા બીજે અને મન બીજે ભમતુ હોય બે ઘડીની સામાયિકમા પણ મનને સ્થિર રાખવાનું મુશ્કેલ બને છે ને! ભક્તિ કેવી છે? વેશ્યા નારી જેવી છે કે સતી સ્ત્રી જેવી! વેશ્યાનું મન ક્યાંય હોય અને તન બીજાને સોંપે. તે પ્રમાણે ભગવાનની ભક્તિ કરતા મન ક્યાંય રખડતુ હોય દત્તચિત્ત ન થવાતુ હોય તો તે બરાબર ફળદાયી ન થાય જેના તન, મન વાણી એકમેક થઈ પ્રભુના ચરણમાં સોંપાય છે તેને પછી પંદરભવથી વધુ ભવ કરવાના રહે જ નહિ વિતરાગની વાણીનુ વચન આપણા દિલને સ્પર્શતું નથી એ આજ્ઞા જો સ્પર્શી જાય તો બેડોપાર થઈ જાય

જેના હૈયામાં જૈન શાસનની આજ્ઞા હોય તેને નરક ગતિના દુઃખ ભોગવવા પડતા નથી જ્ઞાનીઓ કહે છે, સાવધ

થા તારી કાર્યવાહી તપાસ, કરેલા કર્મ ભોગવ્યા વગર છૂટકો જ નથી આખમા કણુ પડે તો ઝટ કાઢવાનુ મન થાય તો આત્મામા ઘણા પાપો ભર્યા છે તે ખૂચે છે? અને જેને ખૂચતા હોય તે અનીતિ-અન્યાય કરે ખરા! એનુ હૈયુ એક પ્રભુને ઝખતુ હોય છે! હે પ્રભુ! મને પાપમાથી બચાવ, હુ તારે શરણે છુ "शिष्यस्तेऽहं साधिमां त्वां प्रपन्नम्" અનંત કાળ થયો, છતા જીવે પાપકર્મ કરવામા બાકી રાખી નથી ધર્મ પ્રત્યે રસિકતા જગાડી નથી

મૃગાપુત્રના હૈયામા ધર્મ પ્રત્યેનો રસ જાગ્યો છે. ભોગના સાધનો, રાજસાહ્યબીનુ સુખ, બત્રીસ રાજ રમણીઓ વગેરે સુખને લાત મારી નીકળવા તૈયાર થયા છે. તમારી સન્મુખ ધર્મ પડયો છે. તમને ધર્મ ગમે કે ભોગના સાધનો ગમે! લાખ નથી મળતા છતા લખપતિ થવાની ઇચ્છા કેટલી છે! જ્યારે મૃગાપુત્રને મળ્યુ છે છતાં લાત મારવા તૈયાર થયા છે ફરક કેટલો? આમા મેળ કયાથી મળે! કેળા અને મીઠુ, સાકર અને મૂળા પેઠે મેળ કયા મળે?

મૃગાપુત્રના હૈયામા રસિકતા જાગી છે, જાતિસ્મરણ જ્ઞાનમા નરકના દુખ દેખાણા છે જેનુ વર્ણન માતા પિતાને કરી રહ્યા છે

આજે પૂજ્ય આચાર્ય શ્રી જસરાજજી મહારાજ સાહેબની પુણ્યતિથિ છે મહારાજશ્રી જ્ઞાની, ધ્યાની, અને પડિત શિરોમણી હતા ક્ષત્રીય હતા સત પુરુષનો ભેટો થતા પવિત્ર આત્માના ઉપાદાનની જાગ્રતિ થઇ ગઈ પુણ્યશાળી આત્માને જરાક નિમિત્ત મળતા ઉપાદાનની તરત જ જાગૃતિ થાય છે

આવા પૂજ્ય જશરાજજી મહારાજ હતા અમે તો એમને નીરખ્યા નથી. પણ અમારા વિદુષીગુરૂણીજી દિવાળીબાઇ મહાસતીજી તેઓશ્રીના બહુ ગુણગાન કરતાં વાતે વાતે કહેતા, કે શું જસરાજજી મહારાજનો ઉપકાર ! પોતે આંખ હતા, છતા આતરચક્ષુ ખુલ્લા વર્તતાં અમારાં ગુરૂણીજી ઉપાશ્રયમા પગ મૂકે કે પારખી જતા ક્ષયોપશમ શક્તિ કોઈ ઓર હતી અમારા પૂ. મહાસતીજી પૂજ્યશ્રીના ઉપકાર વિષે બહુ વાત કરતા તમારામાથી ઘણાએ તેઓશ્રીના દર્શન કર્યાં હશે.

જ્યારે આતમનો દિવડો જાગે ત્યારે અંધારા દૂર દૂર ભાગે,
લાગે ખારો સંસાર લાગે પ્યારો અણગાર
એને આત્માના સુખની રઢ લાગે
જાગ્યો રે આત્મા, આશ જાગી,
મુક્તિના સુખની પ્યાસ લાગી, અભિલાષ જાગી.

આવા પવિત્ર આત્માઓએ જગતમા કેટલાયને જગાડયા છે સાસારિક સુખના વિષયો ફેંકી દેવા જેવા છે એમાં રચ્યા પચ્યા રહો નહિ ધર્મ એકજ પવિત્ર છે અને ગ્રહણ કરવા લાયક છે આ અમર ફળ છે તેને ખાઓ તો સિદ્ધનાં શાશ્વત સુખ મળશે.

લાકડા લાકડામા જેમ ફરક હોય છે તેમ સાધુ સાધુમા પણ ફરક હોય છે સાધુ બની માન, મોટાઈ, પૂજા, શ્લાઘા મેળવવા ધનિકોના વાંસા થાબડવા અને એવાનું રૂપ કરી તેમા માધાતા થઈ બેઠા હોય અમે કઈક છીએ પણ ભાન ન હોય કે સત્ય હકીકત શુ છે ! રાગની દ્રષ્ટિને લઈને ખોટા આગળ આવી જાય છે કઈક છીએ એ બતાવવા

મત્ર-તત્ર, દોરા-ધાગા, આડી અવળી વાતો કરી સામાને કેમ પાડવો, આવી જાતની હરિફાઈ ચાલતી હોય પણ સાચા સતારા સામે ખોટા સતારા કયા સુધી ટકી શકે? સાચો સતારો કહેશે, પાણીમા પડ તો ખબર પડે! સાચા સોનાની સામે રોલ્ડગોલ્ડ કયા સુધી ટકી શકવાનુ? પણ હમેશા સાચી વસ્તુની જ હરિફાઈ થાય છે. ધૂળ સામે ઢેફાએ હરિફાઈ કરી જાણી છે? ઘણા સાચા સાધુઓ આગળ થઈ ગયા છે તેની કીર્તિ હજી પણ ગવાય છે તેઓ અગરબત્તીની જેમ સુગધ-સુવાસ ફમૂતા જાય છે

પૂજ્ય જસરાજજી મહારાજ મરૂ ભૂમિમા વૃક્ષરૂપ, દુખિયાને વિસામારૂપ અને ડૂબતાને આધારભૂત હતા, આવા શરણભૂત મહાત્મા મળવા બહુ દુર્લભ છે વેશધારી, માર્ગને લજવનારાને, ગુરૂ ન કહેવાય ગુરૂ ત્યાગી કે ભોગી! આવા કુસાધુઓ સમાજ અને શાસનને કલકરૂપ છે

કણબીએ પોતાના પુત્રને શિખામણ આપતા કહ્યુ - હતુ કે ખાડામા પગ પડી ન જાય તેની તકેદારી રાખજે બાપનો આશય એ હતો કે, કોઇ પણ સ્ત્રી ઉપર ખોટી દૃષ્ટિ કરતો નહિ, પણ પુત્ર આશય સમજતો નથી ગાડુ લઇને જાય છે ત્યા ખાડો આવતા ગાડા ઉપરથી ગબડી પડચો પાછો પિતા પાસે આવ્યો અને કહેવા લાગ્યો ગજબ થઇ ગયો બાપે બધી હકીકત સાભળી પછી કહે, ભાઇ! મે આમ કીધુ નથી આ ખાડાની વાત કરી નથી તારી દૃષ્ટિ, કુદૃષ્ટિ ન થાય તે જોવાનુ છે આશય સમજ્યા ન હોય ને આવુ કરી બેસે સિદ્ધાતના આશયને,. રહસ્યને સમજો સાધુ કઈ

ભાષામા વાત કરે છે તે સમજો છો ને ! કોઈ પણ સ જો એમા એનો સ ગ થાવ જ નહિ એકલી સ્ત્રીને ત્યાં એકલા સાધુથી વહોરવા પણ જવાય નહિ. સાધુપણુ બહુ કઠિન છે.

પૂ. જસરાજજી મહારાજને ૩ર આગમોનો સારો અભ્યાસ હતો અખિશુદ્ધ બ્રહ્મચારી સ યમના ભાવમા સ્થિર રહેનારા હતા તેમના જવાથી સ પ્રદાયને, આખા જૈન સમા જને ખોટ પડી છે

મૃગાપુત્ર સ્વાનુભવની વાત માતાપિતાને કરી રહ્યા છે વળી પણ શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૯૭ મુ

સ ૨૦૨૦ આસો વદિ ૯ બુધવાર, તા. ૨૮–૧૦–૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાત. ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯ મા અધ્યયનમા મૃગા પુત્રનો અધિકાર ચાલે છે

મૃગાપુત્ર નરકના દુ ખોનુ વર્ણન કરતા કહે છે કે માતા ! જેવી રીત કૃષિકાર શેરડીને કોલુમાં નાખી પીલે છે તેવી રીત પરમાધામીઓ નરકના જીવોને કાલુમાં નાખી પીલે છે ગેરડી તા એકેન્દ્રિય જીવ છ જ્યારે નારકીના જીવો પ ચેન્દ્રિય જીવા છ અને ગરડીન તા એકજ વાર પીલે ત્યા નારકીને તા અન તી વાર પીલાવુ પ છ આ ગતિ જીવે પોતાને જ મા ા ઉભી કરી ્ મનુ ય ભવમા પાચ ઈન્દ્રિયો મળેલી ત્યા વ ા ન કરી શકયો પાચ ન્દ્રિય અને છઠ્ઠુ મન

આવા સાધનો મળવા બહુ જ દુર્લભ છે. તે મળવા છતા તેનો સદ્ઉપયોગ કરી ન શક્યો મનનુ મશીન મનનનુ ઓઈલી ગ માગે છે જે સાધનથી તરી શકાય તેને બદલે તે બ ધનરૂપ બન્યા

> સૌ સાધન બંધન થયાં, રહ્યો ન કોઇ ઉપાય,
> સત્સાધન સમજ્યો નહિ, ત્યા બંધન શું જાય?

સાધનો દ્વારા છુટવુ જોઇએ, તેના બદલે જીવ બ ધાતો ગયો બ્રહ્મચર્યમા ટકી રહે તો અન ત સ સાર કટ કરી નાખે અને આજ ભવમા અબ્રહ્મચર્યથી અન તો સ સાર વધારી નાખે માનવ ભવમા આ બધા સાધનો, પાચ ઇન્દ્રિય અને છઠ્ઠુ મન, મળ્યા છે તેના સદ્ઉપયોગને બદલે કઈક જીવો તેનો દુરઉપયોગ કરી રહ્યા છે માનવ ભવ અન ત સ સારનો અ ત કરવા માટે છે માનવ પાસે જ્ઞાન છે, શ્રદ્ધા છે, ચારિત્ર છે તે વીર્યાતરાયનો ક્ષયોપશય કરી શકે છે

માનવ ભવમા સાધનો મળ્યા મન મલ્યુ, જે વડે ભેદ વિજ્ઞાન પ્રગટાવી સ્વ સ્વભાવમા ઠરવાને બદલે પરના વિચારોની હારમાળામા ઉતરી ગયો છે ફીલ્મની જેમ, આ મનના ફોટા નથી લઈ શકાતા, નહિતર મનની કેવી રખડપટી છે, તેની ખબર પડત

મન એક સુ દર મશીન છે ઘણા પુણ્યોદયે મન પ્રાપ્ત થાય છે એકેન્દ્રિય જીવને એકલી કાયા જ હોય છે, બે ઇન્દ્રિય જીવોને કાયા અને જીભ જ હોય છે, તે ઇન્દ્રિય જીવોને કાયા, જીભ, અને નાસિકા, ચોરેન્દ્રિય જીવોને કાયા, જીભ, નાસિકા અને આખ હોય છે અસ જ્ઞી પ ચેન્દ્રિય જીવને પાચેય ઇન્દ્રિયો હોવા છતા મન નથી હોતુ, એથી મનન

કરવાની તાકાત અસંજ્ઞી પંચેન્દ્રિય જીવોમાં હોતી નથી. જેને પાંચેય ઈન્દ્રિયો સાથે મન મળ્યુ છે તેવા જીવોને સંજ્ઞી પંચેન્દ્રિય કહેવાય છે મન દ્વારા જીવ ક્રિયા વિચારી કરી શકે છે અને જેના વિચાર શુદ્ધ, તેના આચાર પણ શુદ્ધ થતાં જીવન ઊંચા પ્રકારનું બને છે કર્તવ્ય પ્રથમ મનમા સંકલ્પરૂપે ઉગવે, પછી વાણીમાં આવે અને છેવટે કાયા દ્વારા પરિણમે કાયા અને વચનને રોકવું અઘરૂ છે, પણ તેથી અઘરૂ મનને રોકવાનું છે અશુભ વિચારો આવે તો તાબડતોબ ઓપરેશન કરાવી નાખવું મન તો પશુ, પક્ષી, નારકી, દેવ વગેરેનેય છે, પણ માનવનુ મન કંઈક વિશિષ્ટ છે

સોપાન એણી મનુષ્ય માટે છે પશુને નથી. પશુનું મન સ્થુલ છે વિવેક અવિવેકનું ભાન નથી દશ ગાયો હોય તેમાં નવ ગાયોને ચારો આપ્યો હોય અને એકને આપવો બાકી હોય તો નવ ગાયો વિવેક જાળવતી નથી ખાવા મંડી પડે છે જ્યારે માણસને તો દરેકના ભાણા પીરસાણા ન હોય ત્યાં સુધી કોઇ ખાતુ નથી આટલો વિવેક વર્તે છે માટે એ વિવેક દ્વારા મનને નિર્મળ બનાવો

જેટલુ મન નિર્મળ, તેટલો આત્મા ઊંચે ચડે છે અને જેટલુ મન મલીન, તેટલો વધારે કર્મ બંધ પડે છે અધમ વિચારો દૂર કરવા માટે સંતના ચરણો સત્સંગ કરવાની જરૂર છે સત્સંગ સુક્ષ્મ વિચારોની ખીલવટ કરે છે કલ્યાણને માર્ગે દોરે છે એમ સત્સંગ કોઇ ઓર કામ કરે છે

સંત પુરુષોના ચરણોમાં જતા આત્માને ઠંડક થાય

છે, કષાયનો ઉકળાટ સમી જાય છે, સત પુરુષોના અ ગે અ ગ-માથી શીતળતાના પરમાણુઓ વહ્યા કરે છે સ ત પુરુષોના પરમાણુ શાત અને પવિત્ર હોય છે

માનતુ ગ આચાર્યશ્રીએ કહ્યુ છે – હે નાથ ? ત્રણુ ભુવનની અ દર શુભ વર્ણુ–રસ, ગ ધ, સ્પર્શ આદિના જે પર-માણુ હતા તે બધા ભેગા થઈને જ જાણે કે તમારા દેહનુ નિર્માણુ થયુ ન હોય ? સ ત પુરુષોના દેહસાથી બ્રહ્મચર્ય ભાવને સ્પર્શતા પરમાણુઓ નીકળે છે, તે આસપાસના વાતા-વરણુને પણુ નિર્મળ કરે છે

આગળના સ તો જ ગલમા વસતા, કારણુ કે ત્યા પવિત્ર વાતાવરણુમા પરમાણુ ચોકખા હોય છે પરિણુામના વિચાર તો પોતાના જ છે, પણુ વાતાવરણુ નિમિત્ત કારણુ છે આ વાત એકાતે કહેવાતી નથી બાકી વાતાવરણુની અસર તો થાય જ છે વસતીનુ વાતાવરણુ ગ દુ હોય છે ગૃહસ્થના મકાનની અડોઅડ સાધુનો ઉપાશ્રય હોય તો સ ત મહાત્માના આદોલનોને કોઈ વાર અસર કરી જાય છે

આગળના ગૃહસ્થો સ તાનના હિત માટે થઈને ગર્ભ રહે, ત્યારથી ત્રણુ વર્ષ સુધી સ યમ પાળતા બાળક અસ યમી પરિણુામવાળો ન બને તેની તકેદારી રાખતા આજે તો ઉગતી વયમા જ બાળકોને વિકાર ઉપડે છે તેમા માબાપોનો દોષ રહેલો છે

કોઈ એક રજપુતાણીનો બાળક પારણુામા પોઢયો છે એક વખત તેનો પતિ પાલવ પકડે છે ત્યારે પત્ની પતિને ચેતાવે છે અરે કોઇક ત્રીજો માણુસ જોઈ રહ્યો છે. પતિ કહે,

કોણુ ! આ બાળક પત્નીએ કહ્યુ જુઓ ! પાસણે પોઢેલો બાળક આખ આડા હાથ દઇ દયે છે આપરાજનાં આવા બચપણના લક્ષણો હતા તે ક્ષત્રિયાણી ત્યાંથી ધણીને રવાના કરી દઇને પોતે પોતાની હાથે કટાર ખાઇ મરી ગઇ પુત્રનુ વાણી સુધારવા. ત્યાર પછી આપરાજના બાપને બીજા લગ્ન માટે બહુજ કહેવામા આવ્યુ છતાં તેણે કહ્યુ કે આવી ટેકીલી અને લાજવાળી મરનારી બાઈ જેવી કન્યા હોય તો પરણુ

જીવનમા મર્યાદા હોવી જોઇએ બાળકોને સુધારવા ગૃહસ્થોએ વાતાવરણ શુદ્ધ રાખવું જોઇએ, વૈજ્ઞાનીકોએ પુરવાર કર્યું છે કે આંદોલનની અસર થાય છે વસ્તી ગીચ હોય, સસારીઓ વસતા હોય, આંદોલનો સ્પર્શતા હોય ત્યા ઉપાદાન શકિત જેની તીવ્ર હોય તેને વાધો નથી. બાકી નબળો હોય તેને વાધો છે પાણીને ઉચે ચ ઙાવવામા મહેનત પડે છે પાચમે માળે પાણી ચઢાવવું હોય, તો પ્રથમ ટાંકી તેટલી ઉંચી કરવી જોઇએ છે તેમ અધ્યાત્મભાવમા ઉચે ચડવા મનરૂપી ટાકીના વિચારો ઉચા જોઇશે. મન નીચુ કે અધમ હશે તે જ્ઞાનના પુસ્તક ભલે વાચી જતો હોય પણ હણુ તેનું મન લોચતળીયેજ બેઠેલુ હશે, તો છાર પર લિપણુ તેના જેવી દશા સમજવી

સાખ્ય મત માને છે કે પુરુષ ચૈતન્યવતો છ, પ્રકૃતિ ૮ છ જાત જે દશ્યમાન થઈ રહ્યુ છે તે પ્રકૃતિનું પરિણમન થયેલુ છ નિશ્ચયનયની અપેક્ષાએ આત્મા સિદ્ધ જેવો છે શુદ્ધ બુદ્ધ નિરજન છ તેને કમ લાગતા નથી ચૈતન્ય આમા અને કમ તે જડ છે બન્ને ભિન્ન છે એક પણ

વાત સાચી છે પણ તદ્દન ભિન્ન માની લઇને યથેષ્ટ વિચરવા લાગી જાય તો તે વ્યભિચારના અખાડામા આવી જાય છે જે જ્ઞાતા-દષ્ટા હોય, તેના જીવનના કાર્યો કેટલાં ઊંચા હોય ?

ત્યાગ-વૈરાગ્યથી મોક્ષના ધ્યેયને પામવાનુ છે, જે ધ્યેયને ચૂકે છે, તે આગળ વધી શકતો નથી અધ્યાત્મ ભૂમિકા પ્રાપ્ત કરવા, પ્રથમ વ્યહવાર શુદ્ધિ જીવનમા લાવવી પડશે. દેખાતા પદાર્થો અસત્ છે, તેનાથી મનને કાંઈ લાગે વળગે નહિ, એમ માન્યતા કરવાથી છૂટી જવાતુ નથી મનને પવિત્ર કરવાની જરૂર છે જેનુ મન પવિત્ર તેની વાણી પણ પવિત્ર છે અને કાયા પણ પવિત્ર છે જે ઈન્દ્રયોને વશ પડયો તે તો અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી સ્થિતિમા છે

જેણે મન અને પાચે ઇન્દ્રિયોને વશ નથી રાખ્યા, તે જીવો એકેન્દ્રિયપણે ઉત્પન્ન થાય છે શેરડી પીલાય છે ત્યારે રસ અને છોતરા જુદા પડે છે. કેટલી તીવ્ર વેદના અનુભવાતી હશે ! તેવી રીતે પરમાધામી નારકીના જીવોને શેરડીની જેમ કોલુમા નાખી પીલે છે મરવા ઇચ્છે પણ નિકાચિત આયુષ્યને લઈને મરી શકતા નથી

આપણને જાગ્રત કરવા માટે થઈને શાસ્ત્રકારે નરકના દુખનુ વર્ણન કરતી ગાથાઓ પ્રરૂપી છે આ જીવે તાડન, તર્જન, વધ, બધ, કલેશ, પરિસહ, પરવશપણે અનતીવાર સહન કર્યું છે પણ અત્યારે જો કોઈ ટુકારો કહે તો ટૂકો થઈ જાય

એક માણસ સ્વ ઇચ્છાથી ચોવિહારા અઠ્ઠમના પચ્ચ-ક્ખાણ લ્યે છે, સ્વ ઇચ્છાથી તપ કરે છે, તેને દુખ લાગશે

નહિ પણ નિર્જરા થશે. પણ કોઇ માણસ રોગથી પીડાતો હોય પેટમાં ચાકુ પડી ગયુ, હોય અને ડૉક્ટર કહેશે કે ત્રણ દિવસ સુધી કાઇ પણ ન લેશો, તો પરવશપણે સહન કરશે ભિખારી મોટા પોકાર કરી ભીખ માગે છે ત્રણ દિવસ ફરે છતા કાંઇ ન મળે અને સાધુ ગોચરીએ જાય અને તેને પણ સુજતુ ન મળે, તે બ નેમા કાંઈ ફેર લાગે છે? સાધુ સ્વ ઇચ્છાએ કમ ખપાવી રહેલ છે, જ્યારે ભિખારી આત અને રૌદ્ર ધ્યાન કરી કમ બાંધી રહ્યો છે

માંદો માણસ, એક ચમચો ભાત માગે, ઘરનાઓ આપે નહિ કારણ કે તેના હિતની તરફ દ્રષ્ટિ છે માદો માણસ પણ આહાર ન મળવાના કારણે કર્મ બાંધી રહ્યો છે છોકરો કહે, બટાટાંનુ શાક કરી આપો, તો કરી આપો ખરાને? આજે તો ચોકલેટ ચેવડા આઇસક્રીમ, ગુલ્ફી વગેરે જેમા અભક્ષ્ય આવતા હોય ખાવા યોગ્ય ન હોય તેવાં ખાણા ખાઓ છો પણ આવી વસ્તુ ખવાય નહિ નીકળ બહાર, એમ કહેનારા કેટલા છો? નાનો બાળક ભરાઇ ગયો હોય, ને કોઇ કહે, કે દારૂની ચમચી પાવ એટલે શરદી તૂટી જશે, તો નિર્દોષ બાળકના દેહને પણ વટલાવવા તૈયાર થઈ જાવ!

પૂ કસ્તુરબાને મ દવાડ થયો ડાક્ટરે કહ્યુ– કે માંસનો શેરવો ખવરાવવો પડશે વાત સાભળતા જ ગાંધીજીને કહે છ મને અહીથી ઝટ ઉપાડો આ લોકો દવાને બહાને કાંઇક ખવરાવી દીએ તો શુ ખબર પડે? હુ મરી જાઉં તો ભલે પણ મારી કાયા ભ્રષ્ટ કરશો નહિ ધમ પ્રત્યે કેટલી શ્રદ્ધા? દેહ ટકવો તે તા આયુષ્ય કમ પ્રમાણે છે દવા ઈન્જેકશનોથી દેહ ટકે એ માનવુ મિથ્યાત્વ છે

દર્દીઓનાં દર્દને, દફનાવનારૂં કોણ છે ?
દોરી તૂટી આયુષ્યની, ત્યાં સાંધનારૂં કોણ છે ?

તાવ આદિ દર્દ વખતે પરવશપણે સહન કરવુ પડશે, તો પછી સ્વાધીનતાએ સહન કરી કર્મ ખપાવવા કેમ આગળ પડતા નથી ? અઠ્ઠમના પચ્ચક્ખાણ કરનાર, નારકીમાં ક્રોડ વરસ સુધીના કર્મ ખપાવે તે કરતા વધારે કર્મ ખપાવે છે. આત્મા પાસે એટલી શકિત છે ગુમડુ થયુ, ફૂટયું, વળી થયુ, ફૂટયુ, એમ કેદિ આરો આવે ? પણ જો ચેકો મૂકવામા આવે તો રસી નીકળી જાય ને તુરત આરામ થાય એમ કર્મ ઉદયમા આવે ત્યારે ભોગવવુ, તે કયારે આરો આવે ? તપ એ ચેકો મૂકવા બરાબર છે, માટે સ્વાધીનતાથી તપ કરીને કર્મને ખપાવો.

ખવાય કેટલી વાર ! બજારમા હાલતા, ચાલતા ખવાય ? આખો દિવસ બીડીયો તો ચાલુ વ્યસન એટલા બધા આજે વધી પડયા છે કે દિવસના ૨૦-૨૫ કપ ચા જોઈએ, પાનના ડૂચા પણ તેટલા ખાવા બેસે ત્યારે ભાઈને તો દશ વાના વગર ચાલે જ નહિ

આજનો માનવી પોતે ઊભી કરેલી સગવડોનો જ ગુલામ બન્યો છે પ્રહેલા માણુસ ટેવ પાડે છે, પછી ટેવ માણસને પાડે છે વ્યસની માણુસ કોઈ પણ બાધા લેશે નહિ બાધા વળી શુ કહેવાય, મહારાજ ! ધાર્યા પ્રમાણે બાધા દેજો મહારાજ પૂછે, તારૂ ધારવુ શુ છે ! તો કહેશે, અણોઠીની દાળ ન ખાવી, કડવી તુબડીનુ શાક ન ખાવુ, સિહની સામે લડાઈ ન કરવી, સાચા મોતીની ઘુઘરી ન ખાવી ! કઈ દશા છે ? બાધાથી છેટો ભાગનાર આત્મ કલ્યાણ શુ સાધી શકશે ?

માટે વ્રતના વેરી થશો નહિ. વ્રત લ્યે છે તેને ધન્ય માનજો શ્રાવક તો વ્રત લેવાના મનોરથ ચિંતવતો હોય

એક રોગમાથી અનેક રોગ થશે પેટ—માથુ દુખે વગેરે અનેક પ્રકારની વદના થાય છે, તે પૂર્વે કર્મ બાધ્યા છે, તેના ઉદયનું આ પરિણામ છે જે ભોગવ્યા વગર છૂટકો નથી ડાયાબીટીસ થયુ હોય ને આ મૂકી દ્યે તે કાઇ તપ નથી ઇચ્છાનો નિરોધ એ તપ છે જેને ઇચ્છા હોય સાધન પણ હાજર હોય લીધેલો ખોરાક બરાબર પચતો હોય છતા ત્યાગી દે તે સાચો ત્યાગી છે

આગળ તો જૈનોના ઘરમા કદમૂળ ખવાતા જ નહિ આજે તો જૈનોને ઘેર બટેટાના શીકા ભર્યા હોય. આતે જૈનનું ઘર મનાય? સ્વામીનારાયણ પથવાળા પણ ડુગળી—લસણ ખાય નહિ ભગવાનને થાળ ધરતાં ડુંગળી ભેળ હોવાને કારણે દઈ પછી એઠી ન ખવાય ફક્ત એટલુ જ સમજતાં ડુંગળી—લસણને ખાતા નથી. અમે સમજણ આપીએ છીએ કે એમા અનતા જીવો છે છતા તમારે કાઇ છે વિચાર? નાતના વડા ભાઠે આપો ત્યારે કદમૂળ આહાર ન થાય તેવી શરત રાખીને આપો છો? આજ તો આખો આખા કાન કરી ગયા છો અજ્ઞાનતાની હદ નથી રહી.

વળી નારકીઓને પરમાધામી દેવો લોહાના રથમા જોડે છે અહી બહુ ભાર ભર્યો હોય ચોવીસ મણનો સરકાર તરફથી ભાર ભરવાનો કાયદો હોય છતા ચોત્રીસ મણ ભરે, વળી ઉપરથી પશુઓને પરોણાથી માર્યો હોય તેની નરકમાં

પરમાધામીઓ કેવી દશા કરે છે ? લોઢાના રથમા જોડે ઘોસરુ તો સળગી રહ્યુ હોય છે કાધ ઉપર મૂકે તો અપાર વેદના પરવશપણે સહન કરવી પડે છે

પ્રતિક્રમણમા પહેલા વ્રતમા 'પેયાલા' શબ્દ બોલો છો ને ? પેયાલા એટલે પાતાળ કળશા જેવા પ્રધાન એવા પાતાળ કળશા જેવડા અતિચાર સેવ્યા હોય તેના કેવા ભયકર પરિણામ આવે છે, તેનુ વર્ણન મૃગાપુત્ર કરી રહ્યા છે સ્વાનુભવની વાત કરી રહ્યા છે પોતે નારકીપણે જે અનુભવ્યુ છે, તેની વાત માતાપિતાને કહી રહ્યા છે વળી પણ શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે

## વ્યાખ્યાન ૯૮ મુ

સવત ૨૦૨૦ના આસો વદિ ૧૦ ગુરૂવાર, તા. ૨૯-૧૦-૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે

**कुवन्तो कोलसुणएहि, सामेहि सबलेहि य ।**
**फाढिओ फालिओ छिन्नो, विप्फुरन्तो अणेगसो ।।५४।।**

જીવનમા જીવો જે જે ક્રૂર કર્મો કરે છે તેના પરિણામ રૂપ નરકના દુ ખોનુ વર્ણન મૃગાપુત્ર, સ્વાનુભવથી કરી રહ્યા છે જે જીવો હિંસા કરી ત્રસ-સ્થાવર પ્રાણીની તીવ્ર પણે ઘાત કરે છે, કોન્ટ્રેકટથી સોસાયટીઓ ઊભીકરનારાઓ પાણી, અગ્નિ, ચુનો, પથ્થર, કીડી, આદિ અનેક ત્રસ-સ્થાવર જીવોનો સહાર

કરી નાખે છે મશીન, ઘાણા, સચા આદિ હિંસા કરી કેટલાયે જ તુઓને પીલી નાખે છે આ બધી હિંસા પોતાને કેમ આનદ મળે, શાતામળે તે માટે થઈને કરી રહ્યો છે માન-કષાયને પોષવા, જીવ ચીકણા કર્મ બાંધે છે પણ મૂળાના, શાકભાજીના ભવમાં પગ વડે કચરાણો, એવા અનેક ભવ કરી આવ્યો, પણ જીવને તેનું ભાન નથી એક શ્વાસ મૂકે ને એક શ્વાસ લીયો લીએ તેટલી વારમા સાડાસત્તર ભવ થઈ જાય ૨૫૬ આવલીકાનું આયુષ્ય છે એક અતર્મુહૂર્તમા ૬૫૫૩૬ વાર જ મે અને તેટલી વાર મરે કદમૂળમા આવી રીતે મારો-તમારો જીવ ઉત્પન્ન થઈ આવ્યો છે અહીં મોટાઇ માટે, બૈરા-છોકરાં, કુટુમ્બ માટે, કેટલાયે જીવોની લીલ પણ ઘાત કરી નાખે છે હિસામા આચકો આવતો નથી પણ જ્યારે એ પાપકર્મના ફળ ઉદય આવશે ત્યારે ગોટલાં-છોતરાં નીકળી જશે.

રાગ-દ્વેષમા તરબોળ રહેનારા જીવો કર્મના આશ્રવ ખુલ્લા રાખી રહ્યા છે જીવ પોતાની શાતા માટે જોરશોરથી હિંસા કરે છે અને જૂઠું બોલવી વખતે મારો આત્મા ઠગાય છે એમ થતુ નથી. મારા આત્માને કેટલુ નુકશાન પહોંચશે તેનુ ભાન નથી હાથ પડે તો કેમ ઉઠાવી લેવું અંધારામાં રાખી સ્વાથ સાધી લેવો પછી ઉપરથી પોરસ કરવો કે રળવાની આવડત તો મારામાંજ છે ! આવા જીવોને કોઈ સાચુ કહે તો ચિ ગડા ભરાવે. દેવ-ગુરૂને પણ જવાબ આપી દયે 'મહારાજ ! અમારા ધધા આડે ન આવવું, જમાનો કેવો છે, જૂઠું ન બોલીયે તો સરકાર પૈસો લઈ જાય આમ કહી આત્માને ભારે કર્મી બનાવે છે

કંઠી બાંધે કંઠ વિષેને મોટી રાખે માળ,
ગળાં કરે નિત્ય ગરીબજનોના, ક્રૂર હોય જેમ કાળ,
કૂડાં, કપટ કળાના કામ, આવાં શીખ્યા ક્યાંથી રે?

કંઠમા કંઠી હોય અન્ય દર્શનોમા રૂદ્રાક્ષની માળા પહેરે, રામ નામ જપ કરતો હોય, એવા બગભગતના આત્માઓ કઈકના ગળા કરતા હોય છે. મોઢે મુહપત્તિ બાંધી હોય, પણ જ્યા સુધી ક્રોધ, માન, માયા, લોભ, વિષય–કષાય, એ આધ્યાત્મિક દોષ નહિ ટળે, ત્યા સુધી ઉદ્ધાર કેવી રીતે થશે?

સૂયગડાગજીસૂત્ર અ ૫ મુ ઉ–૧–ગા–૪

**तिव्वं तसे पाणिणो थावरेय, जहिंसइ आयसुहं पडुच्चा ।**
**जे लुसए होइ अदत्तहारी, नसिक्खइ सेयवियस्सकिंचि ॥४॥**

સુધર્મા સ્વામી જંબુ સ્વામીને કહી રહ્યા છે, કે નરક ગતિમા કોણ જાય!

પોતાના જીવની શાતા નિમિતે, ત્રસ અને સ્થાવર જીવોની ઘાત કરનાર અને ચોરી કરી રાજી થનાર, ચોરીનો માલ પચાવી પાડનાર અને જૂઠું બોલનાર, જરાપણ મહાન પુરૂષોની શિક્ષા લીધી નથી તેવા દયાહીન જીવો નારકીમા અવતાર લ્યે છે. તીવ્રપણે પ્રાણીની ઘાત કરનારા, અણદીધુ લેનારા, એવા પાપી જીવો નારકીમા જાય છે અહી ખૂન–બહારવટા ખેડયા હોય અને એની સજા ભોગવવી પડે તે વખતે માતા–પિતા, પત્ની, કુટુમ્બ, કોઈ પણ છોડાવવા સમર્થ નથી આ ભવમા પણ આ બધુ નજરે જોવા મળે છે ને? તો અહીથી ગયા પછી કોની ઓળખાણ રહેવાની છે? કોણ મા, કોણ બાપ, કોણ પુત્ર કે પત્ની? તો કર્મ કોના માટે કરો છો?

નરકના દુખ તો સાંભળો ! કાંગાળા ઝાડનો ચૂલો બનાવી, પરમાધામીઓ ડાળ જલાવે, કસરકે, શરીર કાંગાથી વીંધાઈ જાય વળી આ કાટા તો તિક્ષ્ણ, બળતરા થાય તેવા આરણ થાય છતા નારકી મરે નહિ. નરકમા નારકીઓ રૂદન કરે છે "બચાવો બચાવો" તેને મારે છે છેદે છે, હણે છે ચારેકોરથી બૂમો પડતી હોય, એટલા બધા અવાજ નરકમાં થતા હોય છે આવી નરકમાં દાખલ થાવું કેમ ગમે ન ગમે તો કારણ આપવા કેમ ગમે છે ! જેની શુદ્ધ લેશ્યા અને પ્રશસ્ત પરિણામ હોય તેને માઠી ગતિ ન હોય

એક ગામમા સાત મિત્રો રહે છે જ્યાંસુધી કપટ જાગ હોતી નથી ત્યા સુધી મિત્રતા ટકે છે માયાવી માણસોનો કોઈ વિશ્વાસ કરતુ નથી જ્યાં મૈત્રીભાવ હોય ત્યા કુટુમ્બની સજ્જનતા હોય છે જેમ ભીતમા દોરેલુ ચીત્ર, ગમે તેટલો પવન આવે છતા હલતુ નથી, એમ ગમે તેટલા વિપત્તિના વાવાઝોડા આવે છતા પણ જે પ્રેમ તોડે નહિ તે જ સાચો મિત્ર કહેવાય આ સાતેય મિત્રો ગામમાં ક્યાંય કોઈ માણ-સાનુ હોય તો તેની સેવા કરવા ઉપડી જાય છે કોઈને કાંઈ મૂઝવણ હોય તો સાતેય મિત્રો ભેગા મળીને ઉકેલે છે દીન દુઃખીને મદદ કરે ને પારકા માટે મરી ફીટે એનુ નામ જ મરદ ગામ લોકોને પણ આ મિત્રો પ્રત્યે સારો આદર છે ગામમાં કોઇ ચોરીનો ધંધો ન કરે બેકાર હોય તેને કામ આપે કોઇપણ બહેન-બેટી સામે કોઇ ખરાબ દ્રષ્ટિ કરે નહિ. એવી રીતે આ સાતેય મિત્રોએ ગામનુ માનસ ફેરવી નાખ્યુ છે કોઇની નિંદા કરતા નથી. નિંદા કરવી તે તો વિષ્ઠા ખાવા બરાબર છે કોઇના અવગુણ ખૂચતા હોય તો તેને રૂબરૂ જઇને કહેવું પણ

પાછળથી નિંદા કરવી નહિ દુનિયા સેવા કરે એમ નહિ પણ મારે સેવા આપવી એમ હોવુ જોઇએ આ શરીર શુ કામ આવવાનુ છે? અન્યની જીવન વાડીમા પાનખર રૂપે નહિ પણ વસત રૂપે પ્રવેશવુ જોઈએ દાગીનાના ઠઠારાથી જ શુ આ શરીર શોભે? આ શરીરની શોભા પરોપકાર કરવાથી છે, ચદન ચર્ચવાથી નહિ "દાનેન પાણી નેતુ કકણેન."

કરમાં પહેરે કડાં, પણ કર પર કર ધરીયો નહિ,
એ માણસ નહિ પણ મડાં, સાચુ' સોરઠીયો ભણે!
મેમાનુ ને માન, હલભર હલ દીધાં નહિ,
એ મેડી નહિ પણ મસાણ, સાચુ' સોરઠીયો ભણે!

જ્ઞાની કહે છે, કે દેવા માડ "અધા તો ગ દા" દેવા માડ કે માગનારો ભૂલે દીધા પછી અહકાર ન લાવવો. દેવામા દીલગજો જોઈએ શુ કાઇ બાધી જવુ છે? ફેકવા માડો દડો જેટલા જોરથી ફેકશો તેટલો ઉછળીને સામો આવશે, તેમ જેટલુ આપશો તેટલાથી અનેક ગણુ થઈને સામુ આવશે એમ સિદ્ધાત કહે છે. પણ જેને આ સિદ્ધાત સમજાણો નથી એને તો બીક લાગે છે કે હાય શુ ખૂટી જશે! એવી ખોટી ચિતા રહે છે જ્ઞાની કહે છે, વર્તમાન કાળ ઓળખી પરોપકાર અર્થે દેવાય તેટલુ દે શુભ કામ ભૂલી જવા, અશુભને યાદ રાખવા અને તેનુ પ્રાયશ્ચિત લેવુ

આ સાતેય મિત્રોની ગામમા વાહ વાહ બોલાય છે આ સાતેય મિત્રો વાહ વાહ માટે કામ કરતા નથી ખ્યાલ જુદો જ છે ભાવના કોઇ ઓર છે મતભેદ પડે પણ મનભેદ પડતા નથી, ત્યા જ સાચી મિત્રતા છે દૂધપાણી જેવો સયોગ હોય પાણી બળતુ જોઇ દૂધને લાગી આવ્યુ, મારો મિત્ર

બળે છે, એટલે પોતે તરત અગ્નિમા પડવા ઊભાણુ ઘરનાએ જાણ્યુ એટલે તરત ઉપર પાણી છાંટ્યુ દુખ ઉભરાઈ બેસી ગયુ મિત્ર આવ્યો એમ જાણ્યુ મિત્રના મિલનમા શાન્તિ અનુભવી. આ સાત મિત્રો પણ એવા જ છે તે ગામનો મુખી આ સાતેય મિત્રોને જોઈ અતરમા બળે છે ક્યારે આ સાતેયનું કાટલુ કઢુ તો સુખ થાય આ સાતેય મિત્રોની ગામમા બોલબાલા છે તે આ મુખીથી ખમી જતી નથી. એક વખત સાતેય મિત્રો મોડી રાતના મીટિંગ કરીને મોડી રાત્રે સૂતા છે એક જ ઓરડામાં સૂતા છે, એવી ખબર પડતાં મુખી કાકડો લઈને ગયો, પાસે ઘાસની ગજી હતી તેમાંથી ઘાસ લઇ નીસરણી મૂકી અગ્નિ લગાડી ગજીમા સપ કથવા વગેરે કેટલી જીવાત હોય! ગજી સળગતા બાજુનું ઘર સળગ્યુ અગ્નિની ગરમીથી સાતેય મિત્રો જાગી ગયા ક્યાંથી નીકળવું? કમાડને તો મુખીએ બહારથી સાંકળ ચડાવી દીધી છે! ઓરડાની દિવાલ બહુ ઊંચી છે બહાર ગામ લોક ભેગુ થયુ છે કોલાહલ મચ્યો છે, મુખી પણ સૌની સાથે ભળી ગયો છે

અંદર ઓરડામા રહેલા સાતેય મિત્રો વિચારે છે કે નીકળવું કઇ રીતે! એક મિત્રને વિચાર આવ્યો એક જણ ઘોડી થયો તેના ઉપર બીજો, ત્રીજો એમ ઠેઠ પછીત સુધી ચડીને એક જણ બહાર ઓસરીમા પડેલી નીસરણી લાવીને પછીત ઉભી કરી દીધી અને વારાફરતી સાતેય મિત્રો બહાર નીકળી ગયા "રામ રાખે તેને કોણ ચાખે'! સાધનાના પંથે જે પ્રેમ એના ચરણને સિદ્ધ ચૂમે.

નામ લોક આનંદમા આવી ગયુ બધાએ આ સાતેય

મિત્રોને અભિનંદન આપ્યા મુખીને પણ ક-મને બોલવુ પડયુ પછી તો તપાસ ચાલી કે આગ લગાડનાર કોણ! પાપ છાનુ રહેતું નથી સગડ પકડાણા અને નક્કી થયું કે આ તો મુખી-નાજ ધંધા છે આખુ ગામ મુખીને તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે હવે મુખીનુ શુ કરવુ? તે બાબત સાતે જણા વિચારે છે.

એક મિત્ર કહે છે કે, ખૂનનો બદલો ખૂનથી લેવો બીજો કહે, એમ નહિ પણ એને હાથ-પગ વિહોણો કરી જિંદગીભર રૂલાવવો તે જ સજા છે ત્રીજો કહે, એમ નહિ, એના નાક-કાન કાપી અવળે ગધેડે બેસાડી હદપાર કરવો ચોથો કહે, એને જ્ઞાતિમા હલકો પાડવો, એમ સૌ સૌ પોતાના અભિપ્રાય આપવા માડયા

સાત રાજકુમારો જાબુડાના વૃક્ષ તળે આવે છે. જાબુ ખાવાની ઇચ્છા થઇ ત્યારે કૃષ્ણકુમાર કહે છે કે, આખુ ઝાડ પાડી નાખો નીલકુમાર કહે છે, ઝાડ પાડવાની જરૂર નથી, ડાળો કાપી લાવો કાપોતકુમાર કહે છે, ડાળો કાપવાને બદલે જે ડાળ ઉપર જાબુડા હોય તેજ કાપો તેજસકુમાર કહે છે, જે ઝીણી ડાળીના ગુચ્છા પડયા છે તેજ કાપો, મોટી શાખાનુ શુ કામ છે! પદ્મકુમાર કહે છે, કે જાબુડા જ લઇ લ્યો, ગુચ્છાનુ પણ શુ કામ છે! શુકલકુમાર કહે છે, કે જાબુ માટે ઝાડ ઉપર ચડવુ અને આ બધુ કરવુ તેને બદલે નીચે ઢગ-લાબંધ પડયા છે તેજ વીણી લ્યો ને! જાબુ ખાવાનો આશય તો બધાયનો છે પણ છઠ્ઠાનો અભિપ્રાય ઉચ્ચ પ્રકારનો છે તેમ સાતમો મિત્ર કહે છે, કે આપણે મુખીને સજા કરીશુ તેથી સુધરશે નહિ, પણ એને મિત્ર બનાવી દઈએ જો એ

આપણો મિત્ર હોત તો આપણને મારી નાખવાનું મન થાત જ નહિ માટે આપણે તો મુખીને મિત્ર કરી લેવો જોઈએ. ક્ષમા આપવી એટલે વેર ઝેરનુ પુરાણુ ખાતુ ચૂકતે કરવું બાકીના છયે મિત્રો આ હકીકતમા સમત થયા હવે સૌ મુખી પ્રત્યે આદરભાવ રાખે છે સ્નેહની આવી વડે જ હૃદયની તિજોરી ખોલાય છે મુખીને વિચાર થાય છે કે હુ ગુન્હેગાર છુ તેમ સાબિત થયા છતા આ લોકો કેમ કઈ પગલા લેતા નથી ! વળી મને પ્રેમ દ્રષ્ટિથી જુવે છે આદરભાવ રાખે છે આ સાતેય મિત્રોનુ વતન-મુખી ઉપર છાપ પાડે છે મુખી સામે ચાલી, આ સાતેયના પગમાં પડી માફી માગે છે અરેરે મે તમારા ઉપર ઘણુ કર્યુ તમારા જેવા સજ્જન માટે મને કેવી કુમતિ સૂઝી ! મને કઈ નરક સઘરશે ? તિરસ્કારના ઠાવ ક્રોધથી નહિ પણ પ્રેમથી પીવાય મિત્રો કહે છે ભાઇ ! જે થવાનુ હતુ તે થઈ ગયુ હવે તુ અમારો આઠમો મિત્ર છે કસ્તુરી અને સુખડ પોતાના ટૂકડા કરનારનેય સુગંધિત બનાવે છે;

મૈત્રીભાવનું પવિત્ર ઝરણુ મુજ હૈયામા વહ્યા કરે
શુભ થાઓ આ સકલ વિશ્વનું એવી ભાવના નિત્ય રહે
ગુણથી ભરેલા ગુણીજન દેખી, હૈયુ મારૂ નૃત્ય કરે
એ સંતોના ચરણ કમળમાં મુજ જીવનનું અર્ધ્ય રહે

આ દાખલાથી એ લેવાનુ છે કે, દુશ્મની કરનાર અમે તવા દુ ખના વાદળ વરસાવે પણ આપણે મૈત્રીભાવ ન છોડવો મારૂ બુરૂ કરનાર દુનિયાભરમા કોઇ નથી હુ પોતે જ મારૂ મારા આ માનુ બૂરૂ કરી રહ્યો છુ પોતાના ઉપાદાને નિમિત્તો ખ । થાય છ

માર્ગ ભૂલેલા જીવન પથિકને માર્ગ ચીંધવા ઉભો રહુ,
કરે ઉપેક્ષા એ મારગની, તોયે સમતા ચિત્ત ધરૂ,

જે જીવો ક્લિષ્ટ પરિણામ સેવી રહ્યા છે, ક્રૂરતા સેવી રહ્યા છે, એવા જીવોને નરકમા પરધામીઓ કોળ, નોળ આદિ જાનવરોના સ્વરૂપ કરી ફાડી ખાય છે સામ અને સબળ નામના પરમાધામીઓ નારકી ઉપર તૂટી પડે છે નારકીના શરીરના લોચેલોચા કાઢી નાખે છે નારકી તરફડતો અનતી વેદના અનુભવે છે હે માતા ! આવી વેદના મે જાતે નારકીના ભવમા અનુભવી છે એ દુખો પાસે સયમના દુખો કઈ વિસાતમા નથી માતા ! મારે સયમ લેવો છે, મને રજા આપો વળી પણ શુ કહેશે તે અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૯૯ મુ

**સં. ૨૦૨૦ના આસો વદિ ૧૧ ને શુક્રવાર, તા. ૩૦-૧૦-૬૪**

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનુ નામ સિદ્ધાત ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

મૃગાપુત્રને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ છે, પૂર્વના ભવો જોઈ રહ્યા છે પૂર્વે સયમ પાળ્યો છે બ્રહ્મચર્યભાવને કેળવ્યો છે, તે પ્રકાશમા આવ્યુ છે નરક ભવના દુખનુ વર્ણન કરતા કહે છે

असीहि अयसिवण्णाहि, भल्लेहि, पट्टिसेहि य ।
छिन्नो मिन्नो विभिन्नो य, ओइण्णो पाव कम्मुणा ॥५५॥

જૂઠુ બોલનારા, ચોરી કરનારા, મહાપરિગ્રહ કરનારા મમત્વ રાખનારા, દારૂમાંસ આદિનો આહાર કરનારાઓ નરક ગતિમાં જવા તૈયાર થાય છે, કારણ આપ્યા વગર કાર્ય થતુ નથી. બી વાવે તો ફળ બેસે જીવો ભાવ નરક અહીં ખડુ કરે છે, ત્યાર પછી દ્રવ્ય નરક ઉત્પન્ન થાય છે, માટે જ્ઞાનીઓ કહે છે કે કારણ આપવાં બંધ કરો આશ્રવ એ બંધનું કારણ છે વ્રત-પચ્ચક્ખાણ, તપથી આશ્રવના દરવાજા બંધ કરો જીવના પરિણામ શુભ અને અશુભ બે છે શુભ પરિણામે કર્મની નિર્જરા થાય અને અશુભ પરિણામે કર્મના બંધ થાય અને તેનાથી દુર્ગતિમાં જવું પડે છે પોતેજ સમયે સમયે ભાવ મરણે મરી રહ્યો છે સચ્ચિદાનંદ હું પોતે જ છુ, મારૂ સ્વરૂપ એજ છે એવું ભાન જીવે ક્યારેય પણ કર્યું નથી. જેવો સિદ્ધક્ષેત્રે બિરાજતા સિદ્ધોનો આત્મા છે, તેવોજ મારો આત્મા છે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, વીર્ય, સુખ નો પિંડ છે વર્ણ રસ રૂપ, ગંધથી રહિત, અનંત શક્તિવાળો તેવો મારો આત્મા નિશ્ચયનયે સિદ્ધ જેવોજ છે તેના અને મારા આત્માના અસંખ્યાતા પ્રદેશોમાં ફેર નથી. અનંતગુણો જે તેના આત્મામાં છે તેજ મારા આત્મામા પડેલા છે સિદ્ધ ભગવાને તે પ્રગટાવ્યા છે જ્યારે મારા આત્માના ગુણો અવરાઈ ગયા છે

મનુષ્ય ભવની સફળતા–ખાવું, પીવું, ફરવું, હરવું, નાટક-સિનેમા જોવાં એટલા પૂરતી નથી. મનુષ્ય ભવમા આયુષ્ય બહુ જ ટુંકુ છે દેવતાઓના સાગરોપમ અને પલ્યોપમનાં આયુષ્ય આગળ મનુષ્યનું આયુષ્ય કોઇ હિસાબમાં નથી, સાવ અલ્પ જ છે

" सकम्मुणा विप्परिया सुवेइ "

જ્ઞાની કહે છે, પોતાના જ કર્મ વડે જીવને વિપર્યાસપણું પ્રાપ્ત થાય છે દરેક જીવ, કર્મ કરવામા અને કર્મ ભોગવવામા સ્વતત્ર છે કર્મ જીવેજ કર્યાં છે મૃગાપુત્ર કહે છે, હે માતા ! હુ ભૂતકાળના કર્મોને યાદ કરૂં છુ, ત્યા મારા રોમે રોમ ખડા થઇ જાય છે પૂર્વ કર્મના ઉદયે નરકમા પરમાધામીઓ કપડુ ચીરે તેમ નારકીને ચીરી નાખે છે. મુદગળ, મુસળ અને સાબેલા વડે તેના ગાત્રોને ભાગી નાખે છે, બાણુથી, ભાલાથી વીંધે છે, ત્રાકથી, વડુ વીંધે તેમ વીંધી, ભડભડતી અગ્નિમા નાખી શેકે, ત્યા કેવી વેદના થાય ! ત્યા નારકી બરાડા પાડે પણ કોણુ સાભળે ? પરમાધામી તો દુ ખ દેવામા રાજી છે પૂર્વે કરેલા કર્મોને પરમાધામીઓ યાદ કરાવે છે

ઉત્સૂત્ર પ્રરૂપણા કરનારની જીભ બહાર કઢાવે છે, પછી તેના ટુકડા કરી નાખે છે કોઇને દાન દેવાનો ઉમળકો આવ્યો હોય ત્યારે બીજો કહે, રાખોને ભાઇ ! ઘણા દેવાવાળા છે, એને તો માગવાની ટેવ પડી ગઇ છે, અથવા તો કહેશે, ઓણુ નહિ, પોર ચોમાસે વાત, આમ દાન દેનારને વારે છે, તેવા જીવોને નરકમા પરમાધામીઓ મોઢા ઉપર મુદ્દગળના માર મારે છે નાકની સુગધ માટે કઇક પુષ્પોના અર્ક કાઢી અત્તર, સુગધી સાબુ, આમ સુગધીમા રાચતો, ઘણા જીવોના કચ્ચરઘાણુ વાળી નાખનારના નાક કાપી નાખે છે કાનથી વિકથા સાભળી હોય, પાયા વગરની ભીતો ચણી હોય, અથવા એવી વાણી સાભળવામા રસ પડતો હોય, તેના કાન કાપી નાખે છે, પારકી નિદા સાભળે છે તે વિષયનો ખોરાક

કરી રહ્યો છે ભજવાને નિંદાને પીઠનું માંસ કહ્યુ છે નિંદા કરવી અને સાંભળવી બન્નેમા દોષ છે માટે જ્ઞાનીઓ કહે છે કે ગુણગ્રાહી દ્રષ્ટિ રાખો તોજ ગુણ આવશે. સામાયિક, પૌષધ કર્યો હોય છતા સમજણ નથી પડતી કે કુથલી કરવામા ફાયદો શુ છે? તે કરતાં નવકારની પાળ માળા કર તો પાપ ધોવાશે. જે વ્યર્થ વાતો છે જેમાથી કાંઇ સાર ન નીકળે તેવી વાતો કરવી નહિ

સૂય પઅ ૧ ઉદેશામા પ્રભુ ફરમાવે છે

**छिन्दन्ति बालस्स खुरेण नक्कं ओट्ठेवि छिन्दन्ति दुवेवि कण्णे।**
**जिब्भं विणिकस्स विहत्थिमत्तं, तिक्खाहि सूलाहि भितावयन्ति ॥२२॥**

નારકીઓને નરકમા પરમાધામીઓ કેવું દુ ખ આપે છે તેનું વર્ણ ન, અહીં ગાથામા આપ્યુ છે પરમાધામીઓ નારકીનું માથુ તોડે છે આંખ, કાન, નાક, હોઠ, જીભ કાપી લ્યે છે કોઇને હાથેથી હણ્યા છે દુ ખ દીધાં છે, માર માર્યા છે લોહી ચૂસ્યા છે એવા જીવોના હાથને મૂળમાથી કાપી નાખે છે કેવી વેદના થાય તેની કલ્પના તો જરા કરો? જ્ઞાની કહે છે કે તમારી પરિણતિ તમારી નજર સામે રાખો, વારવાર પરિણામની ધારા તપાસતા રહો જાગ્રત રહો. દુનિયા, શુભ મગલમય ભાવના ભાવી નૂતન વર્ષાભિનંદન આપે કે આશિષ આપે, તેથી કાંઇ તમારૂ સારૂ નહિ થઇ જાય અને જો એમ જ માનતા હો તો તમે જૈનદર્શનને સમજ્યા જ નથી. જૈન દર્શ ન જેવું પણાવ્યુ છે તે પરાધીન ન હોય બીજો આશિષ આપે, કે સો વર્ષનો થા પુત્ર આવક મળે સત્તાધીશ થા, એમ કહે કાંઇ થઇ શકાય ખરૂ? તો પછી પુણ્યતત્વ કે પાપતત્વ કયા રહ્યું?

શુભ કમાણી કરી હોય ત્યારે હજારો વિરોધિઓ હોય છતા વિજ્ય થાય આખા ગામનો વિરોધ છતાં પણ શુભ પુણ્યનો ઉદય હોય તો વિજ્ય થાય રોગ થાય, ઘણા ડોકટરોને ફેરવ્યા, કોઇની દવા લાગુ ન પડી, અને ઘરડા માવતરે હાથ ફેરવ્યો કે શાતા વળી ગઈ! જશોનામ કર્મનો ઉદય તો જુઓ? પુણ્યનો ઉદય થાય ત્યારે નિમિત્તો ન હોય ત્યાથી સામે આવી ચડે છે શુભાશુભ ભાવ જીવના પોતાના જ છે અને એ પર ઉપર ઢોળવા જાય છે એટલે જ ખત્તા ખાય છે રાગ-દ્વેષ એ ભાવ કર્મ છે, તેથી દ્રવ્યકર્મ બંધાય છે અને તે નોકર્મ રૂપે પરિણમે છે વીતરાગ વાણી મહા પુણ્યોદયે મળી છે, માટે જ્ઞાની કહે છે કે સમજણમા આવી જાઓ, નહિતર ચાર ગતિના ચક્કર ખાવા પડશે વજ્ર જેવા પાપ કરે છે, ગાઢપાપ કરીને ઉપરથી પોરસ કરે છે અને ભોગ રૂપી કાદવમા રચ્યો પચ્યો રહે છે, તે નરક ગતિમા જાય છે જે એમ કહે છે કે હુ સિદ્ધાત અને આગમને માનતો નથી, પુણ્ય શું ને પાપ શુ, તેને માનતો નથી, પણ તેથી કાઈ તે કર્મથી છૂટી શકતો નથી અફીણ ઝેર છે એ માનવુ હોય તો માન, ન માનવુ હોય તો નહિ બાકી અફીણ અફીણનુ કામ તો કરશે જ જીવ અનાદિ કાળથી છે, તેમ કર્મ પણ અનાદિ કાળથી છે અને સસાર પણ અનાદિ છે જીવને કર્મનો સયોગ થતા સસાર છે અને કર્મનો વિયોગ તેજ મોક્ષ છે કર્મની શૃખલા તોડવાનો આ અવસર છે ભગવાન કહે છે કે આવો અવસર ફરી ફરીને મળવો મુશ્કેલ છે

> अयसा लोहरहे जुत्तो, जलन्ते समिलाजुए।
> चोइओ तोत्तजुत्तेहिं, रोज्झो वा जह पाडिओ ॥५६॥

મૃગાપુત્ર કહે છે હે માતા ! મોટાં વજનવાળો લોઢાનો રથ, જેનુ ધોંસરૂ અગ્નિથી તપાયમાન હોય તે કાંધ ઉપર મૂકે ત્યારે કેવી વેદના થાય ? આવાં દુખો અનંતીવાર હું ભોગવી આવ્યો છુ એવા લોઢાના રથમાં મને જોડી પછી પરમાધામીઓ તે રથ ઉપર બેસે છે, હાંકારે છે ખૂબ જોર કરે છતાં રથ ચાલે નહિ, કારણ કે નારકીઓ નપુસક છે તેનામાં બળ કે તાકાત નથી બહુ રૂદન વિલાપ કરે છે, તે વખતે પરમાધામીઓ કહે છે, તે શુ પાપ કર્યા છે, તે સાંભળ બળદની કાંધ ગદગદતી હોય લાલ ચોળ થઈ ગઇ હોય, તેમાં જીવાત પડી ગઈ હોય એવા બળદો ઉપર વધુ બોજ નાખી, ઉપર બેસી લાકડીએથી માર્યા હોય, આર વાળી લાકડીઓ મર્મસ્થાનમા મારી હોય એવી રીતે મૂગાપશુ આગળ વજન ખેચાવ્યુ હોય, આંખમાંથી આંસુ ચાલ્યા જતાં હોય છે પણ મૂગું પશુ કહે કેવી રીતે ? આવાઓને ત્યા ઢોરનો અવતાર આવવો એ પણ ઢોરના કમની કરુણાઇની વાત છે જ્યારે કામ આપતો બધ થાય અશકત થાય એટલે માલિક ઉઠીને કસાઇવાડે મૂકી આવે સ્વાર્થી દુનિયા તો જુઓ ! આવા જીવો માટે નરક વિના બીજી કઇ ગતિ હોય ! નરકની ભૂમિ પાચ, પરુ, અને વજ્રમય કાંટાથી ભરેલી છે અસ્ત્રાની ધાર જેવી ભૂમિ છે આવી ભૂમિ ઉપર બોજો વહેવડાવી પરમાધામીઓ આગલાં કર્મોને યાદ કરાવે છે ત્યાં પરમાધામીઓ ચારે કોર ઉભા રહે છે આવા ત્રાસમા ન મૂકાવું હોય તો જીવન સુધારો જીવન કેવુ છે તે જુઓ મારૂં જીવન મહાનપુરુષોની હરોળમાં મૂકાય તેવુ છે કે અધમ છે તે તપાસો, મહાન કાર્યોથી મહાન થવાય છે દુર્ગુણ મૂકી સદ્ગુણ ગ્રહણ કરો,

ક્રોધ, માન, માયા, લોભ, વિષય-કષાય, તૃષ્ણાએ બધાં તજવા જેવાં લાગે છે? "હા" તો કયારે તજશો? સિદ્ધાંતમા ત્યાગ, વૈરાગ્ય, સંયમ, યમ-નિયમના બધાં સાધનો બતાવ્યા છે, તેમા તરબોળ થઇ જાઓ. પાંચ વખત એક એક સિદ્ધાત વાંચી જાઓ, તેમાંથી ઉમદા ભાવ પ્રગટે છે જેમ જેમ અવગાહન કરતા જશો, તેમ તેમ વિષય-કષાય પાતળા પડયા વગર રહેશે જ નહિ વૃતિ ડોકીયુ કરતી હોય ત્યા પોતે તલવાર લઇને બેઠો હોય, એ તલવાર જ્ઞાનની જે જે ભાવ ઉપડે તેનો "જ્ઞ" પરિજ્ઞાથી છેદ કરી ભાવના પલટાવી નાખો, તમે જ્ઞાન દ્વારા તમારા પરિણામની ચોકી કરતા શીખો ઘણી સામાયિક, પ્રતિક્રમણ, વ્રત-તપ કર્યાં પણ છાનાં ખૂણે પાપ કેટલા થઈ રહ્યા છે તે તપાસો વૃત્તિઓને નહિ વાળો તો વિકાસ કેમ થશે? તારૂ જ્ઞાન તને કેમ પ્રગટતુ નથી? કંઈક આડુ આવતુ હોય તેમ લાગે છે ને? આંખે મોતીયો આવતો હોય તો એ આવરણ ખૂચે છે જલદી ડોકટર પાસે જઈને મોતીયો ઉતરાવી નાખો છો, તો પછી આત્મા ઉપરનુ આ આવરણ કેમ પોસાય છે?

અનત શાતિ, સુખ, શકિતનો ખજાનો આત્મા, આવરણથી કેવો નમાલો બની ગયો છે? મારાથી ઉપવાસ ન થાય, ચોવિહારના પચ્ચકખાણ ન થાય, કેમ ન કરી શકે, ભાઇ! શરીર ઉપર જ દ્રષ્ટિ છે. કદાચ મારૂ વજન ઘટી જશે? દેહ ઉપર રાગ ઘટે તો તપ ઉપર રાગ વધે, અને જેટલી તપની વૃદ્ધિ થાય તેટલી કર્મની નિર્જરા થાય હળુકર્મી થવુ હોય તો આ રસ્તેથી થવાય

ભગવતી સૂત્રમા ગૌતય સ્વામીએ મહાવીર પ્રભુને ૩૬ હજાર પ્રશ્નો પૂછયા છે, જેના બે લાખ ૮૮ હજાર પદ

છે ગૌતમ પૂછે છે કે પ્રભુ ! જીવ શિઘ્રમેવ હળુકર્મી કેવી રીતે થાય ?

' पाणाइवाय वेरमण जाव परिग्गहाओ वेरमण
कोह विवेगे जाव मिच्छादसण सल्ल विवेगे ॥

પ્રાણાતિપાતથી નિવૃત્તિ કરનાર, દયાની પ્રવૃત્તિ કરનાર જૂઠ, ક્રોધ માન માયા, લોભ, ઉપર વિજય મેળવનાર જીવો હળુકર્મી થાય છે તમને ગુસ્સો આવે છે ? ઉપવાસ છઠ વગેરે તો ન બની શકે એમ માની લઈએ, પણ ક્રોધને જિત વાનું તો બને કે નહિ ! મનને કાબૂમા લ્યો, ક્ષમાના પાઠ કાચા છે તે પાકા કરો અઢાર પાપસ્થાન ન સેવે તો જીવ હળુકર્મી થાય અને અઢાર પાપસ્થાન સેવે તો ભારેકર્મી બને આ બન્ને મા ı છે કયે રસ્તે ચાલવું તે જીવના હાથની વાત છે

सोच्चा जाणइ कल्लाण सोच्चा जाणइ पावग
उभय पि जाणइ सोच्चा, जसेयत समायरे ॥११॥

ધમનો રસ્તો કયો અને પાપનો માગ કયો તે સાંભળવાથી ખબર પડે સસારનો રસ્તો એ કાંટાળો પથ છે, પણ મોહભાવથી જીવે મુલાયમ માન્યો છે સંસારમાં થોડીક મજા અને ઝાઝી સજા છે અહી થોડુ સયમનું દુઃખ સ્વીકારી લેનાર ભાવિમા અનતુ સુખ પ્રાપ્ત કરે છે

તમને સયમ લેવાની ભાવના જાગે છે ! આ સસારમા હવે મારે એક ક્ષણ પણ થોભવું નથી એક ક્ષણ લાખેણી જાય છે તેમ મૃગાપુત્ર માતાને કહી રહ્યા છે

જે તે અભક્ષ્ય વસ્તુઓ ગ્રહીને, કાચા ન આવે તેમ કરીને,
રાત્રી ન જોઇ દિવસ ન જોયા, બાળકપણે ભાનને ખોઈ

એની શું યે મરામત હોય, એની શું યે મરામત હોય,
કાયા છે પિંજરૂ રે એની શું યે મરામત હોય !

આ કાયા એક પિંજરૂ છે. અંદરથી આત્મા રૂપી પોપટ ઉડી જતા આ કાયાની શું કિંમત છે ! છતા એ કાયામા અભક્ષ્ય વસ્તુઓનુ ભક્ષણ કરી જેમ ઇન્દ્રિયો નચાવે તેમ નાચે છે. કઈ કઈ વસ્તુ અભક્ષ્ય છે જેમા ઇંડાનો રસ આવે છે, તે વિષે શ્રી રતિલાલભાઈ આપણને કહેશે.

(મુબઇ–માટુંગા વાળા) શ્રી રતિલાલભાઈ મનજીભાઈ શેઠે ઉભા થઈ જણાવ્યુ કે ઘણાં જૈન કુટુમ્બોમા આઇસ્ક્રીમ, જેલી, જીલેટીન ઓવલટાઇન, ચીઝ, પનીર વગેરે વાપરવામા આવે છે. ચીઝ તૈયાર કરવામા રેનેટ નામનો પદાર્થ દૂધમા પડે છે રેનેટ એટલે દૂધ પીતુ વાછરડુ અથવા બીજા પ્રાણીઓના દૂધ પીતા બચ્ચાઓની હોજરીમા જામી ગયેલ દૂધનો જથ્થો.

આ રેનેટ દૂધને જમાવવાનુ કામ કરે છે ચીઝ બનાવવામા રેનેટને બદલે પેપસીન પણ વપરાય છે. પેપસીન એટલે ડુક્કર, ઘેટા અથવા વાછરડાની હોજરીનો તાજો અને તંદુરસ્ત શરીરનો પદાર્થ (સ્નાયુ)

આજ કાલ યુવાન વર્ગ ચીઝ હોશે હોશે ખાય છે વળી આઈસ્ક્રીમની અંદર કસ્ટર્ડ પાવડર પડે છે. તેનાથી આઇસ્ક્રીમમા ચીકાશ આવે છે, પણ એ કસ્ટર્ડ પાવડર એટલે ઇંડાનો છૂંદો કરીને દૂધમા મીકસ કરી તેની રોટલી વણી તેને શેકીને તેનો પાવડર બનાવવામા આવે છે

જીલેટીન તત્વ પ્રાણીઓના શરીરમા થતાં સફેદ રેષાવાળા સ્નાયુમાથી કાઢવામા આવે છે આ રેષાઓને અંગ્રેજીમા

કાર્ટીલેજ કહે છે કાર્ટીલેજ પ્રાણીઓના સ્નાયુમાંથી અથવા ચામડા તથા હાડકામાંથી કાઢવામા આવે છે આ જીલેટીન જેલી બનાવવામાં ખાસ વપરાય છે જીલેટીનને ૫ કલાકથી વીસ મિનિટ સુધી પાણીમા ભીજવી રાખવામા આવે છે, પછી તેને આગ ઉપર રાખીને ખૂબ હલાવવાથી જેલી બને છે આજકાલ આઇસ્ક્રીમ ખાનારાઓ તથા બનાવનારાઓને ખબર નથી હોતી કે આ ચીજ શું છે ! આજે જૈન ભાઇઓ રાત્રીએ સુખ રૂપ નિદ્રા આવી જાય તે માટે ઓવલટાઇન પીએ છે

ઓવલટાઇન બનાવવાની ફેક્ટરી લંડનથી લીવરપુલ જતા રસ્તામા આવે છે આ ફેક્ટરીમાં હજારો બલ્કે લાખો મરઘા તથા બતકા પાળવામાં આવે છે અને તે મરઘાં-બત કના ઈંડામાથી ઓવલટાઇન બનાવવામાં આવે છે ઓવલટાઇન બનાવનાની ડોક્યુમેન્ટરી ફીલ્મ ઉતારવામા આવી છે (શ્રીરતિલાલ ભાઈ મહેતા) મે તે જાતે જોએલ છે ઓવલટાઇન શબ્દ લેટીન ભાષાનો છે ઓવલ એટલે ઈંડુ અને ઓવલ ટાઇન એટલે ઈંડાનો લેગસેળ વાળો પદાર્થ થાય છે

ઉપર બતાવ્યા પ્રમાણે, ચીઝ, કસ્ટર્ડ પાવડર જીલેટીન જેલી ઓવલટાઇન વગેરે વસ્તુઓમાં અભક્ષ્ય પદાર્થ પડતા હોવાથી જૈનોએ તેનો ઉપયોગ કરવો ન જોઇએ, એવી મતલબનો કાગળ શ્રી રતિલાલભાઇએ વાચી સભળાવ્યો

ત્યારબાદ પૂજ્ય મહાસતીજી સાહેબે ફરમાવ્યુ કે દીક્ષાને બચાવનાર જૈન આ ચીજો કેમ ખાઈ શકે ! જીભ તો નગુણી છે ગમે એટલું લાવી, ખવરાવશો, પણ એથી સતોષ પામશે નહિ. આવા આઇસ્ક્રીમ ચોકલેટ, કસ્ટર્ડ પાવડર, જેલી, એવલ ટાઇન પણ જૈનથી પીવાય નહિ તેમજ વપરાય નહિ

[ આવી અભક્ષ્ય વસ્તુઓ વાપરવી જોઈએ નહિ એવુ પૂ બા બ્ર મહાસતીજી સાહેબે ફરમાવતા, મોટી સંખ્યામા ભાઈઓ-બહેનોએ પ્રતિજ્ઞા લીધી હતી. ]

પચેન્દ્રિયનો શિકાર કરનારા અને તેના દેહને ખાનારા નરક ગતિમાં કેવા દુ ખો ભોગવે છે. તે અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૧૦૦ મુ

સવત ૨૦૨૦ના આસો વદિ ૧૨ ને શનિવાર તા. ૩૧-૧૦-૬૪

સિધ્ધાત એટલે ત્રણે કાળે સિધ્ધ થયેલી વસ્તુ

"हुयासणे जलन्तम्मि, चियासु महिसो विव
दड्ढोपक्को य अवसो पाव कम्मेहि पाविओ ॥५७॥

માતાપિતાને કહે છે, હે માતા ! જીવ અનાદિ કાળથી વિભાવ ભાવમા રહેલો છે, તેથી નવા નવા કર્મો ઉપાર્જન કરે છે કર્મનુ આવવુ તે આશ્રવ, બધાવુ તે બધ સૂતેલા અજગર માફક કર્મોનુ પડયા રહેવુ તે સત્તા ઉદયમાન થાય ત્યારે વેદવા શરૂ થાય અને વેદાતુ જાય તેમ નિર્જરતુ જાય આ બધા પાસાઓને યથાર્થપણે સમજવા જોઇએ દુનિયામા કોઈ પણ પદાર્થ એવો નથી કે પરાણે વળગે જીવ જ્યારે રાગ-દ્વેષ કરે છે, ત્યારે જ કર્મો ચોટે છે અને પછી ભૂલનો ભોગ-દડ ભોગવવો જ પડે છે, કૂર કર્મ કર્યા વગર કૂર ગતિ થતી નથી, ભાવિ જીવનનુ ઘડતર કેવુ છે તે

અંતરમાં તપાસો ભાવિ ગતિનું ઘડતર ઘડવા માટે મનુષ્ય ભવ એ ઘડતરશાળા છે અહીં તાલીમ અપાય છે દેવ, તિર્યંચ, મનુષ્ય નારકી અને મોક્ષ એ પાંચેય ગતિના દરવાજા, અહીં ઉઘાડા છે પ ૩ જેદમા જવું હોય તો પણ જવાય છે અધમ કામ કરનારને અધોગતિ મળે છે અને ઉચ્ચ પ્રકારની કાર્યવાહી કરનારને ઉચ્ચ ગતિ મળે છે તારો સર્જનહાર કે સંહારક, મિત્ર કે દુશ્મન, તુ પોતેજ છે આત્મા વડે જ આત્માનો ઉદ્ધાર થાય છે સુગુરૂ સુદેવ, સુધર્મ, આ બધા અંગુલિનિર્દેશ કરનારા છે રસ્તો બતાવે છે, પણ ચાલવું તે પોતાનું કામ છે બીજો કોઈ ધર્મ કરી દયે અને તમે તરી જાઓ એમ નથી

**तरिहिन्ति जेहकाहिन्ति तेहि आराहिया दुवे लोग**

અહીં તો કરશે તે તરશે જે ધર્મ કરે છે તે આ લોકમાં અને પરલોક બન્નેમા આરાધક બને છે માટે આત્માને વિભાવમાંથી પાછો વાળી સ્વભાવમાં કેમ લાવવો તે માટે સત્પુરુષો બોધ આપે છે પરથી વિરમી તુ તારામા રમમાણ બન સ્વભાવનું લક્ષ કર પૌદ્ગલિક વસ્તુઓ અશાશ્વત છે તે તારી નથી અને તારી સાથે આવનારી પણ નથી અનિત્ય તે નિત્ય થવાની જ નથી સ્ત્રી ધન, બગલા, પુત્ર, પરિવાર જે જે દૃશ્યમાન પદાર્થો છે તે રૂપાન્તર થવાના સ્વભાવવાળા છે ક્ષણે ક્ષણે એની પર્યાય પલટાતી રહે છે નાનું બાળક તેમાંથી પર્યાય પલટતા યુવાનવય અને ત્યારબાદ વૃદ્ધાવસ્થા આમ દેખાય છે ને ? પ્રભાતમાં ઉગતો સહસ્રરશ્મિ લાલ ગોળા જેવો બાલ સૂર્ય ગણાય મધ્યાન્હે આવે છે ત્યારે યુવાવસ્થા અને જ્યારે સાંજ પડે છે તે વૃદ્ધાવસ્થા ત્યારે તડકો માળો પડતો

જાય છે, અને આથમતી વખતે દરિયામા જાણે ડુબકી મારતો હોય તેવો લાલચોળ, એ છેલ્લી અવસ્થા આ સૂર્ય તમારા જીવનમાથી સુવર્ણનો ટુકડો લેતો ગયો છે. સૂર્ય રોજ ઉગી અને આથમીને એ જ બોધ આપે છે કે મારી અવસ્થાની જેમ તમારા દેહની પણ ચાર અવસ્થા છે

ગુમાવ્યુ બાળપણુ બાળક બુદ્ધિમાં તમે,
પ્રીતિના સંગે ખોયાં જોબનના જોમ તમે,
બુઢાપો બેહાલ છે, તેનો તમને ખ્યાલ છે,
જીવાભાઇ ! જુઓને જરા પાછુ વાળીને,–

હે જીવો ! પાછું વાળીને તો જુવો ! બાલપણુ રમત ગમતમા વીતાવ્યુ, રમત આડે ખાવાનુ પણ ભાન ન રહ્યુ જ્યારે યુવાન થયો ત્યારે રમણીનો સંગ લાગ્યો, બે પગામાથી ચોપગો થયો રમણીને રાગના રમકડા આપવા, કેમ તે રાજી રહે, તેમા યુવાની ગુમાવી નાનો બાળક હતો ત્યારે રમકડા જુદા હતા, હવે યુવાન થયો એટલે રમકડા જુદા થયા, પણ અંતે તો રમકડા ખરાજ ને ! સગપણુ કર્યું ત્યારે સાકર સૂડી, એ રાગનુ રમકડુ સમુરતુ, દિવાળી–હુતાશણી પર્વમા રમકડા એકઠા કરતા જાળ બાધતો ગયો, પછી તેમા ઝપલાણો પછી કહેશે, દુઃખનો પાર નથી હવે પસ્તાવો થાય છે, પણ પ્રથમથી પાસલો દેખાણો નહિ સત્પુરુષો પોકારી પોકારીને કહે છે, રહેવાદે, સંસારમા પડવા જેવુ નથી વનની ભૂલભૂલામણી કરતા યૌવનની ભૂલભૂલામણી વધુ ભયાનક હોય છે હવે તમે કહો કે અમને સંયમ લેવાનુ મન થાય છે પણ છૂટવુ શી રીતે? પથારા સંકેલતા કેટલો સમય જાય ! સત્પુરુષો કહે છે, રાજીનામા દઇ દયો. ચાર જણા

મહીને તમને ઘરમાંથી કાઢે, તેના કરતાં તમે હાથેજ ઉપડો આ સમજાય છે ? સમજાતુ હોય તો છોડી દયો ! આ બધી જાળો પાથરી છે તેમ નથી લાગતુ ! સંસાર એ મોહજાળ છે વાસનાવિષ છે જ્યારે ઉપાસના અમૃત છે આચારાંગ સૂત્રના ૨ અધ્યયનમા ભગવાને કોની પ્રશંસા કરી છે

एसवीरे पसंसिए अच्चेइ लोय संजोग एसनाए पवुच्चइ

આ કાળમા આચારાંગાદિ સૂત્રો ભરત ક્ષેત્રના ભગવાન છે આ સાક્ષાત્ તીર્થંકર દેવની અમૃત વાણી છે સાક્ષાત ભગવાન પાસેથી સાંભળીને સુધર્મા સ્વામી એ આની રચના કરી છે જે લોક સંયોગને અતિક્રમી જ જાળથી છૂટી ગયા છે, બંધનમાથી મુક્ત થયા છે, તેને જ વીર પ્રભુ પ્રશંસે છે આજ ન્યાયમાગ છે ભગવાન કોની પ્રશંસા કરે છે ? જ્યારે તમે કોની પ્રશંસા કરો છો? મિલવાળા બંગલાવાળા કે મોટરોવાળાને વખાણો ને ? જ્ઞાની કહેછે કે બંધનથી મુક્ત થએલા વખાણવા લાયક છે તમે જેને વખાણી રહ્યા છો તેને જ્ઞાની પુરુષો “ બિચારા ” કહે છે તે તો દયાને પાત્ર છે રોગી છે તેને મમત્વનો રોગ લાગુ પડ્યો છે તેને સત્પુરુષો વખાણતા નથી. વારૂ સાધન આ ભવમાજ થઈ શકશે. ધર્મકરણી માટે યુવાન વયને વખાણી છે ઘરડા થયા પછી શુ કરશો ? યુવાની શુ નિત્ય નવા ખાવા પીવા હરવા ફરવા નાટક-સિનેમા જોવા માટેજ છે ?એમાજ કૃતાર્થપણુ માન્યુ છે? આનાથી ઉદ્ધાર છે ?' નથી. યુવાન વય ધર્મ કરવામા બધી રીતે યોગ્ય છે જે બળ, ઉલ્લાસ વીર્ય યુવાનવયમા હોય છે, તે વૃદ્ધાવસ્થામાં નથી હોતુ ત્રણ કાળ આસન વાળી સાધના કરવી હોય તો યુવાનીમાં થઈ શકે,

ખાકી વૃદ્ધાવસ્થામા તો ખાલી ચડી જાય, કા કેડ દુખવા આવે, નાકમાથી લીટ આવે, જરા એટલે શકિતનુ ઝરી જવુ આ અવસ્થામા શુ કરી શકશો ? અત્યારે અવસર છે કમાણી કરી લેવાનો સમય છે જ્યારે એક વસ્તુના દશ ગણા દામ બોલાતા હોય ત્યારે કયો વેપારી પ્રમાદવશ થઈ સૂઈ રહે ? તમે પ્રમાદમા કેમ પડયા છો ! બુઢાપો બેહાલ છે છોકરાઓ હાલતા ચાલતા અપમાન કરી નાખે, મોઢુ તોડી લ્યે, પોતે બધુ જમાવ્યુ હોય છતા એમ કહે કે હવે કયારે મોત આવે ને છૂટુ, એમ થઇ જાય છે પણ તે જે ઉલ્રુ કર્યું છે તે તારે જ ભોગવવાનુ છે ગાણા ગાઇ ગાઇને વહુ લાવ્યા, પછી છોકરા થાય તેને માટે બાધા રાખી છે છોકરા થયા, ને લોહી પીવાઇ ગયા, શુ દશા છે ? નાટક ભજવી રહ્યા છો કે બીજુ કઇ ? સસારમા તટસ્થ રહીને એક પ્રેક્ષક તરીકે જોશો તો આ સસાર એક તમાસો લાગશે

વહુ મરી ગઇ બાઇયો કાળા સાડલા પહેરીને આવી જ્યા પદરેક દિવસો ન થયા, ત્યા ફરી ચાદલા થયા એની એ બાઇઓ લાલ-લીલા સાડલા પહેરીને ગાણા ગાવા આવી, આ તમાસો નથી લાગતો ? એક નરે ત્યા બીજી તૈયાર, આમા રાડવાનુ કોને છે ? વિષયનો ભિખારી પાછો એમ કહે, કે તારા વગર હુ જીવી ન શકુ, પણ મરી જાય એટલે દશ માસ પણ શોક ખરો ? દશ માસ તો બ્રહ્મચર્યમા રહુ એમ ખરૂ ? ઘડપણમા કાડે ઘડિયાળ બાધે, તો લોકો હાસી કરે, કે વાહ ઘડપણમા જાણે ઘૂઘરા સાપડયા ! હાથમા હીરાની વીટીં પહેરે, કેવો લાગે ? વિભુષા કરવાને ચોગ્ય નથી રહ્યો અને ધર્મ કરવો રૂચતો નથી પાપના ધધા

ક્યાં છે અત્યાર સુધી હુકમ હલાવ્યો, હવે પ્રભુનો હુકમ ઉઠાવવા તૈયાર થા જ્ઞાની કહે છે, હવે બધી ઘાપ મૂકી છેવટની જિંદગી સુધારવા પધારીમાં પડયો પડયો નવકાર મંત્ર તો જણું! કરવાનું છે તે રહી જાય છે આ ભવમાં અનંતા જન્મ-મરણનો અંત કરવાનો છે જન્મ, જરા, મરણની ફાંસી આ જન્મમા તોડવાની છે હવે ભવ નથી લેવા એમ નક્કી કરી લ્યો ભોગ તો અનેક ગુણા અનેક વાર મળ્યા છે દેવલોકના ભોગ આગળ અહીંની શું ગણના છે? છતા ભગવાન તે ભવને વખાણતા નથી કેમકે ત્યા ધર્મ નથી. ધર્મ ફક્ત મનુષ્યભવ માજ પ્રાપ્ત કરી શકાય છે

જીવ, અજીવ આદિ નવ તત્વોની યથાર્થપણે પ્રતીતિ કરો તેમાં જીવ દ્રવ્યનોજ મોક્ષ થાય છે, જીવને કર્મ લાગ્યા છે તેનાથી છુટવું છે મિથ્યાત્વની ગાંઠ વળી ગઈ છે તે અંદરથી જ ઉકેલાશે, બહાર આંખો ફેરવવાથી ગાઠ ઉકેલાશે નહિ. દરિયામા રત્નો પડ્યા છે ડૂબકી મારે તે પામે. તેમ આત્મરત્ન પ્રાપ્ત કરવું હોય, તો તું અંતર ખોજ કર તું પોતે તારામા રમમાણ થા

સુયગડાગ સૂત્ર ૨ અ. ૧ ઉ

**पुरिसोरम पावकम्मुणा पलियन्तं मणुयाण जीवियं ।**
**सन्नाइह काममुच्छिया मोहं जन्ति नरा असंवुडा ॥१०॥**

આત્માને આ અધ્યાયમાં પુરુષ કહ્યો છે હે પુરુષ! પાપ કર્મથી તું શાંત બન અટક બસ કર પ્રણ કરી નાખજે શહેરોમા જેમ અકસ્માત નિવારવા લાલ-લીલી બત્તીઓ મુકવામા આવે છે તેમ જ્ઞાની પુરુષો ભોગના ભિખારીઓ જે દૂરકે ને ભૂસકે પાપ કર્મ કરી રહ્યા છે તેવા આત્મા

સામે સિદ્ધાંત રૂપી લાલબત્તી ધરી ભવ્યજીવોને અકસ્માતથી અટકાવે છે. મનુષ્યનુ જીવન ઝપાટા બધ પાણીના પ્રવાહની માફક ચાલ્યુ જાય છે તે જોઇને તમને કાંઇ થતુ નથી શું !

જ્ઞાની કહે છે, હે ભવ્ય જીવો ! સાચો માર્ગ હાથ લાગ્યો છે તો ઝપાટાબધ પગલા કેમ ઉપાડતા નથી ? કયા ખામી છે તે તપાસો કાળની રેતી ઘડિયાળામા સરકી રહી છે. આગળ સામાયિક કરવા બેસતા ત્યારે રેતી ભરેલા ઘડિયાળા રાખતા. ધીરે ધીરે રેતી ઉપરથી સરી નીચે આવે ત્યારે એક કલાક ગણાય તેમ કાળની આયુષ્ય રેતી સરકી રહી છે પછી લીવરના ઈન્જેકશનો કે ટીકડી ખાય, તો શુ આયુષ્ય વધે ખરૂ ! કાળજુ કોરૂ રહી ગયુ છે તેથી હૈયે વાત જ ઉતરતી નથી. જ્ઞાની કહે છે, કે આ મનુષ્ય જીવન ક્ષણિક અને ક્ષણભગુર છે ઘડીકમા આખ મીંચીને ઉઘાડીયે, ત્યા કઇકના મોત થયેલા નજરે જોઈએ છીએ કઈક એકસીડેન્ટમા, મોટરમા, હવાઈ જહાજમા, કઈક રીતે અચાનક મૃત્યુના મુખમા હોમાઈ જતા નજરે જોઈએ છીએ, છતા હૈયામા ઊંડું ઉતરતુ જ નથી કામ ભોગમા ગૃદ્ધ થયેલા આત્માઓ એમ જ માને છે કે કામ ભોગ મળ્યા તે જ સ્વર્ગ છે ધધોપાણી સારા, પૈસા ખૂબ છે, અમારે તો ચોથા આરાની સાહ્યબી છે મોહમા ઘેરાઈ ગયેલો જીવ અનેક બીજા પાપો ઉભા કરે છે, જે સાભળતા કમકમાટી આવે છે ત્યારે ભોગવતા શુ દુખ પડશે તે કોણ કહી શકે ?

સિહરથ રાજાને શ્યામા નામે રાણી હતી ૫૦૦ રાણીઓમા તે માનીતી હતી એટલે ધીમે ધીમે બધી

રાણીઓનો કોપ, આના ઉપર ઉતરવા લાગ્યો. રાજાના ચારેય
હાથ શ્યામા ઉપર છે ૪૯૯ રાણીઓએ ધાવ માતાઓને
બોલાવી શ્યામાનું કાટલુ કાઢી નાખવા કાવતરૂ રચ્યુ રાજ્યમા
મેલી રમતો તો ચાલતી જ હોય શ્યામાને આ કાવતરાંની
જાણ થઈ જાય છે એટલે એ ઉદાસ થઈને કોપગૃહમાં બેઠી
છે રાજા આવ્યા પૂછ્યુ કે કેમ ઉદાસ છો ? તો કહે, મારૂ
મોત નજીકમા છે રાજા કહે, અરે ! તારા વગર હુ જીવી
શકીશ નહિ. શુ વાત છે ! શ્યામા બધી કાવતરાંની હકીકત
કહે છે રાજા હકીકત સાભળી એમ કહે છે કે, કોઇ તારો
વાળ વાંકો નહિ કરે હુ હમણાં જ તેમનો નાશ કરી નાખીશ
એમ કહી ત્યાથી નીકળ્યા પછી એક સુદર અનેક સ્તભવાળી
શાળા બનાવી અને એ નવી શાળામાં ૪૯૯ રાણીઓ તથા
તેની ધાવ માતાઓને આવવાનુ આમત્રણ આપ્યુ ખાવા-
પીવાના સાધનો કાઢી આપ્યાં રાણીઓને થયુ, રાજા આપણી
પ્રત્યે કેવો ભાવ દર્શાવ છે ! નવી શાળામા ૪૯૯ રાણીઓ
અને તેની ૪૯૯ ધાવ માતાઓને રાખી, રાત્રીના સમયે અગ્નિ
મૂકી શાળાને જલાવી દીધી તમામ દરવાજાઓ બધ કરી
દીધા અદર રાણીઓ અને ધાવ માતાઓ રાડો પાડે બચાવો !
બચાવો ! પણ બહાર રાજાએ પોલીસ પહેરો મૂકી દીધો છે
અદર કોઈ જઇ શકે નહિ આ દશ્ય જોઈને રાજા રાજી થાય
છે મારી શ્યામાને મારવાના ઉપાય કરનારના કેવા હાલ થાય
છે ? પણ હે ભાઇ તારા પાપ તારે ભોગવવા પડશે ત્યારે
કેના આકરા પડશે ? શ્યામાની સાથે સુખ ભોગવી, આયુષ્ય
પૂર્ણ થતા ત્યાથી મરી છઠ્ઠી નરકે ગયો પછી ત્રણ નરકમા
પરમાવામીઓ કુતારાણી જવડી જવાળામા નારકીઓને ફેંકે

છે, બાળે છે આજે ઘણી જગ્યાએ યજ્ઞમા પાડાના બલીદાન દેવાય છે અનાર્ય લોકો બલી તરીકે પાડાને વધેરે છે બગાળમા એ માન્યતા હજુ દ્રઢપણે છે કલકતામા કાલી માતાનુ મદિર છે, ત્યા પાડા-બકરા વધેરાય છે ગાધીજીએ અને સત વિનોબાએ આ અટકાવવા ઘણો પરિશ્રમ ખેડયો, છતા ફળીભૂત ન થયા માતાને રાજી કરવા પાડો, બકરો, કૂકડો ચડાવે પણ કોઈ પોતાનો દીકરો ચડાવે છે !

अश्वं नैव, गज नैव, नैव व्याघ्रं च सिंह च ।
अजापुत्र बलिदद्यात देवो दुर्बल घातक. ॥

**હોમ હવનમાં થાય છે, નિર્બળ કેરી ઘાત,**
**માગે નહિ કદી વાઘનો, ભોગ ભવાની માત.**

યજ્ઞમા પાડાને હોમે દેવ ઉઠીને નિર્બળની શુ યાચના કરે ! પાડો તો સજ્ઞી પચેન્દ્રિય જીવ છે તે સમજે છે કે મને મારી નાખવાના છે એટલે થાય એટલુ જોર કરે છે, પણ માણસો પરાણે લાંકડીના પ્રહાર મારી યજ્ઞમા નાખે છે તે જીવને કેવી વેદના થાય ! ૪૯૯ રાણીઓ અને તેની ધાવ માતાઓને અહિ ભડથા કર્યા હોય તેની નરકમા કઈ દશા થાય !

મુદ્દો કહેવાનો એ છે કે, જો તમે તમારા આત્માનુ હિત ઇચ્છતા હો, તો કોઈના ઉપર ટટો ઝગડો, દ્વેષ કરો નહિ. સૌના પાપ સૌને ભોગવવાના રહેશે તુ સમતા રાખ જેટલી સમતા રાખશો તેટલો ઉદ્ધાર છે, બાકી કોઇ તને તારી શકે તેમ નથી સૌ સ્વાર્થના સબધી છે, માટે કઇક સમજો વળીપણ મૃગાપુત્ર માતાને શુ કહેશે તે અવસરે કહેવાશે

વિદ્યા પ્રધાન ધન છે. આવો અખૂટ ખજાનો આત્મારૂપી કબાટમાં પડયો છે પણ કૂચી ખોવાઇ ગઈ છે વિદ્યા એ ગુપ્ત ધન છે. તે ચોરોની નજરે ચડતુ નથી દેવાથી નિત્ય વૃદ્ધિ પામે છે. પણ એનુ માહાતમ્ય સમજાણુ નથી, એટલે જ્યા ત્યાં જીવ પરમા મોઢા નાખે છે રાજા ઊઠીને ભીખ માગી રહ્યો છે ચૈતન્ય જડની ભીખ માગે છે. લાખ મળે ત્યારે ક્રોડ મળે તો સારૂ, એમ તૃષ્ણા વધારતોજ જાય છે, ધનને અનર્થનુ કારણ ભગવાને કીધુ છે. એ જીવને માટે કુપથ્ય છે પણ જેમ વૈદ્ય દર્દીને કુપથ્ય સેવનની મના કરે, તેમ દર્દીને તે વધુ વહાલુ લાગે છે, તેવી રીતે વીતરાગના માર્ગને સમજતા નથી, તેવા બાલ અજ્ઞાની જીવો, ના પાડવા છતા ક્રૂર કર્મો કરી રહ્યા છે અઢાર પાપ ન સેવવા એમ ભગવાને આજ્ઞા ફરમાવી છે તેની અવગણના જીવ કરી રહ્યા છે હઠીલી પ્રકૃતિને ટાળવા જરા હઠ કરવી પડશે પ્રકૃતિ જડ છે, હુ ચૈતન્ય છુ, વળી પ્રકૃતિ નારી જાતિ ઊઠીને, શું મને પુરુષને દબાવે ! હુ પ્રકૃતિને વશ પડુ કે પ્રકૃતિ મારે તાબે રહે ? હવે હુ એને બરાબર ઓળખી ગયો છુ

મૃગાપુત્રને નિજ સ્વભાવનુ ભાન થયુ છે હવે બત્રીસ રમણીઓ કે બત્રીસબધ નાટકના ધમકારમા તે લેપાતા નથી દુ:ખ પડ્યુ છે માટે દીક્ષા લ્યે છે, તેવુ કાઈ કારણ નથી મૃગાપુત્ર સાસારિક સુખને ત્યજીને આધ્યાત્મિક સુખને આગળ કરે છે સસારના સુખ જડ છે, તે કિંપાક ફળ જેવા ઝેરી છે, એમ જ્ઞાનીઓને સમજાવ્યું છે મૃગાપુત્ર સ્વાનુભવની વાત કહે છે હે માતા ! મે નારકીના ભવમા કેવા કેવા દુખો સહન કર્યા છે !

हुयासणे जलन्तिम्मि चियासु महिसो विव ।
दड्ढो पक्को य अवसो पाव कम्मेहि पाविओ ॥५७॥

## વ્યાખ્યાન ૧૦૧ મું

સં. ૨૦૨૦ના આસો વદિ ૧૩ ને રવિવાર, તા. ૧-૧૧-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ. અહીં નામે સિદ્ધાંત. પ્રરૂપ્યા. ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે.

મૃગાપુત્ર સમ્યગ્દૃષ્ટિ આત્મા છે. તેનું જ્ઞાન સમ્યક્ છે. હવે સમ્યક્ચારિત્ર લેવાની તાલાવેલી જાગી છે. પૂર્વભવમાં સંયમ પાળીને આવ્યા છે, અધૂરું કામ પૂરું કરવા પ્રબળ પુરુષાર્થ ઉપાડયો છે. આત્મસ્વરૂપનું ભાન થયું છે. આત્મા અનંત જ્ઞાન દર્શન, ચારિત્ર, તપ, બળ, વીર્ય, આદિ અનંત ગુણોના ખજાનાથી ભરેલો છે. જેને આત્માના અપૂર્વ ખજાનાનું ભાન થયું છે તેને સાંસારિક પૌદ્ગલિક, જડ ખજાનાની પરવા હોતી નથી. રાજા-મહારાજાના ખજાના જોઈ, તમે રાજી થાઓ છો પણ તમારી પાસે કેટલો ખજાનો છે તેની તમને ખબર છે? રાજા-મહારાજા કે શેઠ-શાહુકાર તેનો ભૌતિક ખજાનો ભેગો લઈ જઈ શકતા નથી. ચોર, ઠાકુનો ભય રહે છે. જ્યારે આત્માનો અનંત ખજાનો તો બીજી ગતિમાં પણ સાથે લઈ જઈ શકાય છે. દેહ બદલાય છતાં આત્માનો ખજાનો ભેગો ને ભેગો આવે છે. તે આત્માના અનંત ખજાના તરફ દૃષ્ટિ કરવાની ખાસ જરૂર છે, તેની ધનતેરશ એ સાચી ધન્ય તેરશ બની જાય છે.

"વિજ્જા ધણ સવ્વધણ પહાણં" અર્થાત્ સર્વ ધનોમાં

વિદ્યા પ્રધાન ધન છે આવો અખૂટ ખજાનો આત્મારૂપી કબાટમાં પડયો છે પણ કૂચી ખોવાઇ ગઈ છે. વિદ્યા એ ગુપ્ત ધન છે તે ચોરોની નજરે ચડતુ નથી હોવાથી નિત્ય વૃદ્ધિ પામે છે પણ એનુ માહાતમ્ય સમજાણુ' નથી, એટલે જ્યા ત્યા જીવ પરમા મોઢા નાખે છે રાજા ઊઠીને ભીખ માગી રહ્યો છે ચૈતન્ય જડની ભીખ માગે છે. લાખ મળે ત્યારે ક્રોડ મળે તો સારૂ, એમ તૃષ્ણા વધારતોજ જાય છે, ધનને અનર્થનુ કારણ ભગવાને કીધુ છે. એ જીવને માટે કુપથ્ય છે પણ જેમ વૈદ્ય દર્દીને કુપથ્ય સેવનની મના કરે, તેમ દર્દીને તે વધુ વહાલુ લાગે છે, તેવી રીતે વીતરાગના માર્ગને સમજતા નથી, તેવા બાલ અજ્ઞાની જીવો, ના પાડવા છતા ક્રૂર કર્મો કરી રહ્યા છે અઢાર પાપ ન સેવવા એમ ભગવાને આજ્ઞા ફરમાવી છે તેની અવગણના જીવ કરી રહ્યા છે હઠીલી પ્રકૃતિને ટાળવા જરા હઠ કરવી પડશે પ્રકૃતિ જડ છે, હુ ચૈતન્ય છુ, વળી પ્રકૃતિ નારી જાતિ ઊઠીને, શું મને પુરુષને દબાવે ! હુ પ્રકૃતિને વશ પડુ કે પ્રકૃતિ મારે તાબે રહે ? હવે હુ એને બરાબર ઓળખી ગયો છુ

મૃગાપુત્રને નિજ સ્વભાવનુ ભાન થયુ છે હવે બત્રીસ રમણીઓ કે બત્રીસબધ નાટકના ધમકારમા તે લેપાતા નથી દુઃખ પડયુ છે માટે દીક્ષા લ્યે છે, તેવુ કાઈ કારણ નથી. મૃગાપુત્ર સાસારિક સુખને ત્યજીને આધ્યાત્મિક સુખને આગળ કરે છે સસારના સુખ જડ છે, તે કિંપાક ફળ જેવા ઝેરી છે, એમ જ્ઞાનીઓને સમજાણુ છે મૃગાપુત્ર સ્વાનુભવની વાત કહે છે. હે માતા ! મે નારકીના ભવમા કેવા કેવા દુખો સહન કર્યા છે !

हुयासणे जलन्तिम्मि चियासु महिसो विव ।
दड्ढो पक्को य अवसो पाव कम्मेहि पाविओ ॥५७॥

'હે માતા! જ્યારે નારકીનો દેહ મને મળ્યો હતો ત્યારે ત્યા ઓછામા ઓછું આયુષ્ય ૧૦ હજાર વર્ષનું અને વધુમા વધુ આયુષ્ય ૩૩ સાગરોપમનું હોય છે પરમાધામીઓ હુતાશની પ્રગટાવી, જેવી રીતે યજ્ઞમા જીવતા પશુઓને હોમવામા આવે છે, તેવી રીતે નારકીને પરમાધામીઓ વૈક્રિય કરેલી અગ્નિમા હોમે છે એક બે વાર નહિ પણ અનંતીવાર મને હોમ્યો ત્યારે મે કેટકેટલી વેદના સહી હશે! જે બીજાની શાતા લૂંટે છે તેને નરકગતિનું આવું ફળ મળે છે

સને ૧૯૨૮મા આફ્રિકામા ચકો નામે એક ઝૂલુ રાજા થઇ ગયો તેની માતા ઉન્માદવશ ગાંડી થઈ ગઈ અને મૃત્યુ પામી ગઈ ચકા રાજાને માતાના મૃત્યુથી ઘણું દુ ખ થયું એટલે ધર્મધ્યાન કરવાને બદલે એક જ દિવસમાં સાત હજાર માણસોના પૂન કરી નાખ્યા બીજે દિવસે તેની માતાની કબર સાથે ગામમાથી દશ સુંદર કન્યાઓને લઇ જીવતી ચણી દેવામા આવી એનો શ્વાસ કેટલો રુંધાયો હશે! તેનાં ધણી સાસુ, સસરા માતા-પિતા વગેરે કેવાં આક્રંદ કરતાં હશે? તેની માતાની સદ્ગતિ થાય તે માટે સાત હજાર પશુને પણ કાપી નાખ્યાં શું એમ સદ્ગતિ થતી હશે? તેની માતા પાછળ શોક પાળવા એવો ત્રાસ વર્તાવ્યો કે બાર માસ સુધી અનાજનો કણ પણ વાવવા ન દીધો દૂધ કોઇએ વાપરવું નહિ. બાર માસ સુધી કોઇ સ્ત્રીએ ગર્ભ ધારણ કરવો નહિ. કરનારના કુટુંબનો નાશ કરવામા આવશે, એવું ફરમાન કાઢ્યું કેટલો જુલમ! પ્રજા ત્રાહી ત્રાહી પોકારી ગઇ આવો પાપી રાજા જ્યા હોય તેની પ્રજા કોનુ શરણું લે? એ ચકા રાજાનું તેના ઓરમાન ભાઇએ ખૂન કરી નાખ્યુ આવો ક્રૂર વર્તાવ

કરનારા નરક સિવાય કઇ ગતિમાં જાય ?

આગળ વિલાયતથી વાઇસરૅાય હિંદમાં આવતા, ત્યારે શિકાર કરવા જતા હતા અને તળાવનાં ચાર હજાર બતકોનો સહાર કરી નાખતા પાણી લોહી જેવુ થઇ જતું વળી ઉપરથી પોરસ કરે, કે મારુ નિશાન કેવુ ! સત્તા નીચે દબાયેલા હિંદના પ્રજાજનો તે વખતે ચૂ કે ચા કરી શકતા નહીં આજે મત્સ્ય ઉદ્યોગ દ્વારા લાખો માછલાઓને જાળ નાખી મારે છે તેનો તરફડાટ જોયો છે ? આ પાપ કરનારાઓને મહાન દુ ખો ભોગવવાં પડશે "હણશો તો હણાવુ પડશે, છેદશો તો છેદાવુ પડશે, ભેદશો તો ભેદાવુ પડશે, કર્મ બાંધશો તે ભોગવવા પડશે " એમ રોજ સાંભળો છો ને ? હૈયામા કંઈ થાય છે ! અબોલ જીવને શાને મારો છો ? શું હાથમા આવે છે ? સિંહનો કેવી રીતે શિકાર કરે છે ? તે માટે ઝાડ ઉપર માચડા બાધે અને નીચે ખીલે ઘેટુ, બકરુ કે પાડુ બાધે લાલચને લઈ ને સિંહ ત્યા આવે જેવો તે પશુ ઉપર પજો મારવાની તૈયારીમા હોય છે, ત્યા તેના ઉપર ગોળીઓ વરસાવે. પાછા કહે કે, મે સિહ માર્યો, મે વાઘ માર્યો, પણ એને છળ-કપટ કરી, છેતરી, વિશ્વાસઘાતથી માર્યો તેનુ શુ ? પછી મડદુ રાખી, પાસે ઊભા રહી ફોટો પડાવે ! પોરસનો પાર નહિ ! આવા કરેલા પાપો કઈ ગતિમા લઇ જશે તેનુ ભાન છે ? આજે કેટલાય રાજા-મહારાજાને ત્યા અને શેઠિયાઓને ત્યા વાઘચર્મ, મૃગચર્મ ભીત ઉપર લટકાવ્યા હોય છે અનેક પશુઓના શિંગડાઓ ટાગ્યા હોય, કેટલાક ઠેકાણે તો મસાલો ભરી જાનવરોને એમને એમ પ્રદર્શનની શોભા માટે રાખ્યા હોય કેટલાય વળી પીછાના કોટ અને ટોપી પહેરે છે આમ પાચે

ઇન્દ્રિયોને પોષવા કેવાં ક્રૂર કર્મ કરી રહ્યા છે પણ પરમાધા મીઓ ચામડાં ઉતરડી લેશે તેનું ભાન નથી. ત્યા

बला स डास तुण्डेहि, लोह तुण्डेहि पक्खिहि ।
विलुत्तो विलवन्तोह ढकगिध्धेहि'ऽणन्तसो ॥५८॥

જે અહીં બતક હંસ, પારેવાંના શિકાર કરી સંહાર કરે છે, તેને નરકની અંદર કેટલાય પક્ષીઓ લોઢાની સાણસી જેવી ચાંચવાળા, નારકીના જીવને ચીરી નાખે છે, કાઢી નાખે છે અને જે લોચા શરીરમાંથી નીકળે છે તે ઉપર મીઠું અને તેજાબ છાંટે છે આવો, કેવી વેદના થતી હશે ! પણ રુદન કરે પરમાધામીને વિનંતી–કાકલુદી કરે, મારી ભૂલ થઈ ગઈ, હવે આવા ગુન્હો નહિ કરું પણ પરમાધામી કહેશે, અહીં તારું કાંઈ ચાલે નહિ, તારા કરેલા કર્મ તે તો ભોગવ્યે જ છુટકો છે અહીં ખુન કર્યું હોય તો કોર્ટ સાબિતી સાક્ષી માગશે ગુન્હેગાર છૂટે તેનો વાંધો નહિ પણ નિર્દોષ માર્યો ન જાય આ ન્યાય–નીતિ છે પણ નરકમાં પરમાધામી સાક્ષી માગતા નથી. તેનો તો જીવ ત્યાં દાખલ થયો એ જ પુરાવો બસ છે

અજ્ઞાની નારકી જીવો કારમું રુદન કરે છે તલ જેવડા ટુકડા કરી નાખે છે આ કાળા તો જુવો ! કેવાં શીલા સુધામાં છે ! અમારા આવવા તો જુવો ! કેવો રંગ થયો છ જાણે ખજૂરની પેશી જોઈ લ્યો. ફલાણું તો અમને આમ આવડે આમ કર્મ કરી ઉપરથી પીરસ કરનારને શું ફળ ભાનવવા નહિ પડે ! શરીરની શાતા માટે હમામ સાબુ જોઈએ પણ અંદર ચરબી પડે છે તેનું ભાન છે ? શરીર શોભાવીને પાપ કેટલા બાંધો છો ! ત્યા પરમાધામીઓ ચામડાં

ઊતારી લઈ ખારના કૂડામા બોળશે. પછી અ ગે અ ગમા બળતરા ઊઠે આ તીવ્ર વેદના કોણે ઊભી કરી ? આહીં આંખ આડા કાન ભલે કરો, પણ કર્મનુ ફળ ભોગવ્યા વિના છૂટકો નથી. બાઈબલમા કહ્યુ છે, ઊંટને સોયના નાકામાથી પસાર કરવો સહેલ છે પણ શ્રીમતોને સ્વર્ગમા જવુ મુશ્કેલ છે. દૂધમા તેજાબ પડે ને જેમ ફાટી જાય તેમ પૈસાદારો પૈસાના મદમા ઉન્મત્ત બની જાય છે પૈસાના તોરમા કઇક લોકો અવળે પથે દોરવાઈ જાય છે પૈસાદારની તમે ખુશામત કરો છો, પણ પરસ્રી ગમન અને વેશ્યા ગમન સુધી તેઓ પહોચી જાય છે કદાચ એ અત્યારે પોતાના પાપને છુપાવી શકે, પણ એ કર્મ ભોગવ્યા સિવાય છૂટકો નથી એકથી અન તગણુ થઈને આવીને ઊભુ રહેશે

કર્મો વેરની વસુલાત વાળ્યા વગર નહિ રહે ત્યાં તમારી સત્તા નહિ ચાલે. જ્યારે કર્મની સત્તા છાતી ઉપર ચડી બેસશે ત્યારે જ ખબર પડશે ધર્મને નેવે મૂકે, સતની શિખામણની અવહેલણા કરે અને પાપમા રચ્યો પચ્યો રહે તેની બૂરી દશા થાય છે

મૃગાપુત્ર કહે છે ' હે માતા ! મે ઘણા ઘણા દુ ખ વેઠયા, જેનો કહેતા પાર આવે તેમ નથી જેને આવા દુ:ખો સામે દેખાતા હોય તેને રગરાગમા આનદ આવે ? એને સયમ માર્ગનુ લેશ પણ દુ ખ ન લાગે. જેને સાચો વૈરાગ્ય ઉત્પન્ન થયો છે પોતાના–નિજ વૈભવનુ માહાત્મ્ય આવ્યુ છે, એવા મહાન પુરુષને જડ–ચેતનની વહેચણી વર્તે છે છ દ્રવ્ય, નવ તત્ત્વને યથાર્થપણે સમજ્યા છે, પછી તેને આ સસારમા ચેન પડે નહિ

અલખ નિરંજન આતમ જ્યોતિ સતો તેનુ ધ્યાન ધરો
આ કાયા પર આતમ હીરો, ભૂલી કાં ભવ માંહી ભમો
ધ્યાન ધારણા આતમ પદની કરતા શ્રમણા ચીર જાવે
નિજ પદની શ્રદ્ધા હોવે ને અનહદ આનંદ મન પાવે

જ્ઞાનીઓ કહે છે આત્મ–જ્યોતિમા ધ્યાન ધરો શરીર પાકિટ છે હીરો આત્મા છે, લાખ રૂપિયાનું પાકિટ કહેવાય ક્યારે? લાખ રૂપિયાનો હીરો અંદર છે, તો ચેતન ઉડી ગયા પછી આ ચામડાના પાકિટની કંઈ જ કિંમત નથી. માટે શુદ્ધ ચૈતન્ય આત્મ તત્વની કિંમત કરો સંપૂર્ણ જ્ઞાન, દર્શન, ચારિત્ર તપની, આરાધના કરશો તો મોક્ષ મળશે અને જો મહા આરંભ, મહા પરિગ્રહનાં કારણો આપશો તો નરકની ગતિ તૈયાર છે ક્યા માર્ગે ચાલવું તે તમારા હાથની વાત છે મૃગાપુત્રને સંયમ માગે ચાલના તાલાવેલી લાગી છે

મૃગાપુત્ર કહે છે હે માતા પિતા! તમે સંયમની દુષ્કરતા વર્ણવો છો પણ આ તો સાંભળો નરકની વેદના કરવાશે નિગોદનું દુઃખ કેવું છે? પન્નવણા સૂત્ર પદ સાતમે ગૌતમ સ્વામી પૂછે છે કે હે પ્રભુ! નારકીના જીવો શ્વાસોશ્વાસ કેવી રીતે લે છે? ભગવાન જવાબ આપે છે કે હે ગૌતમ– નારકીના જીવો નિરંતર ધમણની પેઠે શ્વાસોશ્વાસ લે છે ' આવા તેત્રીસ સાગરોપમના આયુષ્યમા કેટલા શ્વાસોશ્વાસ થયા? જેટલા શ્વાસોશ્વાસ થાય એટલા સાતમી નરકના ભવ અને જે તમામ જીવનું દુઃખ ભેગુ કરે એટલુ દુઃખ નિગોદના જીવ એક સમયમા ભોગવે છે જ્ઞાનની ઉત્કૃષ્ટ વિરાધના કરનારો નિગોદમા ઉત્પન્ન થાય છે જ્ઞાન અને ચારિત્રની ઉત્કૃષ્ટ આરાધનાનું ફળ મોક્ષ છે

હે માતા ! આવા ભવો મારા અને તમારા આત્માએ અનંતીવાર કર્યા છે હવે કાચના કટકાને બદલે રત્ન ચિંતામણિ ફેંકી દઉં, ધતુરો વાવવા કલ્પવૃક્ષને ઉખેડી નાખું, કે ગધેડાને ખરીદવા ઐરાવત હાથી વેચી નાખું, એવો હું મૂર્ખ નથી મારે તો ધર્મમાર્ગે પ્રયાણ કરવું છે માટે મને રજા આપો. મૃગાપુત્રને મોક્ષપદની સાચી તાલાવેલી લાગી છે અને સંયમની મુશ્કેલી, મુશ્કેલી રૂપ નથી લાગતી. વળી પણ શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૧૦૨ મુ

**સંવત ૨૦૨૦ના આસો વદિ ૧૪ સોમવાર,તા. ૨-૧૧-૬૪.**

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે

ભગવાન મહાવીર સ્વામી, ચરમ તીર્થંકર દેવને ૭૨ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરતા બે દિવસ બાકી રહે છે, ત્યારે સોળ પહોર સુધી જે દેશના આપી છે તે અંતિમ દેશના-ઉત્તરાધ્યયન સૂત્રની છે ભગવાન પાવાપુરી નગરીમા પધાર્યા છે રાજા અને નગરના લોકો વિનંતી કરે છે પ્રભુ ચોમાસુ અહીં બિરાજો, અમને ઘણો લાભ થશે

**અહેં કરો, અહેં કરો, અહેં કરોજી,**
**થેં ચરમ ચોમાસો સ્વામીજી અહેં કરો જી.**

હે સ્વામી ? ચોમાસુ અહીં કરો, પાવાપુરીથી આઘા

ન જાય ભગવાનના બેતાલીસ ચાતુર્માસ થયાં તેમાં ચૌદ ચોમાસાં રાજગૃહી નગરીમાં થયાં, ત્યારે તે નગરના લોકો કેવા ભાગ્યશાળી હશે! ભગવાન મહાવીર સ્વામીએ સાડાબાર વર્ષ અને એક પખવાડિયા સુધી ઉગ્ર તપસ્યા કરી, કર્મને એરૂસેરૂ કરી નાખ્યાં ત્યાર પછી, છેલ્લો છઠ્ઠ કર્યો દીક્ષાપ્રસંગે ભગવાને છઠ્ઠ કરેલો કેવળ જ્ઞાન પ્રગટ્યું ત્યારે છઠ્ઠ અને નિર્વાણ પામ્યા ત્યારે પણ છઠ્ઠ કરેલ હતો કેવળીને તપ કરવાની જરૂર રહેતી નથી. આપણે ઘનઘાતી કર્મ ટાળવા પુરુષાર્થ કરવાનો છે તીર્થંકર નામગોત્રના દળીયાં ખપાવવા, ભગવાને વાણીનો પ્રવાહ વહેવડાવ્યો ભગવાનની વાણીનો લાભ પુણ્યોદય હોય તેને જ મળે. જે મહાન પુણ્યશાળી હોય તેના આંગણે, આખા લોકને ઉદ્યોત કરે, એવા ભગવાન પધારે પરમ કૃપાળુ તીર્થંકર દેવની કીર્તિ-યશોનામના ત્રણે લોકમાં ફેલાયેલી છે

ભગવાન મહાવીર સ્વામીના પાંચ કલ્યાણક થયાં છે જન્મ વખતે દેવતાઓ, ૫૬ કુમારિકાઓ અને ચોસઠ ઇન્દ્રો ભગવાનને મેરૂપર્વતના શિખર ઉપર લઈ જાય છે દીક્ષાકલ્યાણક વખતે ચોસઠ ઇન્દ્રો હજારો સૂર્યોને શરમાવે તેવી શિબિકા રચે છે તેમાં ભગવાનને બિરાજમાન કરી, ૬૪ ઇન્દ્રો પોતાના સ્કંધ ઉપર શિબિકાને વહન કરે છે ભગવાન પંચમૂષ્ઠી લોચ કરે, ત્યારે ઇન્દ્ર વજ્રહીરાના થાળમાં વાળને ઝીલી લે છે અને પછી ક્ષીરસમુદ્રમાં પધરાવી દે છે ભગવાન ૬૪ ઇન્દ્રના વંદનિક પૂજનિક અર્ચનિક અને સ્મરણનિક છે ત્રણ ભુવનના શણગાર રૂપ છે કેવળ જ્ઞાનના કલ્યાણક મહોત્સવ વખતે દેવતાઓ હાજર થાય છે

ભગવાનના જન્મ કલ્યાણક મહોત્સવ વખતે ત્રણે

લોકમા અજવાળા થાય છે. નારકીને પણ તે વખતે માર પડતો બધ થઇ જાય છે. કોઇને કહેવા જવુ નથી પડતું, કે તોપના ધડાકા નથી કરવા પડતા, કે કુવર સાહેબનો જન્મ થયો ભગવાનને તો શુભ પુદ્ગલો છે પુણ્યાનુબધી પુણ્યના ઘરનુ પુણ્ય છે એટલે મોક્ષ-કલ્યાણીક વખતે પણ ઇન્દ્રો હાજર થાય નિહરણ પણ ઇન્દ્રો અને દેવતાઓ કરે છે

આજે જગતમા લોકો કેવી રીતે વર્તે છે ? ઠીક લાગે તેને તીર્થંકર પદે બેસાડી દયે છે કહે, આ અમારા પચીસમા તીર્થંકર ! તીર્થંકર ચોવીસ જ હોય, પચીસ તો થાય જ નહીં અનત ચોવીસી થઇ ગઈ પણ એકેય પચીસી સાભળી ?ના ભગવાન મહાવીરનો પરિવાર પાચ લાખ સતાવીશ હજાર, ચારે તીર્થનો થાય છે

પાવાપુરીના હસ્તિપાળ રાજાને ભગવાન મહાવીર સ્વામીનો-ચોવીસમા ચરમ તીર્થંકરનો-જોગ થયો છે ભગવાનને વિનતી કરે છે. હે પ્રભુ ! આપ ચોમાસુ અહીં બિરાજો, અમને લાભ આપો

ભગવાને વિનતી સ્વીકારી, પાવાપુરીમા છેલ્લુ ચોમાસુ રહ્યા. અઢાર દેશના રાજાઓ ત્યા આવ્યા છે છેલ્લા દિવસો છે ગોશાળાએ જ્યારે ભગવાન ઉપર તેજુલેશ્યા મૂકી હતી, પણ તે તેજુલેશ્યા કઇ ખાસ અસર કરી શકી નહિ. ગોશાળાએ કહ્યુ, હે કાસવા ? તુ છ માસમા રીબાઇ રીબાઇને મરીશ ! ભગવાન તો ક્ષમાવત છે. કાટો ભલે કાટાથી નીકળે, હીરો ભલે હીરાથી કપાય, પણ વેર તો પ્રેમ વડે જ શમાવાય વીત-રાગી પ્રભુને કેવળ જ્ઞાન પ્રગટ્યુ છે સપૂર્ણ જ્ઞાની છે, એમણે

ગોશાળાને ચેતવતાં કહ્યુ કુ તો હજી સાડાસોળ વર્ષ સુધી ગ ધહસ્તિની પેઠે વિચરવાનો છુ, પણ હે ગોશાળા ! તારુ મૃત્યુ સાતમે દિવસે નક્કી છે તારી તેજોલેશ્યા તને મારનાર થશે. જ્યારે ગોશાળાએ પ્રભુ ઉપર તેજુલેશ્યા મૂકી ત્યારે તેજુલેશ્યા ભગવાનની ફરતી ત્રણ પ્રદક્ષિણા કરી, ગોશાળાના શરીરમા પ્રવેશી ગઇ અને તેના શરીરની અ દર બળતરા ઉત્પન્ન થઈ

આમની અ દર વાત ઉઠી કે બે તીર્થંકરો લવારા કરે છે ગોશાળો જિન નથી, જિનપ્રલાપી છે જેના અગ્યાર લાખ શ્રાવકો છે પાર્શ્વનાથના સ તાનીઆનો સ ગ થયેલો, જે અષ્ટાગ નિમિત્તના જાણકાર હતા ગોશાળો મહાવીર સ્વામી સાથે છ વર્ષ રહેલો બાકી તો પાર્શ્વનાથના સ તાનીઓ જે સ યમ માર્ગેથી ભ્રષ્ટ થઈ ગયેલા હતા તેઓ તેની સાથે રહ્યા. લાભ, અલાભ સુખ, દુ ખ, જીવન, મરણાદિ છ બોલનો જાણકાર થયો, એટલે પ્રભાવશાળી પણ દેખાડવા અને બધાને ભવિષ્ય કહેવા માડયુ કોઇને કઈ ધધો કરવાનું કહે ને તે કરે એટલે તેને ત્યાં પૈસાની રેલમછેલ થઈ જાય ગોશાળાએ કીધુ અને મળ્યુ અહી કોઈ તેજી-મદીના ભાવ બતાવે તો આ ઉપાશ્રય ટૂ કો પડી જાય તેટલા આવે ને ? કોઇને કહેશે તુ ચોવીસ કલાકમાં મરી જઈશ, કોઇને સોય લેવાની ઘડી ગણાતી હોય તેને કહેશે, તું હજી બાર મહિના કાઢીશ એમ કહે, અને એ જીવી જાય સાચો થઇ જાય આવી વાતોથી શ્રદ્ધા બેસાડી દીધી છ બોલનો પ્રભાવ પડયો લોકો તેના તરફ આકર્ષાયા આજે પણ અમુક પ થમાં ભળવા વિષે અફવા ફેલાવી છે કે તે પ થમા જાય તે પૈસાદાર થાય એટલે આજે તો લોકો ત્યા ધસડાય છે કારણ કે પૈસાની ભૂખ કોને નથી ?

ગોશાળો જિન ન હોવા છતા પણ હુ જિન છુ, સર્વજ્ઞ છુ, તીર્થંકર છુ, તેમ બોલે છે, પણ લાગવગ લાયકાત નહિં આપે મહાવીર સ્વામી તીર્થંકર છે સૂર્ય કાઇ છાબડે ઢાકયો રહે નહિ ભગવાન ઉપર છોડેલી તેજુલેશ્યા જ્યારે પાછી ફરી, ત્યારે ભગવાનના સાધુએ કેટલાક પ્રશ્નો ગોશાળાને પૂછયા પણ તે જવાબ આપી શકયો નહિ

ગોશાળાના શરીરમા તેજુલેશ્યા પ્રવેશી છે એટલે બળતરાનો પાર નથી. તેના સાધુ અને શ્રાવકોને દભ સમજાણો તેઓમાથી ઘણા ગોશાળાના પથમાથી નીકળી, મહાવીર પ્રભુ પાસે આવી દીક્ષા લીધી આ સમયે ગામમા વાત ઊડી કે બે તીર્થંકરો લવારા કરે છે. એક કહે છે, તુ છ માસમા મરીશ, બીજો કહે છે, સાત દિવસમા મરીશ આમા સાચો કોણ ને ખોટો કોણ ? ગોશાળો પોતે તો જાણતો હતો કે પાછી ફરેલી તેજુલેશ્યા તેના શરીરમા પ્રવેશી ગઈ છે એટલે બળતરાનો કોઈ પાર નથી આબો ચૂસે છે, દારૂ આદિ પીએ છે, પણ કોઈ વાતે શાન્તિ થતી નથી આમ કરતા સાતમો દિવસ આવ્યો. શ્રાવકોને ભેગા કરી કહે છે 'હુ મરી ગયો છુ, એવુ તમે જાણો, ત્યારે મારા આ દેહને સુગધી પાણીથી નવરાવજો હ સલક્ષણનુ પટ પહેરાવજો આખા શરીરે સુગધી ચદનનો લેપ કરજો અને હજારો માણસો ઉપાડે તેવી શિબિકામા કાઢજો અને મોટા મોટા અવાજે ઉદ્‌ઘોષણા કરજો કે–ચોવીસમા તીર્થંકર દેવ નિર્વાણ પધાર્યા છે આવા મહાન્ સત્કાર સન્માનથી મને કાઢજો" આટલી ભલામણ કર્યા પછી જ્યારે આયુષ્ય થોડુ બાકી રહ્યુ, ત્યારે વિચાર થયો કે મહાવીરને ખોટા તો કેમ કહેવાય !

એક વખત જ્યારે પ્રભુ છદ્મસ્થ અવસ્થામાં હતા અને ગોશાલક એમની સાથે હતો. ત્યારે વિહારમાં જતાં એક તલનો છોડ જોઈ પ્રભુને પૂછ્યું કે પ્રભુ ? આ ફૂલના જીવ ચ્યવીને ક્યાં જશે ? ત્યારે પ્રભુ કહે સાત ફૂલના જીવ સાત તલ પણે ઉત્પન્ન થશે. ગોશાળાને એમ કે પ્રભુને ખોટા પાડું, એટલે પાછો વળીને તલનો છોડ ઉખેડીને ફેંકી દીધો. પરંતુ તે વખતે અચાનક વાદળું થયું, વરસાદ આવ્યો અને મૂળિયું પકડાઈ ગયું ગોશાળો પાછો વળ્યો ત્યારે ભગવાનને પૂછે છે પ્રભુ ! ફૂલના જીવ ક્યાં છે ? ભગવાન કહે 'તલરૂપે ઉત્પન્ન થઈ ગયા છે' પરીક્ષા અર્થે પાછો પણે તલસરા પાસે પહોંચ્યો જોયું તો સાતજ તલ છે આમ પહેલેથી ભગવાનને ખોટા પાડવા, કેવા ધંધા કરેલા ? પણ ભગવાન જે બોલ્યા તે પ્રમાણે જ થતું આવ્યું છે

ભગવાનના બે સાધુને તેજુલેશ્યા મૂકી બાળ્યા મે કેવું ઘોર પાપ કર્યું ! ભગવાન મહાવીર જ સાચા છે હું ખોટો છું મે આજ દિવસ સુધી ખોટી પ્રરૂપણા કરી છે મારું શું થશે ? કલ્પાંત થવા માંડયો અંતર કકળવા લાગ્યું પ્રભુ આપજ સાચા છો અને હું ખોટો છું, આમ વિચારતા (શુકલ લેશ્યા આવી) પરિણામ ઉજ્જવળ થયા

હે પ્રભુ ? આપ ગુણના ભંડાર છો માન, મોટાઈ મેળવવા માટે મે કેવા અનર્થ કર્યા ! મોહરૂપી સોરીગ કરડયો તે આપ વિના કોઇ ઉતારી શકવા સમર્થ નથી. આપ ગુણના ભંડાર છો, ત્યારે મારા અવગુણોનો કોઇ પાર નથી. ગોશાળાને કેટલો પશ્ચાતાપ થયો હશે ? કેવા ઓસ્તો

થયો હશે, ત્યારે બારમું દેવલોક પ્રાપ્ત થયું હશે. બબ્બે સાધુ ઉપર તેજુલેશ્યા મૂકી બાળનારને બારમુ દેવલોક હોય ? પણ આને પશ્ચાતાપની ભઠ્ઠી કેવી સળગી હશે? અત્યાર સુધી ખોટી જાહેરાત ફૂલાઇને કરી હતી હવે સાચી હકીકત જણાવતા કેટલુ લાગી આવ્યુ હશે ! મુખ્ય શ્રાવકોને પાસે બોલાવ્યા (ભગવતી સૂત્રના ૧૫મા શતકમા આ બધો અધિકાર છે) તે કહે છે 'હે શ્રાવકો ? મારી વાત માન્ય કરશો ?' 'પ્રભુ આ શું બોલો છો ! માન્ય શુ, આજ્ઞા હોય તે કહો !' 'સાભળો પ્રતિજ્ઞા લેવડાવીને કહ્યુ 'હુ જૂઠો છુ. મહાવીર પ્રભુ સાચા છે.' અગ્યાર લાખ શ્રાવકોનો ધણી માન-કષાયને મૂકે તે કાઇ થોડીઘણી વાત નથી પાપ ખૂચ્યુ છે. એટલે કહે છે, કે ભગવાન ખરા છે. હુ ખોટો છુ. હુ તો મંખલી પુત્ર છુ. ગાયોની શાળામા જન્મ થવાથી મારુ નામ ગોશાળો પડ્યુ છે

હુ મંખલી પુત્ર છુ ભગવાનનો મે વિરોધ કર્યો. તેમના સમોસરણમા બબ્બે સાધુ ઉપર તેજુલેશ્યા છોડી બાળી નાખ્યા શ્રમણનો ઘાતક થયો શ્રમણનો ઘાતક, એટલે અનંતાની દયાના પાળનારનો ઘાતક થયો ઉપકારી પ્રભુ પર પણ મે તેજુલેશ્યા મૂકી, મે ઘણુ પાપ કર્યું છે પાપ નજરે તરવરે છે તેજુલેશ્યા ભગવાને મને શીખડાવી અને મે તેમના ઉપર ઉપયોગ કર્યો માટે જુઓ, સાભળો, મારો આ દેહ છૂટે ત્યારે ડાબે પગે સિંદરી બાધી, આખી સાવર્થીનગરીમા મને ઢસરડજો અને ચોરે-ચૌટે ફેરવતા એમ કહેજો, કે આ જિન નહિ પણ જિનપ્રલાપી છે તીર્થંકર ન હતો પણ બબ્બે શ્રમણોનો ઘાતક પ્રભુ મહાવીર ઉપર તેજુલેશ્યા ફેકનાર, મંખલીના

એક વખત જ્યારે પ્રભુ છદ્મસ્થ અવસ્થામા હતા અને ગોશાલક એમની સાથે હતો ત્યારે વિહારમાં જતાં એક તલનો છોડ જોઇ પ્રભુને પૂછ્યુ કે, પ્રભુ ? આ ફૂલના જીવ મરીને ક્યા જશે ? ત્યારે પ્રભુ કહે સાત ફૂલના જીવ સાત તલ પણે ઉત્પન્ન થશે ગોશાળાને એમ કે પ્રભુને ખોટા પાડું, એટલે પાછો વળીને તલનો છોડ ઉખેડીને ફેંકી દીધો પરંતુ તે વખતે અચાનક વાદળું થયુ, વરસાદ આવ્યો અને મૂળિયુ પકડાઈ ગયુ ગોશાળો પાછો વળ્યો ત્યારે ભગવાનને પૂછે છે પ્રભુ ! ફૂલના જીવ કયા છે ? ભગવાન કહે 'તલરૂપે ઉત્પન્ન થઈ ગયા છે' પરીક્ષા અર્થે પાછે પગે તલસરા પાસે પહોંચ્યો, જોયુ તો સાતજ તલ છે આમ પહેલેથી ભગવાનને ખોટા પાડવા, કેવા ધંધા કરેલા ! પણ ભગવાન જે બોલ્યા તે પ્રમાણે જ થતુ આવ્યુ છે

ભગવાનના બે સાધુને તેજુલેશ્યા મૂકી બાળ્યા મે કેવું ઘોર પાપ કર્યુ ! ભગવાન મહાવીર જ સાચા છે હુ ખોટો છુ મે આજ દિવસ સુધી ઊંધી પ્રરૂપણા કરી છે, મારુ શુ થશે ? કલ્પાંત થવા માંડયો અંતર કકળવા લાગ્યુ પ્રભુ આપજ સાચા છો અને હુ ખોટો છુ, આમ વિચારતા (શુકલ લેશ્યા આવી) પરિણામ ઉજ્જવળ થયાં

હે પ્રભુ ? આપ ગુણના ભંડાર છો માન, મોટાઈ મેળવવા માટે મે કેવા અનર્થ કર્યા ! મોહરૂપી સોરીંગ કરડયો, તે આપ વિના કોઇ ઉતારી શકવા સમર્થ નથી. આપ ગુણના ભંડાર છો, ત્યારે મારા અવગુણોનો કોઇ પાર નથી. ગોશાળાને કેટલો પશ્ચાતાપ થયો હશે ? કેવો ઓસ્તો

થયો હશે, ત્યારે બારમુ દેવલોક પ્રાપ્ત થયુ હશે બબ્બે સાધુ ઉપર તેજુલેશ્યા મૂકી બાળનારને બારમુ દેવલોક હોય ? પણ આને પશ્ચાતાપની ભઠ્ઠી કેવી સળગી હશે ? અત્યાર સુધી ખોટી જાહેરાત ફૂલાઇને કરી હતી હવે સાચી હકીકત જણાવતા કેટલુ લાગી આવ્યુ હશે ! મુખ્ય શ્રાવકોને પાસે બોલાવ્યા (ભગવતી સૂત્રના ૧૫મા શતકમા આ બધો અધિકાર છે) તે કહે છે 'હે શ્રાવકો ? મારી વાત માન્ય કરશો ?' 'પ્રભુ આ શુ બોલો છો ! માન્ય શુ, આજ્ઞા હોય તે કહો !' 'સાભળો પ્રતિજ્ઞા લેવડાવીને કહ્યુ 'હુ જૂઠો છુ. મહાવીર પ્રભુ સાચા છે.' અગ્યાર લાખ શ્રાવકોનો ધણી માન-કષાયને મૂકે તે કાઇ થોડીઘણી વાત નથી પાપ ખૂચ્યુ છે. એટલે કહે છે, કે ભગવાન ખરા છે હુ ખોટો છુ. હુ તો મ'ખલી પુત્ર છુ. ગાયોની શાળામા જન્મ થવાથી મારુ નામ ગોશાળો પડ્યુ છે

હુ' મખલી પુત્ર છુ ભગવાનનો મે વિરોધ કર્યો તેમના સમોસરણમા બબ્બે સાધુ ઉપર તેજુલેશ્યા છોડી બાળી નાખ્યા. શ્રમણનો ઘાતક થયો શ્રમણનો ઘાતક, એટલે અનતાની દયાના પાળનારનો ઘાતક થયો ઉપકારી પ્રભુ પર પણ મે તેજુલેશ્યા મૂકી, મે ઘણુ પાપ કર્યુ છે પાપ નજરે તરવરે છે તેજુલેશ્યા ભગવાને મને શીખડાવી અને મે તેમના ઉપર ઉપયોગ કર્યો માટે જુઓ, સાભળો, મારો આ દેહ છૂટે ત્યારે ડાબે પગે સિંદરી બાધી, આખી સાવર્થીનગરીમા મને ઢસરડજો અને ચોરે-ચૌટે ફેરવતા એમ કહેજો, કે આ જિન નહિ પણ જિનપ્રલાપી છે તીર્થંકર ન હતો પણ બબ્બે શ્રમણોનો ઘાતક પ્રભુ મહાવીર ઉપર તેજુલેશ્યા ફેકનાર, મખલીના

પુત્રને ધિક્કાર હોજો એમ કહી મોઢામા મૂક્યો. એવી રીતે સાવર્થીનગરીમા હેસ્વી, એકાત સ્થળે માશ દેહને દેઈ દેજો.' આટલી સલામણ શ્રાવકોને કરે છે શુકલલેશ્યા પ્રગટી ચૂકી છે પરિણામ ઉજ્જળા થઈ ગયા છે સમ્યગ્દર્શનની પ્રાપ્તિમા આયુષ્યનો બંધ પડતાં બારમા દેવલોકમા દેવરૂપે ઉત્પન્ન થયો.

ભગવાને કહેલુ હુ છ માસમાં શીબાઇને મરનાર નથી, હજી ૧૬ાા વર્ષ વિચરવાનો છુ' તે વાત બધાના લક્ષમાં છે એટલે પ્રભુનો આ અંતિમ સમય છે, એમ સમજી, બધા પ્રભુની છેલ્લી દેશનાનો લાભ લેવા આવી ગયા છે, અઢાર દેશના રાજાઓ ભગવાનની પાસે છઠ્ઠ પૌષધ કરી બેસી ગયા છે તેને અનુસરીને આજે ચૌદશ–પાખીના પૌષધ થવા કરે છે

આપણી દિવાળી અજવાળી ક્યારે કહેવાય ? આત્મિક ભાવનાની ખીલવણી થવી જોઈએ. સ્વરૂપમા ટકવું જોઈએ ધારી, ઘૂઘરા કહીવરાં સારા અજ્ઞુ ખાવાનું કરે, અને બની ઠનીને બહાર નીકળે તેમા દિવાળી આવે છે ? દિવાળી એ તા સાવજનિક પવ છે દરેક પથ મત વાળા દિવાળીને માન્ય કરે છે જૈન લોકો આજે મહાવીર પ્રભુ નિર્વાણ પામ્યા અને ગૌતમ સ્વામીને કેવળજ્ઞાન થયુ તે પ્રસગે દિવાળી માની રહ્યા છે હિંદુધમ મા, આજે રામચંદ્રજી સીતાજીને લઈને અયોધ્યામા પ્રવેશ કર્યો તેની ખુશાલીમા દિવાળી પવ ઉજવ છે એમ ભિન્ન ભિન્ન માન્યતા છે કહેવાનો મુદ્દો એ છે કે દિવાળી સાવજનિક પવ છે

ભગવાન મહાવીર સ્વામીએ બે દિવસનો સથારો કર્યો.

અખડ વાણીનો પ્રવાહ વહેવડાવ્યો, ઉત્તરાધ્યયનસૂત્રની પ્રરૂપણા કરી સૂત્રરૂપે બધુ કીધુ, ગૂથણી ગણધર દેવે કરી ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ સમયે બે ગણધરો પાસે હતા. ગૌતમ અને સુધર્મા બાકીના નવ, આ પહેલા મોક્ષે ગયા હતા લોકો દેશના સાભળવા તન્મય બની ગયા. આ મૃગાપુત્રનુ ૧૯ મુ અધ્યયન અતિમ દેશનામા કહેવાયેલુ છે

**तण्हा किलन्तो धावन्तो, पत्तो वेयरणि नदि ।**
**जलं पाहिन्ति चिन्तन्तो, खुरधाराहि विवाइओ ॥५९॥**

મૃગાપુત્ર માતાપિતાને કહે છે 'હે માતા! હુ પરવશ પણે, મારા કર્મના વાકે, નરક ગતિમા નારકી પણે હતો ત્યા હુ ઘણો દુ ખી થયો જ્યારે હુ ખૂબ તૃષ્ણાતુર થયો ત્યારે વૈતરણી નદી ભણી દોડયો વૈતરણી નામનો પરમાધામી વૈતરણી નદી વિકુર્વે છે જેમા પરૂ-પાચની દુર્ગંધ હોય છે ખોબો ભરે ત્યા હાથના આગળા કપાઈ જાય જીભને એ પાણી અડે ત્યા જીભ કપાઈ જાય આવી નદીમા પરમાધામીઓ નારકીના જીવને ધક્કા મારીને નાખે છે તેમા પડતા શરીરના ટુકડા થઈ જાય છે ધોબીની પેઠે પરમાધામી નારકીને બે પગેથી ઝાલી, મોટી શીલા ઉપર પછાડે છે ફોદે ફોદા ઊડી જાય

હુ વૈતરણીમાથી માડ છૂટી, શાતા વળે તે માટે વનમા દોડી ગયો ત્યા મહાવન અસિપત્ર નામનુ મહા મોટુંવન પરમાધામીએ વૈક્રિય કરેલુ હોય છે ત્યા શાતા લેવા વૃક્ષ નીચે બેઠો ત્યા ઉપરથી તલવારની ધાર જેવા પાદડાઓ પડવા લાગ્યા હાથ પગ છેદાઈ ગયા માથાના ટુકડા થઈ ગયા 'હે માતા! આવા દુ ખો અનતીવાર ભોગવ્યા જેણે

નિરંતર અશાતા ઉપજાવી છે તેને નરકમાં ક્યાંથ શાતા મળતી નથી

મૃગાપુત્ર આ અનુભવની વાણી બોલી રહ્યા છે હજુ પણ શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૧૦૩ મું

સં ૨૦૨૦ આસો વદિ ૦)) મંગળવાર, તા. ૩-૧૧-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ ત્રિલોકીનાથ, દેવાધિદેવ ત્રણ જગતના આધારભૂત, રક્ષણકર્તા, જગતના જીવોને સત્ય માર્ગે ચઢાવનાર, મિથ્યાત્વના ઝેર ઉતારનાર પવિત્ર ૨૪મા તીર્થંકર દેવ, ભગવાન મહાવીર સ્વામીની આજે નિર્વાણ તિથિ છે જેણે કર્મના કાટ ઉખેડવા માટે ઘણા પ્રયાસો કર્યા. નંદરાજાના ભવમાં અગ્યાર લાખ ઉપરાંત માસખમણ કર્યા હતાં ત્યાં ૨૦ બોલની આરાધના કરી. તીર્થંકર નામ ગોત્ર કર્મ ઉપાર્જ્યું, જેના પ્રતાપે ચોવીસમા તીર્થંકર દેવ થયા. ત્રીસ વર્ષની ભરયુવાનીમા રાજપાટ ત્યાગી સંયમ પંથે વળ્યા. ત્યાગને જીવનમાં ઉતાર્યો પછી જ તેમણે મોક્ષમાર્ગની પ્રરૂપણા કરી છે ભગવાનનું ચારિત્ર યથાખ્યાત, વાણી અને વર્તન જીવનમા એકાકાર પણે વર્તતાં હતાં દુઃખનો ક્ષય કરવા જાવજીવ સુધીનું સામાયિક વ્રત અંગીકાર કરી લીધુ આત્માને ઉજ્જવળ કરવા ઉગ્ર તપસ્યાઓ કરી. ઓછામા ઓછો તપ-છઠ્ઠ એટલે બે ઉપવાસ, ઉત્કૃષ્ટા છ માસના

૧૮૦ દિવસના ઉપવાસ બધા ઉપવાસો ચોવિહારા. ૧૮૦ ઉપવાસમાં તેર બોલનો આકરો અભિગ્રહ ધાર્યો કે રાજાની કુવરી, માથે મૂડો, હાથ-પગમાં બેડી, સુપડાંને ખૂણે અડદના બાકળા, આંખમાં આંસુ લાવી, ત્રીજે પહોરે વહોરાવે તો લેવુ ભગવાનનો અભિગ્રહ પૂરો થતો નથી ચાર જ્ઞાન વર્તે છે સાધન છે, છતા કદી ઉપયોગ મૂકી જોતા નથી કેવા ધૈર્યવાન હતા ? ફરતા ફરતાં પ્રભુ કૌશંબી નગરીયે પધાર્યા

**પાંચ પાંચ માસના ઉપવાસ માથે, પચીશ દિવસનાં વાં'ણાં વાયાં,**
**ઘેર ઘેર ઘુમતાં તોયે પ્રભુને, ભોજન મળે ના, મન માન્યાં,**
**કોઇ મોદક મીઠા લાવતા રે, કોઇ પકવાન પ્રેમે આપતા રે તોય પ્રભુજી પાછા જાય,**
**સતી ચંદનબાળાને બારણે પ્રભુ આવી ઊભા છે પારણે,**
**એનુ જીવતર ધન્ય ધન્ય થાય.**
**મેવા મીઠાઈ પડતા મૂકીને, લીધા અડદના બાકળા,**
**બંધન તૂટયાં જન્મો જન્મના, અંતરનાં ઉઘડયાં આગળાં,**
**એણે ભિક્ષા પ્રભુને દીધી રે, એણે આશિષ ઉરની લીધી રે,**
**એનું જીવતર ધન્ય ધન્ય થાય.**

ચ દનબાળાના વદન ઉપર ઓજસ કઈ ઔર ઝળકી રહ્યું છે એકદા બહારગામથી પાછા આવતા શેઠ પૂછે છે કે શેઠાણી કયા છે? દાસી કહે, તે તો પીયર ગયા છે તમારી શેઠાણીનુ નામ લેવા જેવુ નથી ચ દન બાળાને ભ ડકિયામા પૂરી છે માથાનો સુ દર ચોટલો ઉતરાવી નાખ્યો છે સ શય તે છૂપુ ઝેર છે શેઠાણીને સ શય થયો હતો કે અત્યારે તો શેઠ દીકરી દીકરી કહે છે, પણ આગળ જતા મારી સમોવડ થશે આમ સ શયને લઇને કાવતરુ કર્યું ચંદનબાળા તો ચુકારો કરતી નથી, તે તો

પણ પરમેષ્ઠી પદની આરાધનામાં તલ્લીન બની કર્મ ખપાવે છે દાસ-દાસીઓને સેવા કરતી નથી, કે બૂમ બરાડા પાડતી નથી. ભોળી અણુધારી જ વાગે ક્યારે કર્મનો ઉદયકાળ થશે, કયુ ગોલુ ફૂટે તેની શુ ખબર? માટે સમય વર્તે ત સાવધાન દુ ખમાં પણ સમભાવે સાવધાન રહેવું જોઈએ.

ચ દનબાળાનું દુ ખ સાભળી શેઠનો જીવ કપાઇ ગયો. તાળુ તોડી ચ દનબાળાને બહાર કાઢી, કહેવા લાગ્યા, અરરર! તારે માથે આવડુ દુ ખ! ચ દના કહે, હોય બાપુજી! આ તો કર્મ ખપાવવાનો મહાન મહોત્સવ છે તુઓ સમભાવ કેવો છે! ક્યો કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી, પણ સામાનો દોષ ન જોવો તે ખૂબી છે ને! જેને શોધતા આવડે છે તે તો જીવન સમસ્યાનો ઉકેલ આણી શકે છે

શેઠ કહેવા લાગ્યા, જલદી પારણુ કર, હુ હમણા લુહારને બોલાવી લાવુ છુ શેઠને પારણુ કરાવવા માટે કાંઈ ખાવાનુ ઘરમાંથી મળ્યુ નહિ, ફક્ત ઢોરને આપવા માટે મીઠા વિનાના ભોળા અડદના બાકળા હતા તે લીધા અને બીજુ કઈ સાધન ન મળતા લોઢાના સૂપડામાં ખાવા આપ્યા બેટા! પારણુ કરવી મા હમણા હું લુહારને બોલાવીને આવું છુ એમ કહી શેઠ બહાર નિકળ્યા ચ દનબાળાને ત્રણ દિવસના ઉપવાસ છે ઉંબરમા બેઠી છે પણ મોઢામા કોળિયો જતો નથી. કેમ જાય! દાન દઉં પછી પારણુ કરુ એવી ભાવના છે નજર બહાર મ ડાણી છે

જેની જોતા તા વાટ, ઘ નર લે આવીઅળે.
ઉપરે ઉંબરાના લાટ, હૃ મી નથિ ત્યા કામની

બારણા સામે નજરે રાખી વાટ નિહાળે છે, ત્યા ભગવાન મહાવીર સ્વામી પધાર્યા, પાચ માસને પચીસ દિવસના ચોવિહારા ઉપવાસ છે આજે તો એક ઉપવાસ કરે ત્યા લડથડિયા ખાવા લાગી જાય છે, અને કહેશે, 'ક્યારે ઊગે દીનોનાથ, ને ન કાઢુ મોઢા બહાર હાથ '

ભગવાન તીર્થંકર દેવ ચરમ શરીરીની આજે નિર્વાણ તિથિ હોઈ જેમ બને તેમ ત્રિરત્નની આરાધના કરવાની હોય, પણ મેવા મીઠાઇ ઉડાવવા કે શરીર શણગારવા, રંગોળી પૂરવી, એથી શુ ઉજ્જવણી માનવાની હોય ? રંગોળી અંદરના ઉપશમ ભાવની પૂરો સમિતિ–ગુપ્તિની વેલો કાઢો. તમારી જીભ સાકર જેવી રાખો ગળ્યુ ભાવે છે, તો ગળ્યુ બોલો.

ભગવાન મહાવીર સ્વામીને પારણુ કરાવનાર ચંદનબાળાનો જોગ મળી ગયો રાજાની કુવરી, કાળથી ત્રીજો પહોર, ક્ષેત્રથી ઉબરમા બેઠી છે, સૂપડાને ખૂણે અડદના બાકળા, માથે મૂડન, બધા બોલ પૂરા છે, માત્ર એક આસુની ધારાનો બોલ અધૂરો રહે છે ચંદનબાળાએ ભગવાનને દીઠા તેનો શોક ચાલ્યો ગયો ઉલ્લાસ આવી ગયો જ્યા વહોરાવવા જાય છે ત્યા ભગવાન પાછા વળી જાય છે પ્રભુ પાછા ફર્યા ત્યા તો ચંદનાને માથે જાણે આભ તૂટી પડયો હોય, તેમ—

> રડતી ચંદનબાળા બોલે, કૃપા કરો ભગવાન
> મહેર કરો મુજ રંક ઉપરે, લ્યો બાકુળા દાન,
> આવો આવો હે વીર ! સ્વામી મારા અંતરમાં.

રડતી રડતી બોલે છે, હે પ્રભુ ! કઇ ,મારો વાક ! તમે પાછા વળો મારા ઉપર કૃપા કરો મને ગમે તેટલા દુખ પડયા તે દુખ, દુખ નથી લાગ્યા, પણ આપ આગણેથી

પાછા જાઓ છો, તે તો જાણે મેરૂ તૂટી પડયો હોય તેવું લાગે છે ભગવાને નિહાળ્યું ચંદનબાળા મુસકે મુસકે રડી રહી છે અભિગ્રહ પૂર્ણ થયો જાણી, પ્રભુ વહોરવા પાછા વળ્યા ભગવાન કરપાત્રી હોય છે હાથ ધર્યો ત્યા ચંદનબાળાએ બાકળા વહોરાવ્યા

**એજ ક્ષણે ચમત્કાર થયોને બંધની બેડી તૂટી,**
**માથે સુંદર વાળ થયા ને, વરસી સુખની હેલી,**
**મારાં આંગણાં સૂના**
**આવો આવો દેવ, મારા સૂનાં સૂનાં દ્વાર**
**મારાં આંગણાં સૂના**
**રોતી રોતી ચંદનબાળા વિનવે છે આજ મારા..**

ત્યાં તો બંધન તૂટયાં માથે સુંદર કેશકલાપ થઈ ગયો સાડાબાર ક્રોડ સોનૈયાનો વરસાદ સુગંધી ફૂલોનો વરસાદ, વસ્ત્રોનો વરસાદ વરસ્યો આકાશમાંથી દુંદુભીનો દિવ્ય મહા ઘોષ થયો. અહોદાન, મહાદાન, એ આખા ગામમાં સંભળાણું ભગવાનના આહાર ને નિહાર અદ્રશ્ય હોય છે કબૂતરની પેઠે આખા ને આખા બાકળા ઉતારી ગયા ચાવીને સ્વાદ લેતા નથી. તપશ્ચર્યામા છ માસમાં પાંચ જ દિવસ ઓછા છે, એમાં ક્યાંય રાબડી, સૂંઠ લીંબુનું પાણી, મગના પાણીનાં પારણા નથી. આજે તો તોફાનનો પાર નથી. એક ઉપવાસ કર્યો હોય ત્યા દિવસે તારા દેખી જાય ક્યાં ભગવાનની પરમ દશા અને ક્યા આપણી પામર મનોદશા! સાધના વિના સિદ્ધિ ક્યા પડી છે?

આજે તો મોટેથી વાતો કહે કે 'સ્વ સ્વરૂપમા રમણ, પણ રમી રહ્યો ભાઈ? દ્રવ્ય ગુણ પર્યાયની વાતો આવડી

ગઈ એટલે શુ તરી ગયો ? જીવનમા ઈન્દ્રિય વિષયોના તારા ચાળા તો જો **ધર્મ વિના કર્મનો આરો નહિ આવે.** પાણીના પકવાનો અને વાતોના વડાથી પેટ ભરાય નહિ હજારો વાનગીઓ ગણાવી જનાર કરતા લૂખો રોટલો પીરસનારો શ્રેષ્ઠ છે એમ એક જીભે હજાર જ્ઞાનની વાતો બોલી જનાર કરતા થોડુ પણ આચરણમા ઉતારનાર શ્રષ્ઠ છે. વિચારના હવાઇ મહેલ કરતા આચારની ઝૂપડી શ્રેષ્ઠ છે જ્ઞાની કહે છે, કે તુ આચરણમા ઉતારે તો જ તારા જ્ઞાનની કિંમત છે **જેની જીભ નાની તેનું કામ મોટુ. જેની જીભ મોટી તેનું કામ નાનું.**

ભગવાને સાડાબાર વર્ષ અને એક પખવાડિયા સુધી તપ કર્યો, તેમા ૩૪૯ પારણા થયા, બાકી બધા ચોવિહારા ઉપવાસ હતા દીક્ષા પ્રસગે ઈન્દ્રે દેવદુષ્ય વસ્ત્ર ખભે નાખેલુ તેને પણ વોસરાવી નાખ્યુ પાથરવા માટે દાભડો, પથરણુ, કઈ જ નહિ લાબો વાસો કરવાની વાત જ નહિ આજે તો એક પૌષધ કરે, હજુ બપોરના બાર ન વાગે ત્યા તો ઉપાશ્રયમા પથારીઓ પડી જાય ! આજે ન સૂવે તો ભલાઈ! કારણ કે આજે તો માળા ફેરવવાની હોય ને ?

ભગવાને બેતાલીસ વર્ષ સયમ પાળ્યો તેમા ૧૨॥ વર્ષ અને એક પખવાડિયુ છદ્મસ્થ પણે રહ્યા, બાકીનો સમય કેવળજ્ઞાની પણે વિચર્યા ભગવાનના ચૌદહજાર સાધુ, છત્રીસહજાર સાધ્વીજી, શ્રાવક-શ્રાવિકામળી સર્વ પરિવાર પાચલાખને ૨૭ હજાર તેમા ૭૦૦ સાધુ–સાધ્વીજી તદ્દભવે મોક્ષ ગામી થયા બાકીના દેવલોકે ગયા છે ભગવાનના શ્રાવકો પણ

જઘન્ય ત્રીજે ભવે અને ઉત્કૃષ્ટા પદર ભવે તો મોક્ષે જશે જ બધા શ્રાવકો સમકિતની છાપવાળા હતા શ્રાવક નામધારી ન હતા ગુણ ધારી હતા આજે તો નહાઈ-ધોઈ શણગાર સજી, જાણે કે અમે કઈક છીએ એમ ગુમાન રાખતા હોય પણ બહારના સૌંદર્યથી શોભે તે તો નટ અને સદાચારના શૌર્યથી શોભે તે સુભટ તમે નટ છો કે સુભટ? ભગવાન્, મહાવીર કહેવાણા વીર એટલે શુ ? ભગવાનમાં વીરત્વ હતુ, અમથાં નામ નથી પડયાં. કર્મની સામે ઝૂંબેશ ઉઠાવી મર ણાંત કષ્ટ સહેવાની કળા એટલે તપ અને આવો તપ જ મુક્તિ અપાવે છે પ્રભુએ મોહના થાણાને ઉઠાવી નાખ્યા – ૯ મુ અધ્યયન

तव नारायजुत्तेणं भित्तूण कम्म कंचुयं ।
मुणी विगय संगामो, भवाओ परिमुच्चइ ॥१२॥

જેમ કોઈ મોટો સુભટ હાથમાં બાણ લે તેમ પરાક્રમ રૂપી ધનુષ્યબાણ લઈ ઈર્યાસમિતિની જીવાદોરી બાંધી, ધીરજ રૂપી બાણ કર્યું તેને સત્યરૂપી ચામડાથી બાંધ્યુ તપરૂપી તીરથી કર્મસેનાને ભેદી નાખી ભાવ સંગ્રામ ખેડયો ભગવાને પુરુષાર્થ ખેડી ચાર ઘન ઘાતી કર્મને તોડી નાખ્યાં અંતિમ વખતુ આયુષ્ય પૂર્ણ થયુ આ દિવસની પાછલી રાત્રીએ–

અમાસની પાછલી રાતે, આઠ કર્મ ક્ષય કીધાં
મહાવીર સ્વામી મુક્ત પહોંચ્યા, ગૌતમ કેવળ જ્ઞાની રે
આજ મારે દિવાળી આ જ્વાળી

ભગવાન આઠ કર્મોનો ક્ષય કરી, ઠેઠ ઉર્ધ્વ ગતિમા લોકના અગ્રભાગે એક સમયમા પહોચી ગયા અલોકમા ધર્માસ્તિકાયનો અભાવ છે તથી અલોકમાં જઈ શકાતુ નથી.

ભગવાન અલોકને અડીને રહ્યા છે, સિદ્ધિ પદને વર્યા છે ગૌતમ સ્વામી પાસે હતા પ્રભુના વસમા વિરહે હૈયામા જાણે વજ્રઘાત થયો હોય તેમ દુ ખ લાગ્યુ. અહો ! કેવળ જ્ઞાનનો સૂર્ય આથમી ગયો ! શુદ્ધ આત્મભાવની વિચાર ધારાએ ચડયા, છઠ્ઠા અને સાતમા ગુણસ્થાને પ્રમત અપ્રમત દશામાં ઝીલનારા ગૌતમે ક્ષપક શ્રેણી-ક્ષાયક ભાવથી કેવળ જ્ઞાન અને કેવળ દર્શન પ્રાપ્ત કરી લીધુ કેવળ જ્ઞાનનો દીવડો ઝળહળ્યો આવા પવિત્ર પુરુષ ગૌતમ સ્વામીને કેવળ જ્ઞાન થયુ. ભાવ દીપક પ્રગટયો આજે તમે પણ ભાવ દીપક પ્રગટાવો માટીના કોડિયાના દીપકોથી ત્રસ જીવોનો સ હાર થાય છે અ દરમા પ્રકાશ પ્રગટાવો ઘરબાર વાળી-ચોળી સાફ કરો છો, વાસણના કાટ ઉખેડો છો, તેમ વાસનાના કાટ ઉખેડો આતરિક જીવન તપાસો

> ભ્રમણા સ્થળ ભીતરનુ તોડો, ફોડો કર્મ ફટાકા રે.
> જ્ઞાન ગડદિયા ભરી ભરમ પર, ભાવે કરો ભડાકા રે.
> પર્વ દિવાળી પ્રભુગુણ ગાવા, પાપ સમૂહ સમાવો રે.

જીવને અન ત કાળથી ભ્રમણા થઈ છે 'પરથી હુ સુખી થાઉ' એ વાસના ઊભી છે તેને તોડો કર્મના ફટાકડા ફોડો દિવાળી ઉપર ફટાકડા ફોડી મોટો અવાજ કાનને પ્રિય લાગે છે પણ કેટલાય ત્રસ જીવો માળામા બેઠા ફડફડતા હોય છે ! કેટલા બાળકો ઝબકી જાય છે ! દારૂખાનુ ફોડવાથી કેટલા પાપ લાગે છે ! હાથમા શુ આવે છે ! કાઇ નહી ઊલટા કર્મનાં રેણા વધે છે.

રોમનો બાદશાહ નીરો થઈ ગયો એક વખત એક હાથી પર્વત ઉપરથી ગબડી પડયો તેની ચીસ સાભળી અને

તે કર્ણુપ્રિય લાગી. પૂછયું, કે આ કોની ચીસ છે! ત્યારે કહેવામા આવ્યુ કે હાથી પર્વત ઉપરથી ગબડી પડયો તેની ચીસ છે બસ, પછી હુકમ કરી દીધો, હાથીઓને પર્વત ઉપર ચઢાવી નીચે ગબડાવો હાથીઓને પર્વત ઉપર પરાણે ધક્કા મારી ચઢાવવામાં આવ્યા અને ગબડાવવામા આવ્યા, એવી રીતે સાતસો હાથીઓને ગબડાવ્યા. એક કર્ણેન્દ્રિયનાં સુખને માટે, કાનની પ્રિયતા માટે થઈ, કેવાં પાપો કર્યાં!

અત્યારે તમે મોઘવારી મોંઘવારીની રાડો પાડો છો પણ મોઘવારી કયાય દેખાય છે! સિનેમા ગૃહ-હોટલમા જુઓ! કયા મોઘવારી છે! પાપ કરવાં છે, પાણી બાળીને જોવું નથી તેના માટે દુર્ગતિ સ્વાગત કરવી સામે ઊભી છે જ્ઞાની કહે છે, કે દુર્ગુણોને દેઓ, વિશુદ્ધ પ્રેમ પ્રગટાવો, પ્રમાદને પ્રજાળો, આત્માને ચોકખો બનાવો તમારે આત્મિક લક્ષ્મી જોઈએ છે ને! ચોપડા પૂજનમાં શુ લખો છો? "શ્રી ૧।" એટલે શું? સવા શેર કંકુ? પાશેરે પૂર ન હોય ત્યાં જ પહેલું જૂઠાણું ખતા શાળીની ઋદ્ધિ જોઈએ છીએ ભૌતિક સુખ જોઇએ છીએ ભગવાને મહાઆરંભ પરિગ્રહને નરકનું દ્વાર કહ્યુ છે તેની તમે સલામણ કરો છો લક્ષ્મીજીના મંદિરે ઠેર ઠેર પગે લાગી આવો જૈનત્વના શુ આ લક્ષણ છે? જ્ઞાની કહે છે, તમારા આત્માનુ સુધારી લ્યો આવા અવસર ફરીને મળવા મુશ્કેલ છે

શીલ એ મોટામાં મોટું આભૂષણ છે વેશ્યા ગમે તેટલા આભૂષણ પહેરીને નીકળે તો પણ પ્રશસનીય નથી, એક સતી સ્ત્રી ભલે સત્તર થીગડાનો સાડલો પહેરી નીકળી હોય છતા વંદનીય છે સોળ સતીઓ ૨૪ તીર્થંકરો, ૧૧

ગણધરો અનંત ચોવીસીઓ થઈ ગઈ, તેઓને પ્રભાતના પહોરમાં નમસ્કાર કરાય છે દિવાળી પર્વની આરાધના ગુણશ્રેણીએ ચડવા માટે થઈને કરવાની છે, કર્મના દેણા દઈ આત્મિક લક્ષ્મીને વરવાની છે

વિક્રમ સંવત ૨૦૨૧ લખશો, તે સંવત નામ કેમ ચાલુ થયું છે, તેની ખબર છે? 'વિક્રમ રાજા' એવા ઉદાર હતા કે જેના દેણા વધી ગયા હતા, તેઓને વેપારીઓના ત્રાસથી બચાવ્યા હતા વિક્રમ રાજાએ રાજ ભંડાર ખૂલ્લા મૂકી, દેણા સરભર કરી આપ્યા હતા, તેથી તેમના નામથી સંવત-સાલ શરૂ થઈ છે તમે આ દિવસે એકાદ જણનું પણ દેણું જતુ કરો તેવા છો કે પૈસાની ઝંખનામાં કામનાના દાસ બની ગયા છો?

ખાડો ન બનજો, હંમેશા સોપાન બનજો આજે અંધ અનુકરણ થઈ રહ્યું છે લેણું જતુ કરવાની વાત અદ્ધર લટકી રહી ને નવા ચોપડા કરવા તે રહી ગયુ છે સાપ ગયા ને લીસોટા રહ્યા, તે કહેવત સાચી પૂરવાર કરી બતાવી એકાદ જણાના લેણા કે જે પહોચી શકતો નથી, ખેવડ વળી ગયો છે, તેવાના જતા કરો તો જ તમારી ખરી દિવાળી ઊગી નીકળશે અને નવા ચોપડા કરવાનો હેતુ બર આવશે, કોઈકની આંતરડી ઠારવી, સહાયક બનવુ એવી ભાવના આ દિવાળી-પર્વમા કરવાની છે, સંયમની દુષ્કરતા વિષે, વળી માતા, પુત્રને શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



સંવત ૨૦૨૧ કારતક શુદિ ૧ બુધવાર તા ૪-૧૧-૬૪
બેસતા વર્ષના કારણે આજે વ્યાખ્યાન બંધ છે

## વ્યાખ્યાન ૧૦૪ મુ

સંવત ૨૦૨૧ કારતક સુદિ ૨ ગુરુવાર, તા ૫-૧૧-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ નામે સિદ્ધાંત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

મૃગાપુત્રને જડ ચૈતન્યનો વિવેક વર્તે છે નવે તત્ત્વની યથાર્થ પ્રતીતિ છે દ્રવ્ય ત્રણે કાળે સ્વભાવમા ટકવાવાળુ છે દરેક આત્માના પ્રદેશો અસંખ્યાતા છે, પુદ્ગલ અનંતા છે આત્મ પ્રદેશ ઉપર અનંતી અનંતી કર્મની વર્ગણાઓ છે અનંતા પરમાણુ પુદ્ગલોનો સ્કંધ બને ત્યારે ઔદારિક વર્ગણા કહેવાય તેથી વૈક્રિય વર્ગણાના પુદ્ગલો અનંતગુણા અનંત તેથી અનંત ગુણા સ્કંધો મળે ત્યારે આહારક વર્ગણા તે પછી તૈજસ વર્ગણા આવે ત્યારબાદ મન, ભાષા, શ્વાસોશ્વાસ અને આઠમી કાર્મણ વર્ગણા આવે. કર્મ રૂપે ગ્રહણ કરવામા અનંતા પુદ્ગલોના સ્કંધની વર્ગણા મળે છે છતાં જીવ મટી અજીવ થતો નથી એક ક્ષેત્રે અવગાહી રહેવા છતા કોઇ દ્રવ્યનુ બીજા કોઇ દ્રવ્ય રૂપ પરિણમન થતુ નથી, દરેક દ્રવ્ય સ્વતંત્ર છ છયે દ્રવ્ય નિશ્ચય નયથી સ્વભાવ પરિણમન સ્વરૂપ છ બ દ્રવ્ય-જીવ અને પુદ્ગલમા વિભાવ પરિણમન છે

જીવ અજ્ઞાન દશામા રાગ દ્વેષ કરે છે, મારું-તારુ '

કરે છે, તેથી સમયે સમયે અનત અનત કર્મની વર્ગણા ગ્રહણ કરે છે. ક્યારેય પણ એવો સમય જતો નથી કે જીવ કર્મ બાધ્યા વગરનો રહેતો હોય ! કર્મના ચાર પ્રકારે બધ પડે છે

૧ પ્રકૃતિ બધ, ૨ સ્થિતિ બધ, ૩ અનુભાગ બધ અને ૪ પ્રદેશ બધ પૂર્વના કર્મબધ પડયા હોય તે ઉદયમાન થાય છે, એનો આસ્વાદ લેવો કે ન લેવો તે જીવની પોતાની જ્ઞાનધારા ઉપર આધાર રાખે છે. નારકીમા રહેલા સમ્યક્દ્રષ્ટિ આત્માઓ પરમાધામીઓના વાક કાઢતા નથી તે સમજે છે, કે મે ઉપાર્જન કરેલા કર્મો મારે જ ભોગવવાના છે. દુ ખદેનાર તો નિમિત્ત માત્ર છે, ઉપાદાન પોતાનુ છે એમ સમભાવે ટકી નવા બધ ઓછા બાધે છે

મિથ્યાત્વી જીવો નિમિત્તના વડચકા ભરે છે ભાગીદારે ભૂલ કરી તો મારે ખોટ આવી આમ ન હોત તો આમ ન થાત. પણ પોતાના કરેલા કર્મનો ઉદય છે, તેની સૂઝ પડતી નથી અને અન્યના દોષ જુએ છે જ્ઞાની કહે છે, કે તુ તારો વાક જો અનતા સિદ્ધ થઈ ગયા અને તુ કેમ રખડતો રહ્યો ! કોના વાકે રખડી રહ્યો છો ? અનાદિ કાળથી જીવની દૃષ્ટિ બહિર્મુખીજ રહી છે. હવે અતર દષ્ટિ કર તો અદર પડેલા ખજાનાને પામીશ જે ખજાનામા પડયુ છે તેને જ બહાર કાઢવાનુ છે સગા-વહાલા, પુત્ર, સ્ત્રી, વાડી, બગલા મારા થાય જ નહિ, કારણ કે તે અનિત્ય, અશાશ્વત વસ્તુ છે આ ભવમા પણ છોડી દેવુ પડે છે, અગર તો આપણને છોડીને વસ્તુઓ ચાલી જાય છે, તો પરભવમા કયા સાથે આવશે ! પાચ

ઇન્દ્રિયના સુખ ખૂબ ભોગવ્યાં શરીરને ખૂબ લાડ લડાવ્યા છે તેવું આ શરીર પણકયળી બેસે છે કયારે હશે ઢઈ દેશે તેની ખબર નથી માટે જે કરવાનું છે, તે કરી લ્યો

ડુગર ચડવામા મુશ્કેલી તો પડે, પણ એક એક કદમ આગળ વધતાં એક દિવસ ટોચ ઉપર જઈ જરૂર વિજય મેળવશો હિમાલયના શિખર સર કરે તેને અભિનંદન આપો છોને ? તેમ ચૌદમા ગુણસ્થાનની ટોચે પહોંચનારને મહા અભિનંદન આપવા જોઈએ. આત્મા અરૂપી છે, અમૂર્ત છે આત્માને સ્પર્શ રૂપ, ગંધ રસ, નથી આંખથી જોવાય તેવો નથી.

**ચરમ નયણ કરી મારગ જોવતા રે ભૂલ્યો સકલ સંસાર**
**જેણે નયણે કરી મારગ જોઈએ રે નયણને દિવ્ય વિચાર**
**પંથડો નિહાળુ રે બીજા જિનતણો, રે**
**અજિત અજિત ગુણ ધામ**
**તર્ક વિચારે રે વાદ પરંપરા રે પાર ન પહુંચે કોય**
**અભિમત વસ્તુ રે વસ્તુ ગતે કહેરે તે વિરલા જગ જોય**
**પંથડો નિહાળુ રે, બીજા જિન તણો રે.. અજિત–**

આત્મપદાર્થ આંખે દેખાતો નથી. ઇન્દ્રિય–ગોચર નથી. આત્માને જોવો હોય તો શ્રીમદ્ કહે છે ' કર વિચાર તો પામ આત્મા તારી પાસે જ છે બહાર ભટકવાની કાંઈ જરૂર નથી. અનાદિથી અજ્ઞાનતાનો અંધાપો લાગી ગયો છે તે ટાળી જ્ઞાન નેત્રથી નિહાળ. ત્રીજુ લોચન દિવ્યનયનથી જો તર્કવાદમા પડી જઈશ તો વાદની પરંપરા ચાલશે. મતમતાંતરનો પાર નથી તેમા પડીશ નહિ તુ તને અંતરમાં ભાળ.

**સાધી સહી ઇન્દ્રિયાખ કિતન કર્યા કોડ**
**જ્યાં સુધી આત્મા સમજ્યો નહિ, ત્યાં સુધી**
**સાધા ફેલ**

જ્ઞાની કહે છે 'તુ તને જો અને જાણુ' ગફલત કરી તો ગોથુ ખાશો પ્રમાદમા પડશો તો લાભ ગુમાવી બેસશો આવો અવસર ફરી નહિ આવે માટે જાગો, જાગવાની જરૂર છે મોહપકમા ખૂચેલા, આત્મતત્ત્વ સામે જોતા નથી જ્યારે આત્મ દીપ ઝળહળશે, ત્યારે કષાય ચોર ભાગી જશે કર્મના ભૂકા થઇ જશે. ભવના બધનો તૂટી જશે સ્વભાવમા રમણુતા કરવાની જરૂર છે

મૃગાપુત્ર કહે છે મારી જરા પણુ ઇચ્છા વિના મે નરકમા ઘણા દુખો સહન કર્યા છે, જે સાભળતા પણુ રુવાડાં ઊભા થઇ જાય

**मुग्गरेहिं मुसढीहिं, सूलेहिं मुसलेहि य ।**
**गया संभग्गगत्तेहिं पत्तं दुक्खं अणन्तसो ॥६१॥**

પરમાધામીઓ મુદ્ગર ઉપાડી નારકીના માથા ઉપર જોરથી મારી ખોપરીના ભૂકા ઉડાડી દયે છે મર્મસ્થાનથી શૂળી પરોવી માથેથી કાઢે છે શૂળી વળ વાળી હોય છે, એટલે અદરના આતરડા કપાતા જાય છે આવા દુખ મે અનતીવાર સહન કર્યા છે સાબેલાથી ગાત્ર ભાગી નાખે છે ખુબ રસ રેડીને કર્મો કર્યા, તેનુ આવુ આકરૂ ફળ ભોગવવુ પડે, ત્યારે 'વોય બાપલિયા' થઇ જાય છે

રોહિત નગરીનો વૈશ્રમણુ રાજા ઘોડા ઉપર બેસી જઈ રહ્યો છે

નગરશ્રેષ્ઠીની પુત્રી સોનાના તાર વડે દડો બાધી રમી રહી છે તેજસ્વીને સ્વરૂપવાન કન્યા છે પરવાળા જેવા હોઠ, દાડમની કળી જેવા દાત, ચોટલો તો જાણે નાગ લટકાવ્યો

હોય તેવો, રૂપરૂપના અંબાર સરખી, જાણે અપસરા ભૂલી પડી હોય, તેવી આ કન્યાને જોઈ રાજા પૂછે છે; કે' આ કન્યા કોની !' કહેવામાં આવ્યુ, કે તે તો સાથવાહની પુત્રી છે કુમારિકા છે રાજાને થયુ કે આ કન્યા તો મારા પુત્ર પુષ્પનદીને યોગ્ય છે કન્યાના માબાપને બોલાવ્યા કહ્યુ કે આ કન્યાનુ નામ શુ ! 'દેવદત્તા' રાજા કહે, 'બહુ સુદર નામ છે' 'દત્તા સાથવાહિણીથી ઉત્પન્ન થયેલી દેવદત્તા, હાથ કકણને આરસીની જરૂર પડતી નથી. મારા પુત્ર વેરે આ કન્યા આપો અને જે મૂલ્ય જોઈએ તે માગી લ્યો. સાથ વાહ કહે છે 'મહારાજ ! આવુ સરસ ઠેકાણુ મળ્યુ તે જ મારે મન ઘણુ મૂલ્ય છે મારે એક દોકડો પણ લેવો નથી' આજે કન્યા વિક્રય કરનારા કેટલા ! ઘણા બારોબાર પૈસા લ્યે છે થોડા ટાઈમથી જમાનો ફર્યો છે તેમા કેટલાય વર વિક્રય કરનારાઓ કન્યાવાળાને બધણીમા લ્યે વિલાયત ભણે તેને ખરચો દેવો પડશે, જાન આ રીતે સાચવવી પડશે, તો બોલ બોલીયે નહિતર નહિ આવી રીતે પાપીઓ પૈસો ભેગો કરે તે પૈસો કોર્ટ મા જાય અને કા ખાટલે પડી ખાય આ પૈસાથી કોઈ ઊંચુ આવ્યુ નથી બાળકો જે અજઞ્ઞત કહેવાય, તેને વેચી પૈસા લેવા તેના જેવું બીજુ કુકૃત્ય કયુ હોઈ શકે ?

સાથવાહ કહે છે મારે પૈસા લેવા નથી. સહસ્ત્ર માણુસો ઉપાડે તેવી શિબિકા તયાર કરી, કન્યાને રાજભવનમાં લઈ જાય છે અને ત્યા પછી મોટો વિશાળ મડપ બાધી વિધિ પૂવક લગ્ન કરે છે માવતર જાણુ કે ફરજ બજાવી. દીકરી સારે ઠેકાણે પડી દીકરીને બધી જાતની સુખ સગવડ છે રાજવૈભવ

જેવુ સુખ હોવા છતા જીવને કઇ રીતે સુખી થવુ તે રહેતાં આવડવુ જોઈએ સયોગો મળવા તે વાત જુદી છે અને સયોગોને અનુકૂળ વર્તન સુરમ્ય બનાવવુ તે વાત જુદી છે રાજા થોડા વખત બાદ કાળધર્મ પામી ગયો. પુષ્પનદી ગાદી ઉપર આવે છે માતાને માઠુ ન લાગે તે પ્રમાણે આજ્ઞામા વર્તે છે

પુષ્પનદી બહુ જ આજ્ઞાકિત છે પોતાની માતાને રોજ ચરણસ્પર્શ કરે, સહસ્ત્રપાક તેલથી અભ્યગન કરે, ઋતુને અનુકૂળ ત્રણ જાતના શીત, ઉષ્ણ અને શીતોષ્ણ પાણી' નહાવા આપે ત્યાર પછી સુદર વસ્ત્રોથી અલકૃત કરી, અનુકૂળતાવાળુ ભોજન આપે. આ પ્રમાણે માતા માટે સુદર પ્રબધ કરે છે, કરાવે છે. માતા જમી રહે પછી પોતે જમે રાત્રે માતાના પગ દબાવ્યા વિના સૂવે નહિ માતાનુ દિલ ન દુભાય એવો ભકિતભાવ રાખે છે

**અડસઠ તીરથ ઘર આગણિયે, તો તીરથ કરવા કયાં જઇએ ?**
**એ ચરણોમાં ચરણામૃતથી, ગંગાજળનાં કાઇ મૂલ્ય નથી.**
**માતા-પિતા અમૃત છાંયા એનુ' અવનીમા મૂલ્ય નથી**
**બાળક ભૂલે મેવા કરવી, એના જેવી કોઈ ભૂલ નથી**

સિદ્ધાત કાર પણ કહે છે, કે માતાપિતા, શેઠ અને ગુરુ એ ત્રણેના ઉપકાર વાળવા મુશ્કેલ છે આજે તો વૃદ્ધ માતાને સાચવવી હોય તો કઇક જાતના તરફોડ કરે, 'મરતી નથી અને માચો મેલતી નથી' એમ કહે, પણ આ તો તીર્થ છે વૈયાવચ્ચ કરવાથી તીર્થ કર નામ ગોત્ર ઉપાર્જન થાય છે વૈયાવચ્ચ કરવામા ગ્લાની ન હોવી જોઇએ માતાએ થરથરતી જાતે જન્મ આપ્યો બાલ્યઅવસ્થા હતી ત્યારે નાકમાથી લાળ-લીંટ પ્રેમથી સાફ કર્યા છે, પુત્ર કાજે કડવા ઓષડ

પીધા છે પતિના સુખને પણ જતું કર્યું છે ભણાવવા માટે પોતે દેશમાં સ્ત્રી પતિ પરદેશ ખેડતો હોય છે આવી માતાનો બદલો વાળવાનો અવસર આવે ત્યાં પુત્રનું છટકી જાય છે

પુષ્પનંદી માતાની સેવામાં રત રહે છે તે દેવદત્તાને ગમતું નથી તેને આ માતા તેના સુખમાં વિઘ્નરૂપ લાગી માટે આ વૃદ્ધાને કોઈ પણ શસ્ત્ર કે ઝેર વડે મારી નાખું તોજ મને નિરાંત વળે રાજાની રાણી થઈ, છતાં દિલમાં ક્યાંય ભાવ કેવો પડ્યો છે! સમય જોતાં કરે છે કોઈ વખતે રાજા પુષ્પનંદી બહાર જાય છે માતાજી જમી કરી પોઢી ગયાં છે જાણે ગુલાબના ફૂલનો ઢગલો પડ્યો હોય તેવા લાગે છે રાજમાતા અને વળી પુત્રની સેવા એવી છે એટલે શરીર જરાપણ શોષાણું નથી. દેવદત્તા એ આવો અવસર દેખી આર્ત અને રૌદ્ર ધ્યાનમાં ચુલાના ભઠ્ઠામાંથી લોઢાનો સળીયો ધગધગાવી, સાણસી વતી પકડી, માતાનાં ગુપ્તસ્થાનમાં પરોવી દીધો માતાજી રાડ પાડી ગયાં. દાસ દાસીઓ સૌ પહોંચી ગયા તે વખતે દેવદત્તા ત્યાંથી ચાલી જતી હતી તે સૌએ જોઈ પુષ્પનંદીને આ ખબર મોકલતાં તેણે દેવદત્તાને પકડી મંગાવી અને કહ્યું કે તે આ બહુ જ ખરાબ કર્યું, તને શું કહું? સીપાઈને આજ્ઞા કરી, જાઓ આને અવળે બંધને બાંધી રસ્તા ઉપર ફેરવતાં, ચાબુક, પથ્થરના પ્રહાર કરજો. રાજાની આજ્ઞા પ્રમાણે દેવદત્તા ઉપર સત્કાર કર્યો. અન્યના જીવનપથ પર કંટક વેરે તેનો ભાવિ જીવનપથ કંટકથી છવાય રૂપવતી કન્યા માથે સંકટ પડી ગયું છે તે સમયે ગૌતમ સ્વામી વહોરવા નીકળેલા ભગવાનને જઈને

કહ્યુ, પ્રભુ ? આ સ્ત્રી આ ભવનુ કર્મ ભોગવે છે કે પરભવનુ ? ભગવાન કહે છે, પૂર્વભવમા સિંહસ્થ રાજાના ભવમા ૪૯૯ રાણીઓ અને ૪૯૯ ધાવ માતાઓને શાળામા પૂરી બાળી નાખી હતી એ જ સિહસ્થ રાજા મરીને છઠ્ઠી નરકે ગયો હતો ત્યાંથી અહીં દેવદત્તા પણે અવતર્યો આ ભવમા પણ આવુ ઘોર કામ કર્યું ! દેવદત્તા આયુષ્ય પુરૂ કરીને પહેલી નરકે એક સાગરના આયુષ્યથી ઉત્પન્ન થઈ, ત્યાથી એક ભવ તિર્યંચ પણે અને એક ભવ નરકનો, એમ એકથી સાત નરક સુધી ઉત્પન્ન થઈ મહાભયકર નારકીના દુ ખો ભોગવશે.

જ્ઞાની કહે છે, ત્યા પરમાધામીઓ મુગદ્દરના માર મારે છે. ગદા મારી ગાત્ર ભાગી નાખે છે માટે જાગતા રહો, સાવધાન થાઓ. કર્મ જેવો નિષ્પક્ષપાતી ન્યાયાધીશ બીજો કોઈ નથી. કર્મ પોતે જ સાક્ષી આપે છે વળી પણ મૃગાપુત્ર શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૧૦૫ મુ

### સં. ૨૦૨૧ ના કારતક સુદિ ૩ ને શુક્રવાર, તા. ૬-૧૧-૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાત પ્રરૂપ્યા ઉતરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે. મૃગાપુત્રને પૂર્વના ભવો જોઈ, સયમનો વેગ ઉપડયો છે મોક્ષમાર્ગ પ્રત્યે તાલાવેલી–વૈરાગ્યનો રગ લાગ્યો છે શાશ્વત સુખના અધિકારી બનવુ છે

જેને આધ્યાત્મિક સુખ જોઈતુ હોય તેને ભૌતિક સુખ પ્રત્યે ત્યાગ હોવો જોઇએ સવેગ ત્યાં નિર્વેદ અને નિર્વેદ ત્યા સવેગ હોય જ જેને મોક્ષ રુચે તેને સસાર પ્રત્યે શરીરથી માંડી દરેક પદાર્થ પ્રત્યે અરુચિ હોય પદાર્થમા સુખ નથી પદાર્થ જ્ઞેય છે, હું જ્ઞાતા છુ, જ્ઞાન કરવું એ આત્માનો ધર્મ છે પણ મમત્વ કરવો તે વિકારભાવ છે વિકાર ત્યા સસાર છે પર પદાર્થ તે તુ નથી. તારુ તારામા છે તારુ પર થાય નહિ ત્રણે કાળે સ્વ તે સ્વ છે અને પર તે પર છે દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવથી જુઓ જડ તે ચેતન થાય નહિ જડ તે જડ જ રહે ચૈતન્ય ચૈતન્ય રહે જડ–ચેતનમા અન્યતા ભાવ છે શરીરની શાતાએ શાતા, પૈસો મળે એટલે શાતા એમ પરથી શાતા માનનાર આત્મ–તત્ત્વને સમજતો નથી. જેને સમજણ હોય તેનું કોઈ માન–અપમાન કરી નાખે પણ મનની અદર લેશમાત્ર દુ ખ લાગે નહિ. એ તો એમ જ સમજે કે પ્રકૃતિના પાસા છે અજશો નામ કર્મનો ઉદય હોય તો તેમ થાય માન અપમાન, સુખ–દુ ખ ઇર્ષા–નિંદા સ્તુતિ ક્યા આત્મને આધિન છે ? વખાણથી ચઢે નહિ નિંદાથી ડગે નહિ સાધનાના પથે ઘૂમનાર વ્યક્તિ લોક ઉપહાસને હેતથી હસી શકે એ જ સાધનામા સફળ બની સિદ્ધિ વરી શકે

દ્રવ્યાશ્રયા નિર્ગુણા ગુણા એક ગુણ ફરી બીજા ગુણ થતા નથી એક જ્ઞાન ગુણ, દર્શન રૂપ નથી થતો ચારિત્ર, વીર્ય કે આનદરૂપ થતા નથી, તો પછી અન્ય દ્રવ્ય તો ક્યાંથી અન્ય રૂપ થાય ! જેમ સોનાના કડાની અદર તાબાનો સાલ હોય હજાર વર્ષ સુધી કડામા સોનુ ને સોનુ રહે અને તાંબુ

તે તાબુ રહે, સોનાનુ તાબુ ન થાય કે તાબાનુ સોનુ ન થાય એમ અનતકાળ જશે તોય જડ તે ચેતન નહિ થાય અને ચેતન તે જડ થશે નહિ, થાય તો અનાવસ્થા દોષ આવી જાય ત્રણેય કાળે ચેતન તે ચેતન છે અને જડ તે જડ છે, છતા જીવ પરમાં વિકાર-ભાવ સેવી રહ્યો છે, તે અજ્ઞાન અવસ્થા છે દોરડામા સાપની ભ્રાતિ થાય છે, શાથી ? અધારાથી એમ અજ્ઞાની અજ્ઞાન દશારૂપી અધારામા જડ પદાર્થોમા સુખ બુદ્ધિ કરે છે અને તેથી જ તો આ જગત ઊભુ છે દરેક આત્મા જો સ્વભાવમા પરિણમન કરે તો આ સસાર જ ટકી ન શકે. જીવનુ વિભાવ પરિણમન છે, તેથી તો જગત છે. જ્ઞાની કહે છે, કે દરેક પરમાણુ સ્વતત્ર છે સ્કધમા ભળવુ તે પરતત્ર દશા છે સ્કંધ થાય ત્યાર પછી જ કાર્મણ વર્ગણા રૂપે જીવના સબધમા આવવાની યોગ્યતા પુદ્દગલમા થઈ કહેવાય જ્યારે પુદ્દગલોની યોગ્યતા કાર્મણ શરીર રૂપે આવવાની થાય અને આ તરફ જીવ વિભાવમા જઈ, કામ ક્રોધ, માન, માયા, લોભ, વિકારભાવ સેવતો થાય કે તુરત જ કર્મો આત્મ પ્રદેશને ચોટે છે એક તેલથી ચોપડેલો ઘડો અને બીજો કોરો ઘડો પડયા હોય, તો ચીકણા ઘડા ઉપરથી રજ જલદી ઉડતી નથી, જ્યારે કોરા ઘડાને એક પૂજણી ફેરવવાથી રજ ખરી જાય છે તેવી રીતે રાગ–દ્વેષની ચિકાશ, તે ભાવ કર્મ છે જીવને પરમા જવાનો અનાદિનો ઢાળ પડી ગયો છે ઇન્દ્રિયો નચાવે તેમ નાચે, વળી પાછો ઉપરથી એમ કહે, કે 'હુ તો જ્ઞાતા–દષ્ટા છુ, તે ખેવડો પાપી છે જ્ઞાન તારામા પરિણમ્યુ ત્યારે જ કહેવાય કે, જ્યારે તારી લોલુપતા છૂટે જડથી સુખ થાય તે ભ્રાતિ ટળી નહિ, તો

તારાં જ્ઞાને શું ઉકાળ્યું ?

આજે શબ્દો મોંઘા બન્યા છે, ને કર્તવ્ય મોંઘું બન્યું છે. આ ગમે આ ન ગમે, તેવા મનોજ્ઞ અને અમનોજ્ઞ ભાવ કેમ થાય છે ? સ્વભાવને જેણે જાણ્યો હોય તેનું વલણ ત્યાગ-વૈરાગ્ય પ્રત્યે હોય, તેને આધ્યાત્મિક ભાવ રુચે, પરની વિકથા કે નાટક સિનેમા, ન રુચે. અમેરિકા, આફ્રિકા, લંડન જાપાન, જમની જોઈ આવું એવો શું રખડવાનો વા ઉપડ્યો છે ! દરેક ક્ષેત્રમાં એક વાલાગ્ર જેટલી પણ જગ્યા તે જન્મ મરણ કર્યા વગર ખાલી મૂકી નથી, તેમ સમજીને હવે તો ઠર. ફર ફર કરવામાં, ઘણું રખડી આવ્યો છું, માટે ઠરીને—સમજીને તારામાં સમાઇ જા.

અંધારામા દોરડાને સપ માનવાથી દોરડું સપ બની જાય નહિ. તેમ, જડને ચૈતન્ય માનવાથી જડ તે ચેતન બને ખરું ? ના; તો જડ પ્રત્યેની મથામણ શાને કરો છો ? "પૈસો મારો પરમેશ્વર" કેમ થઈ ગયો છે ? કુટુંબ, પરિવાર, મકાન મારું આમ 'મારું મારું શું કરી રહ્યા છો ! મન, વાણી, દેહથી નિરાળું તત્ત્વ શાશ્વત જ્યોત તું છો. મારું મારામાં છે બહાર નથી પરને ગોતવા ઘણું ભટક્યો.

વસ્તુ પાસે છે છતાં કેમ મજુર, કારણી કારિકા, ઘર બાર બધેય રખડે—ભટકે પણ જે મળશે તે અહીંથી જ મળશે, બહાર ક્યાંય છે જ નહિ. જ્ઞાની કહે છે, કે સમજ તો સહેલું છે નહિતર અનાદિ કાળથી અઘરું છે ગુરુકૃપાથી સુલભ થઈ જાય તારો ખજાનો તું જ ઉઘાડી શકે તેમ છે તારી માલિકીની વસ્તુ તારે પ્રાપ્ત કરવી તેમાં નવાઈ શી ?

બહાર પરિભ્રમણ કરવાની જરૂર નથી, એ પરવસ્તુ જીવને શું જ્ઞાન આપી દેશે ? દિલમાં ડૂબકી દઈ, વૃત્તિઓ પર કાબૂ રાખી, પળેપળ સાવધ રહીને પ્રલોભનથી પાછા વળીએ. બસ, જીવન સુધાર માટેની આજ સાચી પ્રક્રિયા છે જેટલો ક્ષયોપશમ ઉઘડે તેટલું જ્ઞાન મળે તીર્થંકર દેવની વાણી સાંભળનાર ભાગ્યવાન જીવોમાં, ગણધરો ઝીલી શકે, તેટલું સાધારણ માણસો ઝીલી શકે નહિ જેનો જેટલો ક્ષયોપશમનો ઉઘાડ, તેટલું તેગ્રહણ કરી શકે તીર્થંકરની વાણી તો નિમિત્ત માત્ર છે, ઉપાદાન પોતાનું છે. ઉપાદાન અને નિમિત્ત બન્નેને માનવા પડશે. નહિતર મોક્ષ માર્ગનો લોપ થશે સાધુ ન જોઇએ, વાણી ન જોઇએ, પુસ્તક ન જોઈએ, જો ઉપાદાન જ કરતું હોય તો સદ્‌ગુરુ શાને શોધે છે ? જ્ઞાની કહે છે લાખ પ્રયત્ને પણ સદ્‌ગુરુને શોધજે

તીર્થંકર કે સત્પુરુષના મુખારવિંદથી નીકળતી વાણીના પુદ્‌ગલો, દેશનાના પુદ્‌ગલો, કાનમાં પડયા હશે તો તેના ઉપર વિચાર ધારા ચાલશે. એકલા ઉપાદાનથી પતી જતું હોય તો, નિમિત્ત કારણને સિદ્ધાંતમાં સ્થાન કેમ આપે ?

મૃગાપુત્ર મહેલમાં બેઠા બેઠા બધાને રાજમાર્ગ ઉપરથી ચાલ્યા જતા જુએ છે ઘણા ચાલ્યા જતા હતા, તેમાં દૃષ્ટિ મુનિ ઉપર ઠરી, બીજે કયાંય ઠરી નથી એક મુનિના દર્શન થવાથી, અધ્યવસાયમાં ફેરફાર થવા માંડયો અત્યાર સુધી આત્મા-પરમાત્માની વાત નહોતી, પણ બત્રીસ બંધ નાટકના ઘમકાર, બત્રીસ રમણીઓ અને દોગુન્દક દેવ જેવું સુખ ભોગવી રહ્યા હતા અને જ્યાં સાધુના દર્શન થયા કે તુરત જ

મૃગાપુત્રના અધ્યવસાયમા ફેરફાર થવા માંડયો. નિમિત્ત આ કામ કરી જાય છે એકલા નિમિત્તને પકડો અને ઉપાદાન છુટ્ટુ રાખો, તોપણ કાર્યકારી થતુ નથી. નિમિત્ત સાથે ઉપાદાનનું જોડાણ થાય ત્યારે જ વસ્તુ કાર્યકારી બને છે સાક્ષાત કેવળીનો જોગ હોવા છતાં પણ ઘણા જીવ કોરા રહી ગયા છે પોતાના ઉપાદાનની તૈયારી ન હોય, તો ભગવાન શુ કરી દયે!

નિમિત્તની કાંઈ જરૂર નથી, નિમિત્ત કાંઇ કરી દયે નહી," એવી ઉત્સૂત્ર પ્રરૂપણા કરનારા તો એમ જ કહે છે કે દેવ, ગુરુ, શાસ્ત્રથી લાભ થયો એમ માનતો હોય, તો તે સીત્તેર કોડાનકોડી સાગરોપમનું મોહનીકર્મ બાંધે છે પણ સૂત્ર-સિદ્ધાંતો એમ કહેતાં નથી સુષુપ્ત ચેતનાને જાગ્રત કરનાર, ચલિત વૃત્તિઓને સ્થિર કરાવનાર, પડતાંને બચાવનાર સતપુરુષો ભગવત વતી તે મહાન્ ઉપકારી છે એમ કેમ કહેવામા આવે છે? ઉપાશ્રયે પગલા માંડવાની શી જરૂર છે? શાસ્ત્ર ગુરુની શી જરૂર છે! પ્રયત્ન-પુરૂષાર્થ થી મોક્ષ ન મળતો હોય અને ક્રમબદ્ધ પર્યાયે મળતો હોય, તો સવા મણની તળાઇમા સૂઈ રહો અને છાનામાના બેસી રહો અત્યાર લગી મોક્ષ કેમ ન થયો? કાઇક ખામી રહી જાય છે ને? કેવળીએ મોક્ષ આપ્યો સાથે પુરુષાર્થને આપ્યો કે નહિ? એક સાધારણ રોટલી બનાવવી હોય તો પાટલો વેલણ, ચૂલો, આગ લોટની માટલી અને ઘડનારી બાઇ આટલાં નિમિત્તો હોય ત્યારે રોટલી થાય લોટનો પિંડો બાંધી વણી કરી તૈયાર રાખી હોય અને અગ્નિ ન હોય તો કાચી પડેલી રોટલીને રોટલી ન કહેવાય એક જ સાધન અધુરુ હોય તો પણ

અટકી પડે છે ત્યારે મોક્ષની વાતો કર્યે જવી, એટલેથી શું મોક્ષ થઈ જશે! ના, તપ, જપ, ક્રિયાનો ખપ નહિ, ઇન્દ્રિય દમનનુ નામ નહિં, ગમે તે ટાણે રાત્રે બાર વાગ્યે પણ પાણી પી લેવું અને કહેવુ, કે ઇચ્છા તે હુ નહિ, તો ઇચ્છાને કરી કોણે? શું આ જડ પાટ ઇચ્છા કરે છે? કર્તા તો તુ થયોને! અજ્ઞાન દશામા આમ કયા લગી હાકયે રાખશો! તમને જડબાતોડ જવાબ દેવાની તેવડ નથી નબળા છો તેથી તો એકાન્તવાદીના કથન તમારા મગજમા ઘૂસી જાય છે ઉપાદાનને નિમિત્ત, કાર્ય અને કારણુ, દ્રવ્ય અને ભાવ, નિશ્ચય અને વ્યવહાર નય, એમ બબ્બે વાત શાને મૂકી છે? જો બેની જરૂર ન પડતી હોય તો નામ જ ન હોત, છતા છે કે નહિ? છે જ તો પછી એકને મહત્વ આપવુ અને એકનો નિષેધ કરવો તે કેમ ચાલે?

જૈનદર્શન એ શરીર છે અને સ્યાદ્વાદ એનો પ્રાણુ છે પ્રાણુ નીકળી ગયા પછી ચેતનહીન જડ-શરીરની કાઇ કિંમત નથી એકાતવાદમા આવી જાય છે, તે અજૈન છે અનેકાન્તવાદ જૈન દર્શનની આધારશિલા છે તત્વજ્ઞાનની આખી ઇમારત આ અનેકાન્તવાદના સિદ્ધાત પર અવલબિત છે જૈન ધર્મમા જે કઈ વાત કહેવામા આવી છે, તે અનેકાન્તવાદની કસોટી પર ચઢાવ્યા પછી જ કહેવામા આવી છે આને લીધે જ, દાર્શનિક સાહિત્યમા જૈન દર્શનનુ બીજુ નામ અનેકાન્તવાદ દર્શન પણુ છે અનેકાન્તવાદનો અર્થ એ છે, કે પ્રત્યેક વસ્તુના વિભિન્ન ધર્મોનુ વિભિન્ન દૃષ્ટિકોણુથી નિરીક્ષણુ કરવું જૈન ધર્મમા માત્ર એક જ દૃષ્ટિકોણુથી પદાર્થનુ અવલોકન કરવાની પદ્ધતિને અપૂર્ણ તથા અપ્રમાણિક કહેવામા આવી છે

ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી વિચારી, નિરીક્ષણ કરવાની પદ્ધતિ તે પૂર્ણ અને પ્રમાણિક છે

અનેકાન્તવાદ અને સ્યાદ્વાદ બન્ને એક જ સિદ્ધાંતની બે બાજુ છે જેવી કે એક રૂપિયાની બે બાજુ હોય છે. આ બન્ને વાદોને એક જ સમજી લેવાય છે. પરંતુ ઉપરથી એક દેખાવા છતાં બન્નેમાં મૂળથી ભેદ છે. અનેકાન્તવાદ વસ્તુ દર્શનની વિચાર પદ્ધતિ છે, તો સ્યાદ્વાદ છે એની ભાષા પદ્ધતિ. અનેકાન્ત-દૃષ્ટિને ભાષામાં ઉતારવી તે સ્યાદ્વાદ છે વસ્તુમાં રહેલા અનંત ધર્મોના મૂળમાં રહેલી વિભિન્ન અપેક્ષાઓનું બીજાને માટે નિરૂપણ કરવું, તેનું રહસ્ય ખોલવું તેનું નામ જ સ્યાદ્વાદ. સ્યાદ્વાદને કથંચિતવાદ પણ કહેવાય છે

જૈનધર્મની માન્યતા છે કે પ્રત્યેક પદાર્થ, પછી ભલે નાનું રજકણ હોય કે મોટો હિમાલય હોય, પણ તે અનંત ધર્મોનો સમૂહ છે. તે ધર્મને એક જ પહેલેથી સમજવાને આગ્રહ ન રાખો. જુદી જુદી બાજુથી જુઓ, એનું નામ અનેકાન્તવાદ. અનેકાન્તવાદ આપણા દૃષ્ટિકોણને વિસ્તૃત કરે છે. આપણી વિચાર ધારાને પૂર્ણતા તરફ લઈ જાય છે

ફળમાં રૂપ છે, રસ છે, ગંધ છે, સ્પર્શ છે ત્યારે તો આપણું અનેકાન્ત અને સ્યાદ્વાદનો ઉપયોગ કરીએ છીએ અને ફળનું યથાર્થ નિરૂપણ કરીએ છીએ. એનાથી વિપરીત જ્યારે આપણે આગ્રહવશ થઈએ છીએ કે ફળમાં રૂપ છે ગંધ જ છે રસ જ છે સ્પર્શ જ છે વગેરે, ત્યારે આપણે મિથ્યા અનેકાન્તવાદનો પ્રયોગ કરીએ છીએ. "પણ" બીજા ધર્મોની સ્વીકૃતિનો સ્વર છુપાયેલો છે જ્યારે "જ".

બીજા ધર્મોનો સ્પષ્ટ નિષેધ છે આ "પણ" અને "જ" નુ સ્પષ્ટ અ'તર સ્યાદ્વાદ અને મિથ્યાવાદ છે "પણ" સ્યાદ્વાદ છે. ત્યારે "જ" મિથ્યાવાદ છે વસ્તુત સ્યાદ્વાદ સત્યજ્ઞાનની કૂચી છે દાર્શનિક ક્ષેત્રમા સ્યાદ્વાદ સમ્રાટ છે.

મહાત્મા ગાધીજીએ તેની મુકતક ઠે પ્રસ શા કરી છે ડા થોમસે પણ કહ્યુ છે, કે સ્યાદ્વાદનો સિદ્ધાત ખહુ ગ ભીર છે સ્યાદ્વાદ સાપ્રદાયિક કલેશને શાત કરે છે જીવનના દરેક ક્ષેત્રમા જો પ્રયોગ કરવામા આવે, તો પરિવાર, સમાજ, રાષ્ટ્ર અને ધાર્મિક ક્ષેત્રે સદ્ભાવનાનુ સુખદ રાજ્ય સ્થપાય, અને કલેશ-સઘર્ષના બીજ બળી જાય આવા નિર્ગ્ર થ પ્રવચનના સ્યાદ્-વાદના જ્ઞાતા, દરેક શ્રાવક શ્રાવિકા હોવા જોઇએ જો જ્ઞાન હશે, તો પાખ ડીની જાળમા ફસાશે નહિ નહિ તો મિથ્યા-મતમા ભૂલો પડી, આત્મ તત્ત્વનુ ભાન ગુમાવી બેસશે.

જ્ઞાન શ્રવણથી જન્મે છે, સત્સ ગમા જાવ, સાભળો તો જ્ઞાન થશે દેશના લબ્ધિ નિમિત્ત ખહુ થાય છે ને ! આતો મહોદધિ છે ડૂબકી મારો તો રત્નની મૂઠી ભરાશે. મરજીવા મોતી કાઢી લાવે છે કાઠે બેઠાને શ ખલા-છીપલા જ મળે માટે જ્ઞાની કહે છે કે તીર્થ કરે ઉ ડાણુ ગહનતા ખતાવી છે મરજીવો થા, તો મળે અ દર તળિયે જઇને જો, કેટલો રત્નનો ખજાનો ભર્યો છે ! શ્રવણનો સાર એ જ કે તેથી વિજ્ઞાન થાય, ત્યારપછી પચ્ચક્ખાણુ થાય અને તે લેવાથી આશ્રવ અટકી જાય આશ્રવનો વિરોધ, તેનુ નામ સ વર સ વર કર-નાર ખાર ભેદે તપસ્યા કરી કર્મનો નિકાલ કરી નાખે છે, એથી નિર્જરા થાય આત્મ પ્રદેશથી કર્મનુ નિર્જરી જવુ, તેનુ નામ નિર્જરા અને સ પૂર્ણ નિર્જરા થવી, તેનુ નામ મોક્ષ.

કર્મ બંધના મિથ્યાત્વ અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ, આ પાંચ હેતુ છે પ્રતિક્રમણમાં આ બધુ આવે છે પણ આજે તો પ્રતિક્રમણના લૂખા—તેમાં રસ જ નથી. પ્રતિક્રમણમા જ્ઞાન દર્શન, ચારિત્ર, તપની વાત છે તીર્થંકર કેવા છે, સિદ્ધો કેવા છે, કેવળી કેવા, સાધુ કેવા હોય તેની ઓળખાણ તેમાં છે શ્રાવકો કેવા હોય, હેય જ્ઞેય અને ઉપાદેય શું છે તે વસ્તુ તેમાં ભરી પડી છે નિર્ગ્રંથ પ્રવચન શું કહેવાય! તેમાં જ્ઞાન ખજાનો ભર્યો પડયો છે તમારા દીકરાને નામુ ન આવડતું હોય ને તેને પેઢી સોંપો તો શું થાય? તેમ અમે કેવા શ્રાવકને ઇચ્છીએ? ભગવાન મહાવીરની પેઢીના તમને સભ્ય બનાવવા છે તો આમા કેટલાને તત્ત્વનું જ્ઞાન છે?

પ્રતિક્રમણ, સામાયિકમાં શું રહસ્યભર્યાં છે, તેનું તમને ભાન છે? ભણાવનારને પણ તેનું ભાન હોતુ નથી. આજે કેટલીએ જૈનશાળા ચાલે છે પણ તૈયારી કેવી છે! ભણવનારા ખર્ચે છે છતા આ બધી જૈનોની સંસ્થાઓ કેવી લૂલી ચાલી રહી છે! જૈનશાળાના કમિટીના મેમ્બરો કેટલા દિવસે પરીક્ષા લેવા જતા હશે! પરીક્ષા લેનારને જ જ્ઞાન નથી. કૂવામાં નથી તો પછી અવાડામા કયાંથી આવશે? આ ધર્મની સંસ્થા કોણ ચલાવી શકે? ધનશ છે? બાળકો એ તો કુમળી વેલ છે નાનપણથી જ જો સારા સંસ્કાર જૈનધર્મના સિંચશો, તો મોટા થયે ઈંડાના રસ પીવાની લાલસા નહી કરે. જીવ હિંસાથી દૂર રહેશે.

શાસ્ત્રમા જ્યા શ્રાવકોના પાઠ આવે છે ત્યાં આગ મના શ્રાવકો છ કાય નવતત્ત્વના જાણકાર કહ્યા છે અભિગયા જીવાજીવે કહ્યા છે આજે રાજકોટના અહીં હજાર ઘરમાં

કહે છે, 'સાચી વાત છે પરંતુ બન્ને કંગન મને ગમી ગયા એટલે દેવાં નથી.' શેઠ કહે ઉધાર લીધેલી વસ્તુ પાછી દઈ દેવી જોઈએ, તે આપણાથી રખાય જ નહિ. જેનાં હોય તેને પાછાં દઈ દે સુમતિ કહે ''તેમ છે તો ચાલો રત્નનાં કંકણો દેખાડુ ' જ્યાં બન્ને બાળકોનાં શબ પડયા છે ત્યાં શેઠને લઈ જઈ બન્ને બાળકોને મૃત અવસ્થામા પડેલા દેખાડયા

શેઠને તો આ જોઈ મૂર્છા આવી ગઈ ધરણી ઉપર ઢળી પડયા આર્તધ્યાન કરવા મંડયા સુમતિ આશ્વાસન દેતાં કહેવા લાગી 'હજુ હમણા જ તમે મને કહેતા હતા કે જેના રત્ન કંકણો હોય તેને પાછા દેવાં જ પડે, ઉછીની વસ્તુના આપણે માલિક નથી' તો આ પુત્રના સુખ તે સંસારના ઉછીતાં લીધેલાં સુખ છે એ કાયમના રહેવાના નથી કાંતો તેની હયાતિમાં આપણે ચાલી નીકળીએ અને કાંતો આપણી હયાતિમા તે ચાલી નીકળે. બેમાંથી એક વસ્તુ તો જરૂર થાય તો પછી શોક કરવો શાને ? જન્મ્યા તેનું મૃત્યુ નિશ્ચિત છે માટે પંડિત મરણે મરવાની તાલીમ લ્યો. ખાલી ડ્રેસ પહેર્યેથી સૈનિક ન કહેવાય સાચા સૈનિક બનવા માટે તાલીમ લેવી પડે છે

મૃગાપુત્ર માતાને કહે છે સર્વ ભવોને વિષે મેં અશાતા વેદની કર્મ ભોગવ્યા છે દેવગતિમાં પણ ગજરો છે ત્યાં પણ ગજરો થતા વજ્રના માર પડે છે જેનો છમાસ સુધી દુ ખાવો રહે છે તિર્યંચમા તો આપણે નજરે નીહાળીએ છીએ દેડકાનો જીવ જતો હોય અને બગલાને આનંદ

આવતો હોય છે. કેટલાયના શીગડા સડી ગયાં હોય છે. અદર જીવાત પડી ગઇ હોય છે એવાં ઘણા પશુ પાંજરા-પોળમા જોઇએ છીએ કેટલાય કૂતરાઓ પેટના ખેવડ વળી ગયા હોય છે આપણી બહેનો રોટલી કરે ત્યારે કૂતરા માટે ચાનકી કરે, શું આટલી ચાનકી કૂતરાને થઈ રહે ? તમારે કેટલી રોટલી જોઈએ ? ઘરવાળી કહે, આજે લીલોતરી નહિ થાય તો કેવા ધમપછાડા કરે ? પડખે સૂકું શાક હોય તો જ ચાલે ચટણી, અથાણા અને પાપડ તો જોઈશે. આજે કેટલા બધા ફંદ વંધી ગયા છે ! બળદ કે કૂતરો કયા ફંદ કરવા જાય છે ? ગધેડા ઉપર કેટલા બોજા ભરે છે, વળી ઉપરથી માર પડતો હોય તેને કોણ ચારો નાખે છે ! ઊકરડા ફરીને, પેટ ભરતો હોય છે

આવા અવતારો આપણે કેટલા કર્યા હશે ! અનતા ભવ તિર્યંચના કર્યા અને નરકમા તો આખમી ચીને ઊઘાડીએ તેટલીય શાતા નથી એવુ ખૂબ ખૂબ દુખ મૃગાપુત્રે ભોગવ્યુ છે, તે જ્ઞાનમા જાણી રહ્યા છે, તેથી માતા પિતાને કહે છે, કે હવે મને સસાર રુચતો નથી, મને રજા આપો 'મારે દીક્ષા લેવી છે' દીકરાને સાચો વૈરાગ્ય લાગ્યો છે, એમ માતા જાણે છે પતગિયો રગ નથી કે તડકો લાગે કે ઊડી જાય પણ મજીઠિયો રગ લાગી ગયો છે, માટીનો ગોળો તડકે મૂકે કે આગ પાસે મૂકે, ગમે તેટલુ કરે પણ ઊલટાનો પાકો થાય. લાખનો ગોળોહોય તે અગ્નિ પાસે કે મૂકે ઓગળવા માડે તેમ હે દીકરા ? તારા વગર અમારુ કોણ ? એમ જ્યા સાભળે કે દીક્ષાની વાત માડીવાળે લાકડાનો ગોળો તે પ્રતિકૂળ વચન કહે, માર મારે, કે તરત જ માની જાય કે મૂકો લપ મૃગાપુત્ર એ

માટીના ગોળા જેવો છે સાચો વૈરાગ્યનો રંગ લાગ્યો છે એ રંગ હવે જીવનમાં ઉતર્યા વિના રહેશે નહિ

સુમતિએ શેઠને શાત્વના આપી, બન્ને પુત્રોનું નિરૂપણ કરાવ્યું પ્રસંગ પડે ત્યારે સમતા રાખવી તેનું નામ સાચું જ્ઞાન પામ્યા કહેવાય અને એજ જ્ઞાન પ્રમાણ છે માતા પિતાએ મૃગાપુત્રને પ્રથમ અનુકૂળતા વાળા વચન કહ્યા હે પુત્ર! આવા મણિમય રત્નવાળા મહેલો, ૩૨ રમણીઓ બત્રીસબધ નાટકના ચમત્કાર આ બધુ છોડી સયમ માર્ગે વિચરવું ઠીક નથી છતાં ડગ્યા નહિ ત્યારે સયમ માગના બાવીસ પરિસહ વર્ણવી બતાવ્યા સયમ-માગની દુષ્કરતા વર્ણવી

હે દીકરા! જેમ મેરૂ પર્વત ત્રાજવે તોળવો સહેલ નથી, તેમ આ સયમ માર્ગમા ઠેઠઠેઠ સુધી પહોચવું મુશ્કેલ છે છતા મૃગાપુત્ર અડગ રહ્યા મૃગાપુત્રે તે સામે ભવાન્તરમા નારકીના દુખો જે પોતે ભોગવી આવેલ હતા, તેનું બ્યાન કર્યું ત્યા આખ ઉઘાડીને મીંચે તેટલી વારની પણ શાતા નથી. સયમની મુશ્કેલી, નરકના દુઃખ પાસે કાંઇ જ વિસાતમા નથી. મને રજા આપો મારે સયમ લેવો છે કેવી ભાવના છે! પુત્રને તૈયાર થઈ ગયેલો જોઈ માતા કહે છે

> त विन्तम्मापियरो छन्देण पुत्त पव्वया।
> नवर पुण सामण्णं दुक्ख निप्पडिकम्मया ॥७॥

હે દીકરા તારી ભાવના સારી છે સયમ-માર્ગમાં તું પુરપૂરો રગાઇ ગયો છે તારી તીવ્ર જીજ્ઞાસા સયમ લેવાની છે તો તારી ઈચ્છા પ્રમાણે ભર દીક્ષા લેવાની રજા

આપી દીધી. આજ્ઞા આપી છતાં માવતરનો જીવ છે, એટલે કહે છે "હે દીકરા ? વિશેષમા એટલુ જ કહુ છુ કે ચારિત્ર લીધા પછી મદવાડ કે રોગ આવશે ત્યારે સાવદ્ય વૈદુ તો થાય નહિ ત્યારે તારી સેવા ચાકરી કોણ કરશે ? તારી સાર સભાળ કોણ રાખશે, એ ચિંતા થાય છે" માતાનો પ્રેમ ઉછળ્યો છે દીક્ષા લેવાની આજ્ઞા તો આપી દીધી, પણ દિલમા આ વાત ખૂચે છે હવે મૃગાપુત્ર માતાને શુ જવાબ આપશે તે અધિકાર અવસરે કહેવાશે

## વ્યાખ્યાન ૧૧૧ મું

સંવત ૨૦૨૧ કારતક સુદિ ૯ ગુરુવાર, તા. ૧૨-૧૧-૬૪.

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાંત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

પુત્રનો ઉત્કૃષ્ટ વૈરાગ્ય જોઈને માતાએ કહ્યુ– હે પુત્ર ? જેમ તને સુખ ઉપજે તેમ કર હુ તને સયમના માર્ગેથી રોકી શકવા સમર્થ નથી પરતુ વિશેષમા એટલુ કહુ છુ કે શરીર પોતાનો ધર્મ મૂકતુ નથી સાધુપણામા રોગ હુમલો કરે ત્યારે નિર્વદ્ય ઔષધ ક્યાથી મળશે ? તારી સુખશાતા કોણ પુછશે ? કોણ વૈયાવચ્ચ કરશે ! સાધુથી કૃતગડ એટલે વેચાતુ લેવાય નહિ પૈસા સસારી આપે તો પણ લેવુ કલ્પે નહિ કારણ કે જો તેમ સાધુ લે તો ગૃહસ્થની શેહમા તણાવુ

પડે તેમ વળી કોઈ ઔષધ રાતવાસી પણ રખાય નહિ વસ્ત્ર, પાત્ર, કંબલ, પાયપુચ્છણ, આસન એ સિવાય દવા, બામ કે લવીંગનો ફાકો પણ રાતવાસી સાધુથી રખાય જ નહિ આવો સાધુનો ધર્મ ભગવાને કહ્યો છે

જે સંયમમાર્ગમાં છીદ્ર પાડે છે તે ચારિત્રમાં મોળા છે સાધુના પંચમહાવ્રતના ૨૫૨ ભાગા છે, તેમાં જેટલા ખીલા મોળા પાડે તેટલું ચારિત્ર ડગમગતું ગણાય માટે ચારિત્રમાં મક્કમ રહેવાની ખાસ જરૂર છે આજે તો સાધુ માટે થઈ અમદાવાદ કે મુંબઈના વૈદ્યોની દવા આવે, અહીં સ્થાનિક વૈદ્ય હાવે નહિ. પંદર પંદર દિવસના પડીકાં પારસલ રસ્તે આવે, આ બધું શું છે? ગૃહસ્થ સરીખું જીવન થયું કે બીજું કાંઈ? મતોમાં આવાં છીદ્રો પાડનારને સાધુ કેમ કહેવાય! જેમ રોટલો નિર્દોષ વહોરે તેવી રીતે ઔષધ પણ નિર્દોષ હોય તો વહોરવું કલ્પે વળી દવા કે જેની અંદર પરમાટી કે અભક્ષ્ય વસ્તુ પડતી હોય તેવી દવા પણ લેવી ન કલ્પે આવી દવાનો પ્રતિકાર કરી દેવો. કોઈ વૈદ્ય કહે કે મૂળીયા લાવીને બધાણુ કરી દઉં, તો મટે. તો સાધુએ એમ જ કહેવુ જોઈએ કે મને તે ન કલ્પે

રોગ એ કર્મના ઉદયકાળથી આવે છે જેવો કર્મનો અબાધાકાળ પૂરો થાય કે તરતજ કર્મ ફળ દેવા હાજર થાય છે સંમુખ થયા પછી તેને તાવ આવતો હોય ને ઇન્જેક્શન આપે એટલે તાવ ઉતરી ગયો, પણ ગરમીની અસર બીજી રીતે ભોગવવાની ઉભી થાય છે ગળામાં ચાંદા પડી જાય, કે કાનમાં બહેરાશ આવી જાય એમ વેદની રૂપ બદલી નાખે,

પણ જે વેદની કર્મ ઉદયમાન થયુ તે તો ભોગવ્યેજ છૂટકો છે. વેદની કર્મને ઈન્દ્ર પણ ફેરવી શકે નહિ, તો ડોકટર-વૈદની કઈ તાકાત છે? વેદની કર્મ ભોગવાવુ પૂરૂ થાય, ત્યારે જ જીવને શાતા વળે છે. દવા કઈ કરી શકતી નથી પણ મન ઢીલુ–પોચુ છે, ટકી શકતો નથી, તેને દવાની જરૂર રહે છે. કેટલાય એવા દઢ મનવાળા હોય છે કે દવા ન જ લ્યે તેને પણ ચાલે છે ને! કેટલાય એવા વહેમીલા હોય છે કે માતાજી પાસે બાધા લઈ આવે ભૂવો કહેશે, પગે લાગી, દીવો કરીને ખાવુ. બાર મહિના લગી કરજે અને પાછા આવજે ત્યા સુધી દવા નહિ લેવાય અને લેશો તો અસર નહિ કરે ત્યા ભૂવાના વચન ઉપર શ્રદ્ધા રાખી દવા ન લ્યે તો પણ ચાલે કયા આધારે ચાલે છે! માનતાના આધારે તો તમે પણ માનતા કરી નાખો, ભગવાનનો સિદ્ધાત છે, તે એમ જ કહે છે કે તારા કર્મનો કબાલો પૂરો થશે એટલે મરી જવાનુ. તો બોલો! દવા ઈન્જેકશનનો કોર્સ કરવાની જરુર રહે ખરી? જો કે આપણી સ્થિરતા ટકતી નથી એટલે આપણે બધુ કરીએ છીએ પણ શ્રદ્ધા સાચી રાખવી

વીતરાગના વચનમા શ્રદ્ધા રાખો ડોકટર કહે, કે ડાયાબિટિસ છે, ચા નહિ પીવાય, ગળપણ નહિ ખવાય, ભાત કે ખીચડી નહિ ખવાય, રોટલી પણ નહિ ખવાય, એકલો બાજરાનો રોટલો ખવાશે આટલી ચરી બતાવે તે પાળવા તૈયાર રહે ચરબી વધી ગઈ હોય તો ડોકટર કહેશે, લૂખુ–પાખુ ખાવુ પડશે, તો દેહ દ્રષ્ટિએ કરવા તૈયાર દિવાળી જેવુ પર્વ હોય, માબાપ કહેશે, ભાઈ! તુ મીઠાઈ નહિ ખા તો અમારે ગળે કેમ ઉતરશે? દીકરો કહેશે, મને ડોકટરની

મનાઈ છે આટલામાં માબાપ સમજી જાય અને જો એમ કહે કે મને બાધા છે તો કહેવું આવી તે બાધા હોય! બાર દિવસ દિવાળીના તો છૂટ હોવી જોઈએ મુદ્દો કહેવાનો એ છે કે આત્માની ગરજ નથી એકલા શરીરને જ ઓળખ્યું છે આત્માનુ ગમે તે થાવ ઓળખાવું જ નથી. તમે કોણ છો? શરીર તો માટીનો પિંડ છે!

જ્ઞાનીઓ કહે છે જેને આ સંસાર સમુદ્ર તરવો છે, તેને આ દેહ તે નૌકા છે જીવ નાવિક છે, નાવ સામે કિનારે લઈ જવી છે પછી નાવને છોડી દેવાની છે આ કાયા, કાચા કૂપા જેવી છે કાચી માટીના ભાંડ જેવી છે એમા જે ચૈતન્ય અમીરસ ભરેલ છે તેનીજ કિંમત છે બીજી કોઈ ચીજની કિંમત નથી દેહ છુટવાનો છે એવી અડીખમ શ્રદ્ધાવંત સાધુથી કૃતગઢ કે ઉદ્દેશીક—સાધુ આપેલુ કલ્પે નહિ કોઈ ગૃહસ્થ મુનિ પાસે આવીને કહે, હે મુનિ? આપ તપસ્વી છો આપના બ્રહ્મચર્ય વ્રત તપ પ્રત્યે મને બહુમાન વર્તે છે હુ સેવાભક્તિ કરવા ઈચ્છુ છુ માટે સ્વીકાર કરો

શ્રી આચારાંગ સૂત્રમાં સાધુ જીવન માટે બધા કાયદા દર્શાવ્યા છે તે કાયદાનો ભંગ કરે તેને માટે પ્રાયશ્ચિત ચાર છેદ સૂત્રોમાં બતાવ્યુ છે અતિક્રમ વ્યતિક્રમ, અતિચાર અને અણાચાર વડે પાપ લાગે, તેનું પ્રાયશ્ચિત લેવું પડે છે આવી બધી જાતની વાત, ભગવાને આચારાંગ સૂત્રમા સમજાવી છે કોઈ ગૃહસ્થ કહે, મને તમારા પ્રત્યે માન છે હું તમારા તપ, સંયમનો પ્રશંસક છુ, તમારા માટે ક્રિયામા ઊંચુ વસ્ત્ર મલમલ તૈયાર છે પાંચ

પુચ્છણા, રજોહરણ, પાત્ર, કબલ તમારે માટે લાવ્યો છુ આપ તેને સ્વીકારો ત્યારે ભગવાને કહ્યુ છે કે હે આયુષ્માન શ્રમણ! તારે એમજ કહેવુ કે હુ તમારા વચનનો આદર કરતો નથી, રૂડુ જાણુતો નથી, મે બધાનો ત્યાગ કર્યો છે આ પાપ ન કરવા માટે તો દીક્ષા લીધી છે અને સસાર છોડીને સયમી બન્યો છુ હે દેવાણુપ્રિયા! હુ વિરતિવત છુ, મને આ કલ્પે નહિ ગૃહસ્થને એમ વિચાર થાય કે પ્રગટપણે કીધુ એટલે ના પાડી, પણ છાનુ રાખ્યુ હોય તો? રાબ બનાવી રાખી હોય જાણે કે સાધુને સળેખમ થયુ છે, વહોરો એમ કહે, ત્યારે સાધુ પૂછે કે બોલો, કોના માટે કર્યું છે! ત્યારે કેટલાય કપટથી વાત કરે કે અમે તો ઘણીયેવાર બનાવીયે છીએ એક તો ન કલ્પે તે જૂઠુ બોલીને વોહરાવુ એમ શાને કરવુ પડે? સાધુને તો ઘણાય ઘર છે, તેને શુ ખોટ છે? સાધુને તો બન્ને હાથમા લાડવો છે બાકી આધાકર્મી આહાર વહોરાવનારા, વહાલા થનારા મહાપાપી છે તેવાઓને ગર્ભમા ગળવુ પડશે માટે હમેશા સાધુને સયમ પળાવવાના કામી થાજો પણ ભગાવવાના કામી થાશો નહિ તમે સાધુના 'અમ્માપિયરો' કહેવાઓ છો, તો પછી તમે સાધુના વ્રત-પચ્ચકખાણ પળાવવામા રાજી કે ભગાવવામા? વ્યવહારથી કહેવાય છે કે સૂઝતા-નિર્દોષ આહાર-પાણી આપશો તો સયમમા પ્રમાદ નહિ આવે. ધ્યાનમા સ્થિર થવાશે સાધુના ચારિત્રની જ કિમત છે ઉપરના વેશની કઈ કિમત નથી દીક્ષા લીધી તે જાણી, સમજી, વિચારીને લીધી છે ભગત-ભીખારીની કોણ દવા કરે છે! કોણુ દૂધના પ્યાલા પાય છે? એ જો સહન કરે

છે તો તું ધમના માટે સહન કરવા કેમ તૈયાર ન થા!
સહન કરીશ તો કમની નિર્જરા થશે કમ ખપી જશે.
સહનશીલતા રાખીશ તો રોગ કોઈ ટકેલો રહેવાનો નથી.
રોગની સ્થિતિ મર્યાદિત છે સનતકુમાર ચક્રીને સાતસો વષ
રોગ રહ્યો પોતાને મટાડવાની લબ્ધિ પ્રાપ્ત થઈ હોવા છતાં
ઉપયોગ કર્યો નથી કારણ કે કમ ખપાવવાની દ્રષ્ટિ છે

આજે તો કેટલાયને ઘેર પલંગ પાસે ટીપાય ઉપર
બે–ત્રણ દવાના બાટલા રાખ્યા હોય, તેની શોભા જાણે વળી
કેટલાકને સાવજનિક દવા બે આનામા મળતી હોય તે
બરાબર ન હોય એમ માની ચોદ આનાના ડોઝ લે. ડોક
ટરની વીઝીટ કરાવે, આમાંજ શું તમારા પૈસાના પ્રદશન
થયેલા માનો છો? કેટલાકને તો વળી ફેમીલી ડોક્ટર હોય,
રોજ ખબર પૂછવા આવતા હોય દયા તો જુઓ! કયા
ભગવાનના ચેલા છો તે તો કહો! રોજ ઉજાણી કરો ચારે
ખૂણે પેટ શાને ભરો છો? ઉનો ચા પીએ અને પછી તે
ઉપર ટાઢો આઈસ્ક્રીમ ખાય પછી રોગ ન થાય તો બીજું
શું થાય! આગળના માણસોને ભાત રાંધતા આવડતા ન
હતા? કે રોટલો અને દાળ સિવાય બીજી વાત જ નહિ!
આજે તો ફેદ વધી ગયા છે સવારથી બપોર સુધી રાખનારી
ઊચી જ આવતી નથી કાચું, પાકું વઘારેલુ, વાટેલુ એમ
કઈક ચીજોના ફેદ વધી ગયા છે ખાવી બે રોટલી, પણ
પચાવવાનો પાર નહિ ખરી ભૂખે ખાવાનુ છે નહિ. નહિ
મહેનત, ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે, વચ્ચે આવે
દવાના બાટલે. બીજાને ખાવા પૂરૂ મળતુ નથી ત્યારે ભાઈ
સાહેબને અન્ન પચાવવાની ગોળીઓ જોઈએ છીએ! નહિ

જપ-તપ, એકટાણું, ઉપવાસ, પછી રોગ ન હોય તો હોય શુ ? લોક વરણ ખાસ કરીને માદુ પડતુ નથી તેને ડોકટર કે ઈન્જેકશનોની જરૂર પડતી નથી. આતો બધાની વાત કરી છે. જેવી ટેવ પાડો તેવી પડે સવારમા ઉઠી ખાવાની ટેવ પાડો તો તેવી ટેવ પડે અને પોરસી કરવાની ટેવ રાખો તો સવારમા ઉઠીને ખાવાનુ મન પણ ન થાય ઘણા વર્ષીતપ કરે છે તે ટેવાઇ જાય છે. તેને સંભારવુ પડે કે આજે ખાધા વાર છે કે ઉપવાસનો વાર છે ? ઘણા ઉઘાડા પગે ફરનારા હોય છે તે પણ ટેવાઈ જાય છે જે શરીરને પોચલુ કરે છે તે ટક્કર શું ઝીલી શકશે ? આગળના માણુસોને બે ચાર માઇલ ચાલવુ તે રમત વાત હતી

આજે તો સ્ટેશન સુધી જવુ હોય તો ટાગો ગોતે, શુ તારા ટાગા ભાગી ગયા છે ? કે પછી પોઝીશનમા પંકચર પડે છે ? આવામા જ લેવાઇ ગયા અને ડાકટરના ઘર ભરી દીધા શરીર પાસેથી કામ લ્યો, તો શરીરમા સ્ફૂર્તિ રહેશે ગાધીજી રાત્રીના બારથી બે સુધીના સમયમાજ સૂતા કેટલુ કામ કરતા ! તમે જોઈ રહ્યા છો કે એમ. પી સાહેબ નેવું વરસના થયા છે કેટલુ કામ કરે છે ! આખે ચશમા પણ લગાડવા પડતા નથી તેમણે દેહને કેવી રીતે કેળવ્યો છે ! તેમનાથી નાની ઉમરના લડથડીયા ખાય છે માટે વિચારો, આ થોડી જીદગીમા ઘણી કમાણી કરી લેવાની જરૂર છે આ શરીર નાવા છે અને જીવ નાવિક છે. સંસાર રૂપી સમુદ્ર છે. તરી જવા માટે અણમોલ તક મળી છે આવો મનુષ્યજન્મ-કર્મ ખપાવવાની સંધિનો અવસર-ફરી મળવો મુશ્કેલ છે તારે

તારા સ્વભાવ-સ્વઘરમા આવવાનું છે તારા ઘરની વાત છે નાનું છોકરૂં ઉજાનમા ગયુ હોય ત્યાં રડે છે અને કહે છે, જલદી ઘેર ચાલો, અરે પણ અહી બગીચો ટીમટીમ વાગે છે તે તો જો, પણ તેને ત્યા ગમતુ નથી. ઘેર ચાલો એવી રટ લ્યે છે તમે કયાંક દશ નામે ગયા હો, બે ત્રણ દિવસ થઈ જાય, એટલે કહો કે હવે ઘરવાળી જવું છે ત્યા વધારે સગવડ હોય, ઉતારો સારો હોય છતા ઘર સાંભરે છે તો આ પણ સ્વઘરની વાત છે સસારી ઘર તો ભાડુતી છે શાશ્વત ઘર કયુ ?

નમીરાજ ભગવાને કહ્યુ

સંસયં ખલુ સો કુણઇ, જો મગ્ગે કુણઈ ઘરં ।
જત્થેવ ગન્તુ મિચ્છેજ્જા, તત્થ કુવ્વેજ્જ સાસયં ।૨૬।

જેને સશય હોય તે અહી મકાન બનાવે પણ મને તો ખાત્રીજ છે કે જ્યા જવું છે ત્યા મારે માટે શાશ્વતો મહેલ તૈયાર છે છદ્મસ્થ અવસ્થા છતાં પાકો નિર્ણય કેવો છે ! જ્યા જવું છે ત્યાં તો શાશ્વતો મહેલ તૈયાર છે, કેવી વાત કરી દીધી ! તમારે ઘેર જવાનુ છે કે નહિ ! નાના છોકરા જેટલીયે બુદ્ધિ નથી ? કે બહારજ ગમતું છે ! જ્ઞાની કહે છે કે બહિર્દૃષ્ટિ છોડી અંતર ખોજ કરશો તો અનહદ જ્ઞાન-દર્શન પામશો પછી ચારિત્રમા ભૂલ થશે નહિ. પ્રલોભન લાલસા વાસનામાં જીવ લપટાશે નહિ. એકાંત દ્રષ્ટિએ જેમ સર્પ ચાલે તેમ અનિત્ય ભાવના ભાવતો ચાલશે. જેને આવી જાગે જાગે વીતરાગ દશા પ્રાપ્ત થાય છે તેને પછી સસા રના કોઈ પદાર્થ કે ભોગ વિલાસના સાધનો લોભાવવાને

को वा से ओसह देइ को वा से पुच्छई सुह ।
को से भत्त च पाण वा आहरित्तु पणामए ॥७९॥

હે માતા ? કોણ તેને ઔષધિ લાવી આપે છે કોણ તેને સુખસાતા પુછે છે ? એને ભાત પાણી કોણ લાવી આપે છે ? જેમ મૃગ એકાકી વિચરે છે તેવી રીતે સાધુ પુરુષે પણ પોતાના પગ ઉપર ઉભા રહેવાનુ છે "પારકી આશ સદા નિરાશ" સાધુઓ ગૃહસ્થની વૈયાવચ્ચની જાવજીવ સુધી ઇચ્છા કરતા નથી વસતીમા રહેલા સાધુઓને ગૃહસ્થો સુખશાતા પૂછે છે, પણ સાધુ અપેક્ષા રાખે નહિ જરા પગ-માથુ દાબો એમ ગૃહસ્થને કહે નહિ ગામડામા અમારૂ કોણ ? વહોરવાનુ શુ થાશે ? માટે ટિફિન લાવજો, એમ કહેવુ સાધુને કલ્પે નહિ રોગ, કર્મના ઉદયકાળ પ્રરતો રહે છે અને પાછો આહચો જાય છે અનિયમિતતાનો ગુન્હો કર્યો છે માટે તાવ આવે છે ઘણીવાર તાવ આવવો એ સારા માટે છે જો કે એકાન્તે સારો છે એમ સમજવાનુ નથી, પણ તાવની ગરમી અદરના મળને પકવી નાખે છે, શરદીના દર્દને પકાવવાનુ કામ કરે છે, પણ જીવ તે સમજતો નથી એટલે જલદી ડોકટરને બોલાવે છે "ડોકટર સાહેબ ! તાવ જલદી ઉતારી દયો. ડોકટર કહેશે, "લાવો આયમસ, દઇ દઉ એક સોય," એમા એનુ શુ જાય છે ! પછી ભલેને તાવ તો ઉતરી જાય, પણ બીજુ દર્દ વરતાય, તેની ખેવના કોને છે ? ઘણી વાર શરદી મગજ ચોકખો કરવા માટે થાય છે જે કાચી શરદીને ટીકડી દવા લઈ બેસાડે છે તે બમણા જોરથી બીજુ દર્દ ઉભુ કરે છે

અરણ્યમા મૃગ કોઇની દવા લેતો નથી, છતા સાજો

को वा से ओसहं देइ को वा से पुच्छई सुह ।
को से भत्त च पाण वा आहरित्तु पणामए ॥७९॥

હે માતા ? કોણ તેને ઔષધિ લાવી આપે છે કોણ તેને સુખસાતા પુછે છે ? એને ભાત પાણી કોણ લાવી આપે છે ? જેમ મૃગ એકાકી વિચરે છે તેવી રીતે સાધુ પુરુષે પણ પોતાના પગ ઉપર ઉભા રહેવાનુ છે "પારકી આશ સદા નિરાશ" સાધુઓ ગૃહસ્થની વૈયાવચ્ચની જાવજીવ સુધી ઇચ્છા કરતા નથી વસતીમા રહેલા સાધુઓને ગૃહસ્થો સુખશાતા પૂછે છે, પણ સાધુ અપેક્ષા રાખે નહિ જરા પગ-માથુ દાબો એમ ગૃહસ્થને કહે નહિ ગામડામા અમારૂ કોણ ? વહોરવાનુ શુ થાશે ? માટે ટિફિન લાવજો, એમ કહેવુ સાધુને કલ્પે નહિ રોગ, કર્મના ઉદયકાળ પૂરતો રહે છે અને પાછો ચાલ્યો જાય છે અનિયમિતતાનો ગુન્હો કર્યો છે માટે તાવ આવે છે ઘણીવાર તાવ આવવો એ સારા માટે છે જો કે એકાન્તે સારો છે એમ સમજવાનુ નથી, પણ તાવની ગરમી અદરના મળને પકવી નાખે છે, શરદીના દર્દને પકાવવાનુ કામ કરે છે, પણ જીવ તે સમજતો નથી એટલે જલદી ડોકટરને બોલાવે છે "ડોકટર સાહેબ ! તાવ જલદી ઉતારી દયો ડોકટર કહેશે, "લાવો પ્રાયમસ, દઇ દઉ એક સોય," એમા એનુ શુ જાય છે ! પછી ભલેને તાવ તો ઉતરી જાય, પણ બીજુ દર્દ વરતાય, તેની ખેવના કોને છે ? ઘણી વાર શરદી મગજ ચોક્ખો કરવા માટે થાય છે જે કાચી શરદીને ટીકડી દવા લઈ બેસાડે છે તે અમણા જોરથી બીજુ દર્દ ઉભુ કરે છે

અરણ્યમા મૃગ કોઇની દવા લેતો નથી, છતા સાજો

को वा से ओसहं देइ को वा से पुच्छई सुहं ।
को से भत्तं च पाणं वा आहरित्तु पणामए ॥७९॥

હે માતા ? કોણ તેને ઔષધિ લાવી આપે છે કોણ તેને સુખસાતા પુછે છે ? એને ભાત પાણી કોણ લાવી આપે છે ? જેમ મૃગ એકાકી વિચરે છે તેવી રીતે સાધુ પુરુષે પણ પોતાના પગ ઉપર ઉભા રહેવાનુ છે. "પારકી આશ સદા નિરાશ" સાધુઓ ગૃહસ્થની વૈયાવચ્ચની જાવજીવ સુધી ઇચ્છા કરતા નથી વસતીમા રહેલા સાધુઓને ગૃહસ્થો સુખશાતા પૃછે છે, પણ સાધુ અપેક્ષા રાખે નહિ જરા પગ-માથુ દાબો એમ ગૃહસ્થને કહે નહિ. ગામડામા અમારૂ કોણ ? વહોરવાનુ શુ થાશે ? માટે ટિફિન લાવજો, એમ કહેવુ સાધુને કલ્પે નહિ રોગ, કર્મના ઉદયકાળ પૂરતો રહે છે અને પાછો ચાલ્યો જાય છે અનિયમિતતાનો ગુન્હો કર્યો છે માટે તાવ આવે છે ઘણીવાર તાવ આવવો એ સારા માટે છે જો કે એકાન્તે સારો છે એમ સમજવાનુ નથી, પણ તાવની ગરમી અ દરના મળને પકવી નાખે છે, શરદીના દર્દને પકાવવાનુ કામ કરે છે, પણ જીવ તે સમજતો નથી એટલે જલદી ડોકટરને બોલાવે છે "ડોકટર સાહેબ ! તાવ જલદી ઉતારી દયો. ડોકટર કહેશે, "લાવો પ્રાયમસ, દઇ દઉ એક સોય," એમા એનુ શુ જાય છે ! પછી ભલેને તાવ તો ઉતરી જાય, પણ બીજુ દર્દ વરતાય, તેની ખેવના કોને છે ? ઘણી વાર શરદી મગજ ચોકખો કરવા માટે થાય છે જે કાચી શરદીને ટીકડી દવા લઈ બેસાડે છે તે બમણા જોરથી બીજુ દર્દ ઉભુ કરે છે

અરણ્યમા મૃગ કોઇની દવા લેતો નથી, છતા સાજો

को वा से ओसहं देइ को वा से पुच्छई सुहं ।
को से भत्तं च पाणं वा आहरित्तु पणामए ॥७९॥

હે માતા ? કોણ તેને ઔષધિ લાવી આપે છે કોણ તેને સુખસાતા પુછે છે ? એને ભાત પાણી કોણ લાવી આપે છે ? જેમ મૃગ એકાકી વિચરે છે તેવી રીતે સાધુ પુરુષે પણ પોતાના પગ ઉપર ઉભા રહેવાનું છે "પારકી આશ સદા નિરાશ" સાધુઓ ગૃહસ્થની વૈયાવચ્ચની જાવજીવ સુધી ઇચ્છા કરતા નથી. વસતીમા રહેલા સાધુઓને ગૃહસ્થો સુખશાતા પૂછે છે, પણ સાધુ અપેક્ષા રાખે નહિ જરા પગમાથુ દાબો એમ ગૃહસ્થને કહે નહિ ગામડામા અમારૂ કોણ ? વહોરવાનુ શુ થાશે ? માટે ટિફિન લાવજો, એમ કહેવુ સાધુને કલ્પે નહિ રોગ, કર્મના ઉદયકાળ પૂરતો રહે છે અને પાછો ચાલ્યો જાય છે અનિયમિતતાનો ગુન્હો કર્યો છે માટે તાવ આવે છે ઘણીવાર તાવ આવવો એ સારા માટે છે જો કે એકાન્તે સારો છે એમ સમજવાનુ નથી, પણ તાવની ગરમી અંદરના મળને પકવી નાખે છે, શરદીના દર્દને પકાવવાનુ કામ કરે છે, પણ જીવ તે સમજતો નથી એટલે જલદી ડોકટરને બોલાવે છે "ડોકટર સાહેબ ! તાવ જલદી ઉતારી દયો. ડોકટર કહેશે, "લાવો પ્રાયમસ, દઇ દઉ એક સોય," એમા એનુ શુ જાય છે ! પછી ભલેને તાવ તો ઉતરી જાય, પણ બીજુ દર્દ વરતાય, તેની ખેવના કોને છે ? ઘણી વાર શરદી મગજ ચોકખો કરવા માટે થાય છે જો કાચી શરદીને ટીકડી દવા લઈ બેસાડે છે તે બમણા જોરથી બીજુ દર્દ ઉભુ કરે છે

અરણ્યમા મૃગ કોઇની દવા લેતો નથી, છતા સાજો

को वा से ओसहं देइ को वा मे पुच्छई सुहं ।
को से भत्तं च पाणं वा आहरित्तु पणामए ॥७९॥

હે માતા ? કોણ તેને ઔષધિ લાવી આપે છે કોણ તેને સુખસાતા પુછે છે ? એને ભાત પાણી કોણ લાવી આપે છે ? જેમ મૃગ એકાકી વિચરે છે તેવી રીતે સાધુ પુરુષે પણ પોતાના પગ ઉપર ઉભા રહેવાનુ છે " પારકી આશ સદા નિરાશ " સાધુઓ ગૃહસ્થની વૈયાવચ્ચની જાવજીવ સુધી ઇચ્છા કરતા નથી વસતીમા રહેલા સાધુઓને ગૃહસ્થો સુખશાતા પૂછે છે, પણ સાધુ અપેક્ષા રાખે નહિ જરા પગ-માથુ દાબો એમ ગૃહસ્થને કહે નહિ ગામડામા અમારૂ કોણ ? વહોરવાનુ શુ થાશે ? માટે ટિફિન લાવજો, એમ કહેવુ સાધુને કલ્પે નહિ રોગ, કર્મના ઉદયકાળ પૂરતો રહે છે અને પાછો ચાલ્યો જાય છે અનિયમિતતાનો ગુન્હો કર્યો છે માટે તાવ આવે છે ઘણીવાર તાવ આવવો એ સારા માટે છે જો કે એકાન્તે સારો છે એમ સમજવાનુ નથી, પણ તાવની ગરમી અદરના મળને પકવી નાખે છે, શરદીના દર્દને પકાવવાનુ કામ કરે છે, પણ જીવ તે સમજતો નથી એટલે જલદી ડોકટરને બોલાવે છે " ડોકટર સાહેબ ! તાવ જલદી ઉતારી દયો. ડોકટર કહેશે, "લાવો પ્રાયમસ, દઇ દઉ એક સોય," એમા એનુ શુ જાય છે ! પછી ભલેને તાવ તો ઉતરી જાય, પણ બીજુ દર્દ વરતાય, તેની બેવના કોને છે ? ઘણી વાર શરદી મગજ ચોકખો કરવા માટે થાય છે જે કાચી શરદીને ટીકડી દવા લઈ બેસાડે છે તે બમણા જોરથી બીજુ દર્દ ઉભુ કરે છે.

અરણ્યમા મૃગ કોઇની દવા લેતો નથી, છતા સાજો

આમ ગેડી-દડાની જેમ પીટાય, પણ દીક્ષા લેવાનું મન ન થાય, દીક્ષાના ભાવ ન થાય ત્યારે આંહી મૃગાપુત્રને વૈભવ કેટલો ! યુવરાજ પદવીને ધણી, બત્રીસ કામની પૂતળી સરખી રમણીઓને ધણી, પણ જ્યારે અંદર ભાવના જાગે છે, ત્યારે માતાને કેવા સચોટ જવાબ આપે છે ! હે માતા ! હું મૃગની પેરે વિચરીશ મૃગચર્યા કરીશ. પોતાની જીવનચર્યાને અર વનના મૃગની ચર્યા સાથે કેવી રીતે મુકાબલો કરશે તે અધિકાર અવસરે કહેવાશે.

વ્યાખ્યાન ૧૧૨ મુ
સવત ૨૦૨૧ કાર્તક સુદિ ૧૦ શુક્રવાર તા. ૧૩-૧૧-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાંત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯ મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે મૃગાપુત્ર માતાપિતાને કહે છે

> पगभ्भूए अरण्णेवा जहा उ चरई मिगे ।
> एव धम्म चरिस्सामि सजमेण तवेण य ॥७७॥
> जहा मिगस्स आयको महारण्णम्मि जायई ।
> अच्छन्त रुक्खमूलम्मि कोण ताहे तिगिच्छई ॥७८॥

હે માતા ! મારી ચિંતા કરશો નહિ. અરણ્યમાં ઉત્પન્ન થયેલો મૃગ જ્યારે રોગથી પીડાય છે, ત્યારે તે મૃગ એક વૃક્ષની નીચે બેસી જાય છે તેની કોણ ચિકિત્સા કરે છે ? કોણ સારવાર કરે છે ?

को वा से ओसहं देइ को वा से पुच्छई सुहं ।
को से भत्तं च पाणं वा आहरित्तु पणामए ॥७९॥

હે માતા ? કોણ તેને ઔષધિ લાવી આપે છે કોણ તેને સુખસાતા પુછે છે ? એને ભાત પાણી કોણ લાવી આપે છે ? જેમ મૃગ એકાકી વિચરે છે તેવી રીતે સાધુ પુરુષે પણ પોતાના પગ ઉપર ઉભા રહેવાનુ છે " પારકી આશ સદા નિરાશ " સાધુઓ ગૃહસ્થની વૈયાવચ્ચની જાવજીવ સુધી ઈચ્છા કરતા નથી વસતીમા રહેલા સાધુઓને ગૃહસ્થો સુખશાતા પૂછે છે, પણ સાધુ અપેક્ષા રાખે નહિ જરા પગ-માથુ દાબો એમ ગૃહસ્થને કહે નહિ ગામડામા અમારૂ કોણ ? વહોરવાનુ શુ થાશે ? માટે ટિફિન લાવજો, એમ કહેવુ સાધુને કલ્પે નહિ રોગ, કર્મના ઉદયકાળ પૂરતો રહે છે અને પાછો ચાલ્યો જાય છે અનિયમિતતાનો ગુન્હો કર્યો છે માટે તાવ આવે છે ઘણીવાર તાવ આવવો એ સારા માટે છે જો કે એકાન્તે સારો છે એમ સમજવાનુ નથી, પણ તાવની ગરમી અદરના મળને પકવી નાખે છે, શરદીના દર્દને પકાવવાનુ કામ કરે છે, પણ જીવ તે સમજતો નથી એટલે જલદી ડોકટરને બોલાવે છે " ડોકટર સાહેબ ! તાવ જલદી ઉતારી દયો. ડોકટર કહેશે, "લાવો પ્રાયમસ, દઇ દઉ એક સોય," એમા એનુ શુ જાય છે ! પછી ભલેને તાવ તો ઉતરી જાય, પણ બીજુ દર્દ વરતાય, તેની ખેવના કોને છે ? ઘણી વાર શરદી મગજ ચોકખો કરવા માટે થાય છે જે કાચી શરદીને ટીકડી દવા લઈ બેસાડે છે તે બમણા જોરથી બીજુ દર્દ ઉભુ કરે છે

અરણ્યમા મૃગ કોઇની દવા લેતો નથી, છતા સાજો

થાય છે લાંઘણુ એ એક દવા છે, વૈદો પણુ લઘન કરાવે છે એક ભાઈને એક વૈદે ઓગણીસ દિવસ સુધી લાંઘણ કરાવી જેથી આંતરડુ જે ખરાબ હતુ તે ઓપરેશન કરાવ્યા વગર મટી ગયુ લાંઘણુ ઉત્તમ કામ કરે છે આખ દુખતી હોયને ચોવિહારા ઉપવાસ કરે તો પાણી ટપકતા બંધ થઈ જાય છે ઉપવાસ એ ઉત્તમ ઔષધ છે પણુ આજે લોકોને શ્રદ્ધા નથી. આયંબિલ કર્યાજ કરે તો સુગરનું દદ મોટે ભાગે થાવ નહિ અને ડાયાબીટીસ હોય તો મટી જાય પણુ જે સ્વાદનો રસિયો છે ત સયમ કેમ રાખી શકે ! સયમી જીવનવાળો માંદો ઓછો પડે છે જો કે વેદની કમ તેને પણુ ભોગવવા પડે છે પણુ તે ઓછાં વેદે છે સ્વાદ તે વ્યાધિનું મૂળ છે ઉનાં ટોકળા સાથે આમલીની ચટણી લ્યે પછી તો સબાકાજ આવે ને ! બીજુ શુ થાય ! જેટલો સ્વાદને આધીન તેટલો મૂવો સમજજો, આજે ભૂખને લઈને ખાવા કરતા સ્વાદને લઇને ખાવાનું બહુ વની ગયુ છે, હોટલો રેકડીઓ કંદોઈની દુકાનનાં ખાણા હોસ્પિટલના મહેમાન બનાવે છે ખરી ભૂખે જે ખાય છે તેનું પાચન જલદી થાય છે

કોઈ એક રાજા વગડામા શિકારે નિકળ્યો. ઘોડો અવળી લગામનો હતો પકડી રાખે તો દોડે અને જરા ઢીલી મેલે તો ઉભો રહે. આવા અવળી લગામનો ઘોડો રાજાને ગાઢ જગલમા લઈ ગયો. રાજાને કકડીને ભૂખ લાગી. અરણ્યમા ફરતા ફરતા એક ખેડૂતનુ ખેતર આવ્યુ રાજાએ લગામ ઢીલી મૂકી કે ઘોડો ઉભા રહ્યા રાજાને જોઈ ખેડૂતે નમસ્કાર કર્યો આ તો સ્વાગતા કરી કહેવા લાગ્યો શિરામણુ લેતા જાવ.

ખેડૂતને તો બીજુ શુ હોય? કપડામા બાજરાનો રોટલો પડયો છે રાજાને ભૂખ કકડીને લાગી છે

ભૂખ રાંડ ભૂંડી, આંખ જાય ઊંડી,,
પગ થાય પાણી, મોઢે ન આવે વાણી.

ભૂખની વાત એવી છે રાજાએ જરાક બટકુ રોટલો છાશ સાથે લીધો પણ બહુ મીઠાશ આવી રાજાએ ખેડૂતને પૂછયુ, આ કઈ વાડીનો બાજરો! ખેડૂત કહે, મહારાજ! આ તો મારી વાડીનો બાજરો છે હુકમ કર્યો કે રાજમા મોકલજો, મારે તે બાજરાનો જ રોટલો ખાવો છે જ્યા પાક થયો, ખળા તૈયાર થયા, એટલે ખેડૂતે ગાડુ ભરીને બાજરો રાજમાં મોકલ્યો. તેનો રોટલો તૈયાર કરવામા આવ્યો રાજાના ભાણામા પીરસ્યો પણ સાથે ૩૦ ચીજ બીજી હોય, રાયતા, ચટણી આદિ રોટલાનો સ્વાદ પહેલા જેવો કયાથી આવે! રાજા ખેડૂતને બોલાવી પૂછે છે, ભાઈ! તે ભેળસેળ તો કરી નથીને! ખેડૂત કહે, ના સાહેબ! માયા કપટ કરતા અમને આવડે નહિ રાજા કહે, ત્યારે આજે રોટલો મીઠો કેમ ન લાગ્યો! ખેડૂત કહે, સાહેબ! તે દિવસે તો આપે ખરી ભૂખે ખાધુ હતુ અને આજે તો તમે સવારમા નાસ્તો કર્યો હશે વળી પાછુ કઈક ખાધુ હશે, તેમા આ બાજરાના રોટલાની મીઠાશ કયાથી આવે?

મિત્ત, પથ્ય અને નિયમિત ભોજન કરવુ તે માર્ગાનુસારીનો ગુણ છે ખુબ ખાવાથી અજીર્ણ થાય છે અને તેથી રોગ પેદા થાય છે ઘણુ બેસી રહેવાથી પણ રોગ થાય છે જે બેઠમલીયો થઈ જાય છે તેને ડાયાબીટીસ થાય છે ઉઘાડે પગે તડકામા ચાલનારને તે રોગ મટી જાય છે જે શકિત

ઉગતા પ્રભાતના સૂર્યના કિરણોમા છે તે શક્તિ કોડલીવર ઓઈલ કે એવી બીજી દવાઓમાં નથી સૂર્યનાં કિરણો શરીરમા પ્રવેશે તો રોગ નાબૂદ થઇ જાય છે, તેને સનબાથ કહેવાય છે આજે તો લોકોએ કુદરતી ઉપચાર સામે તો લડાઈ જ કરી છે ઘરમા જ પાયખાનું, પછી આઘા જવાનું જ ક્યાં રહે? આમાં નડકાના કિરણો મળે ક્યાંથી! આગળની બાઈઓ કૂવે પાણી ભરવા જતી, તે પા આઠ છેટો હોય. બહાર હાલવા ચાલવાથી બહારની છૂટી હવા, વનસ્પતિમાંથી આવેલી હવા તાજી મળતી એથી શરીરમા ઘણી સ્ફૂર્તિ રહેતી અને તંદુરસ્તીમાં તાજગી આવતી!

અમારા અનુભવની વાત છે શ્રી પારવતીબાઈ મહાસતીજી આખા શરીરે સૂજી ગયાં હતા વિરમગામથી વિહાર કરીને આવતા હતા પૂ. શ્રી મોહનલાલજી મહારાજ કહે, આ પારવતીબાઈ મહાસતીજી કેવી રીતે વિહાર કરશે? પારવતી બાઇ કહે આઉ ગાઉનો વિહાર કરીશ પણ મારે ડોળી તો લેવી જ નથી. વગડાની હવા લઈશ એટલે આરામ થઈ જશે. અને બન્યુ પણ તેમજ સ્થાને પહોંચતાં શરીર હતુ તેવું થઇ ગયુ એટલે શરીરમા ફેરફાર થઈ ગયો કે ઓળખી શકાય નહિ આ વગડાની વનસ્પતિ ઉપરથી આવતી તાજી હવાનો પ્રતાપ છે ભગવાને વિહારના જે કાયદા ઘડ્યા છે તમા કુદરતે જ આરોગ્યપણુ સંકળાયેલુ છે એક ઠેકાણે રહે તો લોકોને અણગમો થાય અને પોતાને સ્નેહ વધે. એટલે ભગવાને નવકલ્પી વિહાર કહ્યો છે વિહાર કરવાથી સંયમનું પાલન થાય અને કોઈની સાથે લગવાડ ન થાય સ્નેહ એ ચીકાશ છે દુ:ખથી મુક્ત થવું હોય તો કોઇ સાથે

સ્નેહ કરવો નહિ ત્યારે શું વેર કરવું ! ના વેર તો કરાય જ નહિ પણ સ્નેહ કરતો નહિ રાગ અને દ્વેષનો સદંતર અભાવ કરવો છે તેનો અહીથી અભ્યાસ કરજે લીલું લાકડું બળતા વાર લાગે છે, કારણ કે તેમા ચીકાશ છે. પણ સૂકું લાકડું ભડભડ બળીને રાખ થાય છે. ભગવાને આચારાગ-સૂત્રમા કહ્યુ છે કે जहा जुन्नाइ कट्ठाइ हव्ववाहो पमत्थति एव अत्तसमाहिए अणिहे ભીનાશ રહીત કાષ્ટને અગ્નિમા પ્રક્ષેપે તો બળતા વાર નથી લાગતી તેવી રીતે આત્મસમા-ધિવંત, સ્નેહ રાગ વિનાના સાધુ પુરૂષો, જૂનાકર્મને તપ-રૂપી અગ્નિમા પ્રજાળીને બાળે છે

બે મલ્લ કુસ્તી કરવા મેદાને પડે તેમા જે મલ્લે શરીરે તેલ મર્દન કર્યું હોય તેને ધૂળ રજ ચોટે છે અને તેના ધાબા પડે છે પણ જે સૂકો છે, તેને રજ ચોટે તો તે ખખેરી નાખે એટલે રજ ઉતરી જાય છે તેમ ચીકાશ તે લપટણ છે એનુ અનુકરણ સાધુ કરે તો તેનુ પતન નિશ્ચિત છે જેણે ઉચ્ચ સયમ માર્ગ લીધો છે તેનાથી "કેમ છે, કેમ રહે છે," એવા પત્ર લખવા પાલવે નહિ જે લપ-છપમા રહે છે, ટોળા વાળી, ગામ ગપાટામા સમય પસાર કરે છે તે સ્વાધ્યાય શુ કરશે ? આત્માનુ તારે શ્રેય કરવુ હોય તો ભગવાન કહે છે, સયમીને કયાય પણ અનાત્મ-ભાવમા આશ્રિતપણુ કર્યું ન પાલવે સાધુ સતત ઉદ્યમશીલ હોય આળસ એ મોટો શત્રુ છે બેઠાડુ શરીર રોગનુ ઘર થાય છે કાઇંક પાપરહિત પ્રવૃત્તિ હશે તો માનસિક સકલ્પ-વિકલ્પ નહિ થાય કેટલાકને એવુ હરામનુ ખાવાની ટેવ પડી ગઈ છે કે કામજ ન કરે ટાણુ આવશે એટલે માગી

લાવણ્ય ભીખ માગીને ખાવું તે ગૃહસ્થને દૂષણરૂપ છે ભીખારીને નરીબાઈ ગાવી પડે છે, પોતાપણું ગુમાવવું પડે છે

लाङ्गूलचालन मधश्चरणावपातं,
भूमौ निपत्य वदनोदर दर्शनं च।
श्वापिण्डदस्य कुरुते गजपुंगवस्तु,
धीरं विलोकयति चाटु शतैश्च भुङ्क्ते ॥

કૂતરો બટકુ રોટલા માટે પૂછડી પટપટાવે, હેઠો પડી પેટ બતાવે, વાત બટકુ રોટલાની હોય છતાં અનેક ખુશામત કરે છે જ્યારે હાથીને કેટલુ જોઈએ! પણ જોઈએ છે છતા કોઈ પાસે કાકલૂદી કરતો નથી. ઉત્તમ હાથીને ખવરાવવું હોય ત્યારે એનો મહાવત એને મનાવે છે તું બધા પ્રાણીમા ઉત્તમ છો એવા એના શ્લોકથી મનામણાં કરે, ત્યારે ખાય વળી ખાતાં ખાતાં હેઠે ઢોળે એટલે બીજા પ્રાણીઓ પણ ખાઈ શકે જ્યારે તમારે ઓહીયાં કરી જવાની વાત કે બીજાને આપવાની વાત ખરી! આંગણે આવેલા માગણો તમને એમ ઉપદેશ આપે છે કે અમે પણ એક વખત તમારી જેવા હતા અમે ઉબરેથી કઈકને હડસેલી કાઢયા તેનુ આજે ફળ ભોગવી રહ્યા છીએ માટે તમારે એવું ફળ ન ભોગવવું હોય તો કઈક આપતા જાઓ

મૃગાપુત્ર કહે છે હે માતા? મૃગને જ્યારે શાતા થાય છે રોગ મટ્યો જાય છે ત્યારે હળવે હળવે વૃક્ષ તળેથી ઊભો થઈ વનમા આહાર પાણી માટે ચાલ્યો જાય છે કોઈનો આશ્રય કે મદદ લેતા નથી તેવી રીતે હુ સયમ માર્ગે વિચ

રીશ આટલી બધી જ્ઞાનની વાત પચાવી હોય, તેને કોઈ વખત પ્રસગ પડી જાય તો સયમ ભારભૂત લાગે નહિ જે પ્રથમથીજ સયમની દુષ્કરતા જાણી, સમજી, સયમ માર્ગે વિચરે છે, તેને સયમ માર્ગ આકરો લાગતો નથી પણ જે પુષ્પશૈયા સમજી, ત્યાગ માર્ગે ઝપલાવે છે, તે પછી ઢીલો પડી જાય છે

જ્ઞાની કહે છે, વીરનો પથ વિકટ છે જે ન સમજે તેને એમ લાગે કે સાધુ થવામા શુ મુશ્કેલી ! એક ઓરડી અધારી, તેનુ ભાડુ પચીસ રૂપિયા દેવુ પડે, જ્યારે સાધુને પાચ લાખના આલીશાન બગલામા રહેવાનુ કાઈ ભાડુ ખરૂ ? વહોરવા જાય, ત્યા પધારો મહારાજ, પધારો મહારાજ, થાય ! "પાત્ર પૂરને વિઘ્ન હર," ખાવાનુ પણ સારૂ, રહેવાનુ પણ સારૂ, કપડા જોઈએ ત્યા તાકા મોઢા આગળ મૂકે સસારમા તો વાર જોતુ હોય ત્યા પોસાશે કે કેમ તેનો વિચાર કરવો પડે મોઘુ પડતુ હોય તો જરાક હળવા માયલુ લઈએ એવુ થાય, જ્યારે અહી તો કહેશે, અમને લાભ આપો આ માર્ગમા બહુ સાહ્યબી છે ઉત્તરાધ્યયન સૂત્રના સતરમા અધ્યયનમા બીજી ગાથા છે

सेज्जा दूढा पाउरणम्मि अत्थि उप्पज्जई भोत्तु तहेव पाउ ।
जाणामि ज वट्टई आउसुत्ति, किं नाम काहामि सुएण भन्ते ॥

હે ગુરૂ ! શિષ્ય પૂછે છે, આહી ઉપાશ્રય સરસ છે, પાગરણ સારૂ મળ્યુ, આહાર પાણી સારા મળે છે, તો પછી હે ભતે ? સૂત્ર ભણીને શું કરવુ છે ? ભણવાનુ નેવે મૂકી

દીક્ષુ–શ્રદ્ધાભ્રષ્ટ થઈ ભૌતિકતાના આયોજનમાં મસ્ત બની, યથેચ્છપણે વિચરે છે કોઈ તેને કહે, તો બીજા દશ જણા બેસાડી દયે તને શું ખબર પડે, અમારા મહારાજ છે! શિથિલાચારીઓ આમ જ પોષાય છે કોઈ તેની વિરુદ્ધમાં કહી ન શકે કહેનારને તેના પડખીયાઓનો સામનો કરવો પડે. આગળના શ્રાવકો તો કાન પકડતા મુહપત્તિ ખેંચી લેતા. એવી ધર્મ પ્રત્યે ધગશ હતી આજે એવા શ્રાવકોના દુકાળ પડી ગયા છે આજે તો પંપાળવાનું જ રહ્યું ક્યાં કહેવું સર્પના દરમાં હાથ ક્યાં નાખવો એવું થઈ પડયું છે!

ભગવાન કહે છે, તારે તારા આત્માનું શ્રેય કરવાનું હોય તો જરા જેટલો પણ વિસામો લેવાનો નથી. ચાલવાનું માર્ગ વિહાર કરતાં ક્યાંક બંગલા મળે અને ક્યાંક ચાર્યોની ગમાણ પણ મળે. ત્યાં બંગલો તને સાંભરે નહિ, એજ સાધુની સાધુપણાની બલિહારી છે કેટલાક સાધુ એમ કહે કે રાજકોટમાં આટલા બધા ઘર, આટલા પૈસા પણ આસપાસનાં ગામડાંમાં ઉપાશ્રય નથી, કોઈ જાગો! એમ બોધ આપે. તેને ગૃહસ્થી કહેવો પણ ત્યાગી ન કહેવો તારે કેટલા ભવ લગી બેસી રહેવું છે? સાધુ તો વગડામાં ઝુલ નીચે પણ રાત રહી જાય સાધુને જીવવાની આશા નથી ને મરવાનો ભય નથી સાધ્વીને કમાડ બંધ ઓરડો, મર્યાદા પૂરતો જરૂરી છે છતાં મનથી પણ મકાન બંધાવવાનો વિચાર કરાય નહિ સાધુનો સંયમ ઉચ્ચ કક્ષાનો છે કયાય પણ પ્રમાદનું સેવન ન થાય એવી રીતે અપ્રમત્તપણે વિચરવાનું છે વિહાર કેવી રીતે કરવો તેની વાત સિદ્ધાંતમાં ભરચક પડી છે મુનિઓની ૮૪ ઉપમાઓ છે ભોરીંગ પોતાને માટે રાફડો બનાવતો

નથી, પણ ઉદર જે દર બનાવી રાખે તેમા રહે છે. તેમ સાધુ મકાન તૈયાર કરાવી ન દયે, તેના પ્લાન પણ ઘડી ન આપે ઉપાશ્રય માટે ખરડો કરાવવાનુ પણ તેને કલ્પે નહિ, અનુમોદે નહિ. રાજકોટ જેવો ઉપાશ્રય બીજે કયાય નથી, એવુ અનુમોદન સાધુથી થાય નહિ. આવા પવિત્ર મુનિઓ મૃગ પેઠે વિચરે છે મૃગાપુત્રે મૃગની ઉપમા ઉતારી છે. સિહણનુ બચ્ચુ સિહજ હોય. માથુ જાય તો કુરબાન, પણ લીધેલુ વ્રત ભગ ન થાય. અડગ નિશ્ચયી છે.

ગૌતમ સ્વામીને ચૌદહજાર સાધુ હતા. છતા છઠ્ઠના પારણે પોતે વહોરવા જતા આવા સાધુ સમુદાયના સરદાર, છતા ગોચરી જતા શરમ ન આવી કેટલુ સ્વાશ્રયી પણુ ! ગાધીજી હાથે બધુ કામ પતાવતા મેલુ પણ પોતે જાતે સાફ કરી નાખતા આશ્રમમા પણ એવા જ કાયદા પળાવતા. કોઈ એક બેરીસ્ટર ગીતા વીશે જાણવા ગાધીજી પાસે આશ્રમમા આવ્યા ગાધીજી તે વખતે ઘઉ વીણી રહ્યા હતા ગાધીજીએ તેને ઘઉ વીણવા બેસારી દીધો થોડા વીણ્યા કે ઊભો થઈ કહેવા લાગ્યો, મારે ગીતાજી વીશે આપની પાસેથી જાણવું છે, કયારે ચર્ચા કરશો ? ગાધીજી કહે, હું એજ કરી રહ્યો છુ. ઘઉથી કાકરા જુદા કરાય છે તેમા સમજાય છે કે જીવનમાથી અવગુણરૂપી કાકરા ઉડાડવા માડ અને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, દયા, નમ્રતા, સત્ય, એ ઘઉ છે તેને ધારણ કર સાર વસ્તુ ગ્રહણ કરીને અસાર વસ્તુને ઉડાડવા માડો.

આગળના રાજકુમારો બોતેર કળા શીખવા માટે ગુરૂને ત્યા રહેતા ત્યા ગુરૂની આજ્ઞાથી લાકડાની ભારી લેવા

પણ જવું પડે, પાણી પણ ભરવું પડે ગુરૂ ક્રોધ કરે તો પણ કાંઈ કહેવાય નહિ. શિલ્પકળાને કારણે આવા ગુરૂને પણ પૂજે છે ત્યારે કર્મબંધનથી મુકત કરનાર અને ધર્મ કળા, જે બધી કળાઓમાં શ્રેષ્ઠ છે એવી કળા ધર્મગુરૂ શીખવી રહ્યા છે તેની સામે અવિનય કેમ કરાય? અવિનય જેવી આપત્તિ નથી ગૌતમ જેવા પ્રથમ ગણધર ભગવાનની આજ્ઞા વગર આહાર લેતા નથી. કેવળ જ્ઞાનમા કંઈ પણ અજાણ્યુ નથી છતા વ્યહવારનો લોપ કરતા નથી.

સાધુ જીવન એ ઉચ્ચ પ્રકારનું જીવન છે ભીક્ષાચરી કરે, છતા ભીખારી નથી લીધા પહેલાં અને લીધા પછી દેનારના ભાવને જુએ છે રાગ-દ્વેષ રહિત આહાર પાણી લ્યે છે રાગના ત્યાગે જ સંયમના બાગ વિકસે છે

મૃગાપુત્ર આવો શિષ્ય, ઉત્કૃષ્ટ માર્ગ લેવા ઉત્સાહિત બન્યા છે હજુ પણ શું કહેશે તે અવસરે કહેવાશે.



— વ્યાખ્યાન ૧૧૩ મુ —

સંવત ૨૦૨૧ કારતક સુદિ ૧૧ શનિવાર તા ૧૪-૧૧-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત પ્રભુએ સિદ્ધાંત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે

મૃગાપુત્ર માતાપિતાને કહે છે હે માતાપિતા! હું દીક્ષા લેવાને સાવધાન થયો છું સંયમના માર્ગે પ વી

મુશ્કેલીઓ મારા ખ્યાલમા છે હુ કાયર નથી હુ નિશ્ચયપણે મૃગચર્યા કરવાનો છુ મૃગ જેમ એક સ્થળે રહેતો નથી, તેમ માદો પડતા તેને કોઇ સુખશાતા પૂછતુ નથી અરણ્યના મૃગની માવજત કોણુ કરે છે! મૃગ જેવુ જીવન જીવે, તેજ આત્મ વિકાસ કરી શકે છે ગૃહસ્થની મદદ લેવી નહિ. સેવા લેવી નહિ કોઇને એવો અભિગ્રહ હોય છે કે (૧) સેવા આપવી પણુ લેવી નહિ (૨) કોઇને, સેવા લેવી પણુ આપવી નહિ એવો અભિગ્રહ હોય છે. (૩) કોઈ સેવા લ્યે અને આપે, અને (૪) કોઈ સેવા લ્યે પણુ નહિ અને આપે પણુ નહિ, આમ ચાર ભાગે અભિગ્રહ લ્યે છે તેમા કોઈની સેવા લેવી નહિ પણુ આપવી, એ ઉત્તમ છે મેઘકુમારે મુનિપણે કેવી સેવા કરી! બે આખો સિવાય આખુ શરીર સાધુની વૈયાવચ્ચમા સોપી દીધુ હતુ છઠ્ઠનુ પારણુ કરવા બેસતા હોય, ધરતી ધગધગતી હોય, કોઈ સાધુને કોઈ વસ્તુ જોઈતી હોય, તો આહાર પાણી લીધા વગર ઉપાટાબધ પચાસ ઘર ફરીનેય પણુ જોઈતી વસ્તુ વહોરી લાવે! મેઘકુમાર રાજા શ્રેણીકના પુત્ર હતા સેવા ધર્મ ગહન છે યોગીઓ પણુ ભાગ્યેજ આવી સેવા કરી શકે છે સેવા કરનારને હર હાલતમા ખુશ રહેવુ પડે છે

આજે સસારમા સમાજની સેવા કરનારને કેટલા જોડા ખાવા પડે છે? સભ્યો હોશીલા હોય, જ્ઞાન પમાડવાની જીજ્ઞાસાવાળા હોય, તે કેટલો પ્રયાસ કરે છે! છતા તેઓની ટીકા કરનારા આજે ઘણા છે કોઈ જમણુ કરે તો કહેશે ખીચડીયા ભાત વાપર્યા, વેજીટેબલ ઘી વાપર્યું, આમ ખાય તેનુ ખોદનાર લોકો દુર્જન છે

ટીકા કરવી તે આવા લોકોનો ધંધો થઇ પડયો છે સમાજના કાયકરો આજે હોંશભેર કામ કરી શકતા નથી તેનુ કારણુ તે જ છે માટે ખાડો ન બનતાં સોપાન બનો હાલ વાલી ઊચા સ્યો માતા બાળકને ગો ગો કરે છે પાપા પગલી ભરાવે છે પણુ રખેને બાળક પડી જશે, એમ કહી સુવાડી રાખતી નથી. તમારા બાળકોમા ધર્મના જ્ઞાનનો અભાવ કેટલો છે? શુ આવડે છે? જૈન દર્શનમા શુ કહ્યુ છે તે જોવો જોઈએ? છે કાંઈ સમજ? આજે સમાજની અદર સુધાવકો સેવા કરી રહ્યા છે પુસ્તકો, પાઠાવલી પુસ્તકાલયમાં નજર ફેરવો. બીજા દર્શનો કેટલા સુધી ગયા છે અને જૈનદર્શન કેટલુ આગળ છે તે વાંચો તો ખબર પડે લાયબ્રેરી જોઈને રાજી થાવ તેથી શુ અર્થ સરસે! ત્રિકાળ સવજ્ઞની વાણી પુસ્તકોમાં ભરી પડી છે આ તો બગાસુ ખાતા, સાકરનો ગાંગડો મોંમા આવી ગયો એ માનવ અવતાર ઉચ્ચકુળ, જૈનધમ, સાધુ સાધ્વીના દર્શન આ બધુ કેટલાં પુન્યના પુજ ભેગા થાય, ત્યારે મળ્યુ હશે? તમને સિદ્ધાત હાથ ઝાલવા ન ગમે, તે ધર્મની કઠણાઈ સમજવી કે બીજુ કાંઈ? સસ્કૃત, માગધી હિન્દી, ગુજરાતી—જે ભાષા સમજતો હોય તે ભાષામાં સમ જાય છે આ સિદ્ધાતો જમન, જાપાન, ઠેઠ ઇગ્લાંડ સુધી ગયા છે જામનગરમા એક સગ્રહસ્થાન છે શ્રી પ્રાણજીવન ભાઇ ડોકટર સાહેબે અમને બધુ બતાવેલ હતુ અંગ્રેજીમા પન્નવણા સૂત્ર. ઉત્તરાધ્યયન સૂત્ર ત્યાં જોયુ આપણા ધર્મના આ સિદ્ધાતો કહેવાય અને આપણા બાળકોને તેનું જ્ઞાન ન હોય તો આ પછી કમ ચાલશે? તમે ભગવાનની પેઢીના વારસદાર છાને? વારસો કઇ રીતે સાચવશો? આ જૈનદર્શન

ઉપર આજે કેટલાય કુઠારાઘાત કરવા ઝઝૂમી રહ્યા છે નિશ્ચય અને વ્યહવારમા અટવાઇ ગયા છે.

> **કોઇ ક્રિયા જડ થઈ ગયા શુષ્ક જ્ઞાનમાં કોઇ,**
> **માને મારગ મોક્ષનો, કરૂણા ઉપજે જોઇ.**

એક પોષધ કર્યાથી સત્તાવીસો ૭૭ ક્રોડ ૭૦ લાખ ૭૭૦ પલ્યોપમ ઝાઝેરા નરકના નદાવા થઈ જાય તેને આજે બે રૂપિયામા વેચી નાખે છે આટલુ સાભળવા છતા પુદ્દગલના લોચાની આશા ન છૂટે તે કેવી વાત? આજે તો કહેશે, "બહુ ઉડામા ઉતરવુ નહિ, જાણે તેને તાણે" એ ક્રિયા જડ છે એની ક્રિયા લક્ષ્ય વિનાની છે તમે ઘેરથી પગ ઉપાડો છો, ત્યારે નિર્ણય કરો છો કે ઉપાશ્રયે જાવુ છે તેમ તમારે પૌષધ, સવર, સામાયિક, સયમ લઈને કરવુ છે શુ તે લક્ષ પાકો છે? મૃગાપુત્રને મૃગચર્યા કરીને આ ભવના બધનો તોડી, ઊંચી દશાએ પહોચવુ છે, સિદ્ધ દશા પ્રાપ્ત કરી લેવી છે

કેટલાએક દ્રવ્ય, ગુણ, પર્યાય, ઉપાદાન, નિમિત્ત, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ–ભાવ–,આમ બધી વાતો બોલી જાય, પણ કાર્યમા કઇ નહિ બધુ વાતુ માજ રહી ગયુ કર્મનો હુ કર્તા નહિ એવુ ઊંધુ ક્યાથી સમજાણુ? જો તુ કર્મનો કર્તા નથી, તો અહી કેમ પડયો છો?

> **"હોય ન ચેતન પ્રેરણા, તો કોણ ગ્રહે કર્મ**
> **જડ સ્વભાવ નહિ પ્રેરણા, જુઓ વિચારી ધર્મ"**

જીવે પુદ્દગલોના સ્કન્ધોને ગ્રહયા, એટલે કર્મ કહેવાણા જીવ કર્મનો કર્તા છે અને જે કર્તા થાય તેને ભોકતા થવુ પડે આત્મા કામધેનુ ગાય છે અને વૈતરણી નદીના દુ ખોનો

દેનારો પણ પોતાનો જ આત્મા છે આત્માજ પોતાનો શત્રુ અને મિત્ર છે, એ રીતે અનાથી મુનિએ શ્રેણીક રાજાને સમજાવ્યુ, જે વાત શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના વીસમા અધ્યયનમા આવે છે મસકમા હવા ભરેલી હોય, ત્યારે ફુલેલી દેખાય પણ હવા બહાર કાઢી લેવામા આવે, એટલે બે પડ ભેગા થઇ જાય તેમ જેનામા શુષ્ક જ્ઞાનના અભિમાનનો પવન ભર્યો છે, તે એમજ સમજે છે કે જ્ઞાન તો અમારામા છે, તમે ન સમજી શકો. તમારામાં લાયકાત નથી ભગવાને કોઇને કહ્યુ નથી, કે તમારામા જ્ઞાન લેવાની લાયકાત નથી ! સામેથી પ્રશ્નોના જવાબો આપી, સમાધાન કર્યા છે કેવળીની વાણીમા કઠોરતા ન હોય

ભગવાને કહ્યુ છે કે જે માણસ પરિગ્રહ નામ માત્ર રાખતો નથી, અરસ નિરસ લુખ્ખ–તુચ્છ અંત–પ્રાંત આહાર લેનારો હોય પણ પોતાને જ્ઞાનનો ગર્વ હોય પૂજાવાની કામના હોય, તેને ભગવાને અબૂજ કહ્યો છે જે તપ–સંયમને આજીવિકાનુ સાધન બનાવે છે, તે વારંવાર જન્મ, મરણ ભેગા કરે છે જ્ઞાની કહે છે કે તારે તારા આત્માનું શ્રેય કરવુ હોય તો સંયમ કોઈના સારૂ નથી પાળવો મારો માણસ ચરી પાળે છે તે કોઇના ઉપર ઉપકાર કરી નથી આપતો દર્દ મટાડવુ છે માટે ચરી પાળે છે તેમ જેને કર્મરૂપી દર્દ મટાડવુ છે તેને માટે તપસ્યા છે ભણતર અજ્ઞાન ટાળવા માટે છે જ્ઞાનનો મદ કરવાનો નહિ ભગવાન ગૌતમ મહાવીર પ્રભુને પૂછે છે કે હે ભગવાન ! મારૂ જ્ઞાન કેટલુ ? તો પ્રભુ જવાબ આપે છે કે સ્વયંભૂરમણ સમુદ્ર જે અરધા

રાજ્ય લોકમા પડયો છે. તે સમુદ્રના કાઠે બેસી, ચકલુ પાણી લ્યે, તેટલુ તારૂ જ્ઞાન છે કેવળીના જ્ઞાન પાસે ગણધરનુ જ્ઞાન તેટલુ છે. ૧૬૩૮૩ હાથી. તે દરેક હાથી ૪૦૦ ધનુષ્યનો ઉંચો, અને ૩૦૦ ધનુષ્યની અબાડી સહિત ઉભા કરે, તેટલી કોરી શાહીના ઢગલા કરે તે રુશનાઈથી જેટલુ લખાણુ થાય, તેટલુ ચૌદ પુર્વંનુ લખાણ થાય તેટલુ જ્ઞાન ગણધરને હોવા છતા, કેવળીના જ્ઞાન પાસે ચકલાની ચાચમા સ્વયભૂરમણ સમુદ્રનુ પાણી સમાય તેટલુ ગણાય ! ત્યારે આપણુ જ્ઞાન તો કેટલામે ભાગે લેવાનુ? કે પછી, "Empty Vessels make more sound"

ભર્યો ઘટ છલકાય નહિ, છલકાય તે અધા,
અશ્વ કદી ભૂંકે નહિ, ભૂંકે તે ગધા.

અગાધ જલ સચરી રોહિત માછલી લહેરથી પાણીમા જાય છે, ચેત જેવડી સફરી માછલી ફરફર થાય છે, તે તરત દેખાય છે તેમ જેને છીછરું જ્ઞાન છે તેને ચર્ચા કરવી, વાદ કરવો બહુ ગમે છે સામાને પાછા પાડવા માટે શુષ્ક જ્ઞાનીઓ જ્ઞાન ચર્ચા કરી, આત્માનુ અહિત કરી રહ્યા છે જ્ઞાનીઓ તો નિરાભિમાની હોય ગૌતમ સ્વામીને ચૌદ પૂર્વંનુ જ્ઞાન, આવી તપશ્ચર્યા, ઊચ્ચ ચારિત્ર છતા નિરાભિમાનપણુ કેવુ ? એવતાકુમાર સાથે પણ રસપૂર્વક વાત કરે છે તને તારી માતાએ આજ્ઞા આપી છે ? તો હુ આ ભાર ઉપાડવા દઈશ, કેટલો વિનય ! જેનામા સહનશીલતા હોય, અને વિનયવાન હોય તેને જ જ્ઞાન પચે છે

**જ્ઞાન વિના ક્રિયા અધા જેવી, સમજ ક્રિયા વીણુ પગુ જેવી.**
**ભાવ મસાલો ભર લો, સંત સમાગમ કર લો,**
**કર લો કર લો, કર લો સત સમાગમ કર લો.**

દાવાનળ સળગી રહ્યો છે ત્યાં આંધળાને પાંગળો બન્ને છે આંધળાને પગ છે પણ આંખ નથી. જ્યારે પાંગળો દાવાનળ જોઈ રહ્યો છે પણ ચાલી શકે તેમ નથી. ત્યારે આંધળાને અવાજ કરીને બોલાવે છે કે અહીં આવ, રસ્તો બતાવું હું રસ્તો બતાવું અને તું પગ ચલાવ, તો આ દાવાનળથી બચી શકીશું નહિતર બન્ને બળી મરી જઈશું તેમ જ્ઞાન અને ચારિત્ર બન્નેની જરૂર છે એકલા જ્ઞાન કે એકલા ચારિત્રથી મોક્ષ જવાતું નથી. સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્ર, ત્રણેનો મેળ થાય તેજ સાચો મોક્ષ માર્ગ છે

આ ભૂમિની અંદર લેખાં વિનાના માણસો જન્મે છે ને મરે છે તેમાં મહાનપુરુષોના જીવન ચરિત્ર સુવર્ણ અક્ષરે લખાય છે આજે પૂજ્ય શ્રી દિવાળીબાઈ મહાસતીજીની તિથિ છે

ગુરૂ ગુણપતિ સરીખા, પરપર કાઢે ખોટ
ભીતરસે રક્ષા કરે ઉપર લગાવત ચોટ

અમારા જેવાને જલધારણ ક્રિયા જેવા ઘડા બનાવી દેનાર પરમ ઉપકારી ગુરૂ ગ્યાની હતાં વઢવાણમાં જન્મ થયો હતો પિતા નાગરદાસભાઈ, માતા સંતોકબાઈ હતા અઢી વરસનાં થયા ત્યાં માતા ગુજરી ગયા ત્યારપછી પંદર વર્ષના થયા ત્યારે લગ્ન થયા એકમાસ બાદ પતિ ગુજરી ગયા સૂર્ય સમાન તેજસ્વી સુરજબાઈ મહાસતીજી વૈરાગ્ય રસનાં ઝરણાં વહાવે છે ફરતા ફરતાં વઢવાણ પધારે છે ત્યાંથી બીજક વવાય છ પાંચ વર્ષ સુધી સંસારી અવસ્થામાં ભણ્યાં જ્ઞાન એવું બધું કે એક બે અને ત્રણ વાર વાંચે, ત્યાં મોઢે થઈ જાય વીસમે વર્ષે સો થોકડા કંઠસ્થ કરી લીધા.

બરાબર આત્મા જાગી ઉઠયો પિતાશ્રી પાસે આજ્ઞા લેતા બહુ શ્રમ પડયો હતો દીક્ષા લીધા પછી ૫ દર વરસ સુધી ગુરૂણીનો જોગ રહ્યો જ્ઞાનમા એવા તૈયાર, કે દીક્ષા લીધા પછી બીજે જ દિવસે સુરજબાઈ મહાસતીજીએ સૂત્રના પાના આપી દેતા કહ્યુ કે આજથી વ્યાખ્યાન તમારે આપવાનુ છે ચારિત્રની ખીલવટ ઔર હતી જ્ઞાન લેવાની ધગશ બહુ હતી પૂ જસરાજજી મહારાજ સાહેબ, બોટાદના પૂ હીરાજી મહારાજ સાહેબ, પૂ મુલચદજી મહારાજ સાહેબ હતા તેઓને પૂજ્ય મહાસતીજીએ સારી રીતે સાભળેલા એટલા પ્રભાવશાળી હતા ભાષા મધુર હતી કોઈ પણ દર્શન કરવા આવ્યા હોય, તે પ્રત્યાખ્યાન વિના ઉબરો ઉતરી શકે નહિ વિહારમા બાઈઓ મૂકવા આવે, તે પણ કાંઇને કાંઈ પ્રતિજ્ઞા લઈને જ જાય બાલ બ્રહ્મચારીણીઓ ઉપર તો બહુજ પ્રેમ ભાળે ત્યા તો આત્મા ઉછળે જ્યારે જુઓ ત્યારે પાના હાથમા જ હોય વાચવાની લગની એવી કે ગોચરીનો આહાર બે કલાક પડયો રહે તે ભલે, પણ પાના હેઠા મૂકે નહિ શ્રી લાલજી મહારાજ સાહેબ ૨૧ ઠાણા સહિત વઢવાણ પધાર્યા હતા ત્યારે ત્યા સાધુ–સાધ્વીજીઓની સ ખ્યા ૭૫ ની થઈ હતી તેમા પ્રશ્ન ચર્ચા ચાલી દરેકમા પૂજ્ય દિવા-ળીબાઈ મહાસતીજીનો પ્રથમ ન બર આવ્યો શ્રી લાલજી મહારાજ તો કહેતા કે, થોડુ કપટ સેવનથી સ્ત્રી વેદ પામ્યા છે, બાકી ચારિત્ર અને જ્ઞાન સરસ છે પૂજ્યશ્રીના ચોમા-સાની માગણી ઠેર ઠેર થતી હતી

આવા પૂ શ્રી દિવાળીબાઇ મહાસતીજીનો જોગ અમને ૨ ગુનથી આવતા થઈ ગયો પૂજ્યશ્રીનુ વાકાનેરમા ચોમાસુ

મધુ અમારામાં સંસ્કાર બીજક રેડનાર પૂજ્ય ગુરૂણીજીના ઉપકારનો બદલો વાળવો મુશ્કેલ છે ગુરૂના ઉપકાર અસીમ છે આવા પવિત્ર આત્મા ૩૮ વર્ષ સંયમ માર્ગમાં ગૂંથાઈ ઘણા વિહાર કર્યા ઘણા પ્રાંતોમાં વિચરી ઘણાને પૂર્ણ સંતોષ આપ્યો ગામડામાં કણબી, દરજી સોની, હજુ પણ સ્વામીજીને યાદ કરે છે, કે જાવ જીવ સુધી ચોવિહારની બાધા આપી છે તે અમે પાળી રહ્યા છીએ શરીર લથડયું, દર્દે ઘેરો ઘાલ્યો છતાં સમતાભાવમાં ટકી રહ્યા મોરબીથી મનસુખલાલ ભાઈ જોવા આવતા તેઓ કહેતા કે જ્ઞાની કેવી રીતે કર્મ દર્દને વેદે છે તે પાઠ શીખવા આવું છું, અશાતા વેદની કર્મ વખતે કેવી રીતે સહનશીલતા રાખી શકે છે તે દર્શન કરવા આવું છું ભરપૂર માંદગીમાં પણ વાચન ચાલુ હતું છેલ્લો દિવસ માગશર સુદિ ૧૧ કાળ કરી ગયા, અંતિમ સમયે, સંથારો કરી લીધો છેલ્લા છ માસથી અન્ન મૂકી દીધું હતું પાશેર દૂધ ઉપર રહેતા અંતિમ ઘડીએ નમો અરિહંતાણં' શબ્દ નીકળતા પ્રાણ છૂટી જાય છે

માગશર સુદિ ૧૧ સવારના ૪–૨૫ કલાકે પરોઢીયે કાળધર્મ પામ્યા ચાતુર્માસમાં તિથિ ઉજવવા માટે કારતક સુદિ ૧૧ની તિથિ રાખવામાં આવી છે

## વ્યાખ્યાન ૧૧૪ મુ

સંવત ૨૦૨૧ના કારતક સુદિ ૧૨ રવિવાર, તા. ૧૫-૧૧-૬૪.

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯ મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે

મૃગાપુત્ર કે જેને ભર યુવાનવયમા સપૂર્ણ ત્યાગ માર્ગની તાલાવેલી જાગી છે, જેને સાચો માર્ગ સમજાણો છે, પછી તેને તે માર્ગે ચાલવાનુ જ રહે છે કારણ કે આયુષ્યનો ભરોસો નથી કાળ નથી આવવાનો તેમ તો નથી જ વળી ક્યારે આવશે તેની પણ ખબર નથી માટે જ્ઞાની પુરુષો કહે છે કે આ તો થોડા સમયમા ઘણુ કામ કાઢી લેવાનુ છે જીવનની એક એક ક્ષણ લાખેણી જાય છે દરેક પળમા સ્વ સ્વભાવમા ઠરવુ, કામ, ક્રોધ, માન, માયા, લોભ ને કબજે કરવા, ઇન્દ્રિયો ઉપર વિજય મેળવીને અક્ષય સુખ હસ્તગત કરવાની માનવ ભવમા જે તક મળી છે, તે તકને મૃગાપુત્રે ઝડપી લીધી છે

માતાને સબોધતા કુમાર કહે છે, હે માતા ? વનમા મૃગો અનેક ઠેકાણે ફરે છે મુનિઓ પણ એક સ્થળેથી બીજા સ્થળે વિચરતા રહે છે જનપદોમા જવાથી સયમ જળવાય છે અને લોકોને ધર્મલાભ મળે છે, તેમજ લોકો વીતરાગ માર્ગના જ્ઞાતા બને છે સત્સગ વસ્તુ અનેરી છે કોઈ કાયદાની ચુગાલમા ફસાઈ ગયા હોય તો વકીલ બેરીસ્ટરની

સલાહ લ્યે છે, માદા પડી જતાં ડૉક્ટર કે વૈદનું શરણું સ્વીકારે છે, તેવી રીતે સત પુરુષો મોક્ષ માગના નિષ્ણાત છે તેઓ સદેશો ફેલાવી જગતને કહેતા ફરે છે, કે જે શક્તિ, સિદ્ધિ, ભગવાનમા છે તે તમારા આત્મામા પણ છે ભગવાને તે શક્તિ પ્રગટ કરી છે, જ્યારે આપણે તે શક્તિને ઓપવી છે આપણું આવરણ તળે પડેલી શક્તિનો હવે ઉઘાડ કરવાનો છે અને એ ઉઘાડ કરવાનો આ અમૂલ્ય એવો માનવભવ મળ્યો છે આ સમય મળ્યો છે—"સમય સાધે તે જ સાધક

મૃગાપુત્ર કહે છે કે માતા ! જુઓ જેમ એક સ્થળે રહેતા નથી તેમ સાધુ પુરુષો એક સ્થળે ન રહેતાં ગ્રામો ગ્રામ વિચરે છે મહાવીર ભગવાન જેવા સાક્ષાત્ વીર્ય કરે તથા ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના ધણી ગણધરો એ પણ વિહારની વ્યવહારતાને લોપી નથી. તેઓ પણ ગામોગામ વિહાર કરતા સ્થળે સ્થળે ફરી ધર્મવીર પ્રવર્તાવતા લોકોને સત્ય સ્વભાવનું ભાન કરાવતા વળી મુનિઓ ગોચરીએ જાય ત્યારે પણ એકજ ઘેરથી આહાર ન લ્યે પણ

जहा दुम्मस पुप्फेसु भमरो आविअइ रस ।
ण य पुप्फ' किलामेइ सोय पीणेइ अप्पय ॥

જેવીરીતે વૃક્ષ ઉપરના ફળ-ફૂલને ચૂસવા ભ્રમરો આવે, તે એકજ ફળ કે ફૂલ ઉપર બેસી બધો રસ ચૂસતા નથી પણ બધા ફળ-ફૂલોમાથી થોડો થોડો રસ ચૂસે છે તેવી રીતે મુનિઓ પણ પોતાના સંયમની સાધના કરવા માટે દરેક ઘેરથી મર્યાદિત આહાર લ્યે છે ગોચરી કરનારે ઉપ માથે

વહોરી લેવુ ન જોઇએ કોના માટે બનાવ્યુ છે ? શા માટે બનાવ્યુ છે ? તે પૂછવુ જોઇએ. ઘરડાઓ તથા સુવાવડી તથા માદાઓ માટે બનાવ્યુ હોય તો તેમના વાપર્યા વિના ન લેવાય અરે ! બે જણા ભાણે જમવા બેઠા હોય, તો બન્નેનો અભિપ્રાય જાણ્યા વગર લેવાય નહિ આહાર લેવામા ઘણી ઘણી વસ્તુની કાળજી રાખવી પડે છે મુનિ પરાણે કોઈ વસ્તુ વહોરતા નથી. વહોરાવવા આવનાર ના પગનીચે સચેત વસ્તુ કચરાઈ જાય તો સાધુને તે વહોરવુ કલ્પે નહિ આ પ્રકારે ગોચરીએ જતા મુનિ હિલાણા કે નિંદાને પાત્ર થતા નથી. આવા મુનિઓ શ્રાવકોને પણ ગોચરીના ભાવો સમજાવે છે શ્રાવકો પણ ૪૨-૪૭-૯૬ દોષોને સારી રીતે સમજતા હોય છે ભક્તિ-ભાવ ભલે ઉછળતો હોય, પણ દેવામા કોઈ પ્રકારનો દોષ તો લાગતો નથી ને ? સાધુની જેમ શ્રાવકોએ પણ આ દોષોથી સાવચેત રહેવાનુ છે દાનશાળાનો આહાર, મરી ગયેલા પાછળ પુણ્ય નિમિત્તે કરેલો આહાર, ભીખારીઓ માટે કાઢી રાખેલો આહાર, મુનિને કલ્પે નહિ

ભગવાનની આજ્ઞા છે કે પ્રણીત રસ આહારથી ઇન્દ્રિયો જલદી દિપ્ત અને સતેજ થાય છે ઇન્દ્રિયો તો સૂતેલી સિંહણો છે વકરીને ઉલી થાશે ત્યારે વશ કરવી બહુજ મુશ્કેલ બનશે પ્રણીત આહારપાણી મદ વધારનારા છે, આવો ખોરાક પેટમા જશે તો સયમ દુષ્કર નિવડશે ગૃહસ્થો તો લ્યો લ્યો કરે, પણ લેનારે તો મર્યાદિત આહાર પાણી લેવા જોઇએ

વિજય ચોરને શેઠ ખાવા આપતા તે રૂપાળો કે બળ-વાન કરવા માટે નહિ પણ શેઠ તેનીસાથે હેડમા પડયા હતા

તેથી આપતા હતા આજે તો કેટલા ૨૪ ખાવા જોઈએ છીએ તેનો હિસાબ નહિ વ્યાખ્યાનમાં જો રસ પરિત્યાગની વાત આવે ત્યાં ઘણાને તો ટાઢ છૂટે, કેમ બેસવું કેમ ખાવું પીવું ચાલવું વગેરે દરેક કાર્યમાં યતના હોવી ઘટે. જો યતના પૂર્વક આ બધી ક્રિયા કરાય, તો પાપકર્મ બંધાય નહિ.

જો સાધુ એકજ ઘેરથી બધો આહાર લ્યે, તો હિલણા કે નિંદાને પાત્ર થાય છે, વળી ગૃહસ્થીને ફરી નિપજાવવું પડે એટલે છ કાયનો આરંભ કરવો પડે છે અને વધુમાં દોષનું પણ કારણ બને છે એટલે ભગવાને આજ્ઞા કરી છે કે જેમ ગાયો ઉપર ઉપરથી ઘાસ ચરે છે, તેવી રીતે મુનિઓએ દરેક ઘેર ફરી થોડું થોડું વહોરવાનું છે તેથી ગોચરી કહી છે ગદ્ધાચારી નહિ સાધુને મળે તોય ઠીક અને ન મળે તો પણ ઠીક કારણ કે સાધુઓએ સંયમને દેહમા કેળવી લીધો હોય છે જીવનમા કોઈ વસ્તુ કેળવાઈ ગયા પછી, દુઃખ કે મન ઉપર તેની અસર રહેતી નથી.

ઘોર તપસ્યામાં પણ મનને તાપ નહી
સરસ અન્ને નહી મનને પ્રસન્ન ભાવ જો
રજકણ કે ઋદ્ધિ વૈમાનિક દેવની
સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો—અપૂર્વ અવસર

ઘોર તપશ્ચર્યા કરતા હોય જે સાંભળતાં ધ્રૂજારો છૂટી જાય છતા મુનિને મનમાં સંતાપ ન હોય જે દેહાધ્યાસ છોડે છે તે જ આત્માને ઉજળો બનાવે છે તપશ્ચર્યારૂપી ભઠ્ઠીમાં સંત પુરુષો આત્માને ઉજળો કરે છે આજે તો ઉપવાસ કે આયંબિલ કરે તેને જ તપસ્યા કહેવાય છે પણ તપસ્યા બાર પ્રકારે છે બધા તપમા ઉત્તમ તપ બ્રહ્મચર્ય છે

ભગવાન નેમિનાથ પાસે દીક્ષા અંગીકાર કરેલા શ્રી કૃષ્ણના પુત્ર ઢઢણ પ્રતિજ્ઞા કરે છે કે મારી લબ્ધિનો આહાર મળે તોજ મારે લેવો રોજ વહોરવા જાય બે પહોર વીતી જાય પણ ક્યાય જોગ મળતો નથી. એક બે દિવસ કરતા ત્રણ ત્રણ માસ વીતી ગયા ક્યાસુધી ધીરજ રહે! શ્રી કૃષ્ણ જેવાના પુત્ર દીક્ષા લીધા પછી પાણીનુ ટીપુ પણ નથી પામ્યા. પાચ માસ વીતી ગયા ગાત્ર સાવ સુકાઈ ગયા. રાજાનો કુવર સાવ હાડપિંજર થઈ ગયો છ માસ થયા ૧૮૦ દિવસે કેટલી અશક્તિ હશે? આજે તો એક ઉપવાસ કરવો પડે, ત્યા ડાઉિયાડૂલ થઈ જાય છે શ્રી કૃષ્ણ મહારાજ નેમિનાથ પ્રભુને વાદવા આવે છે વાદી લીધા પછી પૂછે છે, પ્રભુ? અઢાર હજાર મુનિવરોમા કયા અણગાર મહાન્ ઉતકૃષ્ટ તપ આદરી રહ્યા છે! ત્રિકાળજ્ઞાની ભગવાન પોતાના જ્ઞાનમા નીરખી રહ્યા છે કહે છે, તમારો પુત્ર ઢઢણ, જેણે દીક્ષા લીધી છે, તે અઢાર હજાર મુનિઓમા સર્વથી શ્રેષ્ઠ એવી એની નિર્જરા છે શ્રી કૃષ્ણ મહારાજને આવા મહાન્ પુરુષને વાદવાની ઈચ્છા પ્રગટે છે મુનિતો વહોરવા ગયા છે વળતી રાજાની સવારી સામે મળે છે શ્રી કૃષ્ણ મહારાજ હાથી ઉપરથી નીચે ઉતરી મુનિને વદના કરે છે સાધુ પ્રત્યે ભાવના કેટલી? આજે લોકોને બજાર વચ્ચે વદણા કરતા શરમ આવે છે બાલ બ્રહ્મચારી, છતી ઋદ્ધિ ત્યાગીને નીકળ્યા છે. આજે તો એક ટકનુ પણ ત્યજાતુ નથી રાડીરાડ સ્ત્રી પૌષધ કરવા બહાર નીકળી ઉપાશ્રયે આવતા, ઘરનુ તાળુ ત્રણ વખત ખેચે વળી પાડોશીને પણ ભલામણ કરતી જાય તમે ઘર મૂકીને અહી આવ્યા છો

તેથી આપતા હવા આજે તો કેટલા ટક ખાવા જોઈએ છીએ તેનો હિસાબ નહિ વ્યાખ્યાનમાં જો રસ પરિત્યાગની વાત આવે ત્યાં ઘણાને તો ગાઢ છે, કેમ બેસવું કેમ ખાવું પીવું, ચાલવું વગેરે દરેક કાય માં યતના હોવી ઘટે. જો યતના પૂવક આ બધી ક્રિયા કરાય તો પાપકમ બધાય નહિ.

જો સાધુ એકજ ઘેરથી બધો આહાર લ્યે, તો હિંસા કે નિંદાને પાત્ર થાય છે, વળી ગૃહસ્થીને ફરી નિપજાવવું પડે એટલે છ કાયનો આરંભ કરવો પડે છે અને વધુમા ભયનુ પણ કારણ બને છે એટલે ભગવાને આજ્ઞા કરી છે કે જેમ ગાયો ઉપર ઉપરથી ઘાસ ચરે છે તેવી રીતે મુનિઓએ દરેક ઘેર ફરી થોડું થોડું વહોરવાનું છે તેથી ગોચરી કહી છે મધુકારી નહિ સાધુને મળે તોય ઠીક અને ન મળે તો પણ ઠીક કારણ કે સાધુઓએ સંયમને દેહમા કેળવી લીધો હોય છે જીવનમા કોઈ વસ્તુ કેળવાઈ ગયા પછી દુ ખ કે મન ઉપર તેની અસર રહેતી નથી

ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહી
સરસ અન્ને નહીં મનને પ્રસન્ન ભાવ જો.
રજકણ કે ઋદ્ધિ વૈમાનિક દેવની
સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવ જો-અપૂર્વ અવસર

ઘોર તપશ્ચર્યા કરતા હોય જે સાંભળતા મૂર્છા છૂટી જાય છતા મુનિને મનમા સંતાપ ન હોય જે દેહાધ્યાસ છોડે છે તે જ આત્માને ઉજળો બનાવે છે તપસ્યારૂપી ભઠ્ઠીમા સંત પુરુષો આત્માને ઉજળો કરે છે આજે તો ઉપવાસ કે આયંબિલ કરે. તેને જ તપસ્યા કહેવાય છે પણ તપસ્યા બાર પ્રકારે છે બધા તપમાં ઉત્તમ તપ પ્રાયશ્ચિત છે

ભગવાન નેમિનાથ પાસે દીક્ષા અગીકાર કરેલા શ્રી કૃષ્ણના પુત્ર ઢઢણ પ્રતિજ્ઞા કરે છે કે મારી લબ્ધિનો આહાર મળે તોજ મારે લેવો રોજ વહોરવા જાય એ પહોર વીતી જાય પણ ક્યાય જોગ મળતો નથી એક બે દિવસ કરતા ત્રણ ત્રણ માસ વીતી ગયા ક્યાસુધી ધીરજ રહે ! શ્રી કૃષ્ણ જેવાના પુત્ર દીક્ષા લીધા પછી પાણીનુ ટીપુ પણ નથી પામ્યા. પાચ માસ વીતી ગયા ગાત્ર સાવ સુકાઈ ગયા રાજાનો કુવર સાવ હાડપિજર થઈ ગયો છ માસ થયા ૧૮૦ દિવસે કેટલી અશક્તિ હશે ? આજે તો એક ઉપવાસ કરવો પડે, ત્યા ડાડિયાડૂલ થઈ જાય છે શ્રી કૃષ્ણ મહારાજ નેમિનાથ પ્રભુને વાદવા આવે છે વાદી લીધા પછી પૂછે છે, પ્રભુ ? અઢાર હજાર મુનિવરોમા ક્યા અણગાર મહાન્ ઉતકૃષ્ટ તપ આદરી રહ્યા છે ! ત્રિકાળજ્ઞાની ભગવાન પોતાના જ્ઞાનમા નીરખી રહ્યા છે કહે છે, તમારો પુત્ર ઢઢણ, જેણે દીક્ષા લીધી છે, તે અઢાર હજાર મુનિઓમા સર્વેથી શ્રેષ્ઠ એવી એની નિર્જરા છે શ્રી કૃષ્ણ મહારાજને આવા મહાન્ પુરુષને વાદવાની ઈચ્છા પ્રગટે છે મુનિતો વહોરવા ગયા છે વળતી રાજાની સવારી સામે મળે છે શ્રી કૃષ્ણ મહારાજ હાથી ઉપરથી નીચે ઉતરી મુનિને વદના કરે છે. સાધુ પ્રત્યે ભાવના કેટલી ? આજે લોકોને બજાર વચ્ચે વદણા કરતા શરમ આવે છે બાલ બ્રહ્મચારી, છતી ઋદ્ધિ ત્યાગીને નીકળ્યા છે. આજે તો એક ટકનુ પણ ત્યજાતુ નથી રાડીરાડ સ્ત્રી પૌષધ કરવા બહાર નીકળી ઉપાશ્રયે આવતા, ઘરનુ તાળુ ત્રણ વખત ખેચે વળી પાડોશીને પણ ભલામણ કરતી જાય તમે ઘર મૂકીને અહી આવ્યા છો

પણ એક ચાવીમા આખુએ ઘર સાથે લઇને આવો છે મમતા સેગી જ છે મમત્વ ભાવ ઉડાડી જેણે વીતરાગ માર્ગે પ્રયાણ કર્યો છે, તેને હું વાદું છુ એવો જ્યા ઉત્કૃષ્ટ ભાવ આવે, ત્યા નીચગોત્ર કર્મ ખપી જાય છે અને સૌભાગ્યપણુ ઉપાર્જન થાય છે દેખાદેખીથી કે શરમથી વદણા કરવાથી કંઈ વળતુ નથી કાયા નમાવતા પહેલાં હૃદય નમાવતા શીખો ભાવવદન કરવાથી કમની સોખટો ઉડી જાય છે

શ્રી કૃષ્ણ મહારાજ ઢંઢણને નમસ્કાર કરે છે, તે એક કંદોઈ જોઈ રહ્યો છે મુનિને કહે છે પધારો મહારાજ ! લાભ આપો સુઝતો આહાર છે તેડવા ગયા નથી કંદોઈના ભાવ એવા છે કે કૃષ્ણ મહારાજ દેખતાં વહોરાવીશ તો તેમની પ્રસન્નતા મેળવીશ ભાવ દેખી મુનિ વહોરવા જાય છે કંદોઈ ચાર લાડવા વહોરાવે છે પહેલો જ જોગ મળ્યો છે વહોરીને ઉપાશ્રયે આવે છે નેમિનાથ પ્રભુને આહાર બતાવી પૂછે છે, હે પ્રભુ ! છ મહિને આ મળતો આહાર મારી લબ્ધિનો છે કે બીજા કોઈની લબ્ધિનો ! શ્રી કૃષ્ણની લબ્ધિના લાડવા છે," એમ નેમિનાથે જવાબ આપ્યો. તમારી લબ્ધિના નથી જો એમજ હોય તો તે મને કલ્પે નહિ. એમ કહી, ઢંઢણ મુનિ પરઠવવા માટે ચાલ્યા પોતેજ કુભારના નિભાડે જાય છે બીજા સાધુને મોકલ્યુ તેમ નહિ. પોતાનુ કામ પારકા પાસે ન કરાવવુ તે નિયમ તો જુઓ !

ઇંટ નિભાડે જઇ કરી હું વારીલાલ
ચૂર્યાં કર્મ સમાજ રે હું વારીલાલ
આવી શુદ્ધિ ભાવતા હું વારીલાલ
પામ્યા કેવળ જ્ઞાન રે હું વારીલાલ

અંતઃકરણની વિશુદ્ધિ એજ સાચી જીવન સિદ્ધિ કુંભારના નિભાડે જઈ બેસી, લાડવાનો ભૂકો કરે છે જયાં ચાર લાડવા ચોળે છે ત્યાં ચાર ઘનઘાતી કર્મ ચોળાઈ જાય છે ક્ષપક શ્રેણી, ક્ષાયક ભાવ, કેવળ દર્શન અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી લીધું ઉપાશ્રય કે મંદિરમાં જ ધર્મ સાધના થાય તેવું કંઈ નથી. અહીં તો કુંભારના નિભાડા જેવા સ્થાને કેવળજ્ઞાન પ્રગટી ગયું અંદરનો જ્યારે ભાવ ઉછળે છે ત્યારે ગમે તે સ્થળ કે સમય હોય ભવની રાશી તૂટતા વાર લાગતી નથી કેવળી વહોરવા જાય પછી અસુજતું થાય ખરૂં ? પાંચ અંતરાય કર્મનો વિચ્છેદ થયો ચાર ઘનઘાતી કર્મોને ક્ષય કરી નાખ્યા એ માટે છ માસ સુધી ખેડ કરી અને અનંત સંસારને તોડી નાખ્યો. શાશ્વત સુખના અધિકારી બની ગયા

મૃગચર્યા કરવા પુત્ર તૈયાર થયો છે માતા-પિતા કહે છે, હે પુત્ર ? જેમ સુખ ઉપજે તેમ કર માતાપિતાએ જાણી લીધું કે પુત્રને વૈરાગ્યનો ખરેખરો રંગ લાગી ગયો છે વિષય રસ ઉડે ત્યારેજ વૈરાગ્ય રસ આવે છે વૈરાગ્ય અને વિષયને પ્રતિસ્પર્ધતા છે સંસારનો માર્ગ અને મોક્ષનો માર્ગ ઉલટો છે. વિષયના સુખ અલ્પ છે, ભાવિમાં અનંતગણું દુઃખ ઉપજાવે તેવા છે, તેવો પાકો નિર્ણય, જે બ્રહ્મચર્યને માર્ગે પડે છે, તેને જ આવી શકે છે

આ સમયે, શ્રી જેઠાલાલભાઇ પરસોતમ પારેખ અને શ્રી વૃજલાલભાઈ કરશનદાસ પારેખે સજોડે બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું હતું

ત્યારબાદ, જૂનાગઢ, જેતપુર, ધોરાજી, ઉપલેટાથી

